(૧૨) પ્રાંત પંચાયત તથા સરકાર મદદની માગણી કરવી અને તે પુસ્તકાલયોનાં અંદાજો પ્રમાણે ફાળવી આપવી;

(૧૩) શ્રીમંત સરકાર તરફથી તેમજ ઇતર રીતે પ્રાપ્ત થયેલાં પુસ્તકો ગ્રામ પુસ્તકાલયોમાં ભેટ તરીકે મોકલી આપવાં;

(૧૪) ફરતાં પુસ્તકાલયોના કામકાજ પર દેખરેખ રાખવી.

**રાજ્યાશ્રિત પુસ્તકાલયો.** વડોદરા રાજ્યમાં રાજ્યની મદદ સિવાય સ્થાપિત થયેલાં પુસ્તકાલયો જે કોઇ પણ કોમ કે જાતના ભેદ સિવાય સર્વ રૈયત માટે ખુલ્લાં હોય તેવાં કોઇ નથી. માત્ર ડભોઇ કસ્બા પુસ્તકાલય જે રાજ્યાશ્રયથી સ્થાપિત થઇ વિકાસ પામ્યું છે તે પૂરતું ભંડોળ હોવાથી જે થોડાં ઘણાં કસ્બાઓમાં એક બે પુસ્તકાલયો હોય છે તે અમુક કોમ, સત્તા કે વિભાગને લગતું હોય છે. પુસ્તકાલય ખાતાની સ્થાપના સને ૧૯૧૧ માં થઇ તે સમયે પુસ્તકાલયો કેટલાં હતાં તે આપણે જોઇ ગયા. ત્યાર બાદ દર દશ વર્ષે પુસ્તકાલયોની કેટલી પ્રગતિ થઇ તે નીચેના આંકડા પરથી સમજાશેઃ—

| સાલ | કસ્બા પુસ્તકાલય | ગ્રામ પુસ્તકાલય | બાલ પુસ્તકાલય | મહિલા પુસ્તકાલય | વાચનાલયો | કુલ |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧૯૪૧ | ૪૬ | ૧૨૭૦ | ૧૮ | ૧૨ | ૧૫૬ | ૧૫૦૨ |
| ૧૯૩૧ | ૪૫ | ૭૧૮ | ૭ | ૩ | ૨૧૬ | ૧૦૧૯ |
| ૧૯૨૧ | ૪૩ | ૫૮૪ | ૧ | ૧ | ૯૧ | ૭૨૦ |
| ૧૯૧૧ | ૨૪ | ૨૨૩ | — | — | ૨૦ | ૨૬૭ |

ઉપરના આંકડાઓ ઉપરથી સાબિત થશે કે વડોદરા રાજ્યે પુસ્તકાલયોની સંસ્થાઓમાં સ્થિરપણે ચોક્કસ વધારો કર્યો છે. તેમજ મહિલા અને બાલ પુસ્તકાલય પણ સારા પ્રમાણમાં ઉઘડયાં છે. સને ૧૯૩૧ ની સાલમાં શ્રીમંત સરકારે એક વર્ષે સો પુસ્તકાલયો ઊઘાડવાનો હુકમ કરવા મહેરબાની કરી હતી. ત્યારબાદ અંદાજની હદમાં રહી દર વર્ષે ૫૦ પુસ્તકાલયો ઉઘાડવાની યોજના ચાલુ છે. પણ હવે લોકમદદ ઊભી થવી ઘણી જ મુશ્કેલ થઇ પડી છે. હીરક મહોત્સવ નિધિ તરફથી લોકમદદના ૮૦ ટકા જેટલી રકમ અગીઆર પછાત પ્રદેશના ગામોનાં પુસ્તકાલયો માટે બે વર્ષ વાસ્તે આપવા યોજના મંજૂર કરી છે.

સને ૧૯૩૫ ના હીરક મહોત્સવ પ્રસંગે રાજ્યનાં તમામ શાળાવાળાં ગામોએ પુસ્તક-પેટીઓ આપવામાં આવેલી છે. એટલે રાજ્યનાં તમામ શાળાવાળાં સ્થળોએ વાચન માટેની

પૂરતી યોજના થઇ છે. અને શાળા ત્યાં પુસ્તકાલય એ નીતિ પ્રમાણે યથાયોગ્ય સવડ ખાતાએ કરી આપી છે. જેમ જેમ લોકમદદ પૂરતા પ્રમાણમાં ઊભી થાય છે, તેમ તેમ નવીન પુસ્તકાલયો ઉઘડે છે.

**પુસ્તક ભંડોળ અને વાચકો**

આ પુસ્તકાલયોમાં પુસ્તક ભંડોળ પણ ઉત્તરોત્તર વધતો જ જાય છે; તેમ જ તેના વાચકો અને વંચાવા ગયેલાં પુસ્તકોની સંખ્યા પણ વધે છે તે નીચે આપેલા આંકડાઓ પરથી સહેલાઇથી જણાશે.

| સાલ | પુસ્તક ભંડોળ | વંચાયલાં પુસ્તકો | વાચકો |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| ૧૯૪૧ | ૬૬૬૨૭૧ | ૬૧૨૩૭૮ | ૧૮૮૫૨૪ |
| ૧૯૩૧ | ૫૭૩૯૩૦ | ૮૦૨૩૬૩ | ૭૫૫૬૫ |
| ૧૯૨૧ | ૩૦૪૯૩૫ | ૨૪૭૬૫૩ | ૫૯૩૬૦ |

સને ૧૯૧૧ ની સાલના આ આંકડા નહિ મળી શકવાથી આપ્યા નથી. પુસ્તકાલય-પ્રવૃત્તિ પરત્વેનો જનતાનો રસ તેના વાચકો પરથી માપી શકાય. આપણે જોઇ શકીએ છીએ કે આ વાચકોની સંખ્યામાં છેલ્લા દાયકામાં અપૂર્વ વધારો થયો છે. રાજ્યના વહેણ સાથે પ્રજોન્નતિની આ પ્રવૃત્તિમાં જેમ જેમ સામાન્ય લોકો વધુ રસ લેતા થશે, તેમ તેમ આ પ્રજાહિતવર્ધક પ્રવૃત્તિનું હાર્દ વધુ ને વધુ સમજાવા લાગશે; અને ભણેનાઓમાં ભણીને ભૂલી જવાની જે ભીતિ પુસ્તકાલય સિવાયના પ્રદેશોને માથે ઊભી છે તે વડોદરા રાજ્યમાં રહેશે નહિ. હજી ભણેલાઓનો મોટો સમૂહ પુસ્તકાલયમાં દાખલ થયો નથી. આપણે સહજ સમજી શકીએ છીએ કે જીવનની જંજાળમાં પડેલા માણસને કંઈ હમેશ પુસ્તકાલયમાંથી પુસ્તકો વાંચવા લેવા જવાની અનુકૂળતા ન હોય; તેમ જ એ પણ ખુલ્લું જ છે કે દરેક ભણેલી વ્યક્તિને પોતાને વર્ષમાં એવો થોડો સમય સ્વાભાવિક રીતે મળી શકે છે કે જેનો ઉપયોગ તે પોતાની નજીકમાં જો અનુકૂળ વાચનની સવડ હોય તો તેનો ઉપયોગ કરી શકે. માત્ર તેવા વાચકને પહોંચવા માટે ગ્રંથપાલ વગેરે સ્થાનિક કાર્યકરોએ જરા વધુ પ્રયાસ કરવા જોઇએ. આ વાચકોની સંખ્યા માત્ર પુસ્તકો ઘેર લઈ જનારાઓની છે. એક માણસ પુસ્તક લઈ ગયા પછી બીજાને વાંચવા આપતાં હશે, તેમ જ પુસ્તકાલયમાં ગયા સિવાય ઇતર રીતે પણ વાચન મળતું હશે તેવા વાચકોનો સમાવેશ ઉપરના વાચકોમાં નથી. વળી એ પણ સ્પષ્ટ છે કે પ્રાથમિક શાળામાં ભણતા ઉપલા વર્ગના તેમ જ માધ્યમિક શાળામાં ભણતા વિદ્યાર્થીઓ આ પુસ્તકાલયોનો વધુ ઉપયોગ કરે છે.

**ખર્ચ**

ઉપર જણાવેલાં પુસ્તકાલયો તરફ વાર્ષિક કેટલો ખર્ચ થાય છે તે નીચેના આંકડા પરથી સહજ સમજાશે. દરેક પુસ્તકાલયના કુલ ખર્ચ માટે જે રકમ ઊભી થાય છે તેના મુખ્ય ત્રણ વિભાગો છે. એક સ્થાનિક સમિતિ ઊભી કરે તે, જેને લોકમદદ કહેવામાં આવે

છે; બીજી સરકાર તરફથી અપાતી મદદ અને ત્રીજી પ્રાંત પંચાયતો તરફથી અપાતી મદદ. વળી છેલ્લાં થોડાં વર્ષોથી પોતાના ઉત્પન્નના દશ ટકામાંથી ગ્રામ પંચાયતો તેમ જ સુધરાઇઓને પુસ્તકાલયોને મદદ આપવાની છૂટ મળેલી છે. પણ એ રકમ જે તે પુસ્તકાલયને વર્ષના ગમે તે ભાગમાં અનિયમિત રીતે મળતી હોવાથી, અગર પુસ્તકાલય સમિતિઓ માગવા છતાં નહિ મળતી હોવાથી તેનો ચોક્કસ આંકડો નીચેના પત્રકમાં મૂકવામાં આવ્યો નથી. આ રકમ લગભગ સાતથી આઠ હજાર રૂપિયા જેટલી પુસ્તકાલયોને મળે છે.

| સાલ | લોકમદદ | સરકારમદદ | પંચાયતમદદ |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| ૧૯૪૧ | રૂા. ૪૧૮૫૦ | રૂા. ૪૦૭૨૨ | રૂા. ૩૬૪૧૨ |
| ૧૯૩૧ | ,, ૪૯૧૦૩ | ,, ૪૫૪૯૬ | ,, ૩૮૭૨૭ |
| ૧૯૨૧ | ,, ૨૩૫૧૩ | ,, ૨૬૪૭૯ | ,, ૨૩૮૫૨ |
| ૧૯૧૧ | ,, ૫૬૬૫ | ,, ૨૯૬૧૭ | — |

છેલ્લાં બે વર્ષથી નવસારી પ્રાંત પંચાયત કસ્બાઓવાળાં પુસ્તકાલયોને મદદ આપતી નથી, તે જ પ્રમાણે ઓખા મંડળ તરફથી પણ મદદ મળતી નથી. મહેસાણા પ્રાંતે પણ સુધરાઇઓ આપે તેથી નીમે મદદ આપવાનું ઠરાવ્યું હોવાથી ત્યાં પણ તેમને મદદ ઓછી મળે છે. આ કારણે પ્રાંત પંચાયતોની મદદ ઓછી છે.

**પુસ્તકાલયોની ખર્ચવાની શક્તિ અને જુદી જુદી બાબતો પાછળ થતો ખર્ચ**

ઉપરના સાર્વજનિક પુસ્તકાલયોના ખર્ચના આંકડાનો અભ્યાસ બીજી રીતે કરવાથી પુસ્તકાલયોની પરિસ્થિતિનો સાચો ખ્યાલ આપણને આવશે. આપણાં પુસ્તકાલયોનો થોડો ભાગ રૂ. ૫૦) સુધીનાં કુલ ખર્ચ કરવાવાળાં છે. તેઓ મોટે ભાગે વૃત્તપત્રો ખાતે છેલ્લાં કેટલાંય વર્ષોથી પુષ્કળ રકમ ખર્ચતાં અને પુસ્તકાલયમાં બે ત્રણ વર્ષે એકાદ વખત થોડાં પુસ્તકોનો ઉમેરો થતો આ આમ થવાથી બાળકોને તેમ જ લોકોને નવા સાહિત્યનો એ છે। પરિચય થતો. આ માટે છેલ્લાં ત્રણ વર્ષથી પુસ્તકાલયોને પુસ્તકો ખાતે વિશેષ રકમ ખર્ચવા પ્રચાર કરવામાં આવ્યો છે. અને તેના પરિણામ પુસ્તકો, વર્તમાનપત્રો તથા ઇતર બાબતો પાછળ કેટલો ખર્ચ થાય છે તે નીચે જણાવેલા પત્રક પરથી સહજ સમજાશે. કસ્બા પુસ્તકાલયો હજી વર્તમાનપત્રો ખાતે અયોગ્ય રીતે વધારે ખર્ચ કરે છે અને તેમને તે ખર્ચ ઓછો કરવા સમજાવવા પૂરતા પ્રયાસો થાય છે. લોકમદદ ઊભી કરવામાં સંગીન પ્રયાસોના અભાવે માત્ર ઘેર લઇ જઇ દૈનિક પેપરો વાંચનારાઓ વધુ ઊભા કરી તેવાં વર્તમાનપત્રો જ ખરીદવામાં વર્તમાનપત્રો ખાતેનો મોટી રકમ ખરચાય છે, જ્યારે પુસ્તકો પાછળ, વસતીના પ્રમાણમાં પૂરતો ખર્ચ થતો નથી. પરિણામે વાચકોમાં પણ થવો જોઇતો

વધારો થઈ શક્યો નથી. સને ૧૯૪૦–૪૧ ની સાલમાં મદદ વિના પુસ્તકાલયોએ કેવી રીતે ખર્ચ કર્યો છે તેની વિગતો નીચેના કોઠા પરથી સહજ સમજાશે.

### ખર્ચની ફાળવણી

| પુસ્તકાલયની ખર્ચની પત્તા | પુસ્તકાલયોની સંખ્યા | વર્તમાનપત્રો ખાતે | પુસ્તક ખાતે | શિલકી સામાન તથા મકાન દુરસ્તી ખાતે | પગાર | ફિરકોળ | કુલ ખર્ચ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| રૂ. | | રૂ. | રૂ. | રૂ. | | રૂ. | રૂ. |
| ૧–૩૦ | ૩૭૪ | ૬૪૭૯ | ૨૦૪૭ | ૫૦ | ૦ | ૧૧૫૦ | ૯૬૮૬ |
| ૩૧–૫૦ | ૩૬૫ | ૮૫૫૦ | ૪૦૩૯ | ૬૦૪ | ૦ | ૧૪૩૭ | ૧૪૬૩૦ |
| ૫૧–૭૫ | ૨૬૯ | ૮૦૧૫ | ૫૩૦૬ | ૧૭૩૫ | ૬૬ | ૨૦૧૦ | ૧૭૧૩૨ |
| ૭૬–૧૦૦ | ૭૮ | ૩૨૧૦ | ૨૧૪૬ | ૭૪૭ | ૧૬૮ | ૬૩૦ | ૬૯૦૧ |
| ૧૦૧–૨૦૦ | ૧૧૦ | ૪૪૯૨ | ૮૦૯૨ | ૮૧૯ | ૨૧૬૨ | ૯૫૪ | ૧૭૩૧૯ |
| ૨૦૧–૩૦૦ | ૪૮ | ૩૪૧૦ | ૩૩૮૩ | ૯૭૪ | ૨૪૮૧ | ૮૮૪ | ૧૧૧૩૨ |
| ૩૦૧–૪૩૦ | ૧૯ | ૧૩૫૬ | ૧૬૬૦ | ૫૮૯ | ૨૪૨૨ | ૪૪૪ | ૬૪૭૧ |
| ૪૦૧–૫૦૦ | ૨ | ૨૫૪ | ૧૯૨ | ૪૦ | ૩૬૪ | ૭૮ | ૯૨૮ |
| ૫૦૧–૬૦૦ | ૫ | ૭૩૪ | ૪૮૧ | ૧૨૬ | ૧૨૧૯ | ૨૫૭ | ૨૮૧૭ |
| ૬૦૧–૭૦૦ | ૬ | ૧૧૧૨ | ૬૦૧ | ૨૫૫ | ૧૬૬૮ | ૨૫૯ | ૩:૭૫ |
| ૭૦૧–૮૦૦ | ૧૧ | ૨૦૪૩ | ૧૪૯૭ | ૩૮૬ | ૩૬૧૬ | ૮૨૪ | ૮૩૬૬ |
| ૮૦૧–૯૦૦ | ૫ | ૯૮૨ | ૯૧૪ | ૧૫૨ | ૧૯૪૮ | ૨૦૧ | ૪૧૯૭ |
| ૯૦૧–૧૦૦૦ | ૩ | ૬૫૧ | ૫૧૦ | ૧૦૫ | ૧૩૫૩ | ૨૪૭ | ૨૮૬૬ |
| ૧૦૦૧–૨૦૦૦ | ૯ | ૨૭૯૯ | ૨૪૭૬ | ૪૯૮ | ૪૮૯૫ | ૧૦૦૫ | ૧૧૬૭૩ |
| ૨૦૦૧–૩૦૦૦ | ૧ | ૭૪૪ | ૨૩૧ | ૮૬ | ૬૮૪ | ૩૩૬ | ૨૧૧૧ |
| | ૧૨૬૫ | ૪૪૭૯૧ | ૩૩૫૭૫ | ૬૯૪૬ | ૨૩૦૪૬ | ૧૧૭૧૬ | ૧૧૯૯૮૪ |

લગભગ સો પુસ્તકાલયો પોતે રકમ ઊભી કરી નહિ શકવાથી અંદાજો બનાવી શક્યાં નથી અગર મંજૂર કરાવેલાં અંદાજોનો ખર્ચ પડાવી શક્યાં નથી.

ગામડાનાં સાર્વજનિક પુસ્તકાલયો મોટે ભાગે શાળાઓમાં ગોઠવાયેલાં છે. આપણે પ્રથમ જોઈ ગયા કે સાર્વજનિક પુસ્તકાલય ઉઘાડતી વખતે પુસ્તકાલયો કયા રાખવાં એ ગામના આગેવાનોએ નક્કી કરવાનું હતું. આ રીતે ઉઘેડેલાં કેટલાંય પુસ્તકાલયોની જ્યારે અવ્યવસ્થા જણાઈ ત્યારે તેમને શાળામાં મૂકવામાં આવ્યાં. કેટલાંક કસ્બા પુસ્તકાલયોનાં મકાનો તો ખાતું સ્થાપન થયા પહેલાંથી જ હતાં. તે પૈકી કેટલાંકમાં વધારો કરવામાં આવ્યો, અને બાકીનાં લોકમદદ, સરકારમદદ તેમજ પંચાયતમદદથી નવીન ઊભાં કરવામાં આવ્યાં હતાં. ગામડામાં પણ પુસ્તકાલયો જ્યાં લોકમદદ ઊભી થતી ત્યાં કરી આપવામાં આવતાં. મકાનો બાંધવામાં પ્રથમ તો ગામલોકોને જગો મેળવી આપવી પડતી. પણ સને ૧૯૩૬-૩૭ થી એક સમિતિ દ્વારા જગો પસંદ કરવામાં આવે છે. ગ્રામ પુસ્તકાલયના મકાન માટે એક અને બે ઓરડાનાં મકાનોના પ્લાન કરાવી તે પ્રમાણે રૂા. ૬૦૦) અને ૧૦૦૦) અનુક્રમે લોકમદદ ઊભી કરે તેમને સવડ પ્રમાણે સરકાર પંચાયત તેટલી જ આપવાની હોય છે. ખાસ કરીને એક હજારથી ઓછી વસ્તીવાળાં ગામે એક ઓરડાનાં મકાનો થાય છે. મહિલા તથા બાલપુસ્તકાલયોને રૂા. ૨૦૦૦) સુધી સરકાર તેમજ પંચાયત મદદ સવડ હોય તો આપવા ઠર્યું છે. જો મકાનના કુલ અંદાજના દશ ટકા જેટલી રકમ સંપાદન કરવાની જગોનું વળતર ઠરે તો મંજૂર થયેલી રકમમાંથી ખર્ચ પડી શકે છે. પણ તેથી વિશેષ હોય તો જે તે ગામની પુસ્તકાલયસમિતિએ તે રકમ આપવી પડે છે. કસ્બાઓમાં જગો સંપાદન કરવામાં ખર્ચ ઘણો કરવો પડે છે; અને તે કારણે મકાન બાંધવાનું કામ ઢીલમાં પણ પડે છે. ગામડાઓમાં જો સરકારી જમીન હોય તો કબજો જલદીથી મળી શકે છે, પણ જો ખાનગી ઇસમની જમીન મેળવવાની હોય તો તે માટે સમય જાય છે. પુસ્તકાલય ખાતાની સ્થાપનાથી આજસુધી મકાનો સંબંધી દર દશ વર્ષની હકીકત નીચે પ્રમાણે છે, તે ઉપરથી મકાનોની દિશામાં થયેલી પ્રગતિ પણ જાણી શકાશે.

**સાર્વજનિક પુસ્તકાલયોનાં મકાનો**

| સાલ | કસ્બા પુસ્તકાલયોનાં મકાન | મહિલા પુસ્તકાલયોનાં મકાન | બાલ પુસ્તકાલયોનાં મકાન | ગ્રામ પુસ્તકાલયોનાં મકાન | કુલ |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૧૯૪૧ | ૪૫ | ૧૦ | ૬ | ૧૧૭ | ૧૭૭ |
| ૧૯૩૧ | ૪૫ | ૨ | ૧ | ૫૫ | ૧૦૩ |
| ૧૯૨૧ | ૪૨ | — | — | ૩૫ | ૭૭ |
| ૧૯૧૧ | ૧૯ | — | — | — | ૧૯ |

આ ઉપરાંત હાલમાં ૧૨ ગ્રામ પુસ્તકાલયો અને ૫ મહિલા પુસ્તકાલયોનાં મકાનો સંબંધે કામ ચાલે છે.

રજ્યાશ્રયથી સ્થાપિત થએલાં પુસ્તકાલયોની દેખરેખ અને તપાસણીમાં એવું જણાવા લાગ્યું કે પુસ્તકાલયો ઉઘડયા પછી બંધ પડવાની સ્થિતિમાં

**કાયમનિધિ** આવી જાય છે. શરૂઆતમાં લોકો સ્થાનિક ઉત્સાહી કાર્યકરના ઉત્સાહને લઇને રકમ ઊભી કરે છે, પરંતુ સમય જતાં આવા કાર્યકરો બહારગામ નોકરી અંગે બદલાઇ જાય ત્યારે અગર એવાં બીજાં કારણે પાછળથી મદદ ઊભી ન થઈ શકવાના કારણે પુસ્તકાલયો બંધ પડે છે. આથી આ પુસ્તકાલયો ચલાવનાર કાર્યવાહકોને જણાવવામાં આવ્યું કે વ્યવસ્થાપકોએ પુસ્તકાલયની ભાવિ નિભાવણી માટે જે લોકમદદ ઊભી કરવામાં આવે તેમાંથી ત્રીજા ભાગની રકમ કાયમનિધિ ખાતે લઈ જવી અને બાકીની રકમ પર સરકાર પંચાયતની મદદની માગણી કરવી. વખત જતાં પુસ્તકાલયોની સંખ્યા વધવા લાગી, અને મદદની માગણી પણ વધવા લાગી અને ખાતાના અંદાજમાં સરકારે નમૂદ કરેલી રકમ ઉપરાંત માગણી આવવા લાગી. એટલે ઠરાવવામાં આવ્યું કે લોકમદદની જે રકમ વર્ષ દરમ્યાન ઊભી કરવામાં આવે તેની નીમે રકમ કાયમનિધિ ખાતે લઇ જવી, અને બાકીની રકમ પર સરકાર પંચાયત મદદ માગવી. આ પ્રમાણે તમામ મદદ લેનારાં પુસ્તકાલયો માટે ફરજીઆત ધોરણ ઠરાવવામાં આવ્યું, જેથી ભવિષ્યમાં મોટાં પુસ્તકાલયોને સરકાર પંચાયત મદદ બંધ કે ઓછી કરવાના પ્રસંગે પોતાના કાયમનિધિના ભંડોળના વ્યાજમાંથી અંદાજમાં પડતી ખોટ તે પૂરી શકે. વળી નાનાં ગ્રામ પુસ્તકાલયોને દુષ્કાળ, અતિવૃષ્ટિ, મોંઘવારી કે ઇતર કારણોએ નાણાં ઊભાં થઇ ન શકે તો કાયમનિધિમાંથી ઉપાડવાની પરવાનગી મેળવી ખર્ચ કરવાની સોઈ થઈ શકે એ હેતુથી નીમે રકમ મૂકવાની ફરજ પાડવામાં આવતી. છેલ્લા દશકામાં આ ધોરણનો બહુ ચુસ્તપણે અમલ કરવો કેટલાંક ગામોમાં મુશ્કેલ પડતો અને કાયમનિધિમાંથી મુક્તિ આપવી પડતી; વળી દર વર્ષે બહુ જ જૂજ રકમ ઊભી કરનારાં પુસ્તકાલયોને કાયમનિધિમાં ન મૂકવાની માફી અગર ઓછી રકમ મૂકવાની છૂટ મૂકવામાં આવે છે.

એ ખાસ યાદ રાખવાનું છે કે આ કાયમનિધિનો વિનિયોગ પુસ્તકાલયની નિભાવણીના ખર્ચમાં ખાતાની પરવાનગી સિવાય વ્યવસ્થાપકોએ કરવાનો નથી, પણ વ્યાજનું ઉત્પન્ન, અગર કાયમનિધિનાં નાણાં સ્થાવર મિલકતમાં રોકવાથી પેદા થતું ઉત્પન્ન નિભાવણીમાં લેવા પુસ્તકાલયોને છૂટ આપવામાં આવી હતી ( સ નં. ૨૮/૩-૧-૧૬ ).

આ નાણાં શ્રીમંત સરકારે માન્ય કરેલી સંસ્થાઓમાં મૂકવા ખાતા તરફથી જણાવવામાં આવતું. ખાતાની પરવાનગી મેળવી અન્ય સ્થળે મૂકવા છૂટ પ્રથમ આપવામાં આવતી ( સ. નં. ૨૮/૩-૫-૧૬ ). પરંતુ વધારે વ્યાજની આશાએ મુકાએલી ખાનગી ઇસમોને ત્યાંની રકમ પાછી નહિ ફરતી જણાયાથી અગર ડૂબવાની માલૂમ પડયાથી આ નાણાં માત્ર સરકારની બચત પેઢીઓ, વડોદરા બેન્કની શાખાઓ, પોસ્ટ. સેવીંગ બેંકમાં, અગર ઞ વર્ગની સહકારી મંડળી, અગર એવી જ બીજી સરકારમાન્ય સંસ્થામાં તેમ જ સ્થાવર જંગમ મિલકતોમાં સ્થાનિક સુલકી અધિકારી સાહેબના અભિપ્રાયથી ખાતાની મંજૂરી મેળવી રોકવા વખતોવખત જણાવવામાં આવ્યું છે. મોટા ભાગની રકમ વ્યવસ્થિત રીતે મુકાઇ છે. પણ કેટલીક ब, क, કે ड વર્ગની સહકારી મંડળીઓમાં મુકાએલાં નાણાં વ્યવસ્થાપકો માગણી કરવા છતાં હજી જે તે પુસ્તકાલયોની સમિતિઓને મળતાં નથી. હમણાં જ સહકારી ખાતા

તરફથી નબળી પડી ગયેલી મંડળીઓની પુનર્રચના કરવામાં આવે છે, તેથી પુસ્તકાલયમાં અનામત મુકાએલાં નાણાં થોડે થોડે વસૂલ આવશે એમ માલૂમ પડે છે. ખાનગી ઇસમો પાસે હવે નહિ જેવી જ રકમો રહી છે. જો કે આ બધી જવાબદારી થાપણુ મૂકનારી જે તે વ્યવસ્થાપક સમિતિઓ અને મંત્રીઓની છે. છતાં પુસ્તકાલય ખાતું વખતોવખત પરિપત્રો કાઢી આ નાણાં વ્યવસ્થિત રીતે રોકાય તે જુએ છે અને ઘટિત સલાહ આપે છે.

ગયા વર્ષે જ હાલનાં તમામ પુસ્તકાલયોની કાયમનિધિની હકીકત અંદાજ કે નિવેદનો પરથી લઇ પ્રસિદ્ધ કરી છે અને તેમાં ભૂલ હોય તો સુધારો કરવા પુસ્તકાલય ખાતા તરફ લખવા મંત્રીઓને જણાવ્યું છે. એકંદરે હાલનાં રાજ્યાશ્રિત પુસ્તકાલયોની કાયમનિધિની રકમ લગભગ રૂા. સાત લાખ ઉપરાંતની થઇ છે. એ ઘણા સંતોષની વાત છે.

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ**

વડોદરારાજ્યનાં પુસ્તકાલયોની સંખ્યા વધતી ગઇ. તેમના હિસાબો જોતાં જણાયું કે સ્થાનિક સમિતિઓ ખાતાની મંજૂરી સિવાયનાં ગમે તેવા કચરો પુસ્તકો પુસ્તકાલયમાં મૂકે છે; તેમજ ખાતાની મંજૂરી સિવાય પત્રો સામયિકો ખાતે ગમે તેમ ખરચ કરે છે. વળી એમ પણ માલૂમ પડયું કે કાયમનિધિનાં નાણાં સદ્ધર સ્થળે મૂકવા માટે પુસ્તકાલયોની જ એક સહકારી સંસ્થા હોય તો ઠીક. આ ઉપરાંત આ પુસ્તકાલયોને જોઇતું બીજું સાહિત્ય, નમૂનાઓ તથા પુસ્તકો સહેલાઇથી મળે, પત્રોના લવાજમો વ્યવસ્થિત ભરાઇ એક સાથે શરૂ થાય, એ હેતુથી એક મંડળની યોજના સ્વ. શ્રી. મોતીભાઇ સાહેબના પ્રયાસથી કેટલાંક પુસ્તકાલયોના તેમ જ ખાનગી સદ્‌ગૃહસ્થોના સહકારથી શરૂ થઇ. આ સંસ્થામાં તમામ ગ્રામપુસ્તકાલયો પોતાને સ્થળપર ખર્ચવાનાં નાણાં કાપી લઇ બાકીની તમામ લોકમદદ, ગ્રામપંચાયત મદદ મોકલે છે. ત્યારબાદ તેમના તરફથી લોકમદદ મળ્યાની યાદી આવે એટલે તેને દરેક પુસ્તકાલય તરફથી સરકાર પંચાયતની મદદની પાવતી આપવામાં આવે છે. અને એ તમામના હિસાબ જુલાઇ આખર સુધીમાં જે તે પુસ્તકાલયમાં પહોંચાડવામાં આવે છે. આ સંસ્થાના કાર્યની રૂપરેખા છેવટમાં આપવામાં આવી છે. આ સંસ્થામાં હાલ ૨૭૧ પુસ્તકાલયોએ ૬૦૭ શેર લીધા છે આ ઉપરાત સંસ્થાઓની નિભાવણી માટે ટ્રસ્ટ ફંડો તરફથી ૧૬૮ શેર ખરીદાયા છે. પુસ્તકાલયો સિવાયની સંસ્થાઓના પણ શેર છે.

**રાજ્ય પુસ્તકાલય મંડળ**

પુસ્તકાલયોને તેમના કામમાં સરળતા મળે તેમ જ ખાતાને પુસ્તકાલયપ્રવૃત્તિનો ફેલાવો કરવામાં સહકાર મળે એ હેતુથી વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળની સ્થાપના થયેલી છે. તે પેટા મંડળો સ્થાપે છે, પરિષદો ભરે છે, ખાતાને નવીન પુસ્તકાલયો ઉઘાડવામાં, શિક્ષણવર્ગો ભરવામાં, પુસ્તકાલયોની તપાસણી કરવામાં, તેમ જ પુસ્તકાલયોને સામાન્ય અડચણોના પ્રશ્નો ચર્ચી પુસ્તકાલય ખાતા સાથે સંપર્કમાં આવી તેનો ઘટિત ઊકેલ લાવવામાં, વાચનની નવી નવી યોજનાઓ મૂકી શિષ્ટવાચનનો ફેલાવો કરવાનું કાર્ય કરે છે. આ મંડળના આજીવન સભ્ય રાજ્યમા એકજ છે અને તે નિવૃત્ત નાયબ દિવાન મે. રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ સાહેબ છે. તેઓ સંસ્થાના પ્રમુખ છે. આ સંસ્થામાં લગભગ ૧૨૦૦ જેટલાં પુસ્તકાલયો જોડાયાં છે. તેમાં પ્રાંતમંડળો ચાર, મહાલમંડળો ૩૪ અને જૂથમંડળો ૫૦૦ છે.

ખાનગી ઇસમને સભ્ય થવા માટે વાર્ષિક રૂા. ૩) લવાજમ છે. પુસ્તકાલયો માટે ખર્ચ નીયત્તાના સેંકડે રૂપિયો એક અને સો કરતાં ઓછો ખર્ચ કરવાવાળાં માટે રૂ. ૧ થી ઓછું નહિ એટલું વાર્ષિક લવાજમ હોય છે. આ ઉપરાંત આ સંસ્થાને પ્રાંત પંચાયતો તથા સરકાર પણ મદદ આપે છે. આ સંસ્થા દ્વારા એક રાજ્ય પ્રચારક, બે પ્રાંત પ્રચારકો, એક સહમંત્રી એ પગારદાર મહેકમ નિભાવવામાં આવે છે. પ્રાંતમંડળો પ્રાંત પ્રચારકના ખર્ચમાં ફાળો આપે છે. આ સંસ્થાની માહિતી અન્યત્ર સ્વતંત્ર રીતે આપી છે.

**(૧૦) ફરતાં પુસ્તકાલયો : તેનો ઉદ્દેશ**

પુસ્તકાલય પ્રવૃત્તિ અંગે પુસ્તકાલય ખાતાની સ્થાપના વખતે ફરતાં પુસ્તકાલયો સંબંધી પણ કેટલાક નિયમો ઘડી શ્રીમંત સરકારની સંમતિ માટે મોકલવામાં આવ્યા હતા. શરૂઆતમાં પુસ્તકાલયો ઘણાં જૂજ હતાં. પુસ્તકાલય પ્રવૃત્તિની સુવાસ આખા રાજ્યમાં કેવી રીતે ફેલાવી શકાય, તેમ જ નાનાં નાનાં ગામડાંઓ જ્યાં ભવિષ્યમાં વર્ષો સુધી પુસ્તકાલયો ઉઘડવાનો સંભવ ઓછો હોય ત્યાંની પ્રજાને વાચન–સામગ્રી કેવી રીતે પૂરી પાડી શકાય એ પ્રથમથી જ વિચારવામાં આવ્યું હતું. પુસ્તકાલય પ્રવૃત્તિના ફેલાવામાં આ યોજનાએ મહત્ત્વનો ફાળો આપ્યો છે. પુસ્તકાલયની જરૂરીઆત પૂરી પાડવા માટે તે ઘણી ઝડપવાળી, સરળ અને સોંઘી જણાઈ છે. બીજો ઉદ્દેશ પ્રજામાં વાચનની અભિરુચિ પ્રગટાવી પુસ્તકવાચનનો શોખ કેળવવાનો પણ હતો. વળી આ ફરતાં પુસ્તકાલયોને નાના નાના જનસમૂહો ( સામાજિક મંડળો )માં પણ પુસ્તકાલય પ્રવૃત્તિ પ્રત્યે રસ ઉત્પન્ન કરવા માટે સબળ સાધન ગણવામાં આવેલું.

**ફરતાં પુસ્તકાલયોના પ્રકાર**

ઉપરના ઉદ્દેશો પૂરા પાડવા માટે બે પ્રકારનાં ફરતાં પુસ્તકાલયોના સંગ્રહો કરવામાં આવ્યા હતા. એક ખાસ ઉદ્દેશથી ગોઠવાયેલો નિયત સંગ્રહ અને બીજો સામાન્ય સંગ્રહ. નિયત સંગ્રહોમાં માત્ર સ્ત્રીઓ, વિદ્યાર્થીઓ, ખેડૂતો, કારીગરો, વગેરે માટે ઉપલબ્ધ સારાં પુસ્તકોના ચોક્કસ જથાઓ પાડી પેટીઓમાં ભરી નક્કી કરવામાં આવતા. આ પુસ્તકો હેરફેર ન થતાં જેમનાં તેમ જ રહેતાં અને બીજા સ્થળની માગણી આવે ત્યારે ત્યાં જતાં. કેટલીક વખત અમુક લેખકનાં જ પુસ્તકોનો સંગ્રહ બનાવાતો. આ જાતના પુસ્તકસંગ્રહો જે તે વિષયમાં રસ લેનાર ખાસ જૂથો માટે જ કરવામાં આવેલા હતા.

વળી જે ગામડામાં પુસ્તકાલયોના મંત્રીઓ પાસે અમુક પુસ્તકો ન હોય અને તેની જ માગણી આવે ત્યારે તેમની માગણી પ્રમાણેનાં પુસ્તકો પૂરાં પાડનારા ફરતાં પુસ્તકાલયો પણ મોકલાતાં.

છેલ્લાં કેટલાંક વર્ષોથી આ જ ફરતાં પુસ્તકાલયો ગામડાંમાં જાય છે, જ્યારે નિયત સંગ્રહો જુદા રાખવામાં આવ્યા નથી.

**રમતો, દૃશ્ય ચિત્રો, વગેરે**

ગામડાના લોકોમાં ઘરમાં રમવાની રમતોના સેટો તેમ જ દૃશ્ય ચિત્રો; તથા દૂરબીન પણ ફરતાં પુસ્તકાલયો દ્વારા પૂરાં પાડવામાં આવે છે. ખાસ કરીને જુદા જુદા દેશના કુદરતી દેખાવો, વેપાર, રોજગાર, તથા મહત્ત્વનાં શહેરોના દેખાવોનાં દૃશ્ય ચિત્રો ખરીદવામાં આવે છે અને તે ગામડાઓમાં મોકલવામાં આવે છે.

**ફરતાં પુસ્તકાલયો માટેની પેટીઓ**

ઉપર જણાવેલા પુસ્તકસંગ્રહો તથા ગમતો અને દૃશ્યચિત્રો મોકલવા માટે ત્રણ જુદા જુદા પ્રકારની મજબૂત સાગના લાકડાની પેટીઓ બનાવવામાં આવી છે. તેના કદ વગેરે વિષેની માહિતી નીચેના પત્રક ઉપરથી સમજાશે.

| પ્રકાર | લંબાઇ પહોળાઇ | | | ચોપડી સાથે વજન | કેટલાં પુસ્તકો સામાન્યતઃ સમાઇ શકે | કિંમત |
|---|---|---|---|---|---|---|
| | લંબાઇ | ઉંડાઇ | ઉંચાઇ | | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| પહેલો પ્રકાર | ૧૩" | ૯" | ૧૨" | ૧૦ શેર | ૧૫ | રૂા. ૩ ૮–૦ |
| બીજો પ્રકાર | ૧૬½" | ૧૦" | ૧૩½" | ૧૩ " | ૨૦ | ,, ૫–૦–૦ |
| ત્રીજો પ્રકાર (બેવડી વાળવાની) | ૧૮" | ૧૪" | ૧૨" | ૧૭ " | ૩૦ | ,, ૭–૦–૦ |

ત્રીજા પ્રકારની પેટીઓ એવી રીતે તૈયાર કરવામાં આવી છે કે તેની પાછળ બેડવા છે એટલે પેટી ખોલવાથી તે એક નાનો સરખો લાંબો પુસ્તકઘોડો થઇ રહે છે. તેની લંબાઇ ૨૮" અને ઉંડાઈ ૯" હોય છે. ત્રણે પ્રકારની પેટીઓમા અંદરની બાજુઓ ઉપર પત્રકો વગેરે મૂકવાનું એક ખાનું હોય છે.

શરૂઆતમા ૮૩ પેટીઓ તૈયાર કરવામા આવી હતી. હાલ તેની સંખ્યા વધીને ૩૯૦ ની થઇ છે જેમાંની ૬૯ બેવડી પેટીઓ કેટલાંક જૂથ પુસ્તકાલયો જેઓ સહકારના ધોરણે પુસ્તકો આપ–લે કરે છે તેમના ઉપયોગ માટે મોકલવામાં આવી છે.

**આ પુસ્તકાલયોનો વહીવટ કેમ ચલાવવો**

ફરતું પુસ્તકાલય કોઇ પણ ગામમાં કે કસ્બામા મોકલવામાં આવે છે. તે ત્યાંની શાળાના મુખ્ય શિક્ષક, સ્થાનિક પુસ્તકાલયના મંત્રી, સ્થાનિક ઇતર સસ્થાની માગણી હોય તો તેના સંચાલક અગર કોઈ સંભાવિત ગૃહસ્થની માગણી હોય તો તેના હવાલામાં ત્રણ મહિના સુધી રહે છે. આ પુસ્તકાલયો મંગાવવા માટે કે પુસ્તકાલય ખાતા તરફ પાછું મોકલવા માટે રેલ્વે નૂરનો કંઇ જ ખર્ચ માગણીદારે કરવાનો હોતો નથી. જે માણસે આ કાર્ય કરવાનું સ્વીકાર્યું હોય તેણે દરરોજ નિદાન એક કલાક અથવા દર ત્રીજે દિવસે બે કલાક પુસ્તક આપ–લેનું કામ કરવાનું હોય છે. ફરતું પુસ્તકાલય લેનાર પ્રસંગે આ પુસ્તકાલય આવ્યા સંબંધીની જાહેરાત જાહેર સ્થળે ચોડવાની હોય છે અને તેની થોડી નકલો સ્થાનિક ભજનાંઓમાં પણ વહેંચવાની હોય છે. દર માસે વાંચન સંબંધી ટૂંકી નોંધ પુસ્તકાલયમાં મોકલવી જોઇએ. ફરતા પુસ્તકાલયના કામ કરનારને વ્યવસ્થિત કામ કરી શકે તે માટે નીચે જણાવેલી સાત વસ્તુઓ પેટીઓ સાથે જ મોકલવામાં આવે છે.

(૧) પુસ્તક આપ-લે કરવાની નોંધવહીની ચોપડી, (૨) સૂચનાપોથી, (૩) માસિક હેવાલના કાર્ડ, (૪) પાંચ છાપેલી જાહેર ખબરો, (૫) દવાઓ લેનાર માટે છાપેલી સૂચનાઓ, (૬) ફરતાં પુસ્તકાલયોના નિયમો, (૭) પેટી પરત મોકલતી વખતે હકીકત ભરી મોકલવાની યાદીનો નમૂનો.

**પુસ્તક ભંડોળ** ફરતાં પુસ્તકાલયોનો વિભાગ જ્યારે ઉઘાડવામાં આવ્યો ત્યારે ૨૪૭૦ પુસ્તકો હતાં તે હાલ વધીને ૨૬૬૪૦ થયાં છે.

**ફેલાવો** પુસ્તકાલયોનો ફેલાવો અને તે દ્વારા કેટલું વાચન થયું છે તે નીચેના આંકડાઓ ઉપરથી સમજી શકાશે.

| સાલ | પેટીઓ | વાંચવા ગયેલી પેટીઓ | મથકો | પુસ્તકો | વંચાયલાં પુસ્તકો | વાચકો |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧૯૪૧ | ૩૯૦ | ૬૨૨ | ૨૭૫ | ૨૬૬૪૦ | ૨૬૭૭૮ | ૧૦૩૮૪ |
| ૧૯૩૧ | ૨૩૦ | ૧૩૬ | ૧૪૭ | ૨૦૨૨૮ | ૧૫૨૬૨ | ૭૦૦૧ |
| ૧૯૨૧ | ૪૩૧ | ૧૧૬ | ૭૦ | ૧૭૯૭૫ | ૪૩૯૨ | ૧૨૩૨ |
| ૧૯૧૧ | ૮૦ | ૯૦ | ૪૯ | ૨૪૦૮ | ૬૯૯૨ | ૨૫૭૪ |

**ભાવિ વિચારણા** ફરતાં પુસ્તકાલયો દ્વારા નવીન પુસ્તકો માટે ભાવના જાગ્રત કરવાનું કાર્ય સારી રીતે પાર પડયું ગણી શકીએ; પરંતુ હવે આવતી માગણીઓ જોતાં એમ જણાય છે કે પુસ્તકોની માગણી મોટે ભાગે માત્ર નવીન પ્રસિદ્ધ થએલી નવલકથાઓ તેમ જ ઇતર બાલસાહિત્યની હોય છે. તેમ જ માગણીદારો પુષ્કળ હોય છે. કેટલીક વખત પુસ્તકો કેટલાક ગામ કે કસ્બામાં હોવા છતાં તેની માગણી થાય છે. એટલે માગણીદારોની માગણી પ્રમાણેનાં પુસ્તકો મોકલવાનું કાર્ય કઠિન થવા લાગ્યું છે. આ માટે અમે સહકારી ધોરણે પુસ્તકો મંગાવનાર પુસ્તકાલયોને પોતાના નજીકનાં પુસ્તકાલયોને પોતાના પુસ્તકાલયમાંથી પુસ્તકો આપવા માટે પેટીઓ મોકલી છે. વળી ઘણાં મોટાં ગામોએ પુસ્તકાલયમાં સારાં ગુજરાતી પુસ્તકોનો જથ્થો છે. અવારનવાર તેઓએ નજીકના ગામડાંમાં તેનો ફેલાવો કરવા અંદરો અંદર પુસ્તકો આપવા માટેની યોજનાનો બહોળો ફેલાવો કરવો ઘટે. આ માટે ફરતા પુસ્તકાલય શાખાએ, રાજ્ય પુસ્તકાલય મંડળના સહકારથી સારાં વાંચવા જેવાં ૫૦૦ પુસ્તકોની યાદીના સેટ તૈયાર કરી પાંચ વર્ષમાં વંચાઇ રહે તેવી યોજના પુસ્તકાલયો માટે મૂકવી; અને તેનો પ્રચાર કરવો. અંગ્રેજી ભણનારાઓ માટે પુસ્તકાલયોમાં ઇતર વાચન માટે સારાં પુસ્તકો ખરીદી પેટીઓ બનાવી તેનો ફેલાવો કરવો.

**વસતિ, વિસ્તાર અને સંસ્થાઓ**

સાર્વજનિક પુસ્તકાલય વિભાગમાં વ્યવસ્થા અને ફરતાં પુસ્તકાલયોની યોજના ઉપરથી આપણે સમજી શકયા છીએ કે વડોદરા રાજ્યના કોઇ પણ ગામની વાચનપ્રિય જનતાને તેને અનુકૂળ વાચન મેળવવા માટે જોઇતી સગવડ છે. છેવટમાં આપણે પુસ્તકાલયની સંસ્થાઓ અને વસતિ સાથે સરખાવીશું તો જણાશે કે કસ્બા અને શહેરોની સોએ સો ટકા વસતિ માટે પુસ્તકાલયો ઉઘડી ગયાં છે. શાળાવાળાં ૧૪૦૪ ગામોમાં સેંકડે ૯૦ ટકા ગામડાંઓમાં પુસ્તકાલયોની સ્થાપના થઇ છે; જ્યારે બાકીનાં દશ ટકા ગામડામાં ફરતાં પુસ્તકાલયોના જેવી એક બાળોપયોગી પુસ્તકોની પેટી સને ૧૯૩૫ માં આપેલી છે. આ પૈકી લગભગ સો પેટી વાચનાલયો પોતાનાં અંદાજે દર વર્ષે મંજૂર કરાવે છે. એકંદરે રાજ્યનાં ૨૯૧૯ ગામો પૈકી ૫૦ ટકા ગામોમાં પુસ્તકાલયો વા વાચનાલયો ઉઘડયાં છે. ગામડાની વસ્તીના ૮૦ ટકા પ્રજાને વાચનની અનુકૂળતા પુસ્તકાલયો વા વાચનાલયો દ્વારા ઘેર બેઠાં મળી છે. વડોદરા રાજ્યની વસતિ સાથે સંસ્થાઓ સરખાવતાં લગભગ દર ૨૯૦૦ માણસો દીઠ એક પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થા છે. વડોદરા રાજ્યનું ક્ષેત્રફળ જોતાં દર ૫.૪ ચોરસ માઇલે એક પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થા છે. ઉપરના આંકડાઓ પરથી પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસનો ખ્યાલ આપણને સહજ આવે છે.

**ભાવિ વિકાસ**

ઉપર પ્રમાણે જે સંસ્થાઓ વિષે આપણે વિવરણ કર્યું તેમાં શ્રી. બોર્ડન સાહેબની યોજના પ્રમાણે સાંકળ ગૂંથણીનો જે મુખ્ય ખ્યાલ હતો તે પુસ્તકાલયો બરાબર પાળી શકયાં નથી. વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિનું ખરૂં હાર્દ તો એ સાંકળની ગૂંથણીમાં છે. પણ એ સાંકળગૂંથણીને ભૂલી પુસ્તકાલયોએ વ્યક્તિવિકાસ સાધ્યો; તે પણ પૂરતો તો નહિ જ. આજે આપણે કોઇપણ કસ્બા પુસ્તકાલય કે પ્રાંત પુસ્તકાલય જોઇએ અને તેના આકરગ્રંથો વિષે માહિતી મેળવીએ તો ઘણી જ ક્ષુલ્લક જણાશે. પોતાના નજીકનાં પુસ્તકાલયો ઉપર દેખરેખ, સલાહ, વાચનની જોઇતી મદદ આપવા માટે ઘણાં થોડાં જ કસ્બા પુસ્તકાલયોએ શ્રમ લીધો છે. આ દિશામાં વધારે સારૂં કાર્ય કસ્બા પુસ્તકાલયોએ કરવાનું રહે છે. પોતાના પુસ્તકાલયને વિશિષ્ટ પ્રકારનાં પુસ્તકોના સંગ્રહથી સમૃદ્ધ બનાવવું, એટલું જ નહિ પણ પોતાના તાલુકામાં આવેલાં પુસ્તકાલયોને માર્ગદર્શન થઇ પડે તેવા કાર્યની જરૂર છે. પ્રાંત પુસ્તકાલયોએ પણ પોતાના કાર્યની રૂપરેખા એ મુદ્દા પર જ ઘડવી જોઇએ. આ પુસ્તકાનયોમાં ગ્રંથાધ્યક્ષો પુસ્તકાલય શાખાનુ સારૂં જ્ઞાન ધરાવનારા હોવા જોઇએ. તેમને પૂરતો પગાર વગેરે આપી તેમના કાર્યની મહત્તા સમજવી જોઇએ. પ્રાંત અને કસ્બાઓ દ્વારા ફરતાં પુસ્તકાલયોનો પ્રચાર પુસ્તકાલય વિનાનાં ગામોએ કરવો જોઇએ. વળી નજીક નજીકનાં ગામોએ જૂથ મંડળો અગર સેન્ટરો નક્કી કર્યા પ્રમાણે મોટા પુસ્તકાલયનો લાભ નાના પુસ્તકાલયોને આપવાની યોજના ઘડવી જોઇએ અને એ પ્રમાણે જુદાં જુદાં મોટાં પુસ્તકાલયો પણ અરસપરસ પુસ્તકોની આપ-લે કરે એવી ( Interlending Scheme ) યોજનાઓ ઘડવી જોઇએ. કસ્બા અને પ્રાંત પુસ્તકાલયો પોતે આ દિશામાં કંઇક કરી શકે તે હેતુથી જ પુસ્તકાલયો સ્થાપવાના નિયમોમાં કસ્બા પુસ્તકાલયો અને પ્રાંત પુસ્તકાલયોને

ગ્રામપુસ્તકાલયોની સાંકળ સાથે જોડી તેમના પર દેખરેખ રાખવાની વ્યવસ્થા કરેલી છે. વળી હમણાં હમણાં દેશભરમાં ગ્રામવિસ્તારોમાં પુસ્તકાલયો કેવી રીતે ઉઘાડવાં તે માટે પણ યોજનાઓ વિચારાઇ રહી છે. નામદાર મુંબાઇ ઇલાકાની સરકારે પણ આ માટે એક સમિતિ નીમી છે. ગુજરાત પુસ્તકાલય મંડળે પણ પુસ્તકાલયો ઉઘાડવા માટે એક યોજના મૂકી છે. તાલુકાનાં સ્થળોએ તેમ જ જીલ્લાના કે વિભાગના સ્થળોએ પુસ્તકાલયો કેવી રીતે ઉઘાડવામાં આવશે તે પણ બતાવ્યું છે. આ તમામ યોજનાનું મૂળ વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ છે. વડોદરા રાજ્યના કસ્બાઓ અને શહેરોની પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેનારી જનતાએ હવે એ યોજનાનું ખરૂં હાર્દ સમજી કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોમાં સમૃદ્ધ આકરગ્રંથો તેમ જ જે તે સ્થળની પરિસ્થિતિને અનુકૂળ એવાં મહત્ત્વનાં જુદા જુદા વિષયોનાં પુસ્તકો વસાવી તાલુકાની કે પ્રાંતની તમામ રૈયતને પુસ્તકાલયમાં સહેલાઇથી પોતાની મુશ્કેલીઓનો ઊકેલ જડે તેવી વ્યવસ્થા કરવી જોઇએ.

પુસ્તકાલયો એ ખરેખર સંસ્કૃતિનુ કેન્દ્ર છે. ગામડું કે શહેર જ્યાં વિદ્વાન્ લેખકોનાં ઉચ્ચકોટિનાં પુસ્તકો વાંચવા મળે ત્યાં તેના સંબંધી વિચારવાની પણ અનુકૂળતા થવી જોઇએ આ માટે પુસ્તકાલયોએ પોતાની સંસ્થાઓમાં વ્યાખ્યાનો ગોઠવવાં જોઇએ. ગામ કે શહેરના જાહેર જીવનને લાભદાયી થાય તેવા પ્રયાસો કરવા જોઇએ. સામાન્ય જનતા વાચન કરી વિચાર કરવા પ્રેરાય તેવાં આકર્ષણો પુસ્તકાલયો અગર તેનાં મંડળો દ્વારા થવા જોઇએ. ગામમાં પ્રૌઢ નિરક્ષરો જેમને ભણવાની ઇચ્છા હોય તેમને અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરવાની અનુકૂળતા કરી આપવી થોડું ભણેલાઓને ભણેલું ભૂલી ન જાય માટે વાચન તરફ તેમની અભિરુચિ કેળવવી અને તેમને અનુકૂળ વાચન મફત પૂરૂં પાડવું, શિષ્ટ વાચનનો પ્રચાર કરવો અને તે દ્વારા ઉચ્ચ જીવન તરફ વ્યક્તિનું સામાન્ય વલણ ખેંચાય તેવા શક્ય પ્રયાસો પરિસ્થિતિ પ્રમાણે કરવા જરૂરના છે. ઉપર નિર્દેશ કરેલા અને એવાં બીજા પ્રયાસો દ્વારા ગામડાની સંસ્કૃતિ સાધનારી આ પ્રવૃત્તિ ધીરે ધીરે પણ ચોક્કસ રીતે પ્રગતિ કરશે એ નિઃશંક છે.

**પુસ્તકાલય ખાતાનો ખર્ચ**

પુસ્તકાલયપ્રવૃત્તિ પાછળ શ્રીમંત સરકાર તરફથી દર વર્ષે લગભગ ૮૭૦૦૦ રૂપિયાનો ખર્ચ થાય છે. આમાં મધ્યવર્તી પુસ્તકાલય, સાર્વજનિક પુસ્તકાલયોની નિભાવણી, નવીન પુસ્તકાલયો ઊઘાડવાં તથા પુસ્તકાલયોનાં મકાનો બાંધવાં અને ફરતાં પુસ્તકાલયો માટે પુસ્તક ખરીદી તથા રેલવેનૂરના ખર્ચનો સમાવેશ થાય છે. સને ૧૯૩૯–૪૦ માં શ્રીમંત સરકાર તરફથી રૂા. ૮૬૫૬૭ ખર્ચ થયો છે. આ ઉપરાંત પ્રાંત પંચાયતો અને લોકો તરફથી પોતાનાં પુસ્તકાલયો માટે રૂા. ૮૫૫૦૬ ખર્ચ થયો છે. ગ્રામ પંચાયતો અને સુધરાઇઓ લગભગ આઠેક હજાર મદદ કરે છે. એટલે કુલ એકંદરે આ પ્રવૃત્તિ પાછળ રાજ્યમાં મધ્યવર્તી પુસ્તકાલય અને રાજ્યાશ્રિત પુસ્તકાલયો પાછળ એક લાખ એંશી હજાર રૂપિયા જેટલો અંદાજી ખર્ચ થાય છે.

# (૧) સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવાના નિયમો

[ શ્રી. ડબલ્યુ એ. બૉર્ડન સાહેબની યોજના અનુસાર; પ્રાંત, કસ્બા અને ગ્રામ પુસ્તકાલયો ઉઘાડવા માટે જે નિયમો ઘડવામાં આવેલા તે ઘટિત થયેલા ફેરફારો સાથે આપવામાં આવ્યા છે. નિયમો સાદા અને સ્પષ્ટ છે, જેથી ટિપ્પણની આવશ્યકતા નથી. માત્ર જરૂરી સ્થળે જ દુરસ્તી અને ટિપ્પણ આપ્યાં છે.

વડોદરા રાજ્યમાં પુસ્તકાલયો સ્થપાયાં છે; પણ તેના નિયમમાં જે સાંકળ જોડવામાં આવેલી છે તેવી સાંકળરૂપે હજી પુસ્તકાલયો કામ કરતાં નથી. તેઓ એકબીજાના પૂરક રૂપે, એક બીજાની ઉપર દેખરેખ રૂપે કામ કરતાં નથી. માત્ર થોડુંઘણું કામ ગણદેવી પુસ્તકાલય, તથા કરજણ પુસ્તકાલય કરે છે. મહાલ મંડળો સ્થપાવાથી કેટલાક મહાલોમાં મુખ્ય પુસ્તકાલયો નજીકનાં પુસ્તકાલયોનાં કામકાજ ઉપર દેખરેખ રાખે છે. આવાં મહાલ પુસ્તકાલયોમાં નવસારી, પેટલાદ, વસો, સંખેડા, વાઘોડીઆ, શિનોર, વિજાપુર, મહેસાણા, અમરેલી, કડી, ગણી શકાય.

કસ્બા પુસ્તકાલયો અને પ્રાંત પુસ્તકાલયોએ પોતાની કાર્યદિશા વધારે ચોક્કસ રીતે ઘડી પ્રાંત અને તાલુકાને ઉપયોગી થઈ પડે તેવું કાર્ય કરવાની આ નિયમોથી ઘણી સવલત છે. આશા છે કે પુસ્તકાલયો માટે જે સાંકળ શ્રી. બૉર્ડન સાહેબે વિચારી છે તેનો અમલ કરી, પુસ્તકાલય પ્રવૃત્તિના આદ્ય પ્રણેતા કૈલાસવાસી શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબના સ્તુત્ય હેતુને યથાર્થ રીતે પાર પાડશે. ]

**ઉદ્દેશ**

શ્રીમંત સરકાર મહારાજા સાહેબના સ્તુત્ય ઉદ્દેશ પ્રમાણે પ્રજામાં વાચનનો શોખ વધી, પુસ્તકો તથા વર્તમાનપત્રોના બહોળા જ્ઞાનનો અધિક ફેલાવો થાય એ હેતુથી ગામડા, કસ્બાઓ અને મોટાં શહેરોમાં પુસ્તકાલયો અને વાચનાલયો સ્થાપવાનાં હોવાથી હૌં. હુ. નં. A ૬૯ તા. ૨૭-૬-૧૧ અન્વયે નીચે પ્રમાણે ઠરાવવામાં આવે છેઃ—

**સંજ્ઞા**

(૧) આ નિયમોને " સાર્વજનિક પુસ્તકાલયના નિયમો " કહેવા.

**ગ્રામ વાચનાલય વા પુસ્તકાલયને વાર્ષિક મદદ**

(૨) જ્યારે કોઈ ગામના લોકો સાર્વજનિક પુસ્તકાલય વા વાચનાલયને માટે વાર્ષિક રૂપિયા ૫૦ એકઠા કરે ત્યારે તે પુસ્તકાલયના અથવા વાચનાલયના અથવા બન્નેના નિભાવ અર્થે પુસ્તકાલય ખાતું અને નાણાંની સવડ હશે તો પ્રાંત પંચાયત પણ દરેક રૂપિયા ૫૦ ની વાર્ષિક મદદ તે વાચનાલયને આપશે.

જો ઉપર કહેલા લોકો રૂા. ૫૦ કરતાં ઓછી રકમ એકઠી કરશે તો મધ્યવર્તી પુસ્તકાલય ખાતું તેમ જ પંચાયત તેના પ્રમાણમાં તેટલી ઓછી મદદ આપશે.

**દુરસ્તી નં. ૧** : ગ્રામ પુસ્તકાલયોને નિભાવણી માટે ઉપરની કલમ ૨ પ્રમાણે રૂા. ૫૦) ની મદદ મળતી, પણ મકાનવાળાં પુસ્તકાલયો વધવા લાગવાથી તેમ જ તેમનો ખર્ચ વિશેષ થતો હોવાથી દ્વારકામાં રાજ્ય પુસ્તકાલય પરિષદે ગ્રામ પુસ્તકાલયોને સરકાર

પંચાયતના મદદના રૂપિયા ૫૦ ને બદલે ૧૦૦) આપવાની વિનતિ કરતો ઠરાવ થયેલો તે આધારે પુસ્તકાલય ખાતાએ ટિપ્પણ કરેલું. તે ટિપ્પણ ઉપર નામદાર મંત્રીમંડળે કૃપાવંત થઈ હુકમ નં. ૧૯૩/૬૬ તા. ૧૧-૧-૨૭ થી ખાતાની ભલામણ માન્ય કરી, ઉપરની કલમમાં રૂપિયા પચાસને બદલે 'રૂપિયા સો'ની મદદ આપવાની દુરસ્તી આજ્ઞા રાખી છે.

**દુરસ્તી નં. ૨** : રાજ્યની ગ્રામ પંચાયતોએ કરવાનાં કામોમાં "પુસ્તકાલય"નો સમાવેશ નહિ થતો હોવાથી ગામ પંચાયતો નાણાંની સવડ હોય અને મદદ કરવાની ઇચ્છા હોય તો પણ નિયમની આંટને લઇને પુસ્તકાલયને મદદ આપી શકાતી નહિ. સદર બદલ પેટલાદમાં મળેલી પુસ્તકાલય પરિષદે રાજ્યના નિયમોમાં ફેરફાર કરાવવા માગણી કરેલી. તે ઉપરથી ટિપ્પણ સાદર કરતાં નામદાર મંત્રીમંડળે કૃપાવંત થઈ હુકમ નં. ૧૬૪/૬૭ તા. ૪-૨-૨૯ આધારે માગણી મંજૂર કરી છે. તેમાં "પ્રાંત પંચાયત" એ શબ્દો પછી અને "**અને ગ્રામ પંચાયત**" એ શબ્દો ઉમેરવામાં આવ્યા છે. ( સ. નં. ૧૧/૧૨-૩-૨૯ ).

ટિપ્પણ : એક વખત ગ્રામ પુસ્તકાલય સ્થપાયા પછી દર વર્ષે એ પુસ્તકાલયને જે મદદ આપવામાં આવે છે તે આ કલમ આધારે છે. કોઇ પણ પુસ્તકાલય કે વાચનાલયને તેનું કામ, વસતિ અને વ્યવસ્થાનો આધાર રાખી વધુમાં વધુ રૂપિયા સો સુધી મદદ અપાય છે.

**ગ્રામ પુસ્તકાલય સ્થાપવા માટે પુસ્તકોની મદદ**

(૩) જ્યારે કોઇ ગામના લોકો લવાજમ, બક્ષિસ, અથવા બીજી રીતે રૂ. ૨૫) એકઠા કરશે, અને પુસ્તકાલય ખાતા તરફ મોકલી આપશે ત્યારે તે ખાતું નામદાર દિવાન સાહેબે નિમણૂક કરેલા ત્રણ સદ્‌ગૃહસ્થોની સમિતિએ પસંદ કરેલાં રૂ. ૧૦૦) ની કિંમતનાં દેશી ભાષાનાં પુસ્તકો તે ગામના પુસ્તકાલયને આપશે.

આ પુસ્તકોથી સાર્વજનિક પુસ્તકાલય સ્થાપિત થયેલું ગણાશે. અને તે પુસ્તકાલયનું વ્યવસ્થાપક મંડળ અથવા લવાજમ ભરનાર સદ્‌ગૃહસ્થો જે નિયમો અને ધોરણ નક્કી કરશે તેને અનુસરી તે ગામના સર્વ લોકો તેમાંનાં પુસ્તકો વગર લવાજમે વાંચવા લઇ જઇ શકશે.

ટિપ્પણ : સાર્વજનિક પુસ્તકાલય સ્થાપવા ઇચ્છતા ગામના આગેવાનોએ લોકમદદ ઊભી કર્યા પછી ગામની વસતિ, ભણેલા માણસ, શાળા છે કે કેમ, નજીકનું રેલ્વે સ્ટેશન, પોસ્ટનું સરનામું, વગેરે માહિતી આપતી એક અરજી પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક સાહેબ તરફ મોકલવાની હોય છે. અરજ મંજૂર થાય એટલે તેમને અંદાજપત્રની બે નકલો મોકલવામાં આવે છે. તેમાં પુસ્તકો માટે ૨૫+૭૫ સરકાર મદદનાં પુસ્તકોની માગણી તથા બીજી વાચનાલય માટેની રકમ રૂ. ૨૫) સુધી ઊભી કરી તે પર સરકાર પંચાયત મદદ માગી તેમાંથી કબાટ, સિક્કો વગેરે ઇતર સામાન સામયિકો માગવાનાં હોય છે. પુસ્તકાલયની વ્યવસ્થા માટે નિયમોનો ખરડો આ નિયમો પછીથી આપ્યો છે.

**ફરતો પુસ્તકાલયની મદદ**

(૪) આ રીતે સ્થાપન થયેલું દરેક સાર્વજનિક પુસ્તકાલય, પુસ્તકાલય ખાતા તરફથી મોકલવામાં આવતાં દેશી ભાષાનાં પુસ્તકોનું ફરતું પુસ્તકાલય મેળવવાને હકદાર ગણાશે.

(૫) જો ચાર હજાર કરતાં અધિક વસતિવાળાં શહેર અથવા કસ્બાના લોકો લવાજમથી, બક્ષિસથી અથવા બીજી રીતે દર વર્ષે રૂપિયા ત્રણસોથી વધારે નહિ એવી કોઇપણ રકમ તે ગામના સાર્વજનિક પુસ્તકાલય માટે એકઠી કરે, તો તેવા પુસ્તકાલયના નિભાવાર્થે પુસ્તકાલય ખાતું અને નાણાંની સવડ હશે તો પ્રાંત પંચાયત અથવા સુધરાઇ પણ દરેક તેટલી બીજી રકમ દર વર્ષે આપશે.

**કસ્બા પુસ્તકાલયોને વાર્ષિક મદદ**

**દુરસ્તી :** મે. રા. રા. સરસુબા સાહેબ તરફથી સુધરાઇ મદદ માટે આક્ષેપ લેવાતાં તે દૂર થવા ખાતા તરફથી ટિપ્પણ કરતાં નામદાર મંત્રીમંડળ હુકમ નં. ૩૦૧/૧૦૧ તા. ૧૮-૪-૨૭ આધારે ઉપરની કલમના **"અથવા સુધરાઇ"** એ શબ્દો રદ્દ કરી **"અને સુધરાઇ"** એવા શબ્દો નવીન દાખલ કરવામાં આવ્યા છે. ( સ. નં. ૨ તા. ૪-૬-૨૭ )

(૬) આવાં કસ્બા પુસ્તકાલયો દેશી તેમ જ અંગ્રેજી ભાષાનાં પુસ્તકોનું ફરતું **ફરતાં પુસ્તકાલયોની મદદ** પુસ્તકાલય મેળવવા હકદાર ગણાશે.

(૭) આ રીતે સ્થાપિત થયેલું દરેક કસ્બા પુસ્તકાલય મધ્યવર્તી પુસ્તકાલય મુકરર કરી આપે તેવાં નજીકનાં ગ્રામ પુસ્તકાલયો ઉપર સામાન્ય દેખરેખ રાખશે અને દેશી ભાષાનાં ફરતાં પુસ્તકાલયો તેમને નિયમિત મળે તેવી વ્યવસ્થા કરશે.

**કસ્બા પુસ્તકાલયની ગ્રામ પુસ્તકાલય પર દેખરેખ**

(૮) કોઇપણ કસ્બા અથવા ગામમાં એક કરતાં વધારે વાચનાલય સ્થાપન કરવાની માગણીનો પુસ્તકાલય ખાતું યોગ્ય વિચાર કરશે.

**વધારે વાચનાલયો માટે માગણી**

**દુરસ્તી :** પેટલાદ મુકામે ભરાયલી રાજ્ય પુસ્તકાલય પરિષદે મહિલા અને બાલપુસ્તકાલયોને પૂરતી મદદ મળે તે પ્રમાણે વિનતિ કરતો ઠરાવ કરેલો, તે આધારે નેક નામદાર દિવાન સાહેબે ખાતા પાસેથી ટિપ્પણ રૂપે હકીકત માગેલી. સદર હકીકત સાદર થતાં નામદાર મંત્રીમંડળ હુકમ નં. ૧૬૪-૨૭ તા. ૪-૨-૨૯ આધારે ઉપરની કલમમાં ફેરફાર કરવામાં આવ્યો છે. ઉપરની કલમમાં **"સ્થાપન કરવાની"** એ શબ્દો પછી **"અથવા સ્ત્રીઓ અને બાળકોના ઉપયોગ માટે હાલનાં પુસ્તકાલયોનો કોઇ ઓરડો ( વા ભાગ ) દલાયદો કાઢવાની અને તે માટે સાહિત્ય પૂરાં પાડવાની"** વધારાના ઉમેરવામાં આવ્યા છે. તેમજ નીચેનું વાકય નવીન છેવટે ઉમેરવામાં આવ્યું છે:

**"આ હેતુને માટે નિયમની કલમ ૨ માં જણાવ્યા પ્રમાણે ગ્રામ પુસ્તકાલયોના ધોરણે તે મદદ આપશે"** ( સ. નં. ૧૦ તા. ૧૨-૩-૨૯ )

(૯) જ્યારે કોઇ પ્રાંતના લોકો લવાજમથી, બક્ષિસથી અથવા બીજી રીતે પ્રાંતના મુખ્ય પુસ્તકાલય માટે રૂ. ૭૦૦ થી વધારે નહિ એવી કોઇ પણ રકમ એકઠી કરે ત્યારે મધ્યવર્તી પુસ્તકાલય ખાતું અને નાણાંની સવડ હોય તો પ્રાંત પંચાયત અથવા સુધરાઇ પણ દરેક પુસ્તકાલયને તેટલી જ બીજી રકમ આપશે." આવું

**પ્રાંત પુસ્તકાલયોને વાર્ષિક મદદ**

પુસ્તકાલય પ્રાંતના સદર સ્થળમાં ખોલવામાં આવશે. દરેક પ્રાંત પુસ્તકાલય, પુસ્તકાલય ખાતાના તાબાનું ગણાશે.

**દુરસ્તી :** કલમ ' ૫ ' માં જણાવેલા કારણે આ કલમમાં પણ નામદાર મંત્રી-મંડળ હુ૦ નં. ૩૦૧-૧૦૧ તા. ૧૮-૪-૨૭ આધારે " **અથવા સુધરાઇ** " એ શબ્દો રદ કરી ' **અને સુધરાઇ** " એ શબ્દો નવીન દાખલ કરવવામાં આવ્યા છે. ( સં. નં. ૨/૪-૬-૨૭ )

(૧૦) પ્રાંતનાં કસ્બા પુસ્તકાલયો જે તે પ્રાંતના મુખ્ય પ્રાંત પુસ્તકાલયની સામાન્ય દેખરેખ નીચે રહેશે.

**કસ્બા પુસ્તકાલય ઉપર દેખરેખ**

**મકાન માટે મદદ**

(૧૧) જ્યારે સાર્વજનિક પુસ્તકાલયવાળા શહેરના કે ગામના લોકો લવાજમથી, બક્ષિસથી કે બીજી કોઇ રીતે પુસ્તકાલય માટે જોઇએ તેવા યોગ્ય મકાન સારૂ કુલ ખર્ચની ⅓ રકમ એકઠી કરે ત્યારે પ્રાંત પંચાયત અને મધ્યવર્તી પુસ્તકાલય ખાતું તે મકાન બાંધવાના ખર્ચનો બાકીનો ⅔ ભાગ આપશે પરંતુ તે મકાનનો નકશો વગેરે મધ્યવર્તી પુસ્તકાલય ખાતાએ મંજૂર કરેલો હોવો જોઇએ.

**ટિપ્પણ :** અનુભવ પ્રમાણે નાનાં ગામો માટે એક ઓરડાનાં મકાન બાંધવા રૂા. ૬૦૦) લોકમદદ ઊભી કરવાનું ઠરાવ્યું છે. હજાર ઉપરની વસતિવાળાં ગામોએ બે ઓરડાનું મકાન બાંધવું હોય તો રૂા. ૧૦૦૦) ઉભા કરવાના હોય છે. મહિલા અને બાલ પુસ્તકાલયોને સરકાર તરફથી મકાન માટે રૂા. ૨૦૦૦) મદદ મળે છે. સવડ હોય તો પ્રાંત પંચાયતો પણ તેટલી મદદ આપે છે. બાકીની વધુ રકમ આવાં મકાનો માટે જોઇએ તો લોકોએ આપવાની હોય છે.

**ગ્રામ પુસ્તકાલય અને વાચનાલયનો સમય**

(૧૨) દરેક ગ્રામ પુસ્તકાલય અથવા વાચનાલય વાચન માટે તથા પુસ્તકોની આપ-લે માટે દરેક અઠવાડિયામાં ઓછામાં ઓછા ચૌદ કલાક ખુલ્લુ રહેવું જોઇએ; અને આ વખત કચેરીના કામકાજના વખત સિવાયનો બનતા સુધી રાખવો જોઇએ.

**કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોનો સમય**

(૧૩) દરેક કસ્બા પુસ્તકાલય તથા વાચનાલય અને પ્રાંત પુસ્તકાલય વાચન માટે તથા પુસ્તકોની આપ-લે માટે તહેવારના દિવસો સાથે ઓછામાં ઓછા છ કલાક ખુલ્લું રહેવું જોઇએ. આ વખત કચેરીના કામકાજના વખત સિવાયનો બનતા સુધી હોવો જોઇએ.

**ગ્રામ પુસ્તકાલયનું ત્રિમાસી નિવેદન**

(૧૪) રાજ્યનું દરેક ગ્રામ પુસ્તકાલય પોતાના કામનું ત્રિમાસિક નિવેદન આ કામ માટે પૂરાં પાડવામાં આવેલા નમૂના ઉપર જે કસ્બા પુસ્તકાલય સાથે તે જોડાએલું હોય તે પુસ્તકાલય તરફ મોકલી આપશે;

(૧૫) રાજ્યનું દરેક કસ્બા પુસ્તકાલય પોતાનાં તેમ જ પોતાની દેખરેખ નીચેનાં ગ્રામ પુસ્તકાલયોનાં ત્રિમાહી નિવેદનો તે માટે પૂરાં પાડવામાં આવેલા નમૂના ઉપર મુખ્ય પ્રાંત પુસ્તકાલય તરફ મોકલી આપશે.

**કસ્બા પુસ્તકાલયનું ત્રિમાહી નિવેદન**

(૧૬) મુખ્ય પ્રાંત પુસ્તકાલય પોતાની દેખરેખ નીચે મુકાયેલાં ગ્રામ અને કસ્બા પુસ્તકાલયોના કામનું તેમજ પોતાના કામનું ત્રિમાહી નિવેદન પૂરા પાડવામાં આવેલા નમૂના પર પુસ્તકાલય ખાતા તરફ મોકલી આપશે.

**પ્રાંત પુસ્તકાલયનાં ત્રિમાહી નિવેદનો**

(૧૭) જો કોઇ તાલુકામાં મુખ્ય કસ્બા પુસ્તકાલય ન હોય તો દરેક ગ્રામ વા કસ્બા પુસ્તકાલય તેનું ત્રિમાહી નિવેદન તે પ્રાંતના મુખ્ય પુસ્તકાલય તરફ મોકલી આપશે.

**ગ્રામ પુસ્તકાલયે કસ્બા પુસ્તકાલય ન હોય તો કેમ નિવેદન મોકલવું**

(૧૮) જો કોઇ પ્રાંતનું મુખ્ય પુસ્તકાલય ન હોય તો પ્રાંત પુસ્તકાલય તરફ પોતાનું નિવેદન મોકલી આપવાની ફરજ હોય તેવાં તે પ્રાંતનાં સર્વ પુસ્તકાલયોએ તેમનાં ત્રિમાહી નિવેદનો વડોદરા મધ્યવર્તી પુસ્તકાલય ખાતા તરફ બારોબાર મોકલવાં જોઇએ.

**પ્રાંત પુસ્તકાલયના અભાવે કરવાની તજવીજ**

(૧૯) સરકાર તરફથી મદદ મેળવતાં સર્વ ગ્રામ પુસ્તકાલયોએ દર વર્ષે પોતાનું સઘળું ઉત્પન્ન બની શકે ત્યાં સુધી નીચે જણાવેલા ધોરણે ખર્ચવું જોઇએ.

**ગ્રામ પુસ્તકાલયોએ ઉત્પન્ન ખર્ચવાની રીત**

| | |
|---|---|
| પુસ્તકો ખાતે ... ... ... ... ... | ૨૫ ટકા |
| વર્તમાનપત્રો–માસિકો વગેરે ખાતે ... ... ... | ૩૦ ટકા |
| લાકડી સામાન, વગેરે ખાતે ... ... ... ... | ૨૦ ટકા |
| કોઇપણ ઉપરની બાબતમાં વધારો અગર પુસ્તકાલયના બીજા ઉપયોગ ખાતે ... ... ... ... ... | ૨૫ ટકા |

(૨૦) સરકાર તરફથી મદદ મેળવનાર સર્વ કસ્બા અને પ્રાંતપુસ્તકાલયોએ દર વર્ષે તેમનું બધું ઉત્પન્ન બની શકે ત્યાંસુધી નીચેના ધોરણે ખર્ચવું જોઇએ.

**કસ્બા તથા પ્રાંતપુસ્તકાલયોએ ઉત્પન્ન ખર્ચવાની રીત**

| | |
|---|---|
| પુસ્તકો ખાતે ... ... ... ... ... ... | ૨૫ ટકા |
| વર્તમાનપત્રો, માસિકો, વગેરે ખાતે ... ... ... ... | ૧૫ ટકા |
| લાકડીસામાન વગેરે ખાતે... ... ... ... ... | ૧૦ ટકા |
| ગ્રંથપાલ, સિપાઇ, મકાનભાડું વગેરે ખાતે ... ... ... | ૨૫ ટકા |
| ઉપરની કોઇપણ બાબતમાં અથવા બધી બાબતોમાં વધારા ખાતે અથવા પુસ્તકાલયના બીજા કોઇપણ ઉપયોગ ખાતે ... ... ... ... ... ... | ૨૫ ટકા |

ટિપ્પણ : ૨૫ ટકા જે ઇતર ઉપયોગ માટે ખર્ચવાના બતાવ્યા છે તેની ફાળવણી ગ્રામ પુસ્તકાલયો તથા કસ્બાઓએ કેમ કરવી તે ફરી સૂચનાઓ દ્વારા સમજાવવી છે. પુસ્તકાલયો પોતાના પુસ્તકાલયમાં લોકોને પુસ્તકવાચનમાં વધુ રસ લેતા કરે તેવા પ્રયાસો કરવા અને સારાં લોકભોગ્ય પુસ્તકો વસાવવા સૂચના કરી છે. કસ્બા પુસ્તકાલયોએ સારા આકરગ્રંથો પણ વસાવવા આવશ્યક છે. પોતાના અંદાજે ટકાનું ધોરણ સાચવી જો બનાવવામાં આવે તો વાચકોનું પ્રમાણ વધે એ સ્વાભાવિક છે.

**ગ્રામપુસ્તકાલયની દેખરેખ**

(૨૧) દરેક ગ્રામપુસ્તકાલય, તે ગામની શાળાના શિક્ષકની, અથવા સ્થાનિક વ્યવસ્થાપક મંડળે અથવા લવાજમ ભરનાર સદ્‌ગૃહસ્થોએ રીતસર નીમેલા અન્ય જવાબદાર ગૃહસ્થની પ્રત્યક્ષ દેખરેખ નીચે રહેશે.

**કસ્બા પુસ્તકાલયનું મહેકમ**

(૨૨) દરેક કસ્બા પુસ્તકાલયે તેના કામ માટે જરૂર હોય તેટના નોકરો રાખવા જોઇએ. અને એક ગ્રંથપાલ પણ રાખવો જોઇએ. જે કસ્બા પુસ્તકાલયનું વાર્ષિક ઉત્પન્ન રૂ. ૫૦૦ કે તેથી વધારે હોય તે સ્થળે પુરુષ અધ્યાપન પાઠશાળાના પહેલા વર્ષની અથવા અંગ્રેજી પાંચમા ધોરણની પરીક્ષા પાસ કરી હોય તેવા શખ્સને ગ્રંથપાલ તરીકે પસંદગી મળવી જોઇએ. પુસ્તકાલયની સીધી દેખરેખ ગ્રંથપાલની રહેશે અને તેની બરાબર વ્યવસ્થા માટે ગ્રંથપાલને જવાબદાર ગણવામાં આવશે.

**પ્રાંતપુસ્તકાલયનું મહેકમ**

(૨૩) દરેક મુખ્ય પુસ્તકાલયે તેના કામ માટે જરૂર પડે તેટલા કારકુનો તથા સિપાઇઓ અને કામના પ્રમાણમાં એક અથવા વધારે ગ્રંથપાલો રાખવા જોઇએ. આ ગ્રંથપાલો કસ્બા પુસ્તકાલયોના ગ્રંથપાલો જેટલી લાયકીવાળા હોવા જોઇએ. મુખ્ય ગ્રંથપાલને 'પુસ્તકાલયશાસ્ત્ર'નું સારૂં જ્ઞાન હોવું જોઇએ. તે પુસ્તકાલય ઉપર સીધી દેખરેખ રાખશે અને તેની યોગ્ય વ્યવસ્થા માટે જવાબદાર ગણાશે.

**વ્યવસ્થાપક મંડળ**

(૨૪) પુસ્તકાલયને નાણાંની વાર્ષિક મદદ કરનાર સર્વ સદ્‌ગૃહસ્થો દર વર્ષે ત્રણથી નવ સુધી સદ્‌ગૃહસ્થોનું એક વ્યવસ્થાપક મંડળ ચૂંટી કાઢશે; અને આ મંડળ પુસ્તકાલયનો વહીવટ ચલાવશે.

નવા વ્યવસ્થાપક મંડળની ચૂંટણી થતા સુધી જૂનું વ્યવસ્થાપક મંડળ કામ કરશે.

વર્ષમાં વ્યવસ્થાપક મંડળમાં ખાલી પડેલી જગાઓ મંડળ પોતાની પસંદગીથી પૂરશે.

વ્યવસ્થાપક મંડળ પોતાના કામકાજ કરવાના ધોરણ સંબંધે, અને સભાસદોની ચૂંટણી સંબધે નિયમો ઘડશે; તેમજ પુસ્તકાલય તથા વાચનાલય માટે પણ નિયમો તથા ધોરણો નક્કી કરશે. આ નિયમોની એક નકલ 'પુસ્તકાલય‚ખાતાના વ્યવસ્થાપક' તરફ મોકલવી જોઇએ.

ટિપ્પણ—ગ્રામ તથા કસ્બાનાં સાર્વજનિક પુસ્તકાલયોએ નિયમો કેમ ઘડવા તેનો ખરડો આ નિયમો પછીથી આપવામાં આવ્યો છે.

**ખાનગી પુસ્તકાલયોને ફરતાં પુસ્તકાલયોની મદદ**

(૨૫) સરકાર તરફથી જેઓને નાણાંની મદદ મળતી ન હોય એવાં ખાનગી લવાજમવાળાં, કલબનાં અથવા બીજાં પુસ્તકાલયો મધ્યવર્તી પુસ્તકાલય ખાતાની પરવાનગીથી દેશી અથવા અંગ્રેજી ભાષાનાં પુસ્તકો અથવા બન્નેના ફરતાં પુસ્તકાલયો મેળવી શકશે.

**જ્ઞાતિ-જાતિના ભેદ સિવાય સર્વને પુસ્તકાલયોના ઉપયોગ માટે છૂટ.**

(૨૬) આ નિયમોને અનુસરી સ્થાપન થયેલાં અથવા સરકારની કોઇ પણ રીતે મદદ મેળવનાં હોય તે સર્વ પુસ્તકાલયો જ્ઞાતિ, જાતિ વા ધર્મના ભેદ સિવાય સર્વના મફત ઉપયોગ માટે ખુલ્લાં રહેવાં જોઇશે.

**મદદ ઘટાડવા કે બંધ કરવા વિષે.**

(૨૭) આ નિયમો પ્રમાણે રાજ્યની મદદ કોઈ પણ ગામ કે કસ્બાના એક કરતાં વધારે પુસ્તકાલયોને મળી શકશે નહિ. સરકાર તરફથી આપવામા આવતી મદદ કોઇ પણ પુસ્તકાલયને એક વર્ષ અગાઉ સૂચના આપીને ઘટાડવા અગર તદ્દન બંધ કરવા સરકાર મુખત્યાર છે.

**દુરસ્ની :** ઉપરની કલમમાં શરૂઆતમાં **" ખાસ સ્ત્રીઓનાં પુસ્તકાલયો માટે માગણી નહિ હશે તો "** એ શબ્દો ના. મં. હુકમ અંક ૧૯૮/૮૨ તા. ૧૮-૭-૩૪ આધારે ઉમેરવામા આવ્યા છે.

**મદદ મેળવતાં પુસ્તકાલયો રાજ્યની દેખરેખ નીચે રહેશે**

(૨૮) સરકાર તરફથી મદદ મેળવતાં સર્વ પુસ્તકાલયો રાજ્યના નિબંધ અને દેખરેખ નીચે રહેશે.

ટિપ્પણ—પુસ્તકાલયોની તપાસણીમાં જણાયેલી વ્યવસ્થાની ખામીઓ સુધારવા, પુસ્તકાલયોને શાસ્ત્રીય દૃષ્ટિએ પદ્ધતિસરનાં બનાવવા, તેમની સદ્ધરતા સાધવા, તેમ જ સાર્વજનિક ઉપયોગિતાની દૃષ્ટિએ તેનાં ધોરણોમાં ઘટતો સુધારો વધારો આ કલમ આધારે પુસ્તકાલય ખાતું કરે છે. આવા થયેલા હુકમો અને સૂચનાઓનો જરૂર પૂરતો ભાગ ખંડ ૩જામાં આપ્યો છે.

**પુસ્તકાલય માટે ખાસ કર**

(૨૯) જો કોઇ પ્રાંતપંચાયત અથવા બીજી કોઇ સ્થાનિક સંસ્થા પુસ્તકાલય માટે ફંડ એકઠું કરવા સારૂ દરેક પુખ્ત ઉમરના ભણેલા પુરુષ દીઠ વર્ષે એક બે આના જેટલો જૂજ ખાસ કર નાખવાની દરખાસ્ત લાવશે તો તે ઉપર સરકાર સારી રીતે વિચાર ચલાવશે.

---

## (૨) ફરતાં પુસ્તકાલયો સંબંધી નિયમો

**ફરતાં પુસ્તકાલયો કોને મોકલી શકાશે**

(૧) વડોદરા રાજ્યની શાળાના મુખ્ય શિક્ષક, સાર્વજનિક પુસ્તકાલયના મંત્રી, અથવા કોઇ પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થ તરફ ફરતાં પુસ્તકાલયો મોકલી શકાશે.

**હોદ્દો**

(૨) જે ઇસમ પાસે આવું ફરતું પુસ્તકાલય રહેશે તે આ પુસ્તકાલયનાં વ્યાવહારિક કારણો માટે તેટલા સમય પૂરતા ' ફરતા પુસ્તકાલયના મંત્રી ' રહેશે.

**કોને પુસ્તકો વાંચવા આપવાં**

(૩) ફરતાં પુસ્તકાલયના મંત્રી જેમના ઉપર વિશ્વાસ મૂકશે, અથવા જે પુસ્તકની છાપેલી કિંમત જેટલી કિંમત અનામત મૂકશે, અથવા પુસ્તકોને નુકસાન કે ગૂમ કરવા સામે જામીન થનાર તે જ ગામના કોઇ સંભાવિત સદ્‌ગૃહસ્થની લેખી સહી લાવશે તો તેવી હરકોઇ વ્યક્તિને પુસ્તક વિના લવાજમે ઘેર વાંચવા માટે આપવામાં આવશે.

**પુસ્તક આપ–લે કરવાનો સમય**

(૪) જાહેર પ્રજાને પુસ્તક આપ–લે કરવાના કલાકો મંત્રી નક્કી કરશે; અને તે બાબતની જાહેરાત જાહેર પ્રજાની જાણ માટે યોગ્યસ્થળે કરશે.

**સાધનિક વસ્તુઓ**

(૫) ફરતા પુસ્તકાલયનાં પુસ્તકો સાથે નીચેની સાત વસ્તુઓ મોકલવામાં આવશે.

( ૧ ) આપ-લે નોંધવહી ( જેના પ્રથમ પાન પર જે પુસ્તકો મોકલ્યાં છે તેની યાદી ચોડવામાં આવી હશે. )
( ૨ ) સૂચનાપોથી.
( ૩ ) માસિક હેવાલ માટે બે પત્તાં.
( ૪ ) ફરતું પુસ્તકાલય આવી પહોંચ્યું છે એવી પાંચ જાહેરાતો જાહેર સ્થળે ચોડવા માટે.
( ૫ ) ફરતા પુસ્તકાલયના મંત્રી માટે છાપેલી સૂચનાઓ.
( ૬ ) ફરતા પુસ્તકાલયના નિયમો.
( ૭ ) નિવેદન સાથે ફરતાં પુસ્તકાલયો પાછાં મોકલવાનો પરિપત્ર.

ઉપરના પૈકી પહેલાં બે ફરતાં પુસ્તકાલયો પાછાં મોકલતી વખતે પુસ્તકાલય ખાતામાં પેટી સાથે પરત મોકલવાં કે જેથી ફરતા પુસ્તકાલય શાખાના વાર્ષિક નિવેદન માટે આંકડાઓ તૈયાર થઇ શકે.

**ફરતાં પુસ્તકાલયો પાછાં કેવી રીતે મોકલવાં**

(૬) વાંચવા આપેલાં પુસ્તકો ત્રણ માસમાં પરત મંગાવી લેવાં; અને મોકલેલી મૂળ યાદી સાથે સરખાવી લેવાં. ફરતા પુસ્તકાલયની પેટી યોગ્ય રીતે તાળું મારી, મહોર કરી, અનપેઇડ રેલ્વે પારસલથી પુસ્તકાલય ખાતા તરફ મોકલવી. તેજ દિવસે તાળાની

કૂંચી તથા કલમ ૫ માં જણાવેલો ૭ મી બાબતનો પરિપત્ર બરાબર હકીકત ભરીને તુર્તજ વડોદરા મોકલવાં.

**ફરતુ પુસ્તકાલય પાછું મોકલવા સંબંધે અગાઉથી ખબર આપવા બાબત**

(૭) વડોદરા તરફ ફરતું પુસ્તકાલય પાછું મોકલતા પહેલાં એક પોસ્ટ કાર્ડ દ્વારા પુસ્તકાલય ખાતાને તે બાબત ખબર આપવી; જેથી રેલ્વે સ્ટેશન પર ફરતું પુસ્તકાલય આવવા સંબંધી તપાસ થઇ શકે.

**પહોંચ**

(૮) દરેક ફરતા પુસ્તકાલયની પહોંચ તે કચેરીમાં આવતાં તુર્ત જ મોકલવામાં આવશે. જો પહોંચ ફરતું પુસ્તકાલય મોકલ્યા પછી એક અઠવાડિયામાં ન મળે તો લાગતા વળગતા મંત્રીએ તે સંબંધી યોગ્ય પૂછપરછ જે તે સ્થળે કરવી જોઇશે.

**બીજા ફરતા પુસ્તકાલયની માગણી**

(૯) ફરીથી ફરતાં પુસ્તકાલયો જોઇએ તો છપાયલા કાગળથી માગણી કરવી.

## ફરતાં પુસ્તકાલયોના મંત્રીઓને સૂચનાઓ

**ત્રણ દિવસમાં પાવતી મોકલવી**

(૧) ફરતું પુસ્તકાલય મળતાં જ મંત્રીએ અંદરનાં પુસ્તકો તેની મોકલેલી યાદી સાથે સરખાવવાં; અને પેટીઓ મળ્યાથી ત્રણ દિવસની અંદર તેની પહોંચ પુસ્તકાલય ખાતા તરફ વડોદરા મોકલવી.

**છાપેલી જાહેરાતનો ઉપયોગ કરવો**

૨. ફરતાં પુસ્તકાલયોના નિયમો ધ્યાનમાં રાખીને તેનાં પુસ્તકોનો તમામ વર્ગના લોકોમાં બની શકે તેટલી છૂટથી ઉપયોગ મંત્રીએ કરાવવો. તેણે પુસ્તકો આપ-લે કરવા માટે સમય અને સ્થળ, તેમ જ મંત્રી તરીકે પોતાની સહી છાપેલી જાહેરાતોમાં કરી, ભણેલાં સ્ત્રીપુરુષોમાં વહેંચવી અથવા જાહેર સ્થળોએ ચોડવી.

**માસિક નિવેદન**

(૩) પેટીઓ સાથે મોકલેલા પત્તામાં દર માસે વંચાયલાં પુસ્તકો, અને વાચકોની સંખ્યા ભરી મોકલવી જોઇએ.

**પુસ્તક આપ્યાની તારીખ નાખવી**

(૪) મંત્રીએ પુસ્તકના છેવટે પુસ્તક વાંચવા આપ્યાની તારીખ નાખવાની કાપલી ચોડી તે ઉપર પુસ્તક આપ્યાની તારીખ નાખવી.

**એક જ પુસ્તક આપવું**

(૫) એકી વખતે એક જ વાચકને એક જ પુસ્તક વાંચવા આપી શકાશે.

**પુસ્તક રાખવાનો સમય**

(૬) પુસ્તક દશથી વધુ દિવસ રાખી શકાશે નહિ; અને જરૂર હશે અને બીજાની માગણી નહિ હશે તો બીજા દશ દિવસ વધુ રાખી શકાશે.

**વાચકની સહી લેવા બાબત**

(૭) ફરતા પુસ્તકાલયમાં રાખેલી આપ-લે નોંધવહીમાં સહી કર્યા સિવાય કોઈ પણ પુસ્તક બહાર જવા દેવું નહિ.

**જવાબદારી**

(૮) વાંચવા આપેલાં તમામ પુસ્તકો માટે ફરતા પુસ્તકાલયના મંત્રી જવાબદાર રહેશે.

**પુસ્તકમાં લખવાની મનાઈ**

(૯) પુસ્તકમાં કંઈ પણ લખવાની કે ચિહ્ન કરવાની વાચકને સખ્ત મનાઈ છે.

**નુકસાની ભરવા બદલ**

(૧૦) વાચકને વાંચવા આપેલા પુસ્તકને થયેલું નુકસાન મંત્રી ઠરાવે તે વાચકે તુર્ત ભરપાઈ કરવું પડશે

**ફરતાં પુસ્તકાલયો રાખવાનો સમય**

(૧૧) ફરતાં પુસ્તકાલયો વધુમાં વધુ ત્રણ માસ રહી શકશે. માટે વાચકોએ ત્રીજા મહિનાના છેલ્લા અઠવાડિયામાં પુસ્તકો પરત કરવાં જોઈએ.

**પુસ્તકો સંબંધે સૂચનાઓ**

(૧૨) દરેક વાચક મોકલેલાં પુસ્તકો સંબંધી સૂચનાપોથીમાં સૂચનાઓ લખી શકશે અને ફરીથી કેવાં પુસ્તકો જોઈશે, અગર ફરતાં પુસ્તકાલયોનો વિશેષ ઉપયોગ કેમ થઈ શકે તે માટે સૂચના કરી શકશે.

# (૩) સાર્વજનિક પુસ્તકાલયના સર્વસામાન્ય નિયમોનો ખરડો

[ રાજ્યના કસ્બા પુસ્તકાલયોએ તથા સ્વતંત્ર મકાન ધરાવતા અને મોટાં ગ્રામ પુસ્તકાલયોએ પોતાના નિયમો ઘડી તે લોકોપકારક મંડળ સંબંધી નિયમ અન્વયે રાજ્યમાં નોંધાવી લેવા બાબતના ઠરાવો માલસર ખાતે મળેલી વડોદરા પ્રાંતની તથા કોસંબા ખાતે મળેલી નવસારી પ્રાંતની પરિષદોમાં પસાર થયા છે. તેના પરિપાલનાર્થે સર્વસાધારણ નિયમોનો એક ખરડો ખાતા તરફથી પ્રસિદ્ધ થવાની ભલામણ કોસંબાની પરિષદમાં થયેલી ને તે પુસ્તકાલય તરફથી માન્ય રહેલી તદનુસાર કસ્બા તથા ગ્રામ પુસ્તકાલયોને ઉપયોગી નિયમોના ખરડા તૈયાર કરી પ્રસિદ્ધ કરવામાં આવેલા. આ બન્ને ખરડાઓને બદલે બન્નેને લાગુ પડે તેવો એક સર્વ-સામાન્ય ખરડો તૈયાર કર્યો છે, તે પરથી રાજ્યના તમામ કસ્બા તથા ગ્રામ પુસ્તકાલયો પોત-પોતાના સ્થળ અને સંજોગોને માફક આવે તેવા જરૂરી સુધારા વધારા સહિત નિયમો ઘડી તે પર ખાતાની બહાલી મેળવી ઠરાવમાં સ્વીકાર્યા પ્રમાણે વહેલામાં વહેલી તકે લોકોપકારક મંડળ તરીકે રાજ્યમાં નોંધાવી લેવાની તજવીજ કરશે, પુસ્તકાલયના સભાસદ માટે દરેક વર્ગની શું રકમ ઠરાવવી તે સ્થળ પરના લોકો જ નક્કી કરી શકે એટલે તે આંકડો મૂકવામાં આવ્યો નથી.]

૧. **ઉદ્દેશ** — કસ્બાના / ગામના અને નજીકનાં ગામોનાં વતનીઓને જ્ઞાનનાં તથા વાચનનાં સાધનો, વિના લવાજમે પૂરાં પાડી, તેમનો વાચનનો શોખ ખીલવી, તેમનું જીવન બની શકે તેટલે દરજ્જે ઉન્નત બનાવવાને પ્રયત્ન કરવો, એ આ પુસ્તકાલયનો ઉદ્દેશ છે.

૨. **સભાસદોના વર્ગ**

**અ મુરબ્બી વર્ગ :—**

(૧) જે કોઈ ગૃહસ્થ આ પુસ્તકાલયને રૂ. ......) આપશે, તે *પુસ્તકાલયના મુરબ્બી ગણાશે.*

**આ પહેલો વર્ગ :—**

(૧) જે કોઈ ગૃહસ્થ એકી વખતે પુસ્તકાલયને રૂ. ......) આપશે, તે જિંદગી પર્યંતના પહેલા વર્ગના સભાસદ ગણાશે.

(૨) જે કોઈ ગૃહસ્થ એક વર્ષમાં પુસ્તકાલયને રૂ. .. ...) આપશે, તે તે વર્ષ પૂરતા પહેલા વર્ગના વાર્ષિક સભાસદ ગણાશે.

**ઇ બીજો વર્ગ :—**

(૧) જે કોઈ ગૃહસ્થ એકી વખતે પુસ્તકાલયને રૂ. ......) આપશે, તે જીંદગી-પર્યંતના બીજા વર્ગના સભાસદ ગણાશે.

(૨) જે કોઈ ગૃહસ્થ એક વર્ષમાં રૂ. ... પુસ્તકાલયને આપશે, તે તે વર્ષના બીજા વર્ગના વાર્ષિક સભાસદ ગણાશે.

ૈ ત્રીજો વર્ગઃ —

(૧) જે કોઇ ગૃહસ્થ એકી વખતે પુસ્તકાલયને રૂા. ... આપશે, તે જિંદગી પર્યંતના ત્રીજા વર્ગના સભાસદ ગણાશે.

(૨) જે કોઇ ગૃહસ્થ એક વર્ષમાં પુસ્તકાલયને રૂા. ... આપશે, તે તે વર્ષના ત્રીજા વર્ગના વાર્ષિક સભાસદ ગણાશે.

ઉ ચોથો વર્ગઃ—

(૧) જે કોઇ ગૃહસ્થ એકી વખતે પુસ્તકાલયને રૂા. ... આપશે, તે જિંદગી પર્યંતના ચોથા વર્ગના સભાસદ ગણાશે.

(૨) જે કોઈ ગૃહસ્થ એક વર્ષમાં પુસ્તકાલયને રૂા. ... આપશે તે તે વર્ષના ચોથા વર્ગના વાર્ષિક સભાસદ ગણાશે.

ટીપઃ-(૧) વર્ગનું લવાજમ કે ઉચક રકમ જે તે પુસ્તકાલયે પોતાની સ્થળ પરિસ્થિતિને અનુકૂળ હોય તે પ્રમાણે નક્કી કરવી.

(૨) જે કોઇ સભાસદ એકી વખતે ચઢતા વર્ગની ખૂટતી રકમ આપશે, તેમને રકમ મળ્યા તારીખથી ઉપરના વર્ગના સભાસદ ગણવામાં આવશે.

(૩) જો કોઇ સન્નારી કોઇપણ વર્ગમાં ઠરેલા ધોરણની ½ રકમ આપશે તો, તે જે તે વર્ગના સભાસદ તરીકેના તમામ હક્ક ભોગવી શકશે.

૩. (૧) **સભાસદોના સામાન્ય હક્ક** — સાધારણ સભામાં હાજર રહેવાનો તથા મત આપવાનો અને વ્યવસ્થાપક મંડળમાં ચુંટાવાનો હક્ક પ્રાપ્ત થશે. પરંતુ નવા વાર્ષિક સભાસદને પુસ્તકાલયમાં જોડાયા પછી છ માસની મુદત બાદ મત આપવાનો હક્ક પ્રાપ્ત થશે.

(૨) એક કરતાં વધારે પુસ્તકો ઘેર વાંચવા લઇ જવાનો.

(૩) પુસ્તક ૧૦ ને બદલે ૧૫ દિવસ સુધી ઘેર વાંચવા માટે રાખવાનો.

(૪) ચોથા વર્ગના વાર્ષિક સભાસદ સિવાયના તમામ સભાસદોને નીચે જણાવેલી સંખ્યામાં વાચકોના જામીન થવાનો હક્ક રહેશેઃ—

| | સંખ્યા | | સંખ્યા |
|---|---|---|---|
| ૧ મુરબ્બી | ... | ૫ વાર્ષિક બીજો વર્ગ | ... |
| ૨ આજીવન પહેલો વર્ગ | ... | ૬ આજીવન ત્રીજો વર્ગ | ... |
| ૩ વાર્ષિક ૧ લો વર્ગ | ... | ૭ વાર્ષિક ત્રીજો વર્ગ | ... |
| ૪ આજીવન ૨ જો વર્ગ | ... | ૮ આજીવન ચોથો વર્ગ | ... |

ટીપઃ-જામીન કેટલા ઇસમોના થઇ શકે તે પણ સ્થળપરની સ્થિતિ પ્રમાણે નક્કી કરવું.

૪. મુરબ્બી અને વર્ગ પહેલોઃ—

(૧) **સભાસદોના વિશેષ હક્ક** — પહેલા વર્ગના સભાસદ એકી વખતે પુસ્તકાલયમાંથી વાર્તાનાં ત્રણ કરતાં વધારે ન હોય તેવાં હરકોઇ પાંચ પુસ્તકો ઘેર વાંચવા લઇ જઇ શકશે.

(૨) પુસ્તકાલયના અંદાજમાં નિયમ પ્રમાણે ખરીદાયલાં વૃત્તપત્રો સામયિકો સભાસદ તરીકે કાયમ થવાના ક્રમ પ્રમાણે સવડ હશે તો પુસ્તકાલયના સમય બહાર વાંચવા માટે લઇ જવાની વ્યવસ્થા વ્યવસ્થાપક મંડળ કરી આપશે. પરંતુ તે પહોંચાડવા મંગાવવાની જવાબદારી સભાસદને શિર રહેશે. અગર પુસ્તકાલયના વાર્ષિક ખર્ચ ઉપરાંત સભ્યો પાસેથી વિશેષ રકમ લઈ સવડ કરી આપવામાં આવશે.

વર્ગ બીજો—

બીજા વર્ગના સભાસદ પુસ્તકાલયમાંથી એકી વખતે વાર્તાનાં બે કરતાં વધારે ન હોય તેવાં હરકોઇ ચાર પુસ્તકો અને પુસ્તકાલયના નિર્ણિત થયેલા વખત બહાર કોઇપણ એક ગુજરાતી વર્તમાનપત્ર અને એક માસિક વા ત્રિમાસિક પત્ર ઘેર વાંચવા લઇ જવાની વ્યવસ્થા વ્યવસ્થાપક મંડળ સવડ હશે તો કરી આપશે પરંતુ તે મંગાવવાની પહોંચાડવાની જવાબદારી સભાસદને શિર રહેશે; અગર તે બદલ પુસ્તકાલયના વાર્ષિક ખર્ચ ઉપરાંત સભ્યો પાસેથી વિશેષ રકમ લઇ સવડ કરી આપવામાં આવશે.

વર્ગ ત્રીજો—

ત્રીજા વર્ગના સભાસદ પુસ્તકાલયમાંથી એકી વખતે વાર્તાનાં બે કરતાં વિશેષ પુસ્તકો ન હોય તેવાં હરકોઈ ત્રણ પુસ્તકો અને પુસ્તકાલયના નિર્ણિત થયેલા વખત બહાર કોઇ પણ એક માસિક યા ત્રિમાસિક પત્ર સવડ હશે તો ઘેર વાંચવા લઇ જઈ શકશે.

વર્ગ ચોથો—

ચોથા વર્ગના સભાસદ પુસ્તકાલયમાંથી એકી વખતે વાર્તાનું એક અને એક બીજું એ પ્રમાણે બે પુસ્તકો અને પુસ્તકાલયના નિર્ણિત થયેલા વખત બહાર કોઇ પણ એક માસિક યા ત્રિમાસિક પત્ર સવડ હશે તો ઘેર વાંચવા લઇ જઇ શકશે.

ટીપઃ—એક જ પુસ્તક યા પત્ર માટે એક કરતાં વિશેષ સભાસદોની માગણી એક જ વખતે હશે ત્યારે વર્ગના ચડ ઉતરના ક્રમ પ્રમાણે આપવામાં આવશે પરંતુ જેની માગણી પહેલી હશે તેને પ્રથમ આપવાનો સામાન્ય નિયમ લાગુ પડશે.

૫. (૧) વાર્ષિક સધારણ સભા દર વર્ષે ઑગસ્ટ માસમાં મળશે.

**સાધારણ સભાનો સમય અને કાર્ય** (૨) તે ઉપરાંત વિશેષ કારણથી સભા ભરવાની જરૂર લાગે તો ગમે તે વખતે સભા મંત્રી પ્રમુખની સંમતિથી બોલાવી શકશે

(૩) સભાસદોના ૩/૪ જેટલા સભ્યો કોઇ ખાસ કારણે સાધારણ સભા બોલાવવા માગણી કરે તો તે પ્રસંગે મંત્રી બોલાવી શકશે.

૬. (૧) વાર્ષિક અહેવાલ મંજૂર કરવો.

વાર્ષિક સભાનું કાર્ય

(૨) નવીન વર્ષ માટે એક પ્રમુખ, એક ઉપ-પ્રમુખ, બે મંત્રીઓ અને સાત સભાસદો મળી અગિયાર સભાસદોનું વ્યવસ્થાપક મંડળ નીમવું.

(૩) નવા વર્ષ માટે અંદાજ નક્કી કરવું.

(૪) નવા વર્ષના હિસાબ તપાસનાર નક્કી કરવા.

(૫) પ્રમુખની સંમતિથી બીજાં જે કામો રજૂ થાય તે.

૭. (૧) વાર્ષિક સભાએ મંજૂર કરેલા અંદાજ પ્રમાણે ખર્ચ કરવો, પુસ્તકોની યાદીઓ તૈયાર કરવી, લાકડી સામાન મંગાવવો તથા દુરસ્તી વગેરેનું કામ અંદાજ કરાવી ઓછા ભાવે કરાવવું; તેમજ અંદાજને અનુસરી ઇતર ખર્ચ કરવાનો અધિકાર મંત્રીઓને આપવો.

વ્યવસ્થાપક મંડળનું કાર્ય

(૨) વાર્ષિક અહેવાલ વાર્ષિક સભામાં બહાલી માટે રજૂ કરવો. અને છપાવી પ્રસિદ્ધ કરવો.

(૩) વ્યવસ્થાપક મંડળમાં સભાસદો પૈકી અકસ્માત કારણથી કોઇ જગો ખાલી પડયે પૂરવી.

(૪) દર માસે સભામાં થયેલી, આવક તથા ખર્ચની તથા પુસ્તકાલયની વ્યવસ્થા સંબંધી વિગતવાર નોંધ લેવી.

(૫) સંસ્થાના નોકરોની નિમણુક કરવી, પુરસ્કાર આપવો, રાજીનામું સ્વીકારવું; દરકોઇ પ્રકારની શિક્ષા કરવી. કમી કરવા તથા રજા મંજૂર કરવી.

(૬) પુસ્તકાલયના હિતાર્થે જે સુધારા કરવા ઘટે તે કરવા.

(૭) નિયમ વિરૂદ્ધ વર્તન કરનાર સભાસદને પુસ્તકાલયની કંઇ પણ ચીજ આપવાની મનાઇ કરવી.

(૮) (અ) કસ્બા પુસ્તકાલય હોય તો રૂ. ૨૫) સુધીની કિંમતનાં પુસ્તકો તથા કોઇપણ વસ્તુ યોગ્ય કારણથી નિરૂપયોગી થયાં હોય તો દગલ કરી તે રજીસ્ટરમાંથી કરવાં, અને વિશેષ માટે વાર્ષિક સભાના ઠરાવથી કમી કરી ખાતાની બહાલી મેળવવી.

આ) ગ્રામ પુસ્તકાલયો માટે કમી કરવા પાત્ર સામાન માટે વ્યવસ્થાપક મંડળે ભલામણ કરવી અને યોગ્ય અધિકારી તરફ મોકલવા જણાવવું.

(૯) પુસ્તકાલય ખુલ્લું રાખવાના વખતમાં ઋતુ પ્રમાણે યોગ્ય ફેરફાર કરવા.

(૧૦) કસ્બા પુસ્તકાલય હોય તો મંજૂર થયેલા અંદાજમાં યોગ્ય કારણોએ રૂ. ૨૫ સુધીની રકમનો વગ ફેર કરવો અને ખાતાને તે બાબત જણાવવું.

(૧૧) પુસ્તકાલયને લગતા તમામ જાતના દસ્તાવેજો ઉપર વ્ય. મં. માંથી ત્રણ સભાસદોને સહી કરી આપવા અધિકાર આપવો.

(૧૨) કાયમનિધિની રોકડ તથા સ્થાવર મિલ્કતનો વહીવટ જુમ્માના નિયમને અનુસરી કરવો.

(૧૩) પુસ્તકાલયની વસુલ આવેલી રકમની પાવતી ઉપર વ્ય. મં. ના પ્રમુખ, મંત્રી અગર વ્ય. મં. જેને અધિકાર આપે તે સભાસદ સહી કરી શકશે.

(૧૪) મંત્રી કે મંત્રીઓ ગામ બહાર જાય તો પુસ્તકાલયના મંત્રી તરીકેના કામનો બંદોબસ્ત કરવો.

૮. (૧) વ્યવસ્થાપક મંડળ અને સાધારણ સભાઓ નિયમિત રીતે બોલાવી ઉપસ્થિત થયેલા પ્રશ્નોના નિર્ણય કરાવી લેવા.

**મંત્રીઓનું કામ તથા અધિકાર**

(૨) (अ) કસ્બા પુસ્તકાલય માટે મંજૂર થયેલા અંદાજપત્રમાંથી અધિકાર પરત્વે ખર્ચ કરી પુસ્તકાલયનાં સાધનો પૂરાં પાડવાં.

(आ) ગ્રામ પુસ્તકાલય માટે અંદાજપત્રમાં મંજૂર થયેલી માગણી પ્રમાણે સ્થળ પર ખર્ચ કરવાની રકમો બાદ જતાં બાકીની રકમ પુસ્તકાલય સ્હાયક સહકારી મંડળમાં પુસ્તકાલયની બીજી જરૂરીઆતો પૂરી પાડવા લોકમદદની રકમ મોકલી આપવી.

(૩) પુસ્તકાલયની સર્વ પ્રકારની મિલ્કતનો તથા ઉપજખર્ચનો હિસાબ રાખવો અને વ્યવસ્થાપક મંડળની સલાહ અનુસાર વહીવટ કરવો.

(૪) પુસ્તકાલયના કામકાજ સંબંધમાં સર્વ પ્રકારના પત્રવ્યવહાર કરવા.

(૫) વાર્ષિક અહેવાલ વર્ષ પૂરૂં થતાં તૈયાર કરી વ્યવસ્થાપક મંડળ સમક્ષ રજૂ કરવો.

(૬) (अ) કસ્બા પુસ્તકાલય હોય તો રૂ. ૨૫) સુધીની કિંમતની વસ્તુઓ નિરૂપયોગી થયેલી હોય તો તે કમી કરાવવા બાબત વ્યવસ્થાપક મંડળની મંજૂરી લેવી.

(आ) ગ્રામ પુસ્તકાલય હોય તો કમી કરવા પાત્ર સામાનની નોંધ વ્યવસ્થાપક મંડળના અભિપ્રાય સહ મંજૂરી માટે યોગ્ય અધિકારી તરફ મોકલવી.

(૭) કસ્બા પુસ્તકાલયના મંત્રીએ વ્યવસ્થાપક મંડળની પરવાનગી સિવાય અંદાજપત્રમાં મંજૂર ન થયેલી તેવી કોઈ પણ બાબતમાં રૂ. ૫ સુધી કારણ પરત્વે ખર્ચ કરવો.

(૮) કોઇ પણ વ્યક્તિ પાસેથી પુસ્તકાલયની થયેલી નુકસાની ભરી લેવી.

(૯) લોકોપયોગી વિષયો ઉપર ભાષણ આપવા માટે પુસ્તકાલયનો હૉલ માગ્યો આપવો.

(૧૦) પુસ્તકાલયના નોકરો ઉપર દેખરેખ રાખવી અને પત્રકો વગેરે તૈયાર કરાવવાં.

(૧૧) પુસ્તકાલયના નોકરોની કિરકોળ રજા મંજૂર કરવી.

(૧૨) પુસ્તકાલયનો નોકર રાજીનામું આપે અગર ખાસ કારણે ગેરહાજર રહે વા કિરકોળ રજા ઉપર હોય તેવે પ્રસંગે એક માસ માટે કામચલાઉ માણસની નિમણૂક કરવી.

(૧૩) પુસ્તકાલયનો ઉદ્દેશ પાર પડે તેવા સર્વ પ્રયત્નો કરવા.

(૧૪) પુસ્તકાલયના નોકરોનો એકી વખતે ૦–૮–૦ આના સુધી દંડ કરવો.

**ગ્રંથપાલનું કામ તથા તેને મળવાની રજાઓ**

૯. (૧) પુસ્તકાલય ખૂલ્લું રહે તેટલો વખત હાજર રહેવું.

(૨) પુસ્તકાલયની બધી વસ્તુઓ ઉપર દેખરેખ રાખવી અને કોઈ પણ જાતનું નુકસાન ન થાય તે જોતા રહેવું.

(૩) સાધારણ સભા, વ્યવસ્થાક મંડળ અને મંત્રીઓએ કરેલી સૂચનાઓ ઉપર ધ્યાન આપવું.

(૪) વર્ષમાં નિદાન એક વખત પુસ્તકાલયનાં પુસ્તકો અને બીજાં સાહિત્યો નોંધવહી પ્રમાણે મેળવવાં તથા વધઘટ હોય તે બાબત મંત્રીઓને જાહેર કરવું.

(૫) પુસ્તકાલયના નોકરદ્વારા મકાનને સાફસુફ રાખવું તથા સ્ત્રીઓને ઘેર એવાં પુસ્તકો નિયમિત રીતે પહોંચાડવાં તેમ વખતસર તેમની પાસેથી પાછાં મંગાવી લેવાં.

(૬) પુસ્તકાલયનાં સાધનોનો વધારેમાં વધારે સારો ઉપયોગ થાય તેવા પ્રયત્નો કરવા.

(૭) સભાસદોને નિયમ પ્રમાણે પુસ્તકો તથા પત્રો આપવાં અને પરત મંગાવી લેવાં.

(૮) અંદાજપત્ર, અહેવાલ, પાવતીઓ વગેરે તૈયાર કરી તે પર મંત્રીઓની સહી લઈ ખાતાના અધિકારી સાહેબ તરફ મુદત અંદર રવાના કરવાં.

(૯) ગ્રંથપાલને દરવર્ષે એક માસની ચઢના પગારે હરકોઇ વખતે રજા મળી શકશે.

(૧૦) સર્વ કોઈની સાથે સભ્યતા અને વિવેક પુરઃસર વર્તવું.

(૧૧) ખાતાએ ઠરાવી આપેલા ધોરણો પ્રમાણે દફતરની તમામ વ્યવસ્થા રાખવી અને કમી થવા પાત્ર દફતરની હકીકત દર વર્ષે મંત્રીને રજૂ કરવી.

**હિસાબ**

૧૦. (૧) પુસ્તકાલયના હિસાબની તમામ બાબતો માટે મંત્રી જવાબદાર રહેશે.

(૨) અંદાજમાં મંજૂર થયા સિવાયનો તેમજ પોતાને મળેલા અધિકાર ઉપરાંતનો કોઇ પણ ખર્ચ કે લેવડદેવડ વ્યવસ્થાપક મંડળની પ્રથમ પરવાનગી લઇ કરવો.

(૩) કસ્બા પુસ્તકાલય હોય તો રૂપિયા ૨૫)થી વધુ અને ગ્રામ પુસ્તકાલય હોય તો રૂપિયા પાંચથી વધુ નાણાં હાથ પર ન રાખતાં, બેંક, બચતપેઢી કે સરકારમાન્ય અ વર્ગની સહકારી સંસ્થામાં જમા મૂકવાં.

**હિસાબ તપાસનાર સભાસદોનું કામ**

૧૧. (૧) હિસાબી કામ તપાસવું તથા મંજૂરી સિવાયનું અંદાજપત્ર ઉપરાંતનું કંઇપણ ખરચ કર્યું હોય તો તેની લેખી નોંધ લેવી ને મંત્રીઓનો લેખી ખુલાસો મેળવવો.

(૨) પુસ્તકાલયનો વહિવટ નિયમ પ્રમાણે ચાલે છે કે કેમ તે બાબત જોવું અને તેની લેખી નોંધ લેવી.

**પુસ્તકાલયનો વખત**

૧૨. (૧) બનતા સુધી સવારના ૮ થી ૧૧ અને સાંજના ૪ થી ૭ રાખવો.

(૨) વ્યવસ્થાપક મંડળ યોગ્ય કારણો લક્ષમાં લઇ વખતમાં ફેરફાર કરી શકશે.

**૧૩.** (૧) જેઓ કલમ ૩ક (૪) પ્રમાણે પુસ્તકાલયના સભાસદની જામીનગીરીનો દાખલો રજૂ કરશે, વા જેઓ પુસ્તકની કિંમત જેટલી રકમ અનામત મૂકશે, તે સર્વને દરેક વખતે એક પુસ્તક વગર લવાજમે ઘેર વાંચવા લઈ જવા દેવામાં આવશે.

**પુસ્તકોની આપ–લે**

(૨) આ પ્રમાણે વાંચવા ગયેલું પુસ્તક પરત કર્યા સિવાય બીજું પુસ્તક આપવામાં આવશે નહિ.

(૩) આ પુસ્તકાલયના હરકોઇ વર્ગના સભાસદ પંદર દિવસ પુસ્તક ઘેર વાંચવા રાખી શકશે અને વાચકો દસ દિવસ ઘેર રાખી શકશે.

(૪) પુસ્તકાલયમાંથી જે પુસ્તક લઈ જવામાં આવશે તે લઇ જનારે કાળજીપૂર્વક સાચવવું જોઇશે અને પુસ્તક વાંચીને જેવી ને તેવી સ્થિતિમાં મુદત અંદર પરત કરવું જોઇશે. જેમના તરફથી પુસ્તકને નુકસાન પહોંચ્યું હશે, તેમની પાસેથી નુકસાનીની રકમ વસુલ કરવામાં આવશે, અને રકમ વસુલ થતાં સુધી તે વાચકને ફરીથી પુસ્તક મળશે નહિ.

(૫) વાંચવા આપેલું પુસ્તક આપ–લે નોંધવહીમાં જમા થાય ત્યાં સુધીની બધી જવાબદારી વાચકોને શિર છે; **માટે વાચકોએ આપ–લે નોંધવહીમાં પુસ્તક જમા કર્યા બાબત ગ્રંથપાલની સહી કરાવવા ચૂકવું નહિ.**

(૬) પ્રાથમિક શાળાના કોઇપણ કાયમી શિક્ષકને ગમે તે એક પુસ્તક તથા ભણતા વિદ્યાર્થીને તેમજ પ્રાથમિક શાળામાંથી ઊઠી ગયેલા બાળકને પાંચ વર્ષ સુધી વગર જામીનગીરીએ એક બાલોપયોગી પુસ્તક ઘેર વાંચવા મળી શકશે.

**૧૪.** (क) અસાધારણ સમયે વ્યવસ્થાપક મંડળની સભા મળવાની લેખી ખબર એક દિવસ પહેલાં પહોંચાડવામાં આવશે.

**વ્યવસ્થાપક મંડળની સભાઓ સંબંધી**

(ख) દરેક અંગ્રેજી માસના પહેલા રવિવારે વ્યવસ્થાપક મંડળની સભા મળશે, અને તેની લેખી ખબર દરેકને બે દિવસ અગાઉ પહોંચાડવામાં આવશે. વ્યવસ્થાપક મંડળના ⅓ સભાસદોની હાજરીથી સભાનું કામ ચલાવી શકાશે.

**૧૫.** (૧) સાધારણ વાર્ષિક સભા મંત્રી બોલાવી શકશે; અને વિશેષ કારણે પ્રમુખ સાહેબ પોતે વ્યવસ્થાપક મંડળની સંમતિથી વા પુસ્તકાલયના ૧૫ અથવા ⅓ એ બે પૈકી જે ઓછી સંખ્યા હોય તેટલા સભાસદોની લેખી માગણી ઉપરથી કોઈ પણ વખતે મંત્રી બોલાવી શકશે.

**સાધારણ સભા સંબંધી**

(૨) દરેક સભાસદને સાધારણ સભા મળવાના દિવસથી ઓછામાં ઓછા સાત દિવસ અગાઉ સભા બોલાવવાની લેખી સૂચના પહોંચાડવી જોઇશે.

(૩) ઓછામાં ઓછા ૨૦ અથવા ⅓ એ બે પૈકી જે ઓછી હોય તેટલી સંખ્યામાં સભાસદો હાજર હશે તો સાધારણ સભાનું કામ ચાલશે.

(૪) નિયમમાં સુધારા કરવા માટે જ સાધારણ સભા મળી હોય તો હાજર સભાસદો પૈકી ⅔ સભાસદોની બહુમતી થાય, તો જ નિયમોમાં ફેરફાર થઇ શકશે.

૧૬. (૧) દરેક સભામાં હાજર રહેલા સભાસદોનો એક મત ગણાશે, અને સરખાં મત થયેથી પ્રમુખના બે મત ગણાશે.
સભાઓના સામાન્ય નિયમ

(૨) સભાનું કામ ચાલવા જેટલી સભાસદોની સંખ્યા એક વખત ન થાય તો બીજી વખત હાજર હોય તેટલા સભાસદોથી સભાનું કામ ચલાવી શકાશે.

૧૭. આ પુસ્તકાલય ખુલ્લું રહેશે તેટલો બધો વખત પુસ્તકાલયનાં વર્તમાનપત્રો, માસિકો, વગેરે સઘળાં પત્રો પુસ્તકાલયના મકાનમાં રહેશે.
વર્તમાનપત્રો સામયિકો

૧૮. પુસ્તકાલયના મકાનમાં બીડી પીવાની સખ્ત મનાઈ છે.
બીડી પીવાની મનાઈ

# (૪) લોકોપકારક મંડળ વિષે નિબંધ.

## (સંવત ૧૯૬૩ નો નિબંધ ૨ જો)

**ઉદ્દેશ** — વિદ્યાવૃદ્ધિ, શાસ્ત્ર તથા હુન્નરકળાના ઉત્તેજન માટે અથવા ઉપયોગી જ્ઞાનના પ્રસાર માટે, અગર પરોપકારી કૃત્યો તથા સામાજિક સુધારાઓનો પ્રસાર થાય તે માટે સ્થાપન થયેલા મંડળોના કાયદેસર હક્કો તથા જવાબદારીઓ નિશ્ચિત કરવા સારૂ કોઇ યોજના કરી રાખવી ઇષ્ટ જણાયાથી શ્રીમંત સરકાર મહારાજ સયાજીરાવ ગાયકવાડ-સેનાખાસખેલ શમશેર બહાદુર એમણે નીચે પ્રમાણે ઠરાવ્યું છે:

**સંજ્ઞા**

૧. આ નિબંધને "લોકોપકારક મંડળ વિષે નિબંધ" કહેવો.

**સંમીલનની યાદી કરી નોંધાયેલાં મંડળો**

૨. (क) વિદ્યાવૃદ્ધિ સંબંધી શાસ્ત્રીય અગર પરોપકારક કારણ માટે,

અથવા

(ख) આ નિબંધની કલમ ૨૦ મા દર્શાવેલા કોઇપણ કારણ માટે એકઠા થયેલા કોઇપણ સાત અથવા તે કરતાં વધારે સખસો સંમીલન (મેમોરેન્ડમ)ની યાદી ઉપર પોતાની સહીઓ કરીને તે યાદી સંવત ૧૯૫૩ ના કંપની નિબંધ અન્વયે નિમાયેલા નોંધણી કામદાર તરફ નોંધવા માટે રજૂ કરીને આ નિબંધ પ્રમાણે એક મંડળ સ્થાપવાને મુખત્યાર છે.

**સંમીલનની યાદીમાં શું હોવું જોઇએ**

૩ (૧) સંમીલનની યાદીમાં નીચે પ્રમાણે હકીકત હોવી જોઇએ —

(क) મંડળનું નામ,

(ख) મંડળનો ઉદ્દેશ, અને

(ग) અધિકારીઓના, મંત્રી મંડળના, વ્યવસ્થાપકોના, ઉપમંડળના અથવા મંડળના નિયમથી જે બીજા સખસો તરફ મંડળના કામકાજની સુપ્રત હશે તેવી કારભારી મંડળીના નામ, રહેવાનાં ઠેકાણાં અને ધંધા.

(૨) કારભારી મંડળી પૈકી ત્રણ કરતા ઓછા નહિ એટલા સભાસદોએ ખરી નકલ હોવા વિષે પોતાની સહીથી શેરો કરેલી મંડળના નિયમો અને ઠરાવોની નકલ પણ સદરહુ સંમીલનની યાદી સાથે રજૂ કરવી.

**નોંધ કરવાની રીત**

૪. (૧) સદરહુ પ્રમાણે સંમીલનની યાદી અને નિયમોની ખરી નકલ રજૂ થયા પછી નોંધણી કામદારે સદરહુ મંડળ આ નિબંધ પ્રમાણે નોંધવામાં આવ્યું છે એવો તેના ઉપર પોતાની સહી સાથેનો દાખલો આપવો.

(૨) સદરહુ પ્રમાણે લાગત — નોંધ કરાવવા માટે નોંધણી કામદારને દસ રૂપિયા અથવા આ બાબતમાં હજુર વખતો વખત ફરમાવે તેટલી ઓછી લાગત આપવી પડશે.

૫. (क) જે સખસે કોઇ મંડળના નિયમોને તથા ઠરાવોને અનુસરીને દાખલ થઇ વર્ગણી આપી હશે, અથવા મંડળની યાદી ઉપર સભાસદો તરીકે સહી કરી હશે, અને સદરહુ નિયમો અને ઠરાવોને અનુસરીને રાજીનામું આપ્યું નહિ હશે, તે સખસને આ નિબંધના કારણ સારૂ સદરહુ મંડળનો સભાસદ કહેવો.

**સભાસદની વ્યાખ્યા**

(ख) પરંતુ જે સખસની વર્ગણી સદરહુ વખતે ત્રણ મહિના કરતાં વધારે મુદતની બાકીમાં હશે, તે સખસ આ નિબંધ અન્વયે ચાલવાના કોઇ પણ કામમાં મત આપવાને અથવા સભાસદ તરીકે ગણાવાને પાત્ર થશે નહિ.

**નાલાયક સભાસદો**

(ग) કોઇપણ મંડળના અધિકારીઓ, મંત્રીમંડળ, વ્યવસ્થાપકો, ઉપમંડળ, જુમ્મેદારો અથવા જે બીજા શખસોને સદરહુ મંડળના નિયમો ને ઠરાવોથી તેના કામકાજની વ્યવસ્થા સોંપવામાં આવી હોય તે સખસોને તે મંડળનું કારભારી મંડળ સમજવી.

**કારભારી મંડળની વ્યાખ્યા**

૬. (क) મંડળના નિયમ પ્રમાણે મંડળની વાર્ષિક સભા રાખવાનો જે દિવસ ઠરાવવામાં આવ્યો હોય તે દિવસ પછી પંદરમે દિવસે અગર તે પહેલાં, અગર

**વ્યવસ્થાપક મંડળની દરવર્ષે યાદી રજુ કરવા બાબત**

(ख) મંડળના નિયમમાં એવી વાર્ષિક સભા ભરાવવાનો કોઇ દિવસ ઠરાવ્યો ન હોય, તો દર ઑગસ્ટ મહિનામાં, વર્ષમાં એક વખત અધિકારીઓનાં, મંત્રી મંડળનાં, વ્યવસ્થાપકોનાં, ઉપમંડળના અથવા મંડળના કામકાજની સુપ્રત તે વખતે જેની તરફ હોય તેવી કારભારી મંડળીનાં નામ, રહેવાનાં ઠેકાણાં, તથા ધંધા જેમાં બતાવ્યાં હોય એવી એક યાદી, તેમજ તે વર્ષમાં મંડળના નિયમો તથા ઠરાવોમાં જે કંઇ કમીજાસ્તી અથવા ફેરફાર કરવામાં આવ્યાં હોય તેની કલમ ૩ પ્રમાણે ખરી નકલ સંવત ૧૯૫૩ ના કંપની નિબંધ અન્વયે નિમાયેલા નોંધણી કામદાર તરફ રજૂ કરવી.

૭. આ નિબંધ અન્વયે નોંધાયેલા મંડળની સઘળી સ્થાવર તથા જંગમ મિલકતની માલકી જો કોઇ જુમ્મેદારોને સંપ્રાપ્ત ન થઇ હોય તો તે મિલકતની માલકી સદરહુ મંડળની વખતોવખત નિમાયેલી કારભારી મંડળીને પ્રાપ્ત થઇ છે એમ માનવામાં આવશે; અને દિવાની તથા ફોજદારી સર્વ કામમાં એની મિલકત સદરહુ કારભારી મંડળની છે એમ દર્શાવી શકાશે.

**મંડળની મિલકતની વ્યવસ્થા**

૮. (૧) આ નિબંધ અન્વયે નોંધાયેલાં દરેક મંડળની અગર મંડળ ઉપર ફરિયાદ,

**મંડળીએ તથા તેમની ઉપર કરવાની ફરિયાદ**

(क) તે મંડળના નિયમ તથા ઠરાવોથી નિમાયેલા પ્રમુખ, અધ્યક્ષ, અથવા મુખ્ય તંત્રી અથવા જુમ્મેદારો,

(ख) એવા ઠરાવના અભાવે તે પ્રસંગ માટે કારભારી મંડળી જે સખસને નીમે તે સખસના

નામથી ચાલી શકશે.

(૨) પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે સદરહુ મંડળની સામે જે સખસનો દાવો અથવા માગણું હશે તેવા સખસની અરજી ઉપરથી કારભારી મંડળી કોઇ અમલદારે અથવા સખસની પ્રતિવાદી તરીકે નિમણૂક ન કરે તો, સદરહુ મંડળના પ્રમુખ, અધ્યક્ષ અથવા મુખ્ય મંત્રી વિરૂદ્ધ અથવા જુમ્મેદાર વિરૂદ્ધ ફરિયાદ દાખલ કરવાનો તે સખસને અધિકાર છે.

૯. જે સખસે અથવા જે સખસની ઉપર કોઇએ દાવો આણ્યો હશે અથવા ફરિયાદનું કામ ચાલુ રાખ્યું હશે તે સખસ

**ફરિયાદોને પ્રત્યવાય આવશે નહિ**

(क) મરણ પામ્યેથી,

અગર

(ख) જે હોદ્દાથી તેણે અથવા તેની ઉપર ફરિયાદ કરી હશે તેનો તે હોદ્દાની સાથે સંબંધ તૂટ્યાથી કોઇ પણ દિવાની ન્યાયાધીશીમાં સદરહુ દાવા અથવા કામને પ્રત્યવાય આવશે નહિ અથવા તે બંધ પડશે નહિ; પરંતુ તે દાવો અથવા કામ સદરહુ સખસની જગ્યાએ આવનાર સખસના નામે અથવા સખસ ઉપર ચાલુ રહેશે.

૧૦. મંડળ તરફથી નિમાયેલા સખસ અથવા અમલદારની વિરૂદ્ધ કોઇ દિવાની કામમાં

**મંડળ ઉપર હુકમનામાની બજાવણી**

હુકમનામું કે હુકમ થાય તો તેની બજાવણી સદરહુ સખસ અગર અમલદારની સ્થાવર અથવા જંગમ મિલકત ઉપર અથવા તેની જાત ઉપર ચાલશે નહિ. પરંતુ મંડળની મિલકત ઉપર ચાલશે.

૧૧. જ્યારે જ્યારે,

**પેટા નિયમોથી ઉત્પન્ન થનારી ગુન્હેગારી વસુલ કરવા વિષે**

(क) મંડળના નિયમો અને ઠરાવોને અનુસરીને કરેલા કોઇ પેટા નિયમોથી, અથવા

(ख) જો તેવા નિયમોમાં પેટા નિયમ કરવા માટે કંઇ ઠરાવ ન હોય તો તેવા પેટા નિયમ કરવાના ખાસ કારણ સારૂ બોલાવેલી સાધારણ સભામાં હાજર રહેલા સભાસદો

પૈકી ત્રણ પંચમાંશથી ઓછા નહિ એટલા સભાસદોના એકમતથી કરવામાં આવેલા કોઇ પણ પેટા નિયમોથી સદરહુ મંડળના કોઈ નિયમ અથવા પેટા નિયમના ઉલ્લંઘન માટે કંઇ દંડ અગર પૈસા સંબંધી ગુન્હેગારી ઠરાવી હોય, તે અન્વયે દંડ કરવામાં આવે તથા ગુન્હેગારી પ્રાપ્ત થાય ત્યારે; સદરહુ દંડની

અગર ગુન્હેગારીની રકમ કારભારી મંડળીને યોગ્ય જણાય તે પ્રમાણે જે સ્થાનિક હદમાં

(૧) ઉલ્લંઘન કરનાર રહેતો હોય, અગર

(૨) સદરહુ મંડળની કચેરી હોય,

ત્યાંની હુકમતવાળી ન્યાયાધીશી મારફત વસૂલ કરી શકાશે.

**ત્રાહિત સખસોની માફક સભાસદો ઉપર ફરિયાદ કરી શકાશે**

૧૨. (क) મંડળના નિયમ પ્રમાણે જે સભાસદ વર્ગણી આપવાને બંધાયેલો છતાં તે વર્ગણીની તેના તરફ કાંઇ બાકી નીકળે, અથવા

(ख) સદરહુ નિયમોમા ઠરાવવામાં આવ્યું હોય તે વિરૂદ્ધ અથવા ઠરાવેલા વખત ઉપરાંત મંડળની કોઇ મિલકતનો કબજો કરે અગર તે અટકાવી રાખે, અથવા

(ग) મંડળની કોઇ મિલકતને ઇજા અગર નાશ કરે, તો આ નિબંધમાં આ પહેલાં જણાવેલી રીતે સદરહુ બાકી અથવા સદરહુ અટકાવ, ઇજા અગર નાશ કર્યાના લીધે પોતાને થયેલી નુકસાની માટે તે સભાસદ ઉપર દાવો કરી શકશે.

**મંડળને પોતાના ઉદ્દેશમાં ફેરફાર તથા કમી જાસ્તી કરવાનો અધિકાર**

૧૩. (૧) (क) આ નિબંધ પ્રમાણે નોંધાયેલા મંડળની કારભારી મંડળીને એમ જણાય કે આ નિબંધમાં કહ્યો હોય એવો કોઇ બીજો ઉદ્દેશ પાર પાડવાને માટે પોતાના જાહેર કરેલા ઉદ્દેશમાં ફેરફાર અથવા કમીજાસ્તી કરવાની આવશ્યક્તા છે, અથવા

(ख) પોતાનું મંડળ આ નિબંધ પ્રમાણે સ્થપાયેલા બીજા કોઇ મંડળની સાથે સંપૂર્ણ રીતે અગર અંશતઃ જોડી દેવું જોઇએ, ત્યારે સદરહુ કારભારી મંડળીએ પોતાના સભાસદો અગર તેવી દરખાસ્ત લખેલા અથવા છાપેલા નિવેદનથી રજૂ કરવી, અને સદરહુ દરખાસ્તનો વિચાર કરવા માટે સંસ્થાના ઠરાવો પ્રમાણે વિશેષ સભા બોલાવવાને તેઓ મુખત્યાર છે.

(૨) (क) પરંતુ દરખાસ્તનો વિચાર કરવા માટે કારભારી મંડળીએ બોલાવેલી વિશેષ સભાના દિવસ પહેલાં ઓછામાં ઓછા દશ દિવસ અગાઉ મંડળના દરેક સભાસદ તરફ સદરહુ નિવેદન હાથોહાથ અથવા ટપાલ મારફતે પહોંચાડયા સિવાય, તથા

(ख) સભાસદો પૈકી ત્રણ પંચમાંશ સભાસદોએ પોતાની જાતે અથવા મુખત્યારની મારફતે મત આપીને સદર બાબત સંમતિ આપ્યા સિવાય, અને

(ग) પ્રથમની સભા ભર્યા બાદ ઓછામાં ઓછા એક મહિના પછી કારભારી મંડળીએ બોલાવેલી બીજી વિશેષ સભામાં હાજર સભાસદોના ત્રણ પંચમાંશ મતથી તે પૂર્વેના ઠરાવને મંજૂરી મળ્યા સિવાય,

એવી કોઇપણ દરખાસ્તનો અમલ થઇ શકશે નહિ.

૧૪. (૧) ઉપરની કલમ ૧૩ પ્રમાણે દરખાસ્ત પસાર થયા પછી મંડળના ઓછામાં ઓછા બે પંચમાંશ સભાસદોને એમ લાગે કે સદરહુ ઠરાવથી પોતાના મંડળના ઉદ્દેશને ખામી આવશે, તો સદરહુ દરખાસ્તની તારીખથી ત્રણ માસની અંદર, તેઓએ હુજુરમાં લેખી અરજથી પોતાની હરકત જાહેર કરવી.

**બે પંચમાંશ સભાસદોને સદરહુ દરખાસ્તની સામે હરકત બતાવવાનો અધિકાર**

(૨) જો તેવી અરજ ઉપરથી તે બાબત જરૂર તે ચોકસી કરીને, હુજુરને એમ જણાય કે સદરહુ ઠરાવનો અમલ થવાથી સદરહુ મંડળના ઉદ્દેશમાં ખામી આવે એવો સંભવ છે, તો તે ઠરાવનો અમલ હુજુર બંધ કરી શકશે.

(૩) પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે ઉપર પ્રમાણે હુજુરનો હુકમ થયાને લીધે કોઇ ભવિષ્યના યોગ્ય પ્રસંગે ફરી તેજ દરખાસ્તનો વિચાર કરવાનો મંડળને કાયમનો પ્રતિબંધ થાય છે એમ સમજવું નહિ.

૧૫. (૧) મંડળના સભાસદો પૈકી ત્રણ પંચમાંશ સભાસદો કરતાં ઓછા નહિ એટલા કોઈ પણ સભાસદો આ કામ સારૂ બોલાવેલી ખાસ સાધારણ સભામાં પોતે જાતે અગર મુખત્યારની મારફતે મત આપીને સદરહુ મંડળ બંધ કરી તેનું કામકાજ આટોપી લેવું એવો ઠરાવ કરવાને મુખત્યાર છે.

**મંડળ બંધ કરવા બાબત અને તેનું કામકાજ આટોપવા બાબત**

(૨) અને તે ઉપરથી સદરહુ મંડળ તરતજ અથવા ઠરાવેલે વખતે બંધ કરવામાં આવશે.

(૩) સદરહુ મંડળના આ બાબતને લાગુ હોય તેવા નિયમો જો કોઈ હોય તો તે પ્રમાણે અને કાંઇ નિયમો ન હોય તો કારભારી મંડળને યોગ્ય જણાય તે પ્રમાણે મંડળની મિલકતની તેમજ તેના હક્કો અને જવાબદારીઓ પતાવવા બાબતની યોગ્ય વ્યવસ્થા તેમણે કરવી.

(૪) પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે સદરહુ મંડળની કારભારી મંડળીમાં અથવા સભાસદોમાં કોઈ તકરાર ઉપસ્થિત થાય તો, તે બાબતનો નિકાલ સદરહુ મંડળની મુખ્ય કચેરી જે પ્રાંતમાં હોય તે પ્રાંતની પ્રાંત ન્યાયાધીશીથી કરાવી લેવો અને સદરહુ ન્યાયાધીશીએ આ બાબતમાં પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવો.

(૫) અને વળી ઠરાવવામાં આવે છે કે આ નિબંધ પ્રમાણે નોંધાયેલા કોઇપણ મંડળમાં સરકાર સભાસદ હોય અથવા તેમના તરફથી કાંઇ વર્ગણી ભરાતી હોય અથવા સરકારનો બીજી રીતેનો કાંઇ હિત સંબંધ હોય, ત્યારે સરકારની સંમતિ વગર સદરહુ મંડળ ભાંગી શકાશે નહિ.

૧૬. (૧) આ નિબંધ અન્વયે નોંધાયેલું કોઇપણ મંડળ બંધ થાય અને તેનાં બધાં દેવાં તથા જવાબદારીઓ પતાવ્યા પછી કોઇપણ પ્રકારની મિલકત શિલક રહે તો તે મિલકત સદરહુ મંડળના સભાસદો વચ્ચે વહેંચવામાં આવશે નહિ, અથવા તેઓમાંના કોઇને આપવામાં આવશે નહિ. પરંતુ સદરહુ મંડળ બંધ કરતી વખતે

**મંડળ બંધ થયાથી કોઇ પણ સભાસદને ફાયદો મળી શકશે નહિ**

જે સભાસદો હોય તે પૈકી ત્રણ પંચમાંશ કરતાં ઓછા નહિ એટલા સભાસદોએ પોતે જાતે અગર મુખત્યારની મારફતે આપેલા મતથી અથવા તેમના અભાવે ઉપરની કલમ ૧૩માં જણાવ્યા પ્રમાણેની ન્યાયાધીશથી ઠરાવવામાં આવે તે પ્રમાણે એટલે મંડળના હેતુ પાર પડે તેવી બીજી કોઇપણ રીતે આપવામાં આવશે.

(૨) પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે જે મંડળની રચના અથવા સ્થાપના સહીઆરા ભંડોળની કંપનીના સ્વરૂપમાં ભાગીદારોના ભાગોથી થઈ હશે તેવા મંડળને આ કલમનો ઠરાવ લાગુ પડશે નહિ.

**નિબંધ થતાં પહેલાંનાં મંડળ નોંધવા વિષે**

૧૭. (૧) આ નિબંધ અમલમાં આવે તે પહેલાં આ નિબંધમાં દર્શાવેલા હેતુવાળું અસ્તિત્વમાં હોય એવું કોઇ મંડળ આ નિબંધ પ્રમાણે નોંધાવી શકાશે. પરંતુ સદરહુ મંડળની કારભારી મંડળીએ તે કારણસર બોલાવેલી કોઇ ખાસ સાધારણ સભામાં સભાસદો પૈકી ત્રણ પંચમાંશ સભાસદોએ પોતાની જાતે અથવા મુખત્યારની મારફતે મત આપીને એ પ્રમાણે મંડળ નોંધાવવા સંમતિ આપેલી હોવી જોઇએ.

(૨) જો એવા કોઇ મંડળે પહેલેથી જ કારભારી મંડળ નીમેલું ન હોય તો તેવું મંડળ નીમવાને તેના સભાસદો મુખત્યાર છે.

**કલમ ૧૭ પ્રમાણે મંડળ નોંધાવતી વખતે શી તજવીજ કરવી જોઇએ**

૧૮. કલમ ૧૭ પ્રમાણે કોઇ મંડળ નોંધાવવા માટે કારભારી મંડળે નોંધણી કામદાર તરફ

(ક) (૧) મંડળનું નામ,

(૨) મંડળનો ઉદેશ, તથા

(૩) કારભારી મંડળના સભાસદોનાં નામ, રહેવાનાં ઠેકાણાં અને ધંધા જેમાં નિર્દિષ્ટ કરેલા હોય એવી એક યાદી, તથા

(ખ) કલમ ૩ પ્રમાણે ખરી નકલ હોવા વિષેના શેરા સાથેની મંડળના નિયમો અને ઠરાવોની નકલ, તથા

(ગ) જે સધારણ સભામાં મંડળ નોંધાવવા ઠરાવ કરવામાં આવ્યો હોય તેના કામકાજના હેવાલની નકલ,

એટલા કાગળો રજૂ કરવા.

**લેખ જોવા દેવા વિષે**

૧૯. (૧) આ નિબંધ પ્રમાણે નોંધણી કામદાર તરફ દાખલ થયેલો કોઇપણ લેખ દરેક વખતે એક રૂપિયો લાગત આપીને કોઇપણ સખ્સને જોવાનો અધિકાર છે, અને કોઇ સખસને કોઇ લેખની નોંધણી કામદારના દાખલા સાથેની નકલ અથવા જરૂર પુરતો ઉતારો, અથવા તેનો કોઇપણ ભાગ વિદ્યમાન કાળે અમલમાં હોય તે નોંધણી નિબંધમાં નકલ બાબત જે લાગત ઠરાવી હોય તે લાગત ભરેથી આપવામાં આવશે.

(૨) સઘળાં ન્યાયના કામોમાં સદરહુ ખરી નકલ તેમાં બતાવેલી બાબતના પ્રથમ દર્શનીય પુરાવા તરીકે વાપરવામાં આવશે.

**કયાં મંડળો આ નિબંધ પ્રમાણે નોંધાવી શકાશે**

૨૦. આ નિબંધ પ્રમાણે નોંધી શકાય તેવાં મંડળોમાં નીચેનાં મંડળોનો સમાવેશ થાય છે.

(क) પરોપકારાર્થે સ્થાપેલાં મંડળ;

(ख) વિદ્યા, સાહિત્ય અથવા કળા કૌશલ્યની વૃદ્ધિ કરવા માટે સ્થાપેલાં મંડળો,

(૨) સભાસદોના પોતાના અથવા સાર્વજનિક ઉપયોગ માટે ઉઘાડેલાં પુસ્તકાલયો તથા વાચનાલયો,

(૩) જાહેર સંગ્રહસ્થાનો,

(૪) ચિત્રકલા, શિલ્પકલા તથા બીજાં હુન્નરોનાં પ્રદર્શનો તથા સંગ્રહસ્થાનો,

(૫) પદાર્થ વિજ્ઞાન તથા યાંત્રિક તથા માનસશાસ્ત્રની શોધખોળ, તથા પ્રયોગ માટે સ્થાપેલાં મંડળ; તથા

(૬) બીજા કોઇપણ ઉપયોગી જ્ઞાનનો પ્રસાર તથા વૃદ્ધિ કરવા માટે સ્થાપેલાં મંડળ, તેમજ

(ग) સાંસારિક તથા સામાજિક સુધારાર્થે સ્થાપેલાં મંડળ,

(घ) મદ્યપાન નિષેધક મંડળ,

(ङ) અનાથ બાળકોને આશ્રય આપવા સ્થાપેલાં મંડળ, તથા

(च) દવાખાના માટે અને સાર્વજનિક આરોગ્યતું રક્ષણ કરવા સ્થાપેલાં મંડળ.

**નોંધણી રદ થવાની પાત્રતા**

૨૧. કોઇપણ સભાસદની અરજી ઉપરથી અગર બીજી કોઇપણ રીતે હુજુરને એમ જણાય કે આ નિબંધ પ્રમાણે જે ઉદ્દેશથી સદરહુ મંડળ સંસ્થાપિત થયેલું હોય તે ઉદ્દેશ બરોબર પાર પડતો નથી, તો આ નિબંધ અન્વયે સદર મંડળ નોંધવા સંબંધે કરેલો ઠરાવ રદ થવાને પાત્ર થશે

# લોકોપકારક મંડળ વિષે નિબંધ પ્રમાણે પુસ્તકાલયોને નોંધાવવા સારૂ કરવાનો વિધિ

વડોદરા રાજ્યમાં સંવત ૧૯૬૨ ના આસો વદ ૬ ના રોજ શ્રીમંત મહારાજા સાહેબે એક નિબંધ મંજૂર કર્યો છે. એનો ઉદ્દેશ વિદ્યાવૃદ્ધિ, શાસ્ત્ર તથા કળા અને હુન્નરના ઉત્તેજન માટે અથવા ઉપયોગી જ્ઞાનના પ્રચાર માટે, અગર પરોપકારી કૃત્યો તથા સામાજીક સુધારણાનો પ્રચાર થાય તે માટે સ્થાપન થયેલાં મંડળોના કાયદેસર હક્કો તથા જવાબદારીઓ નિશ્ચિત કરવાં તે છે.

વડોદરા રાજ્યમાં સામાજિક પ્રગતિ અર્થે પ્રતિવર્ષે કેટલાંય સાર્વજનિક મંડળો સ્થપાય છે, અને બંધ પણ થાય છે. એવાં મંડળો રાજ્યના ધોરાધોરણ પ્રમાણે નોંધાયલાં હોય, તો તેમનું કામકાજ પદ્ધતસર અને નિયમિત ચાલી શકે, એટલા જ માટે વડોદરા રાજ્યમાં સ્થપાયેલાં તમામ પુસ્તકાલયો પોતપોતાના નિયમો તૈયાર કરી રાજ્યના લોકોપકારક મંડળ વિષે નિબંધ પ્રમાણે એને નોંધાવે તે ઇષ્ટ છે, એમ માની વડોદરા અને નવસારી પ્રાંતોની સન ૧૯૩૭ની પુસ્તકાલય પરિષદોએ ઠરાવ કર્યો હતા, અને રાજ્યનાં પુસ્તકાલયોના કાર્યવાહકોને તે માટે વિનતિ કરી હતી. એ વિનતિને માન આપી વાઘોડીઆ અને વસો પુસ્તકાલયો એ નિબંધ પ્રમાણે નોંધાઇ રજીસ્ટર થઇ ગયાં છે. રાજ્યનું એકે એક પુસ્તકાલય એ પ્રમાણે નોંધાય તો ભવિષ્યમાં બંધારણ વિરૂદ્ધની કોઇપણ ખટપટથી તે તૂટવાનો કે મુશ્કેલીમાં મુકાવાનો સંભવ મટી જાય. આ પ્રમાણે કોઇ પણ સાર્વજનિક સંસ્થા નોંધાવવા સારૂ શો વિધિ કરવો પડે છે, તે સંબંધમાં લખાપડી કરવાનું મટી જાય એ માટે સર્વની જાણ સારૂ આ પહેલાં આપેલા નિયમો ઉપર ટૂંકી નોંધ નીચે આપી છે.

૧ સંમીલનની યાદી ( Memorandum )માં મંડળનું નામ તથા તેના ઉદ્દેશ, વ્યવસ્થાપક મંડળ ( Management commitee )ના સભાસદોનાં નામ તથા ઠામઠેકાણાં તેમજ યાદી નીચે સહીઓ કરનાર ઇસમો મંડળની રચના કરી તેમાં જોડાવા ખુશી છે એવી તેમની સંમતિ એટલી વાતોનો સમાવેશ હોવો જોઇએ.

૨ સામીલનની યાદી ઉપર ઓછામાં ઓછા સાત માણસોની સહીઓ હોવી જોઇએ; આ સહીઓ ઓછામાં ઓછા એક ઇસમની રૂબરૂમાં થએલી હોવી જોઇએ, અને તેણે સહીઓના ખરાપણા બદલ પોતાની સાક્ષી કરેલી હોવી જોઇએ.

૩ વ્યવસ્થાપક મંડળના ઓછામાં ઓછા ત્રણ સભાસદોએ ખરાપણા બદલ સહી કરી હોય એવી નિયમની એક નકલ સંમીલનની યાદી સાથે મોકલવી જોઇએ.

૪ યાદી ઉપર કોઇ પ્રકારના સ્ટૅમ્પની જરૂર નથી, પરંતુ નોંધાવવાની ઠરેલી લાગત રૂ. ૧૦ આપવાની ફરજ કાયમ રહે છે.

૫ જે સાધારણ સભામાં મંડળ નોંધાવવા ઠરાવ કરવામાં આવ્યો હોય તેના કામકાજના હેવાલની નકલ રજૂ કરવી જોઇએ.

---

# અરજીનો નમૂનો

શ્રી.

મે. રા. રા. વેપાર ઉદ્યોગ ખાતાના નોંધણી કામદાર સાહેબ–વડોદરા.

૧ મંડળીનું નામ શ્રી સાર્વજનિક પુસ્તકાલય ______________ છે.

૨ એનું સરનામું ________________________ છે.

૩ આ મંડળ __________ ગામ કે તાલુકા માટે સ્થાપન કરવામાં આવ્યું છે.

૪ આ મંડળના હેતુઓ આ સાથેના નિયમની ક. માં જણાવ્યા પ્રમાણે છે.

૫ સમગ્ર સભાએ મંજૂર કરેલા અને પુસ્તકાલય ખાતાએ બહાર રાખેલા નિયમના મુસદ્દાની ૨ નકલો, નકલ ખરી હોવા બદલ ત્રણ સભાસદોની સહીઓ સાથેની, રજૂ કરીએ છીએ.

૬ ઉપર જણાવેલા નામનું મંડળ અમે ઇસમોએ સંસ્થાપિત કરેલ છે. તે નોંધવા માટે અમારી આ અરજી છે તથા અમારા નામ, ઉંમર, નાત ધંધો અને રહેવાનાં ઠેકાણાં, સાથેના નિ. ૧ ના પત્રકમાં જણાવ્યાં છે.

૭ નિયમ પ્રમાણે સ્ટેમ્પ માટે રૂ. ૧૦)ની નોટ અને દાખલો મેળવવા રૂ. ૦–૪–૦ના પોસ્ટલસ્ટેમ્પ આ સાથે જ મોકલવામાં આવ્યાં છે.

તા. માહે સને

________________________

________________________

________________________

________________________

________________________

________________________

________________________

અમારી રૂબરૂ સહીઓ કરી છે.

પ્રમુખ

ઉપર પ્રમાણે અરજી તૈયાર કરી ઓછામાં ઓછા સાત વ્યવસ્થાપકોની તે ઉપર સહીઓ કરાવવી અને તે સાતે સભાસદોનીનું નીચે પ્રમાણેનું પત્રક તૈયાર કરી તે સાથે જોડવું:—

## અરજી સાથે જોડવાનું પત્રક નિશાની ૧

### ( વ્યવસ્થાપક મંડળના સભાસદોનું )

| પુરૂં નામ | ઉંમર | જાત | ધંધો | રહેવાનું ઠેકાણું | કેવા પ્રકારના સભાસદ છે ? |
|---|---|---|---|---|---|
| | | | | | |
| | | | | | |
| | | | | | |
| | | | | | |
| | | | | | |
| | | | | | |
| | | | | | |

આ પત્રકની હકીકત ખરી છે. તા.

પ્રમુખ

આ પ્રમાણેના દરેક કાગળની બબ્બે નકલો તૈયાર કરી રૂપિયા દસ નોંધ ફીના તથા ચાર આનાની પોસ્ટની ટીકીટો સાથે મે રા. રા. વડોદરા રાજ્યના વેપાર ઉદ્યોગ ખાતાના નોંધણી અધિકારી સાહેબ, એ શિરનામે રજીસ્ટર પોસ્ટથી મોકલાવી આપવી. એટલે તેઓ એક નકલ ત્યાં રાખી લઇ બીજી એક નકલ નોંધ્યા બદલના દાખલા સાથે પંદર દિવસમાં જ પરત મોકલી દેશે.

# ૧. પત્રો—માસિકો બાબત.

**પત્રો માસિકો બારોબાર પુસ્તકાલયમાં મૂકવા બાબત.**

( ૧ ) કોઇ કોઇ કસ્બા તેમજ ગ્રામ પુસ્તકાલયમાં પત્રો, માસિકો વગેરે પરભાર્યાં પુસ્તકાલયના મકાનમાં નહિ જતાં મંત્રીઓને ત્યાં જતાં હોવાની ફરિયાદ આવે છે, તેથી સર્વ કસ્બા 'તથા 'ગ્રામ' પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે તેમણે પત્રો ઘેર મંગાવવા નહિ, પરંતુ ગ્રંથપાલ પાસે તે ટપાલમાંથી પરભાર્યાં પુસ્તકાલયના મકાનમાં જવાં જોઇએ અને ત્યાં ગ્રંથપાલે તેના પર દાખલ તારીખ અને શિક્કા કરી વાચકોના ઉપયોગ માટે મેજ પર મૂકવાં. ( સ. નં. ૭૩ / ૨૧-૧૧-૨૨ ).

જ્યાં શાળામાં પુસ્તકાલય હોય ત્યાં પત્રો શાળાના શિક્ષક પાસે જ રહેવાં જોઇએ અને સાંજના ઘણા લોકો ભેગા થતા હોય ત્યાં કોઇ વાચક ઊભો કરી તેની પાસે મોટેથી વંચાવવાં જોઇએ. બાકીના સમયમાં શાળામાં રહેવાં જોઇએ: **કોઇ પણ સંજોગોમાં કોઇ આગેવાનોને ઘેર અયોગ્ય રીતે જવાં જોઇએ નહિ.**

**માસિકો વગેરેની અનિયમિતતા બદલ તજવીજ કરવા બાબત.**

( ૨ ) જે પુસ્તકાલયો પોતાના ખર્ચની વ્યવસ્થા જાતે કરી લેતાં હોય, અગર પુસ્તકાલય સ. સ. મંડળદ્વારા પત્રોનું લવાજમ ભર્યાં પછી અંકો અધૂરા મળવા બદલ, ભેટ પુસ્તક મળ્યું નથી, વગેરે પ્રકારની ફરિયાદો ખાતા તરફ કરવામાં આવે છે તેથી ખાતામાં નાહકનું કામ વધે છે. તેથી તે પ્રમાણે ન કરતાં રિપ્લાઇ કાર્ડથી જે તે પત્રમાસિકના વ્યવસ્થાપક તરફ, અગર પુ. સ. સ. મંડળ તરફ લખવું. એવી રીતે પૂછવા છતાં જવાબ ન આવે યા તો સમાધાન ન થાય તો જ આ તરફ ઉલાયદા લખાણથી પાછલાં કરેલાં લખાણોના આધાર સહ ફરિયાદ કરવી. ( સ. નં. ૧૩/૨૪-૩-૧૫ નો સમાવેશ કર્યો છે. ).

( ૩ ) જે માસિકો પુસ્તકાલયની સામાન્ય નોંધવહીમાં ચઢાવ્યાં હોય તે સમય જતાં નિરૂપયોગી થઇ ગયેલાં હોય તો તે કમી કરવા વ્યવસ્થાપક મંડળે તજવીજ કરવાની છે. આવા અંકો વ્યવસ્થાપક મંડળ પોતે ઠરાવ કરી કમી કરી શકશે.

( વટહુકમ નં. ૪૩૭ / ૧-૪-૩૯. પુસ્તકાલય વર્ષ ૧૪ અંક ૪ )

**પત્રો માસિકોની વ્યવસ્થા.**

( ૪ ) બાર માસ પુરા થયે વ્યવસ્થાપક મંડળની સમક્ષ પત્રો હરરાજ કરવાં અથવા વેચી દેવાં; અને ઉપજેલા પૈસા રોજમેળમાં જમા કરવા અને કંટીજન્ટ ખાતે વાપરવા. તે રકમ પર સરકાર પંચાયત મદદ લેવી નહિ. માસિકના અંકો પૂરા થયે પુસ્તક રૂપે બંધાવી પુસ્તકાલયમાં નોંધવહીએ ચઢાવી મૂકવું.

(સ. નં. ૧૧ / ૨૫-૧૨-૧૪ એફી. બા. ૧ પા: ૯)

હવે ઉપરના સરક્યુલરનો છેવટનો ભાગ અંશતઃ અમલમાં છે. કારણકે માસિકો પૈકી જે સારાં હોય અને ઉપયોગમાં આવતાં હોય તેવાજ અંક બંધાવવા સમજ આપી છે અને બાકીના નોંધવહીમાં ચઢાવવા નથી.

નવાં આવેલાં તમામ પત્રો પુસ્તકાલય ખુલ્લુ રાખવાના બધા સમયમાં વાચનાલયના મેજ પર જ રાખવા. આ વિરૂદ્ધ વર્તન કરનાર અગર તે વિરૂદ્ધ કોઈના તરફથી ફરિયાદ આવે તે ખરી હોવાનું જણાઇ આવે તો અત્રેથી અપાતી મદદ બંધ કરવા તજવીજ થશે. જ્યાં શાળામાં પુસ્તકાલય હોય ત્યાં પણ આ પત્રો–સામયિકો શાળાના શિક્ષક પાસે સીધાં જવાં જોઇએ. ( સુ. નં. ૭૭ તા. ૨૧૦૮–૧૭. ) ( સુ. ૨૫૭ / ૧૦–૫–૩૪. )

પુસ્તકાલયના સ્વતંત્ર પેટા નિયમો પ્રમાણે કોઇ પુસ્તકાલયમાં વિશિષ્ટ પ્રકારનું લવાજમ કોઇ વાચક આપવા તૈયાર હોય તો તેને વર્તમાનપત્ર પુસ્તકાલયના સમય બહાર વ્યવસ્થાપક મંડળ ઠરાવે તે પ્રમાણે ઘેર વાંચવા આપવા વ્યવસ્થા થઇ શકશે.

( જા. નં. ૨ / ૯–૧–૧૯ ).

( ૫ ) પટેલ તલાટી તરફ જતી આજ્ઞાપત્રિકા સાર્વજનિક પુસ્તકાલય મારફત જાય એવી માગણી ( સ. નં. ૬૦ તા. ૨૨–૧૦–૨૧ ) આવે ત્યારે

**આજ્ઞાપત્રિકા બાબત.** જો તે પુસ્તકાલય,

૧. એક વર્ષ ઉપરાંતનું ઉઘડેલું હોય,

૨. કાયમ ફંડ ખાતે રૂ. ૫૦ પચાસ અને તેથી વધુ રકમ જમા હોય,

૩. પુસ્તકાલયનો ઉપયોગ સંતોષકારક રીતે થતો હોય,

તો તેનો વિચાર થશે. પરંતુ પુસ્તકાલયો વધુ હોવાથી માત્ર રાજ્યના જ સજાના ગામના પટેલ તરફ આજ્ઞાપત્રિકા જતી હોવાથી સજાના ગામવાળા પુસ્તકાલયોને તે લાભ મળી શકેશે. નીચેની વધુ હકીકત સૂચના નં. ૩૪૪ તા. ૨૮–૧૧–૩૫ થી મોકલવા ઠરી છે.

૪. પટેલ તલાટી તરફ સરકાર તરફથી આજ્ઞાપત્રિકા જાય છે કે કેમ ?

૫, પોસ્ટનું સ્થળ અને ટપાલ અઠવાડિયામાં કેટલા વખત આવે છે ?

૬. સજામાં કયાં કયાં ગામો છે ? તેમાં તલાટીને કયા ગામે રહેવા ઠર્યું છે. એટલે કે સજાનું મુખ્ય ગામ કયું છે ?

ઉપર પ્રમાણે હકીકત મળી આવે એટલે રા. વહીવટદાર સાહેબની સંમતિથી જે તે સજાના ગામે જે આજ્ઞાપત્રિકા પટેલ તલાટી તરફ પરભાર્યાં જતી હોય તે સાર્વજનિક પુસ્તકાલય માર્ફત મોકલવા તજવીજ થઇ શકશે. આ પ્રમાણે વ્યવસ્થા જે પુસ્તકાલય માટે કરી આપવામાં આવે તેમને સૂચના નં. ૭૨ તા. ૩–૬–૨૯ પ્રમાણે આજ્ઞાપત્રિકાનો નવો અંક આવે એટલે તુરત જ જૂનો અંક પટેલ તલાટીને પહોંચાડવા તજવીજ કરવી.

આ સિવાય અંદાજમાં ખર્ચ પાડી આજ્ઞાપત્રિકા મંગાવવા માગણીઓ આવે છે. તે મંજુર ન કરવા સ. નં. ૨૨ તા. ૮–૧૦–૩૦ જણાવવામાં આવ્યું છે. છતાં જ્યાં

નિયમની કલમમાં સૂચવેલી ટકાવારી પ્રમાણે અંદાજો બન્યા હશે અને પુસ્તકાલયનો ઉપયોગ ઘણો સારો હશે ત્યાં વર્તમાનપત્રોના ખર્ચની ટકાવારીની હદમાં રહી આ પત્ર મંગાવવા હરકત આવશે નહિ.

(૬) સામાન્યતઃ નીચેની બાબતો ગ્રામ પુસ્તકાલયો વિચારે એજ એમના હિત માટે વાસ્તવિક છે; કારણ અંદાજપત્ર માટે ખર્ચની ટકાવારી પ્રમાણે આ ખાતે નિયમ પ્રમાણે ૨૫ થી ૪૦ ટકા જેટલોજ ખર્ચ થઇ શકે. ( જુઓ નિયમોની ક. ૧૯, ૨૦ )

**વર્તમાનપત્રોની માગણી કેમ કરવી**

| | |
|---|---|
| રૂ. ૩૦ સુધીનાં અંદાજો. | બે સાપ્તાહિક કે અર્ધ સાપ્તાહિક, એક બાલોપયોગી, માસિક, એક સામાન્ય જનતાને અનુકૂળ માસિક, પુસ્તકાલય માસિક. |
| રૂ. ૫૦ સુધીનાં અંદાજો. | બે સાપ્તાહિક કે અર્ધ સાપ્તાહિક " એક રાજ્યનું અને બીજુ મુંબઇ ઇલાકાને લગતું " અથવા એકાદ નાની રકમનું દૈનિક, એક બાલોપયોગી માસિક, એક સામાન્ય જનતાને અનુકૂલ માસિક, પુસ્તકાલય માસિક. |
| રૂ. ૭૫ સુધીનાં અંદાજોઃ | એક દૈનિક, બે સાપ્તાહિક, એક હિંદી માસિક, પુસ્તકાલય અને બીજાં અનુકૂળતા પ્રમાણે. |
| રૂ. ૧૦૦ સુધીનાં અંદાજોઃ | એક દૈનિક, બે કે ત્રણ સાપ્તાહિક, હિંદી માસિક, પુસ્તકાલય અને બીજા અનુકૂળતા પ્રમાણે. |
| રૂ. ૩૦૦ સુધીનાં અંદાજોઃ | એકથી બે દૈનિક, બે કે ત્રણ સાપ્તાહિક, હિંદી માસિક, પુસ્તકાલય અને બીજા માસિકો ટકાવારીની હદમાં અનુકૂળતા પ્રમાણે. |

રૂપીયા ૭૫ ઉપરાંતના અંદાજવાળા પુસ્તકાલયોએ ખાસ કરીને એક હિંદી માસિક ખરીદવા તજવીજ કરવી જોઇએ.

**કસ્બાઓમાં વિદેશી ભાષાનાં પત્રો સાપ્તાહિકો વગેરે મંગાવવા બાબત.**

(૭) કસ્બા પુસ્તકાલયોએ પોતાના વાચનાલય વિભાગમાં વિદેશી પત્રો સાપ્તાહિકોને પણ સ્થાન આપવું જોઇએ. નિદાન પત્રો ખાતેની રકમમાંથી થોડી ઘણી રકમ આ માટે ખર્ચાવી જોઇએ, જેથી વાચકોને આંતરદેશિય વિચારો જાણવાની તક મળે. આ માટે ખાતાએ નિર્દિષ્ટ કરેલાં પત્રોની યાદી આ પુસ્તકના છેવટના ભાગમાં મળશે.

## ૨. પુસ્તકો બાબત.

**નવીન પુસ્તકો તથા ભલામણનાં પુસ્તકોની યાદીઓ**

(૧) " પુસ્તકાલય " માસિકમાં દરેક માસે " નવીનફાલ "ના મથાળા નીચે નવાં પ્રસિદ્ધ થતાં પ્રકાશનોની નોંધ આપવામાં આવે છે તેનો ઉપયોગ જરૂર પ્રસંગે ગ્રંથપાલ, મંત્રી, અને વાચકે કરવો; તેમજ ગ્રામ પુસ્તકાલયો માટે ભલામણ કરેલાં પુસ્તકોની યાદી પણ " પુસ્તકાલય " માસિકમાં પ્રસિદ્ધ કરવામાં આવે છે. આ બન્ને યાદીઓના ઉપયોગ પુસ્તકાલયોના વ્યવસ્થાપકોને પુસ્તક પસંદ કરતી વખતે ઉપયોગી થઇ પડશે. આ ઉપરાંત " પુસ્તક પરિચય " દર માસે આપવામાં આવે છે તે ગ્રંથપાલે અવશ્ય વાંચવો. આવી યાદીઓ ( સ. નં. ૧૬ એકી, ભા. ૧ પાન ૧૨ ) પહેલાં " સાહિત્ય " માસિકમાં બહાર પડતી; પરંતુ " પુસ્તકાલય " માસિક શરૂ થયા પછી તે યાદીઓ " પુસ્તકાલય " માસિકમાં જ આપવામાં આવે છે.

**ભેટનાં પુસ્તકો**

(૨) ઇતર શહરથી તરફથી ભેટ તરીકે જે પુસ્તકો લેવામાં આવે તે સ્વીકારવા ખાતાની પરવાનગી લેવી અને તે વખતે પુસ્તકનું નામ, કિંમત તથા તેની સ્થિતિનું પણ વર્ણન કરવું. બનતા સુધી જીર્ણ થયેલા પુસ્તકો ભેટ તરીકે સ્વીકારવા નહિ.

ખાતા તરફથી ભેટ મોકલાતાં પુસ્તકો માત્ર જે પુસ્તકાલયોનું કામ સારૂં જણાઇ આવશે તેમને જ મળશે. અંગ્રેજી અગર અધ્યયનને લગતા ગ્રંથો ભેટ મોકલવાના હશે તો તાલુકા પુસ્તકાલયોને પહોચાડવામાં આવશે.

**પુસ્તકો માટે બેવડી યાદીઓ અંદાજ સાથે જ મોકલવી**

(૩) ગ્રામ પુસ્તકાલયોના પુસ્તકો પુસ્તકાલય સહાયક સહકારી મંડળ મારફત જ ખરીદવાનાં હોવાથી અંદાજ સાથે જ પોતાની માગણી કરતાં બેવડી રકમની કિંમતના પુસ્તકોની યાદી મોકલવી. આ યાદીઓ મોકલાઇ હશે તો જ નિયમિત વર્ષની અંદર પુસ્તકો મોકલવાનું કામ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ કરી શકશે. હવેથી એવાં અંદાજો જ ગ્રાહ્ય રહેતાં નથી માટે પુસ્તકોની બેવડી યાદીઓ અવશ્ય સામેલ રાખવી. (જુઓ અંદાજપત્ર પર લખેલી લખેલી સૂચનાઓ)

આ યાદીમાં નીચેની મહત્વની બાબતો પણ ભૂલાવી ન જોઇએ.

૧. જેટલી કિંમતના પુસ્તકો ખરીદવાના હોય તેના ચોથા ભાગની કિંમતનાં બાળકો અને સ્ત્રીઓ માટે અવશ્ય હોવાં જોઇએ. આમાં બાળકો માટેનાં પુસ્તકોની યાદી સૂચના નં. ૪ / ૪૧-૪૨ થી પ્રસિદ્ધ કરી છે.

૨. સામાન્ય લોકો હોંશે હોંશે વાંચે તેવી ધાર્મિક કે સામાજીક વાર્તાનાં સરળ પુસ્તકો પણ હોવાં જોઇએ.

**પુસ્તકો માટે ખાતાની મંજૂરીની આવશ્યકતા**

(૪) " હુજુરશ્રીની સ્વારી તાલુકામાં ફરતી વખતે કસ્બાઓના પુસ્તકાલયો જોવામાં આવ્યાં. સદરહુ પુસ્તકાલયોમાં રાખવામાં પુસ્તકોનો સંગ્રહ ઉપયુક્ત થાય અને નકામા પુસ્તકો પાછળ ખર્ચ ન થાય તે માટે પુસ્તકો ખરીદ કરતા પહેલા એવાં પુસ્તકોની યાદી મધ્યવર્તી પુસ્તકાલયના મુખ્ય અધિકારી " ક્યુરેટર ઓફ લાઈબ્રેરીઝ " એમની પાસેથી પસંદ કરાવી લેવાનો વહીવટ રાખવો.

ઉપર પ્રમાણે શ્રીમંત મહારાજા સાહેબની આજ્ઞા થઈ છે. "

તા. ૧૩ માર્ચ ૧૯૩૧. સહી. રા. સા. પાટીલ
હુજુર કામદાર.

માટે આથી ઠરાવવામાં આવે છે કે નવા વર્ષથી એટલે તા. ૧–૮–૩૧ થી દરેક પ્રાંત અને કસ્બા પુસ્તકાલયે પણ પોતાને ખરીદવાનાં પુસ્તકોની યાદી ગ્રંથકર્તા અને કિંમત સાથેની અગાઉથી મોકલી મંજૂર કરાવી લીધા પછી જ પુસ્તકો ખરીદ કરવાની વહીવટ રાખવો.

( સ. નં. ૩૨ / ૧૨–૫–૩૧ )

**પત્રો-પુસ્તકો પસંદ કરવા સૂચનાવહી રાખવી**

(૫) સાર્વજનિક પુસ્તકાલયો માટે દર વર્ષે ખરીદવાના પુસ્તકો, વર્તમાનપત્રો અને માસિકોની પસંદગી જે તે પુસ્તકાલયનું વ્યવસ્થાપક મંડળ જ કરે છે; અને પસંદગી કરતી વખતે પુસ્તકાલયના સભાસદો અને વાચકો તરફથી પુસ્તકો અને પત્રો સંબંધમાં આવેલી સૂચનાઓનો પણ વિચાર સામાન્ય રીતે થાય છે જ. પરંતુ આ પ્રકારનો વહિવટ રાજ્યનાં સર્વ પુસ્તકાલયોમાં છે એમ કહી શકાય તેમ નથીઃ માટે મે. રા. રા. કેળવણી સલાહકાર મી. લિટલહેઈલ્સની ભલામણપરથી ઠરાવવામાં આવે છે કે દરેક પ્રાંત, કસ્બા તથા રૂ. ૧૦૦ના વાર્ષિક ખર્ચવાળા તમામ ગ્રામ પુસ્તકાલયોએ એક સૂચનાવહી " સજેશનબુક " ગ્રંથપાલ પાસે આ કાર્ય માટે રાખવી અને તેમાં પુસ્તકાલયનો લાભલેનાર હરકોઈ સભાસદ વા વાચક પોતાને ભલામણ કરવા જેવાં લાગતાં પુસ્તકો છાપાં, માસિકોનાં નામ, ઠામઠેકાણાં તથા લવાજમ સાથે લખી શકે તેવી વ્યવસ્થા રાખવી. આ યોજનાની ખબર સર્વ કોઈને મળી શકે તે માટે નોટિસબોર્ડ ઉપર જરૂરી જાહેર ખબર મૂકવી. ( વટ. હુ. નં. ૧૩, તા. ૧૦–૭–૩૪ )

**ગ્રામ પુસ્તકાલયો બાબત**

(૬) ગ્રામ પુસ્તકાલયોના વહીવટમાં સ. નં. ૯૬ પ્રમાણે ફેરફાર થયેલો હોવાથી કોઈપણ પુસ્તકાલયે પરભાર્યાં પુસ્તકો ખરીદવાનાં નથી પણ પુસ્તકાલય સ. સ. મંડળ મારફત જ ખરીદવાનાં છે. આ માટે પુનઃસૂચના નં. ૩૦ / ૨૪–૧–૪૦ થી જણાવવામાં આવ્યું છે. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ મારફત જ તમામ ગ્રામ પુસ્તકાલયો, મહિલા અને બાલ પુસ્તકાલયોએ પુસ્તકો મંગાવવાં જોઈએ.

**કરબા પુસ્તકાલયે પુસ્તકો કયી રીતે ખરીદવાં**

(૭) કસ્બા પુસ્તકાલયે બહારના બુકસેલર તથા પુસ્તકાલય સહાયક સહકારી મંડળને ભાવ પૂછયા પછી પુસ્તકો ખરીદવાનાં છે. તેમની યાદીમાં નિદાન ૄ પુસ્તકો દેશ વિદેશના વિદ્વાન લેખકોનાં હોવાં જોઇએ કે જેમાંથી અર્વાચીન પરિસ્થિતિ વિષે વાચકને પૂરતુ જાણુવા મળે. વર્ષે બે વર્ષે અધ્યયન વિભાગમાં મહત્વનો ઉમેરો કરવો જોઇએ તેમજ જ્યાં સ્વતંત્ર બાલ પુસ્તકાલય ન હોય ત્યાં ૄ કિંમતનાં પુસ્તકો તેમજ બાલોપયોગી સાહિત્ય દર વર્ષે વસાવવું જોઇએ.

**નવીન પુસ્તકાલય**

(૮) નવીન પુસ્તકાલય જ્યાં ઉઘડશે ત્યાં ખાતાની પસંદગીનાં જ રૂ. ૧૦૦ અંકે સોની કિંમતનાં પુસ્તકો મળશે. આ પસંદગી કરવા માટે ખાતાએ એક સમિતિ નીમેલી છે.

**નવીન પુસ્તકો માટે કરવાની વિધિ**

(૯) પુસ્તકાલયમાં પુસ્તક ખરીદાય એટલે તે વાચકો આગળ મૂકતા પહેલાં નીચે પ્રમાણે તજવીજ કરવી.

૧. સામાન્ય નોંધવહીમાં ચઢાવી લેવું.

૨. સ. નં. ૧૯ તા. ૧૫-૧૧-૧૫ આધારે જો પુસ્તકમાં પૃષ્ટો ૧૦૦ કરતાં ઓછાં હોય તો ૧૧ અને ૫૧ મા પાને અને ૧૦૦ થી વધુ હોય તો ૧૧ અને ૧૧૦ પૃષ્ટે સામાન્ય નોંધવહીનો નંબર તથા વર્ગ નંબર નાખવા અને તે પૃષ્ટો પર પુસ્તકાલયનો સિક્કો કરવો.

૩. પુસ્તકના મુખપૃષ્ટની પાછળ પુસ્તકનો નંબર, સિક્કો તથા કિંમત અને ખરીદ સાલ બતાવવાં.

૪. પુસ્તકના આગલા પૂઠાની અંદરના ભાગમાં પુસ્તકાલયના નામની કાપલી ચોઢવી અને તેમાં નંબર નાખવો.

૫. વટહુકમ નં. ૩૫ તા. ૨૭-૧૧-૩૫ એફી. ભા. ૩ પાન ૩૨ ખ. પ્રમાણે અમુક પુસ્તક કેટલા વખત વંચાયું, તેમજ વાચક પોતે કયી તારીખે પુસ્તક વાંચવા લાવ્યો છે, તે તેને સહેલાઈથી સમજાય તે હેતુથી પુસ્તકના છેવટના પૃષ્ટ ઉપર તારીખની પટીઓ ચોઢવી.

૬. પુસ્તકની પીઠે પુસ્તકનો નંબર બતાવતી પટ્ટી બે આંગળ જગા નીચે છોડી ચોઢવી.

**પુસ્તક આપ લે**

(૧૦) પુસ્તકાલયના સમય દરમ્યાન ગ્રંથપાલ પાસે બેસી પુસ્તક વાંચવા માટે જામીનની જરૂર નથી. પરંતુ પુસ્તક ઘેર વાંચવા લઇ જવા માટે નીચે પ્રમાણે તજવીજ આવશ્યક છે.

૧. વાચક પુસ્તકાલયને આર્થિક મદદ કરનાર હોવો જોઇએ.

૨. નિદાન ત્રણ રૂપીઆ અનામત અગર આર્થિક મદદ આપનાર ઇસમને જામીન આપવો જોઇએ.

૩. ગ્રંથપાલ પોતે પોતાની જવાબદારી ઉપર વાંચકને પુસ્તકો આપે હે કરી શકશે.

૪. ખાતા તરફથી ઠર્યા પ્રમાણે ઉડી ગયેલા બાળકોને કસ્બામાં અને મકાનવાળાં પુસ્તકાલયોમા જે તે શાળાના વર્ગના શિક્ષક મારફત અને શાળામા અગર ભાડાના મકાનમા હોય તો ગ્રંથપાલ પોતે થઈ પુસ્તકો વિના જામીને વાંચવા આપશે.

૫. સ્ત્રીઓમાં પણ વિના જામીનગીરીએ પુસ્તક વાચવા આપી શકશે.

૬. જામીનગીરી અગર આર્થિક મદદ ન આપનાર ઇસમને ખાસ કરીને ભારે કિંમતનું પુસ્તક આપવું નહિ. બાળકોમાં રૂા. ૦-૮-૦ થી વધુ કિંમતનું પુસ્તક ઘેર લઇ જવા આપવું નહિ. તેવે પ્રસંગે જામીનની અપેક્ષા રાખવી.

૭. શાળાનો કોઈપણ કાયમી શિક્ષકને વગર બાંહધરીએ એક પુસ્તક વાંચવા આપવું.

**પુસ્તક પરત કર્યાની જવાબદારી**

(૧૧) પુસ્તક પરત પુસ્તકાલયમાં જમા કરાવ્યાની જવાબદારી જે તે વાચકની રહેશે. માટે આ બાબત પુસ્તક આપશે નોંધવહીમાં ગ્રંથપાલની સહી કરાવીને જ પુસ્તક પરત આપવા બાબતની નીચે પ્રમાણેની જાહેરાત નોટીસ બોર્ડ પર જાણુની રાખવી.

પુસ્તકો પરત આપતી વખતે આપ-લે નોંધવહીમા ગ્રંથપાલની સહી કરાવવાનું નહિ ચૂકવા બાબત

" વડોદરા રાજ્યનાં સઘળાં મદદ સ્વીકારનાર પુસ્તકાલયોમાથી સર્વ કોઇને વગર લવાજમે પુસ્તકો ઘેર વાંચવા માટે આપવામાં આવે છે. પરંતુ સદર પુસ્તકો પાછાં આપતી વખતે ઇસ્યુબુકમાં તારીખ નખાવી ગ્રંથપાલની સહી કરાવવા પૂરતી કાળજી રાખવામાં આવતી નથી, તેથી વાચક વા ગ્રંથપાલની ભૂલથી પુસ્તકો ગેરવલ્લે પડી તકરારો ઉત્પન્ન થાય છે. માટે પુસ્તકોનો ઉપયોગ કરનાર સર્વ ગૃહસ્થોને આથી જણાવવામા આવે છે કે પુસ્તક પાછુ આપ્યા બદલનો છેવટનો પૂરાવો ઇસ્યુબુકનો જ ગણાતો હોવાથી ઇસ્યુબુકમા ગ્રંથપાલની સહી કરાવવા ચૂકવું નહિ.

| | |
|---|---|
| સેન્ટ્રલ લાયબ્રેરી ડિપાર્ટમેન્ટ, | (સહી) જે. એસ. કુડાલકર |
| વડોદરા, ૧૯-૧-૧૯ | ક્યુરેક્ટર ઓફ સ્ટેટ લાઇબ્રેરીઝ. |

ઉપર પ્રમાણેનુ બોર્ડ કાયમનુ પુસ્તકાલયમા રહેવું જોઇએ.

**ખોવયેલા પુસ્તક બદલ નવીન પુસ્તક ખરીદવા બાબત.**

(૧૨) જે પુસ્તક ખોવાયું હોય અને તેની કિંમત વસુલ આવી હોય તો તેજ પુસ્તક બનતા સુધી ખરીદવું અને ન મળતું હોય બીજું વ્યવસ્થાપક મંડળની સંમતિથી ખરીદવું અને પુસ્તકાલયની નોંધવહીમાં દાખલ કરવું.

**ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં પુસ્તકો.**

(૧૩) જે પુસ્તકાલયો ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ રૂ. ૫૦) ભરી કાયમનાં નોંધાયાં છે. તેમને પોતાનાં પુસ્તકો પોતાના મહાલ પુસ્તકાલય મંડળ અગર મંડળ ન હોય તો કસ્બા પુસ્તકાલય માર્ફત દર વર્ષે "બુદ્ધિપ્રકાશ"માં પુસ્તકો મંગાવવા જાહેરાત પ્રસિદ્ધ થયે મંગાવવા તજવીજ કરવી. આ સંબંધીની યોજના છેવટના ખંડમાં પ્રસિદ્ધ કરવામાં આવી છે. આ તમામ પુસ્તકો સામે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી "ગ્રાહક તરીકેનાં" ભેટનાં પુસ્તકો એમ "કર્યાથી ખરીદ્યું" તે આસનમાં લખવા વહીવટ રાખવો.

**પુસ્તકાલયોના પુસ્તકો વાંચવા આપ્યા પછી વધુમાં વધુ એક માસ સુધી રહેવા દેવા બાબત**

(૧૪) પુસ્તકાલયમાં લોકોને વાંચવા આપેલા પુસ્તકો સામાન્ય રીતે ૧૦ કે ૧૫ દિવસ જ એક વ્યક્તિ પાસે રહેવાં જોઇએ તેને બદલે વધારે મુદત રહેવા દેવામાં આવે છે અને તેથી લાંબી મુદતે સદરહુ પુસ્તકો પાછાં મળી નહિ શકવાથી લખી વાળવા લખાણ કરવામાં આવે છે. આવાં લખાણો લાંબી મુદત પછી કરવામાં આવતાં હોવાથી તે સંબંધે યોગ્ય તપાસનું બની શકતું નથી અને છેવટે માંડી વાળવાના પ્રસંગો ઉપસ્થિત થાય છે. આ પદ્ધતિ પુસ્તકાલયના હિત માટે પસંદ કરવા જેવી નથી તેથી પુસ્તકાલયના મંત્રી કે ગ્રંથપાલે પુસ્તક વાંચવા આપ્યા પછી વધારેમાં વધારે એક માસમાં આપેલું પુસ્તક પરત ન આવ્યું હોય તો તુર્ત મંગાવી લેવું; અને તેથી વધુ મુદતનાં હોય તો ત્રિમાસિક નિવેદન સાથે જણાવવું જોઇએ. (સ. નં. ૪૫ તા. ૧૯–૪–૧૯ એકી. બા. ૧ પા. ૩૫)

પુસ્તક લાંબી મુદત સુધી પડી રહેલાં હોય તે માટે શું તજવીજ કરવી તે સંબંધે વટહુકમ નં. ૬ તા. ૬–૧૨–૩૯ માં નીચે પ્રમાણે જણાવ્યું છે.

—જે ઇસમો પાસેથી પુસ્તકો મુદત અંદર આવી શકતાં ન હોય તેની યાદી ઇસમ અને પુસ્તકવાર મંત્રી માર્ફત વ્યવસ્થાપક મંડળમાં રજૂ કરવી. મંત્રીએ વ્યવસ્થાપક મંડળની સલાહ પ્રમાણે જણાવેલાં સાધનો દ્વારા પુસ્તકો અગર તેની કિંમત વસુલ લેવા તજવીજ કરવી અને તે બાબતનું નિવેદન દરેક ત્રિમાહી વખતે મોકલવું.

૧ જામીન અગર અનામત રકમ લીધી હોય તો તે દ્વારા પુસ્તકની રકમ વસુલ લેવી.

૨ જામીન અગર અનામત રકમ લીધી ન હોય તો વ્યવસ્થાપક મંડળ બીજી જે યોજનાથી રકમ વસુલ કરવા માર્ગ બતાવે તે પ્રમાણે તજવીજ કરવી.

૩ પુસ્તકની કિંમત કે પુસ્તક મળે ત્યાં સુધી વ્યવસ્થાપક મંડળની સંમતિથી તે વાચકને પત્ર કે બીજું પુસ્તક વાંચવા આપવું નહિ.

૪ જ્યાં સુધી પુસ્તક અગર પુસ્તકની કિંમત આવે નહિ ત્યાં સુધી આવાં પુસ્તકો લઇ જનાર ઇસમોનાં નામ, પુસ્તક લઈ ગયા તારીખ તથા પુસ્તકનું નામ વગેરે માહિતિ આપતો તકતો પુસ્તકાલયના મકાનમાં રાખવો.

પુસ્તકો વાંચવા આપ્યા પછી મુદત વિત્યે તે પરત મંગાવવા અગર કિંમત વસુલ કરવા જે તે પુસ્તકાલયની જવાબદાર વ્યક્તિએ ઉપર જણાવ્યા પ્રમાણે તજવીજ કરવાની છે.

**ઉધાઇથી ખવાઇ ગયેલાં અગર ઇતર રીતે નિરૂપયોગી થયેલા પુસ્તકોની તજવીજ કરવા બાબત.**

(૧૫) આ સંબંધે પુસ્તકાલય ખાતા તરફથી સ. નં. ૧૦૦ તા. ૨૩-૧-૨૫ એક. બા. ૧ પાન ૯૨ પર પ્રસિદ્ધ થયો છે. તે પહેલાં સ. નં. ૩૧૪ તા. ૨૦-૮-૨૩ એકી. બા. ૧ પાન ૧૨૬ પર આમ પુસ્તકાલયો માટે પણ શું કરવું તે જણાવ્યું છે. ત્યારબાદ વ. હુ. નં. ૧૪ તા. ૧૦-૭-૩૪ એકી. બા. ૩ પાન ૧૨. પર થયેલાં છે. ઉપરનાં વટહુકમોનો સાર નીચે પ્રમાણે છે.

ફાટી ગયેલાં પુસ્તકો કે ઉધાઇ ખાધેલાં પુસ્તકો કમી કરવા માટે ગ્રામ પુસ્તકાલયના મંત્રીએ પુસ્તકો કમી કરવાની અરજ પર વ્યવસ્થાપક મંડળનો અભિપ્રાય લઇ શાળા ખાતાના અમલદારનું ગામ પર આવવાનું થાય ત્યારે તેમને પુસ્તક રૂબરૂ બતાવી તેમની ભલામણ સાથે કમી કરવા માટે લખાણ ખાતામાં મોકલવું.

—પુસ્તકાલયમાં બધાં જ પુસ્તકો કાયમ માટે સંગ્રહી રાખવા જેવાં હોય છે તેમ કહી શકાય નહિ, ગ્રંથપાલોના બીન અનુભવને અને અલ્પ માહિતિને લઇને દવાઓ તથા પુસ્તકોનાં સૂચીપત્રો, જુજ કિંમતનાં પંચાગો, સંસ્થાના વાર્ષિક હેવાલો, હલકી પ્રતની વાર્તાઓ, રદ્દી કાગળ પર તથા ઝીણા બીબામાં છપાયેલાં પુસ્તકો, અશ્લિલ ચિત્રોવાળાં નીતિને હાનિ કરનારાં પુસ્તકો, તેમજ જપ્ત કરવા ઠરેલાં પુસ્તકો પુસ્તકાલયમાં ઘુસી ગયાં છે. વખતોવખત ચોકસાઇ થઈ આવું સાહિત્ય દફતરેથી કમી કરવામાં ન આવે તો સાચવણી અને વ્યવસ્થા પાછળ થતો ખર્ચ ભારે પડે. આ માટે દરેક પ્રાંત અને કસ્બા પુસ્તકાલયે એક ખાસ સમિતિ નીમી તે પુસ્તકો જોઇને કમી કરવા અધિકાર પરત્વે ઘટિત તજવીજ કરે. ગ્રામ પુસ્તકાલયોની બાબતમાં આ કાર્ય એવી સમિતિ નહિ પરંતુ સંબંધ ધરાવતા રા. મહાલ શાળાધિકારીની તપાસણી વખતે તેવાં પુસ્તકોનાં નામ, કિંમત તથા કમી કરવાના કારણસહ યાદી કરાવી તે ઉપર કમી કરવાનો હુકમ આપી શકશે. છેવટે પુસ્તકો કમી કરવા સંબંધે રૂપીઆ દશ સુધી ગ્રામ પુસ્તકાલયો માટે રા. મહાલ શાળાધિકારી તથા રાજ્ય પ્રચારકને અધિકાર આપવામાં આવ્યો છે. આ પુસ્તકો કમી કરવા માટે વ્યવસ્થાપક મંડળના અભિપ્રાયની આવશ્યકતા છે. છતાં તપાસણી અધિકારીને રૂબરૂમાં તપાસણી કરતાં પુસ્તકો કમી કરવા જેવાં લાગે તો સ્થળ ઉપર રૂપીઆ દશ સુધીની કિંમતનાં પુસ્તકો જ્યાં વ્યવસ્થાપક સમિતિ મળતીજ ન હોય ત્યાં કમી કરી શકશે. રૂપીઆ દશ ઉપરાંતની કિંમતનાં પુસ્તકો માટે પોતે ખાતામાં યોગ્ય ભલામણ કરી મોકલશે. પુસ્તકો કમી કરવાની યાદી નીચેના નમૂના પ્રમાણે રા. મહાલ શાળાધિકારીએ સ્થળ પર મંત્રી પાસે બનાવરાવવી મંજૂરી માટે મોકલવી. આ કિંમતમાં માસિકોની કિંમત ગણવાની નથી અને હવેથી માસિકોનાં જુથ જનરલ રજીસ્ટરે ચઢાવવાનાં નથી.

મોજે ——————— ગ્રામ પુસ્તકાલયના પુસ્તકો કમી કરવા મોકલવાનું પત્રક.

| અનુક્રમ નંબર | પુસ્તકનું નામ | ખરીદ તારીખ | કિંમત | પુસ્તક કમી કરવાનું કારણ | વ્યવસ્થાપક મંડળનો અભિપ્રાય |
|---|---|---|---|---|---|
| १ | २ | ३ | ४ | ५ | ६ |
| | | | | | |

(વ. १३/२२-५-४० )

મંત્રી........સાર્વજનિક પુસ્તકાલય.

**પુસ્તકોની વાર્ષિક મેળવણી બાબત**

(१६) દર વર્ષે પુસ્તકોની સામાન્ય નોંધવહી પ્રમાણે મેળવણી કરી હકીકત વાર્ષિક નિવેદનમાં જણાવવી. આ મેળવણી દર વર્ષે જુલાઇ માસની २४ થી ३१ સુધી પુસ્તકો વાંચવા આપવાનું કામ બંધ રાખી તે મુદતમાં વાંચવા આપેલાં પુસ્તકો પરત મંગાવી લેવાની તજવીજ કરી ઑગસ્ટ માસની શરૂઆતમાં વાર્ષિક નિવેદન મોકલવા તજવીજ કરવી. આ ઉપરથી ભાષાવાર પુસ્તકો, વાંચવા આપેલા પુસ્તકો પરત આવેલાં ન હોય તેની સંખ્યા અને ખૂટતાં પુસ્તકો માટે શું તજવીજ કરવાની છે તે સંબંધી નિવેદન કરવું. ઉપરનું કામકાજ કરવાને જરુર પૂરતા વધુ દિવસો પુસ્તકાલયનું કામ બંધ રાખવું પડે તો હરકત નથી. ( સ. નં. १५/२२-६-१५ )

અને આવી મેળવણી કર્યાનો દર વર્ષે સામાન્ય નોંધવહી પર તારીજ કાઢી શેરો કરવો જોઇએ. મેળવણી કરવા ઉનાળાની રજા દરમ્યાન માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓની મદદ સહેલાઇથી મળી શકતી હોય તો તે મેળવવી.

# ૩. વર્ગીકરણ પદ્ધતિ

**પુસ્તકોના વર્ગીકરણ બાબત.**

(૧) રાજ્યના પુસ્તકાલયોમાં પુસ્તકોનો જે સંગ્રહ થયે જાય છે તેનો ઉપયોગ લોકો સહેલાઇથી કરી શકે તે માટે પુસ્તકોના વિષયવારી, કક્કાવારી અને કર્તાવારી ત્રણ કેટલોગ તૈયાર કરવાં.

**સંજ્ઞાઓ.**

(૨) પુસ્તકોના વર્ગ ઓળખવા માટે નીચે જણાવેલી સંજ્ઞાઓનો ઉપયોગ કરવો.

अ. સર્વસાધારણ
आ. સર્વસાધારણ સંગ્રહ.
इ. કોષો.
ई. બાંધેનાં માસિકો.
उ. સંસ્થાઓના રિપોર્ટો.
ऊ. સરકારી રિપોર્ટો, નિયમ વગેરે
अं. બાલસાહિત્ય.
अः સ્ત્રી સાહિત્ય
ऋ. પુસ્તકાલય સબંધી સાહિત્ય.
क. તત્વજ્ઞાન અને ધર્મ.
 क. તત્વજ્ઞાન, ख. માનસશાસ્ત્ર, ग. નીતિ, घ. ધર્મ, ङ હિંદુધર્મ.
च. વિજ્ઞાન.
 च. ગણિત અને જ્યોતિષ, छ આધિભૌતિક, ज. નૈસર્ગિક વિજ્ઞાન શાસ્ત્ર, झ. માનવ-જાતિશાસ્ત્ર, ञ. વૈદક.
ट સામાજીક શાસ્ત્રો.
 ट. સમાજશાસ્ત્ર, ठ રાજ્યપદ્ધતિ, ड. રાજ્યનીતિ, ढ. શિક્ષણ, ण. અર્થશાસ્ત્ર
त. કલાઓ.
 त. ઉપયુક્ત કલા, थ ફોજ અને હથીઆર, द. ક્રિડા અને વિનોદ, ध. લલિત કલા.
प. સાહિત્ય
 प. ભાષાશાસ્ત્ર, फ અલંકાર શાસ્ત્ર, ब. ધાર્મિક અને આધ્યાત્મિક. भ કાવ્ય સામાન્ય, म. નાટક, य. નવલકથા, र. કાવ્ય નાટકથી ભિન્ન સાહિત્ય, નિબંધો, ને વિવેચનો. ल. મૂળ સાથેના ગુજરાતી ભાષાંતરો વ.
श. ઇતિહાસ, પ્રવાસ, ભૂગોળ, જીવનચરિત્ર વગેરે.
 श. સર્વ સાધારણ ઇતિહાસ. ष પૌરસ્ત્ય ઇતિહાસ; स.-ભારતીય

ઇતિહાસ, ह. પાશ્ચાત્ય ઇતિહાસ, ળ, ભૂગોળ. સ્થળ વર્ણન પ્રવાસ, क्ष. ચરિત્ર સંગ્રહ, ज्ञ. ચરિત્ર.

**વર્ગનાં નંબરો આપવા બાબત**

(૩) આ પ્રમાણે જે તે વિષયના પુસ્તકો માટે વર્ગીકરણ પદ્ધતિ પ્રમાણે અંશમાં ગ્રંથકર્તાને અને છેદમાં પુસ્તકના નામનો નંબર લખવો. આ નંબર શોધવા માટે કર્તાવારી યાદી જોવી જોઇએ. વર્ગીકરણ પદ્ધતિના પુસ્તકમાં કર્તાઓની નામાવલીના નંબરો આપેલા છે. તે ઉપરથી અક્ષર પ્રમાણે પુસ્તકના તેમજ લેખકના નંબરો શોધવાના છે. દૃષ્ટાંત

य. $\frac{૩૮૪}{૯૭}$ ત્રિપાઠી ગં. મા.
સરસ્વતિચંદ્ર

म. $\frac{૪૫૦}{૭૮}$ દ્વિવેદી રણછોડલાલ ઉદયરણ
લલિતા દુઃખદર્શક નાટક.

ज्ञ. $\frac{૧૬૪}{૪૮}$ નિલકંઠ મ. રૂ.
કરસનદાસ મૂળજીનું જીવનચરિત્ર.

આ પદ્ધતિ પ્રમાણે પુસ્તકો માત્ર કેળવાયેલા ગ્રંથપાલ જ ગોઠવી શકશે અને તેથી સઘળાં પુસ્તકાલયોના એક જાતના પુસ્તકના એક સરખા નંબર આપી શકશે. તેમજ એકજ ગ્રંથકર્તાના પુસ્તકો એકજ વિષયના એક કબાટમાં એક સાથે આવી શકશે. આ માટે ગ્રંથપાલે કર્તાઓની નામાવલી તથા ૧૨૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત યાદીનો અભ્યાસ કરવો ઠીક પડશે.

**વર્ગના નંબર નાંખવાની બીજી સરળ પદ્ધતિ.**

(૪) જ્યાં તાલીમ પામેલો ગ્રંથપાલ ન હોય ત્યાં સામાન્ય નોંધવહીમાં પુસ્તકોનો જે નંબર હોય તે પ્રમાણે એક જ વિષયનાં પુસ્તકો સાથે રાખવાં. અંશમાં વિષયના જે નંબર આવે તે નામનો અને છેદમાં સામાન્ય નોંધવહીનો નંબર નાંખવો.

પુસ્તકાલયોએ કામ કરનારની શક્તિ અને અનુકૂળતા પ્રમાણે ઉપરની બન્ને પદ્ધતિ પૈકી ગમે તે એક દાખલ કરવી.

( સ. નં. ૪. ૧૯-૯-૧૩ એકીકરણ ભા. ૧ પાન ૧-૪ )

ઉપરનાં વટહુકમમાં ઢીલ થવાથી સુચના નં. ૮૮ તા. ૧૧-૯-૨૯ થી શાસ્ત્રીય રીતે વર્ગીકરણ કર્યા શિવાય અંદાજે મંજૂર નહિ થઇ શકે તે માટે તે કેવી રીતે કાર્ય કરવું અને તાલીમ મેળવેલા ઇસમ પાસેથી જ એ કરાવવું એ મતલબની સમજ આપવામાં આવેલી છે. ગ્રામ પુસ્તકાલયોને સરળ પદ્ધતિથી વર્ગીકરણ કરવા સૂચના નં. ૧૯૭ તા. ૧૧-૧૧-૩૨ થી સૂચના કરવામાં આવી છે. ગ્રામ પુસ્તકાલયો માટે સામાન્યતઃ નીચે પ્રમાણે વિષયો રાખવાઃ—

अ. સર્વ સાધારણ.
आ. કોષો.
इ. બાંધેલાં માસિકો.
ऋ. પુસ્તકાલય સંબંધી સાહિત્ય.
क. તત્વજ્ઞાન.
ग. નીતિ.
ङ. ધર્મ.
च. વિજ્ઞાન.
ञ. વૈદક.
ट. સમાજ શાસ્ત્ર.
ढ. શિક્ષણ.
त. ઉપયુક્ત હુન્નર કલાઓ.
थ. સાહિત્ય.
ध. કાવ્ય.
म. નાટક.
य. નવલકથા.
श. ઇતિહાસ.
ळ. ભૂગોળ, પ્રવાસ, સ્થળવર્ણન.
ज्ञ. ચરિત્રો.
अं. બાલ સાહિત્ય
अः સ્ત્રી સાહિત્ય.

ટીપ :—વર્ગીકરણ કરતી વખતે પુસ્તક સંબંધી માહિતી વર્ગીકરણ કરનારને અવશ્ય હોવી જોઇએ. અને પુસ્તકનો વસ્તુ તથા લેખકનો હેતુ હોય તે પ્રમાણે તે એક કે બે વિષયને તે પુસ્તક લાગૂ થતું હોય તો જે પ્રાધાનપણે વિષય જણાઇ આવે તે વિષયમાં તે મૂકવું અને તેને નંબર બતાવવો; પણ વિષયવારી નોધવહીમાં કે કાર્ડમાં તેને બીજો વિષય સ્પર્શતો હોય તો તેનો ઉલ્લેખ કરવો જોઇએ. દાખલા તરીકે એક પુસ્તક એક સરખા બે વિષય જેવા કે વિદ્યુત્ અને લોહચુંબક ઉપર હોય તો તે પુસ્તકમાં જે પ્રધાન વિષય હોય તે વિષયમા તેને મૂકવું અને નીચે બીજા ગૌણ વિષયની સંજ્ઞા અને નંબર ટીપ કરી મૂકવા.

ઉપરની તમામ પદ્ધતિઓ અને વિશેષ વિસ્તરણ વિષે એક સ્વતંત્ર લેખ ચોથા ખંડમાં છે તે વાંચવો એટલે વર્ગીકરણની સંપૂર્ણ માહિતિ મળશે.

# ૪. વાચક

**વાચક કોણ થઇ શકે.**

(૧) જે તે સ્થળની કોઇપણ ભણેલી વ્યક્તિ સ્ત્રી વા પુરૂષ પુસ્તકાલયનો વાચક બની શકશે. અને તે માટે નીચે પ્રમાણે કોઇ પણ એક તજવીજ કરવી પડશે.

૧. પુસ્તકાલયને આર્થિક મદદ આપવી.
૨. ઠરાવેલી અનામત રકમ મૂકવી.
૩. યોગ્ય જામીન આપવો.
૪. ગ્રંથપાલ પોતાની જોખમદારીથી આપવા ખુશી હોય તેમ કરવું.
૫. પ્રાથમિક શાળાનો કાયમનો શિક્ષક હોવું.
૬. શાળામાં ભણતો વિદ્યાર્થી હોવું.
૭. પાંચ વર્ષની અંદરનો પ્રા. શાળામાંથી ઉઠી ગયેલો વિદ્યાર્થી હોવું.

ઉપર પ્રમાણેની કોઇ પણ તજવીજ થઇ હશે તો પુસ્તક વાંચવા ઘેર લઇ જવા મળી શકશે. પુસ્તકાલયમાં બેસી કોઇ પણ ઇસમ પુસ્તક વાંચવા માંગતો હોય તો તેને ગ્રંથપાલ પુસ્તક વાંચવા આપી શકશે.

**વાચકોની નોંધવહી.**

(૨) પુસ્તકાલયમાં વાચકોની માહિતી સહેલાઇથી ઉપલબ્ધ થાય તે હેતુથી વાચકોની નોંધવહી રાખવી. જ્યારે કોઈ પણ ઈસમ વર્ષની શરૂઆતમાં પ્રથમ પુસ્તક વાંચવા લેવા આવે ત્યારે તેનું નામ પ્રથમ વાચક નોંધવહીમાં દાખલ કરવું. આ નોંધવહી શરૂ કરતી વખતે વર્ષ આખરે જે વાચકો પાસે પુસ્તકો વાંચવા ગયા હોય તેમનાં નામ પ્રથમ નોંધવાં જોઇએ. ( સૂ. નં. ૭૩. એકી. ભા. ૧. પા. ૯૫. )

**વાચકોની જામીનગીરી**

(૩) જ્યાં વાચકોની પાસે જામીનગીરી લેવાતી હોય ત્યાં દર ઓગસ્ટ માસની શરૂઆતમાં નવીન જામીન લેવાનો વહિવટ રાખવો.

( સ. નં. ૪૮ એકી ભા. ૧ પા. ૩૭ )

**મુદ્દત અંદર પુસ્તક ન આવે તો દંડની રકમ લેવા બાબત**

(૪) નકકી કરેલા દિવસોએ પુસ્તક પરત ન આવે તો જ્યાં શકય હોય ત્યાં દંડની રકમ લેવા બાબતની વ્યવસ્થા પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળે કરવાની છે.

( સ. નં. ૫૦, એકી ભા ૧ પાન ૩૮ )

**વાચન પ્રચાર માટે યોજના**

(૫) ગ્રામ પુસ્તકાલયોનો વિસ્તાર વધારવા માટે પુસ્તકોના વાચન તરફ દિવાન સાહેબે જે ધ્યાન દોર્યું છે તે સંબંધી જરૂરી હકીકત આ નીચે આપવામાં આવી છે તે તરફ પુસ્તકાલયના મંત્રી, ગ્રંથપાલ, વ્યવસ્થાપકો તથા શાળાના શિક્ષકો અને તપાસણી અધિકારી સાહેબનું ખાસ ધ્યાન દોરવામાં આવે છે.

" શાળાની કેળવણી લીધેલો સખસ ભણેલું ભૂલી જઇ ફરી પાછો અભણતાનો ભોગ ન બનવા પામે તે માટે ખાત્રી ભર્યા ઇલાજ યોજવા, એ પુસ્તકાલયનો ઉદ્દેશ છે. આમ હોવાથી પુસ્તકાલયની સંસ્થા એ ફરજીયાત કેળવણીનું આવશ્યક અંગ છે. માટે કેળવણી ખાતાની શાળાઓના મુખ્ય તેમજ અન્ય શિક્ષકોનો સંબંધ પુસ્તકાલયોની વ્યવસ્થા સાથે જોડી આપવો જોઇએ; અને તેમની ફરજ નીચે પ્રમાણે હોવી જોઇએ.

અ. શાળામાંથી જે છોકરા અને છોકરીઓ ઉઠી ગયાં હોય ને ગામમાં જ રહેતાં હોય તેમની યાદીઓ રાખવી.

આ. એવાં છોકરા છોકરીઓ પુસ્તકાલયનો પુરો ઉપયોગ કરે તે જોતા રહેવું. "

( દીવાન હુકમ ૯૫ તા. ૧૦-૮-૩૧ )

**શાળા છોડી જનાર વિદ્યાર્થીઓને પુસ્તકાલયોનો ઉપયોગ કરવા બાબત**

(૬) જન સમાજમાં જ્ઞાનનો ફેલાવો થાય એ ઉદ્દેશથી રાજ્યમાં સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવામાં આવેલાં છે. આ વિસ્તૃત ઉદ્દેશમાં ભણેલા ભૂલી ન જાય અને ફરજીઆત કેળવણી પાછળ થતો ખર્ચ અને મહેનત બરબાદ ન જાય એ મહત્વના આશયનો પણ મૂળથી જ વિચાર કરવામાં આવેલો છે. આ માટે નેક નામદાર દિવાન સાહેબે હુકમ નં. ૯/૫ તા. ૮-૮-૩૧ થી ઠરાવ્યું છે કે હવેથી પુસ્તકાલયને શાળાના એક અંગ તરીકેજ ગણવું અને ફરજીઆત પ્રાથમિક કેળવણીને લઇને વિદ્યાર્થીઓ શાળામાં વાંચવાનું લખવાનું જે કાંઇ શીખ્યા હોય તે શાળા છોડયા પછી ભૂલી ન જાય તેમજ પુસ્તકાલયના ઉપયોગથી પોતાના જ્ઞાનમાં તેઓ ઉત્તરોત્તર વૃદ્ધિ કરે, તે માટે પુસ્તકાલય ખાતાએ તજવીજ કરવી. મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબનો તા. ૩-૩-૩૨ નો શેરો આજ્ઞાપત્રિકા પૃષ્ઠ ૧૮૦ ઉપરનો થયો છે તે પ્રમાણે દરેક પુસ્તકાલય તરફ શાળાના મુખ્ય શિક્ષકો છેલ્લા પાંચ વર્ષમાં શાળાના વર્ગ ૪ અને તે ઉપરાંતના શાળા છોડી જનાર વિદ્યાર્થિઓની એક યાદી મોકલશે. તેવી યાદીઓ ગ્રામ પુસ્તકાલયોની તેમજ કસ્બા પુસ્તકાલયોની અમારી તપાસણી વખતે ઘણે જૂજ ઠેકાણે જોવામાં આવી છે જો આ પ્રમાણેની યાદીઓ જે તે શાળાના મુખ્ય શિક્ષકો પુસ્તકાલય તરફ ન મોકલે તો પુસ્તકાલયનું આ મહત્વનું પ્રચાર કાર્ય મંદ પડી જાય અને પછાત કોમના ઘણા શિક્ષિત બાળકો તેમજ બ્હેનો ફરી નિરક્ષર બને એ સંભાવત છે. સબબ આ બાબતનો અમલ વધારે કાળજીપુર્વક કરવામાં આવે એ હેતુથી નીચે પ્રમાણે ઠરાવવામાં આવે છે: —

(૧) તમામ શાળાઓના મુખ્ય શિક્ષકોએ વર્ગ ૪ અને તે ઉપરાંતના બાળકો જે એક પરીક્ષાથી બીજી પરીક્ષા પૂરી થતાં સુધીમાં ઉઠી ગયાં હોય તેની યાદી નવા વર્ગો શરૂ થાય તે પહેલાં પુસ્તકાલયના મંત્રી તરફ મોકલવી. આ પ્રમાણે યાદી વખતસર ન આવે તો જે તે પુસ્તકાલયના મંત્રીએ રા. મહાલ શાળાધિકારી સાહેબ તરફ લખી યાદી મંગાવી લેવા તજવીજ કરવી.

(૨) આવી આવેલી યાદીઓ ઉપરથી તમામ ગામ તથા કસ્બા પુસ્તકાલયોના

મંત્રીઓએ તેમજ વ્યવસ્થાપક મંડળે આ બાળકોને વીના લવાજમે તેમજ જામીનગીરીએ પુસ્તકો પાંચ વર્ષ સુધી પ્રચારની દ્રષ્ટિએ વાંચવા આપવા માટે વ્યવહારૂ યોજનાઓ ઘડી કાઢી અમલમાં મૂકવા તજવીજ કરવી.

(૩) આવા પ્રચાર માટે ગામડામાં સ્થપાયેલી બાળજનસેવાસંસ્થા તથા કુમાર મંડળો અને બાળવીર સંસ્થાઓનો સારો સહકાર મેળવી શકાશે.

(૪) આ પ્રવૃત્તિનો ખરો ખ્યાલ વાર્ષિક નિવેદનમાં દરેક પુસ્તકાલયે આપવા તજવીજ કરવી. ( વ. હુ. નં. ૨. તા. ૨–૧–૩૯ )

**પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોએ ઉઠી ગયેલા વિદ્યાર્થીઓ માટે પુસ્તકો પૂરાં પાડવા બાબત.**

(૭) " પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોના ગ્રંથપાલે શાળામાંથી ઉઠી ગયેલા છોકરાં સાથેનો સંબંધ નવેસર જોડી શકે નહિ તે સમજી શકાય તેમ છે. ઉઠી ગયેલાં છોકરા છોકરીઓનું આ સ્થળોએ વાચન ચાલુ રહે તેવી તજવીજ રાખવાનું કામ શાળાના શિક્ષકોજ ઉપાડી લે તોજ ઘણું સરળ થાય તેમ છે. પરંતુ શાળાઓમાં પાઠય પુસ્તક સિવાયના બીજાં પુસ્તકો બાળકોને માટે હોતાં નથી. માટે નામદાર દિવાન સાહેબના હુકમનો શુભ ઉદ્દેશ પાર પડે તે માટે ઠરાવવામાં આવે છે કે ઉઠી ગયેલાં છોકરા, છોકરીઓ માટે પુસ્તકોની માંગણી ગુજરાતી શાળા તરફથી આવે તો કસ્બા અને પ્રાંત પુસ્તકાલયના મંત્રીઓએ પુસ્તકોની પેટી ધસ્યુબુક સાથે આપવી, અને શાળાના શિક્ષકોએ ધસ્યુબુકમાં નોંધી ઉઠી ગયેલા છોકરા છોકરીઓને અઠવાડીઆમાં એક બે વખત પુસ્તકો વાંચવા આપવાં તથા પાછાં લેવાની તજવીજ કરવી. આ પેટીઓનો ઉપયોગ શાળામાંથી પાંચ વર્ષની અંદર ઉઠી ગયેલા વિદ્યાર્થીઓ માટે જ કરવાનો છે. સામાન્ય ઉપયોગથી ફાટે તૂટે તે સિવાય પુસ્તકો ન ખોવાય તે જોવાની ફરજ શિક્ષકોની છે. જ્યાં બાલ પુસ્તકાલયો સ્વતંત્ર સ્થપાયાં છે ત્યાં આવી તજવીજ કરવાની જરૂર નથી; પણ જે તે બાલ પુસ્તકાલયના સંચાલકોએ આ પ્રવૃત્તિ ઉપાડી લેવાની છે. ( વટહુકમ નં. ૨૯ તા. ૮–૮–૩૫ )

**જે તે શાળાના મુખ્ય શિક્ષકની ભલામણ ઉપરથી વિદ્યાર્થીઓને પુસ્તકો આપવા બાબત.**

(૮) રાજ્યની માધ્યમિક શાળાઓના જે વિદ્યાર્થીઓને જે તે સ્થળના પુસ્તકાલયનો લાભ લેવા ઇચ્છા હોય તેઓ જો જે તે શાળાના મુખ્ય શિક્ષકની લેખી ભલામણ લાવે તો તેવા વિદ્યાર્થીઓને જે તે સ્થળના પુસ્તકાલયમાંથી પુસ્તકો આપવા ગ્રંથપાલોએ તજવીજ કરવી.

**મુદત વીત્યે પુસ્તકો પરત ન આવે તો મુખ્ય શિક્ષકે પરત મંગાવી આપવાની તજવીજ કરવા બાબત.**

(૯) ઉપર પ્રમાણે આપવામાં આવેલાં પુસ્તકો મુદત વીત્યે પરત ન આવે તો પુસ્તકો લઇ જનાર વિદ્યાર્થીઓની યાદી જે તે શાળાના મુખ્ય શિક્ષક તરફ જે તે પુસ્તકાલયના ગ્રંથપાલે મોકલવી અને મુખ્ય શિક્ષકને આવી યાદી મળે એટલે જે તે વિદ્યાર્થી પાસેથી બાકી રહેલાં પુસ્તકો પરત મંગાવી આપવા ઘટીત તજવીજ કરવા આથી ઠરાવવામાં આવે છે.

( વ. હુ. નં. ૨. તા. ૮–૯–૩૯ )

**કસ્બા પુસ્તકાલયોએ આજુબાજુનાં ગામનાં લોકોને પણ યોગ્ય બાંહેધરી લઈ પુસ્તકો વાંચવા આપવા બાબત.**

(૧૦) " કસ્બા પુસ્તકાલયની નજીકના ગામના એક વાચકને પુસ્તક વાંચવા નહિ મળવાથી અત્રે ફરીઆદ આવી છે માટે કસ્બા પુસ્તકાલયોના કાર્યવાહકોને જણાવવાનું કે, અત્રેથી જે સરકાર તથા પંચાયત મદદ અપાય છે તે માત્ર કસ્બાનાંજ નહિ પણ આજુબાજુના ગામોના લોકોને પણ પુસ્તકોનો લાભ મળે તે માટે અપાય છે. કોઈ પણ વાચકને ભવિષ્યમાં કસ્બા પુસ્તકાલયમાંથી નિરાશ થઈ પાછા ફરવું ન પડે તે માટે ઠરાવવામાં આવે છે કે, જેવી રીતે કસ્બાના લોકોને ડિપોઝીટ કે યોગ્ય જામીન લઈ પુસ્તકો વાચવા આપવામાં આવે છે, તેવીજ રીતે આજુબાજુના ગામોના લોકોને પણ ડિપોઝીટ કે યોગ્ય જામીનગીરી લઇ પુસ્તકો વાંચવા આપવા. આ યોજનાથી પુસ્તકોનો વધુ ઉપયોગ થવા સાથે નિયમિત અને સુરક્ષિત સ્થિતિમાં પુસ્તકો પાછાં ફરવામાં હરકત આવશે નહિ. ( સ. નં. ૧૦૨, તા. ૨૩–૪–૨૫ )

---

## ૫. મંત્રી-ગ્રંથપાલ વગેરે.

**મંત્રી તરીકે કોણ કામ કરશે**

(૧) ગ્રામ પુસ્તકાલયો સ્થાપવામાં અને તેના મંત્રી તરીકે સેવાભાવે કામ કરવામાં ગુજરાતી શાળાના ઘણા શિક્ષકો રાજ્યની તેમ જ પ્રજાની ઉત્તમ સેવા કરતા આવ્યા છે. પરંતુ કેટલાક મહેતાજીઓ ગ્રામ પુસ્તકાલયનું કામ મહેનતાણું મળે તો જ કામ કરવું એમ જણાવી પુસ્તકાલયના કામ પ્રત્યે બહુ નિષ્કાળજી બતાવતા હતા. પરિણામે કેટલાંક પુસ્તકાલયો બંધ પડે તેવી સ્થિતિમાં આવી પડવાથી મે. રા. રા. વિદ્યાધિકારી સા. ને નિવેદન કરતાં સન ૧૯૧૦–૧૧ માં વટહુકમ નં. ૨૩ તા. ૧૫–૧૧–૧૦ થી આ કામ તેમને સરકારી કામ જેવું ગણી કરવા જણાવ્યું છે.

ત્યાર બાદ વટહુકમ નં. ૧૭/૨૩–૨૪ નો પણ મે. રા. રા. વિદ્યાધિકારી સા. નીચે પ્રમાણે કર્યો છે.

" રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોનું કામ શાળાના શિક્ષકોને કરવા વ. હુ. નં. ૨૪ તા. ૧૫–૧૧–૧૦ થી થયેલો છે, છતાં કોઈ કોઇ મહેતાજી તે કામ કરવા આનાકાની કરતા હોવાનું રા રા. આસિ. ક્યુરેટર ઇન્ચાર્જ ઑફ ધી ડીસ્ટ્રીક્ટ લાઇબ્રેરીઝ એમણે અમોને રૂબરૂમાં જણાવેલું છે. જેથી શાળાખાતાના તમામ શિક્ષકોને આથી જણાવવામાં આવે છે કે જે જે ગામના સાર્વજનિક પુસ્તકાલયોનું કામ ગામ સદગ્રહસ્થોને સ્વતંત્ર રીતે રા રા. આસિ. ક્યુરેટર ઇન્ચાર્જ ઑફ ધી ડીસ્ટ્રીક્ટ લાઇબ્રેરીઝ તરફથી પરવાનગી આપવામાં આવી હોય તે સિવાયના સર્વ ગ્રામ પુસ્તકાલયોનું કામ જે તે ગામની મુખ્ય શાળાના મહેતાજીએ પોતે, કે પોતાના તાબાના આસિસ્ટન્ટ પાસેથી એ કામ લઇને, સરકારી કામ

ગણીને કરશે એવી ઉમેદ છે. સારું કામ કરનારને ઘટતું ઉત્તેજન યોગ્ય પ્રસંગે આપવામાં આવશે." તા. ૩૧-૧૨-૨૩.

**શાળાના હેડ માસ્તર સિવાયના શિક્ષકોના મંત્રી પદ વિષે**

(૨) ઉપર પ્રમાણે અમલ કરવાનો હોઈ જે શાળામાં હેડ માસ્તર મંત્રી તરીકે કામ કરતા ન હોય અને ઉપશિક્ષક સ્વતંત્ર મંત્રી તરીકે કામ કરતા હોય તો સૂચના નં. ૩૨૬ તા. ૨૧-૧૧-૨૩ આધારે ખાતાની પરવાનગી લેવી જોઇએ. આ પ્રમાણે થયું હોય તો મંત્રી તરીકેનો ચાર્જ શાળાના મુખ્ય શિક્ષકને સંભાળી લેવા રા. મહાલ શાળાધીકારી સા. હુકમ કરવો જોઇએ.

**મંત્રીઓ રજા પર જાય ત્યારે કરવાની તજવીજ.**

(૩) કાયમના મંત્રી રજા ઉપર જાય ત્યારે કામ ચલાઉ મંત્રી વ્યવસ્થાપક મંડળ નીમી શકશે. અને આમ નીમાયેલા મંત્રી પુસ્તકાલય માટે બધી રીતે જવાબદાર રહેશે.

( સ. નં. ૧૪ તા. ૨૨-૩-૧૫ )

"———" કોઇ કોઈ પુસ્તકાલય તરફથી શિક્ષકની બદલી થયા પછી પુસ્તકો ખોવાયાનાં અથવા ચાર્જમાં નહિ સોપાયાના લખાણો આ તરફ આવે છે. અને વ્યવસ્થાપકો પર પરસ્પર વિરોધી આક્ષેપો મુકવામાં આવે છે. આ પ્રકારની તકરારો ઓછી થાય એ હેતુથી અને પુસ્તકાલયો સુવ્યવસ્થિત રહે તે માટે ઠરાવવામાં આવે છે કે સેક્રેટરી પાસેથી દાખલો મળવે નહિ ત્યાંસુધી પુસ્તકાલયની સઘળી જવાબદારી તેમને શીર રહેશે. એટલે પુસ્તકો વગેરેની વધઘટ હોય તો તેનો લેખી દાખલો ચાર્જ આપવે કરતી વખતે રાખવો જોઇએ———" ( સ. નં. ૪૬ તા. ૧૯-૪-૧૯ સ. નં, ૫૬-૧ તા. ૨૨-૧-૨૦ )

" શાળાના મુખ્ય શિક્ષકની બદલી થાય વા તે લાંબી રજા પર જાય ત્યારે ઇનચાર્જ મહેતાજીને શાળા સાથે પુસ્તકાલયનો પણ પુરેપૂરો ચાર્જ તેણે સોંપવો જોઇએ અને ચાર્જ ન મળે વા અપૂર્ણ મળે તો શાળાનો ચાર્જ સંભાળનાર શિક્ષકે તૂર્ત જ અમારાં તરફ તે બદલ રિપોર્ટ કરવો જોઇએ. ચાર્જ આપવા લેવાની બાબતમાં કોઈ પણ મહેતાજી રહેજ પણ બેદરકારી બતાવશે તો તે બદલ તે કસુરદાર ગણવામાં આવશે, કારણ સાર્વજનિક પુસ્તકાલયની સઘળી જવાબદારી તેને શીર છે. ( સ. નં. ૮-૨ તા. ૭-૫-૨૮ )

"———શિક્ષકો શાળા બંધ થતાં પોતાને વતન જાય ત્યારે પુસ્તકાલયનો હવાલો ગામના અન્ય શિક્ષકને વા સદ્દગૃહસ્થને કોઇ કોઇ સ્થળે અપાતો નહિ હોવાથી રજા દરમ્યાન પુસ્તકાલયનો ઉપયોગ થઇ શકતો નથી. માટે આથી ઠરાવવામાં આવે છે કે પુસ્તકાલયના જે તે મંત્રીએ ત્રણ દિવસ ઉપરાંત બહારગામ જવાનું થાય ત્યારે પુસ્તકાલયનો હવાલો શાળાના અન્ય શિક્ષકને વા પોતાના ભરોસાના કોઈપણ માણસને સોંપવાનો વહીવટ રાખવો. એટલે તેમની ગેરહાજરી દરમ્યાન પુસ્તકો આપવા લેવા તપાસવાનું કામ બંધ રહે નહિ. ત્રણ દિવસની અંદર જવાનું થાય ત્યારે પણ વર્તમાનપત્રો અને માસિકોનો ઉપયોગ થાય તેવી વ્યવસ્થા કરવાનું કોઇને સોંપી બહાર ગામ જવું. ઉપર પ્રમાણે તજવીજ નહિ

થાય અને આ તરફ ફરીઆદ આવશે તો તેમને કસુરદાર ગણી કસુર બદલ શિક્ષા થવા માટે જે તે વિભાગના રા. રા. વિભાગ કે પ્રાંત શાળાધિકારી સા.ને લખવામાં આવશે. "

( સ. નં. ૩ તા. ૧૩-૪-૨૨, )

શાળાને સ્થળે રાત્રીએ નહિ રહેનાર મંત્રીએ નીચે પ્રમાણે તજવીજ કરવી. " પુસ્તકો આપવા લેવાનું કામ શાળાના વખત દરમ્યાન અગર શાળાના વખત પછી એક કલાક શિક્ષકે કરવું અને વર્તમાનપત્રો કે માસિકો ગામના કોઈ વિશ્વાસ પાત્ર માણસને વ્યવસ્થાપકોની સંમતિથી સોંપવાં.

——સ. નં. ૧૪ તા. ૨૪-૩-૧૫ આધારે જે તે સાર્વજનિક પુસ્તકાલયના મંત્રી, તેઓ સરકારી નોકર હોય તો રજા ઉપર જાય ત્યારે, અને ખાનગી ઇસમ હોય તો તેઓ બહારગામ જાય ત્યારે, પોતાના કામનો બંદોબસ્ત કરવાનો હોય છે. છતાં મંત્રીઓ પુસ્તકાલયની શિલક તથા કાગળો પોતાની પાસે રાખી જતા રહે છે. એ પુસ્તકાલયની વ્યવસ્થાની દૃષ્ટિએ ઠીક નથી. અમે જાણીએ છીએ કે કેટલાંક ગામોમાં મંત્રી તરીકે તે જ ગામના સદ્‌ગૃહસ્થો હોય છે અને તેમને અવાર નવાર બહારગામ જવાનું થાય છે. જ્યારે તેઓ બહારગામ જાય ત્યારે તેઓની ફરજ છે કે તેમની પાસે જે સાર્વજનિક કામનો હવાલો હોય તે વ્યવસ્થાપક મંડળે ઠરાવી આપ્યા હોય તેવા બીજા યોગ્ય તે ઇસમને સોંપવો જોઇએ.

સબબ ઉપરની ગેરવ્યવસ્થા દૂર થાય એ હેતુથી ઠેરાવવામાં આવે છે કે જ્યાં પુસ્તકાલયના બે મંત્રી હોય ત્યાં એક મંત્રી બહાર ગામ જાય ત્યારે સ્થળ પર રહેનાર બીજા મંત્રીને તેમને લેખી હવાલો સોંપી તેઓએ જવું. જ્યાં પુસ્તકાલય શાળામાં છે અને મંત્રી તરીકે શાળાના શિક્ષક જ કામ કરે છે ત્યાં તેમની રજા દરમ્યાન તેમના સરકારી કામનો હવાલો જેને સોંપાય તેને જ સાર્વજનિક પુસ્તકાલયના મંત્રીનો હવાલો સોંપવો, અને પોતાની પાસે જે મુલતવી કાગળો કે શિલક હોય તે દર્શાવી દાખલો દફતરે રાખવો.

તમામ સાર્વજનિક પુસ્તકાલયના વ્યવસ્થાપકો આ બાબતમાં ઘટિત કરશે એવી આશા છે. ( વ. હુ. નં. ૨ તા. ૨૨-૯-૪૧ )

**કસ્બા પુસ્તકાલય માટે ગ્રંથપાલ અને બીજા નોકરો.**

(૪) દરેક કસ્બા પુસ્તકાલયે તેના કામ માટે એક ગ્રંથપાલ અને જરૂર હોય તેટલા સિપાઇઓ રાખવા જોઇએ. જે કસ્બા પુસ્તકાલયનું વાર્ષિક ઉત્પન્ન રૂ. ૫૦૦ કે તેથી વધારે હોય તે સ્થળે ટ્રેનિંગ કોલેજના પહેલા વર્ષની અથવા અંગ્રેજી પાંચમા ધોરણની પરીક્ષા પાસ કરી હોય તેવા સખસને ગ્રંથપાલ તરીકે પસંદગી મળવી જોઇએ. પુસ્તકાલય ઉપર સીધી દેખરેખ ગ્રંથપાલની રહેશે અને તેની બરાબર વ્યવસ્થા માટે ગ્રંથપાલને જવાબદાર ગણવામાં આવશે.

**પ્રાંત પુસ્તકાલય માટે ગ્રંથપાલ અને બીજા નોકરો.**

(૫) દરેક મુખ્ય પ્રાંત પુસ્તકાલયે તેના કામ માટે જરૂર પડે તેટલા કારકુનો તથા સિપાઇઓ અને કામના પ્રમાણમાં એક અથવા વધારે ગ્રંથપાલો રાખવા જોઇએ. આ ગ્રંથપાલો કસ્બા પુસ્તકાલયોના ગ્રંથપાલોની જેટલી લાયકીવાળા હોવા જોઇએ. મુખ્ય ગ્રંથપાલને " પુસ્તકાલય શાસ્ત્ર "નું સારું જ્ઞાન હોવું જોઇએ

અને તે પુસ્તકાલય ઉપર સીધી દેખરેખ રાખશે, અને તેની યોગ્ય વ્યવસ્થા માટે જવાબદાર ગણાશે.

**ગ્રામ પુસ્તકાલયના ગ્રંથપાલનો પગાર.**

(૬) પુસ્તકાલયના ગ્રંથપાલનો પગાર જે તે પુસ્તકાલયની પરિસ્થિતિ પ્રમાણે આપી શકાશે. મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયોને કામ કરનાર માટે અંદાજમાં સવડ પ્રમાણે કામ કરવાના વખતના પ્રમાણમાં મહેનતાણું જે તે પુસ્તકાલયની વ્યવસ્થાપક સમિતિ આપી શકશે.

| વખત | વાર્ષિક | અંદાજી લોકમદદ |
|---|---|---|
| રોજના ૩ કલાક કામ માટે | ૩૬-૪૫ | ૫૦-૧૦૦ |
| ,, ૨ ,, ,, | ૨૪-૩૬ | ૪૦- ૫૦ |
| ,, ૧॥ ,, ,, | ૧૮-૨૪ | ૩૦- ૪૦ |
| ,, ૧ ,, ,, | ૯-૧૮ | ૨૦- ૩૦ |

( સૂચના નં. ૪૬૮ તા. ૧૩-૬-૩૯ )

( સ. નં. ૪૪ તા. ૧૯-૪-૧૯ એકો. ભા. ૧. પાન ૩૩ )

ગ્રામ પુસ્તકાલયો માટે નિયમની કલમ ૧૯ માં ખર્ચના આસનમાં નોકરખર્ચ બતાવ્યો નથી. પરંતુ મકાનભાડું, લાકડીસામન વગેરે થઈ અંદાજના ૨૦ ટકાથી વધારે રકમ થવી જોઇએ નહિ. એટલે નોકરખર્ચ તે યત્તામાં મંજૂર થઇ શકશે. સ. નં. ૭૬ તા. ૨૨-૩-૨૩ થી સ્વતંત્ર માલકીના મકાનવાળાં તથા વગરભાડે મળેલાં મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયો માટેજ નોકરખર્ચ મંજુર કરવા ઠર્યું છે. કસ્બા પુસ્તકાલયો પણ નોકરો પાછળ ટકાવારીમાં બતાવ્યા પ્રમાણેજ ખર્ચ કરી શકે.

**રજા બાબત.**

(૭) સામાન્યતઃ પુસ્તકાલયમાં ૨૦ રજાઓ તહેવાર તરીકે પળાશે. દર ગુરૂવારે પુસ્તક આપ-લે વિભાગ બંધ રહેશે. તે ઉપરાંત ગ્રંથપાલને ૩૦ દિવસ અને સિપાઇ કામાઠીને ૧૫ દિવસની રજા વર્ષમાં મળી શકશે. નીચે પ્રમાણે તહેવારો ગામડામાં કે કસ્બામાં પાળવાના છે.

| | | | |
|---|---|---|---|
| બળેવ | ૧ | જન્માષ્ટમી | ૧ |
| દશેરા | ૧ | દીવાળી | ૪ |
| મહોરમ | ૧ | ઉત્તરાયણ | ૧ |
| મહાશીવરાત્રી | ૧ | હુતાશની | ૧ |
| મહારાજાનો જન્મદિવસ | ૧ | શ્રી. મહારાજાનો તખ્તનશીનનો દિવસ | ૧ |
| હીરક મહોત્સવ દિન | ૧ | | |
| વ્યવસ્થાપક નિર્ણય કરે તે લોકો અનુકૂળતા પ્રમાણે | ૫ | પુસ્તકાલય પર્વણી દિન | ૧ |

આ તહેવારો ખાતામાં મંજૂર કરાવી તેનું એક બોર્ડ પુસ્તકાલયમાં રાખવું. પુસ્તકાલયના વાચનાલય વિભાગમાં જ્યાં સિપાઇ કામાઠી હોય ત્યાં તહેવારે કે ગુરૂવારે બંધ

રાખવાનું નથી. ફક્ત પુસ્તક આપ લે કામ જ બંધ રહેશે. માટે વાચન ખંડ ઉઘાડો રાખવા તજવીજ કરવી. ( સ. નં. ૩૬ તા. ૨૧-૨-૧૭ યોગ્ય ફેરફાર સાથે )

**કસ્બા પુસ્તકાલયો અગર ગ્રામ પુસ્તકાલયોમાં શિક્ષક સિવાયની વ્યક્તિ ગ્રંથપાલ તરીકે કામ કરે તો તેનો જામીન લેવા બાબત.**

(૮) કસ્બા પુસ્તકાલયો તથા મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયોના પુસ્તકોની જવાબદારી ગ્રંથપાલને પણ સોંપાતી હોવાથી અને તે સ્વતંત્ર નોકર હોવાથી તેમના જામીન લેવાની જરૂર છે. તેથી ઠરાવવામાં આવે છે કે રાજ્યનાં કસ્બા પુસ્તકાલયોના વ્યવસ્થાપકોએ ગ્રંથપાલની ઓછામાં ઓછા રૂ. ૧૦૦ સોના જામીન લેવા તજવીજ કરવી. ( સ. નં. ૬૧ તા. ૨૨-૧૦-૨૧ )

**નોકરોનું પ્રોવીડંટનિધિ**

(૯) નોકરોના પ્રોવિડન્ટનિધિની યોજના થોડાં જ પુસ્તકાલયોમાં દાખલ થઈ હોવાથી વ. હુ. નં. ૨૫ માં જણાવ્યા પ્રમાણે તે તા. ૧-૮-૩૫ થી દરેક પુસ્તકાલયે ફરજીઆત દાખલ કરવા ઠરેલું છે.

## પ્રોવીડંટનીધિના નિયમો

૧ નોકરે ઓછામાં ઓછી ૧૨ માસની નોકરી સંતોષકારક રીતે જે તે પુસ્તકાલયમાં કરેલી હોવી જોઇએ.

૨ કસ્બા પુસ્તકાલય માટે વર્ગીકરણના મુકરર થયેલી પદ્ધતિ પ્રમાણે પુસ્તકોનું વર્ગીકરણ કરતાં ગ્રંથપાલને આવડવું જોઇએ.

૩ નોકરના પગારમાંથી દર માસે પગારના દર રૂપીએ એક આના પ્રમાણે કપાત કરવી અને તેમાં બીજી તેટલી જ રકમ દર માસે પુસ્તકાલયે ઉમેરવી.

૪ આ રકમ જે તે સ્થળની પોસ્ટલ સેવિંગ્ઝ બેંકમાં " નોકરોનું પ્રોવિડંટનિધિ " એ નામનું ખાતુ ખોલી જમે મૂકવી; અને તે ઉપર વ્યાજ પોસ્ટના નિયમ પ્રમાણે દર વર્ષે ચઢવા દેવું. પુસ્તકાલયના વાર્ષિક નિવેદનમાં નિધિનો હિસાબ પ્રસિદ્ધ કરવો.

૫. પંદર વર્ષ પહેલાં નોકર છૂટો થાય તો તેના પગારમાંથી કપાત કરેલી રકમ વ્યાજ સાથે તેને પાછી આપવી. અને પંદર વા વધારે વર્ષ નોકરી કરી નિવૃત્ત થાય ત્યારે વ્યાજ સાથે તેની પોતાની તેમજ પુસ્તકાલયે ઉમેરેલી બધી જ રકમ તેને પૂરેપૂરી આપવી.

૬. નોકરનું અવસાન થાય વા ૫ંદર વર્ષની નોકરી પૂરી થયા પહેલાં વૃદ્ધાવસ્થાને કારણે વા શારીરિક કે માનસિક અશક્તિને લીધે તે નિવૃત્ત થાય તો પ્રોવિડંટ નિધિની બધી જ રકમ પૂરેપૂરી આપવી.

૭. અગાઉના સરક્યુલર પ્રમાણે જેમને માટે પ્રોવિડંટનિધિની વ્યવસ્થા થઇ ચૂકી હોય તેમને માટે અખત્યાર થયેલી યોજનામાં આ વટહુકમના કારણે કંઈ ફેરફાર કરવાની જરૂર નથી.

**કસ્બા પુસ્તકાલયોનાં ગ્રંથપાલોની તાલીમ**

(૧૦) પ્રાંત કે કસ્બા પુસ્તકાલયોના ગ્રંથપાલોએ ગ્રંથપાલ માટેની તાલીમ મેળવેલી હોવી જોઇએ. આ માટે પુસ્તકાલય ખાતા તરફથી અગર રાજ્યપુસ્તકાલય મંડળ તરફથી જે યોજનાઓ થાય તેનો લાભ તેણે લીધેલો હોવો જોઇએ. ગ્રંથપાલે વાંચવા જેવા પુસ્તકાલય શાસ્ત્રને લગતા પુસ્તકોની યાદી આ પુસ્તકોના પાંચમા ખંડમાં આપી છે.

**ગ્રામ પુસ્તકાલયના ગ્રંથપાલ-મંત્રી**

(૧૧) દરેક ગ્રામ પુસ્તકાલયના મંત્રી અને ગ્રંથપાલે નિદાન પાંચ વર્ષમાં એક વખત પુસ્તકાલય શિક્ષણ વર્ગમાં હાજર રહી પોતાના કામની માહિતી મેળવેલી હોવી જોઇએ. શાળાના મુખ્ય શિક્ષકે આવી તાલીમ મેળવેલા ઈસમને જ ગ્રંથપાલનું કામ સોંપવાની તજવીજ કરવી જોઇએ. જ્યાં શાળા નાની હોય ત્યાં મંત્રી અને ગ્રંથપાલનું કામ મુખ્ય શિક્ષક કરે તે જ હિતાવહ છે. ગ્રંથપાલ તરીકે ઉપશિક્ષકને કામ સોંપાય તો તે નિદાન પૂર્વપદ હોવો જોઇએ.

---

# ૬. પુસ્તકાલયોની વ્યવસ્થા-બંધારણ

**વંશપરંપરાના સભાસદો ન નોંધવા બાબત**

(૧) કોઇપણ પુસ્તકાલય વંશપરંપરાના સભાસદો નોંધી શકશે નહિ.
( સ. નં. ૨૭. એકી. ભા. ૨. પાન. ૨૪ તથા સ.. ૨૬૨. એકી. ભા ૩ પાન ૫૭. )

**સભાસદોનું લવાજમ**

(૨) જે પુસ્તકાલયના નિયમો ખાતામાં મંજૂર કરાવ્યા હોય અગર જ્યાં લવાજમ રૂપે પુસ્તકાલયને મદદ મળતી હોય ત્યાં જો સભાસદની યોજના હોય તો કસ્બામાં ખાસ-પ્રથમ વર્ગના સભાસદનું માસિક રૂ. ૦-૮-૦ થી ઓછું લવાજમ ન રાખવું. પુસ્તકાલયોમાં સભાસદોના કેટલા વર્ગો રાખવા તે બાબત બીજા ખંડમાં સાર્વજનિક પુસ્તકાલયોના પેટા નિયમોના આપેલા મુસદા પરથી સહજ જણાઇ આવશે.

**લવાજમ ભર્યું હોય તે પૈકીના જ સભ્યો વ્યવસ્થાપક મંડળમાં આવી શકશે.**

(૩) કસ્બા તથા ગ્રામ પુસ્તકાલયોમાં લવાજમ પદ્ધતિ દાખલ કરી હોય, ત્યાં સામાન્ય સભા બોલાવી મદદ આપનારાઓના મત લઈ વ્યવસ્થાપક મંડળના સભ્યોની પસંદગી કરવી.
( સ. નં. ૨૧ એકી ભા. ૧, પાન ૧૬ )

જ્યાં લોક મદદ ગામાતજ મળતી હોય અગર લગ્ન પ્રસંગે મળતી હોય ત્યાં ગામના પ્રતિષ્ઠિત આગેવાન વ્યક્તિઓનાં ત્રણથી પાંચ સભ્યોનું વ્યવસ્થાપક મંડળ બનાવવું. જ્યાં લવાજમ પદ્ધતિ દાખલ ન થઈ શકે ત્યાં ઉપરનું જ ધોરણ દાખલ કરવાનું છે તેમાં

સામાન્યતઃ શાળાના મુખ્ય શિક્ષકે મંત્રી તરીકે, આગેવાનો પૈકી એક પ્રમુખ, ગામના બે ઉત્સાહી યુવકો અને ગ્રામ પંચાયતમાંથી જે ખાસ મદદ કરી શકે તેવા એક સભ્ય એમ વ્યવસ્થાપક મંડળ રચવું.

**સાધારણ સભા કયારે બોલાવવી.**

(૪) અંદાજ કાચું તૈયાર કરી દર વર્ષે ઑગસ્ટમાં સામાન્ય સભા બોલાવી મદદ આપનારાઓ પાસે તે રજૂ કરી, મંજૂર કરાવી, ખાતામાં મોકલવું. કોઇપણ સંજોગોમાં ખાતાના હુકમો વિરૂદ્ધ અંદાજ તૈયાર થઇ શકશે નહિ. અને જો તેવું બનાવેલું અંદાજ હશે તો તેમાં ખાતાએ કરેલો ફેરફાર માન્ય કરવા પડશે.

"ગ્રામ પુસ્તકાલયો વ્યવસ્થા અને વહિવટમાં કસ્બા પુસ્તકાલયોની માફક નિયમિત થાય તે માટે પ્રયત્ન કરવાની લાગતા વળગતાઓની ખાસ ફરજ છે. તે હેતુ સિદ્ધ કરવાને પુસ્તકાલયમાં મદદ આપનાર સર્વ સદ્‌ગૃહસ્થોને તેના કામકાજમાં ભાગ લેતા કરવા, મદદ આપનારની સંમતિ પ્રમાણે જ વ્યવસ્થાપક મંડળના પ્રમુખ, મંત્રી સાથે સભાસદો ચૂંટવા અને પુસ્તકાલયનું અંદાજ મદદ આપનાર સદ્‌ગૃહસ્થોની સંમતિથી મુકરર કરવું એ ખાસ જરૂરનું છે. તેથી ગ્રામ પુસ્તકાલયના વ્યવસ્થાપકોને આથી સૂચવવામાં આવે છે કે, તેમણે દર વર્ષે ઑગસ્ટ માસની આખર તારીખ સુધીમાં પુસ્તકાલયમાં રૂ. ૧ અને તેથી વધુ મદદ આપનાર સર્વ સદ્‌ગૃહસ્થોની એક વાર્ષિક સભા બોલાવવી અને તેમાં નીચે પ્રમાણે પ્રશ્નો મૂકી નિર્ણય કરાવવોઃ—

૧. વ્યવસ્થાપક મંડળે તૈયાર કરેલો ગત વર્ષનો રિપોર્ટ વાંચી મજૂર કરાવવો. રિપોર્ટમાં ખાસ કરીને મળેલી મદદ, થયેલા ખર્ચ, ગયા વર્ષ આખરની પુસ્તકોની સંખ્યા અને તેમાં થયેલી વધઘટ, પુસ્તકાલયની મિલ્કતની વિગત તથા વંચાયલા પુસ્તકોની હકીકત ખાસ આપવી જોઇએ.

૨. નવા વર્ષ માટે લોકમદદ નક્કી કરી તે પૈકી કેટલી રકમ કાયમનિધિ ખાતે રાખવી અને કેટલી રકમ પર સરકાર તથા પંચાયત મદદ મેળવવી તેનો આંકડો નક્કી કરવો.

૩. વાર્ષિક ખર્ચ કઇ કઇ બાબતમાં કેટકેટલું કરવું તે નક્કી કરવું.

૪. પુસ્તકાલય ખાતે વાર્ષિક રૂ. ૧ થી વધારે મદદ આપનાર સદ્‌ગૃહસ્થો પૈકી ૭ થી ૯ સભાસદો પસંદ કરી તે પૈકી એક પ્રમુખ તથા એક મંત્રી સાથેનું વ્યવસ્થાપક મંડળ નીમવું.

૫. પુસ્તકાલયના હિત સંબંધી જે કોઇ પ્રશ્ન રજૂ થયો હોય તેના પર વિચાર કરી નિર્ણય કરવો. ( સ. નં. ૫૬–૫. એકી. ભા. ૧ પા. ૪૯ )

આ સિવાય જે તે પુસ્તકાલયના પેટાનિયમોમાં જણાવ્યા પ્રમાણે સાધારણ સભા જરૂર તે પ્રસંગે બોલાવી શકશે.

**વ્યવસ્થાપક મંડળ**

(૫) દરેક માસના પહેલા રવિવારે વ્યવસ્થાપક મંડળની બેઠક મળશે અને જરૂરી પ્રશ્નોની ચર્ચા કરશે. આ માટે ઠરાવની નોંધવહી રાખવી.

**કસ્બા પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળની સભા દર માસના પહેલા રવિવારે ભરવા બાબત.**

(૬) " ચાલુ વર્ષે કસ્બા પુસ્તકાલયોનાં જે છમાસિક બીલ અત્રે આવ્યાં છે તે ઉપરથી જ તેમજ કસ્બાપુસ્તકાલયોની અમારી તપાસણી ઉપરથી કેટલાક કસ્બા પુસ્તકાલયોનો વહીવટ અમોને ઘણો જ ખામી ભરેલો જણાયો છે. પ્રમુખ કે વ્યવસ્થાપક મંડળના સભાસદો પુસ્તકાલયના કામકાજમાં કંઈ ભાગ લેતા નથી અને સેક્રેટરી કે લાઇબ્રેરીઅન પોતાની નજરમાં આવે તેમ કામ કરે છે. નોકરો ફક્ત એક બાબતમાં નિયમિત રીતે પગાર લેવામાં ચોકસ અને નિયમિત હોય છે. આ પ્રમાણે થાય એ વાસ્તવિક નથી. માટે આથી ઠરાવવામાં આવે છે કે, દર અંગ્રેજી માસના પહેલાં રવિવારે કસ્બા પુસ્તકાલયે વ્યવસ્થાપક મંડળની સભા ભરવી જ જોઇએ અને તેમાં નીચે પ્રમાણે કામ રજુ કરવા જોઇએઃ—

૧. પુસ્તકોની પસંદગીનું કામ

૨. કોઇ નવીન પત્ર મંગાવવા જેવું હોય તેનો નિર્ણય કરવાનું કામ.

૩. હિસાબી કામઃ—

   क. વર્ગણી, બક્ષિસ વગેરે બાબતનાં નાણાંની છાપેલી પાવતી અપાઈ છે કે નહિ તે જોવાનું,

   ख. ગ્રંથપાલે દરરોજનો રોજમેળ દરરોજ લખી મંત્રીની સહી લીધી છે તે જોવાનું, અને

   ग. ખાતાવહીમાં દરરોજ ખતવણી થાય છે કે નહિ તે જોવાનું.

૪. નવીન આવેલાં પુસ્તકો બનતી ત્વરાથી જનરલ રજીસ્ટરે ચઢાવી, વર્ગીકરણ કરી વાચકોના ઉપયોગ માટે મૂકયાં છે કે નહિ તે જોવાનું.

૫. પંદર દિવસ કરતાં વધારે મુદત સુધી વાંચકો પાસે રહેતાં પુસ્તકો પાછાં મંગાવી લેવા રીતસર તજવીજ થઇ છે કે નહિ તે જોવાનું.

૬. રોજીંદી નોંધ મંત્રીના અભિપ્રાય સાથેની તૈયાર થઇ છે કે નહિ તે જોવાનું.

૭. અન્ય જે કોઈ અગત્યનો પ્રશ્ન રજુ થાય તેનો નિર્ણય કરવાનું.

વ્યવસ્થાપક મંડળે નીમેલી પેટા સભા ગ્રંથપાલનું કામ તપાસી ખાત્રી આપે તે પછી જ ગ્રંથપાલને પગાર અદા કરવો જોઇએ.

છ માસિક બીલમાં વ્યવસ્થાપક મંડળની માસિક સભાઓ નિયમિત ભરાઈ છે અને નિયમ પ્રમાણે જે તે બાબત રીતસર મંજૂરી લેવાઇ છે-એવો શેરો " પ્રતિજ્ઞા લેખ " થવો જોઇએ.

વ્યવસ્થાપક મંડળની સભામાં જેઓ ખુશીથી નિયમિત રીતે હાજર રહી શકે તેવાજ સભાસદો સાધારણ સભાએ પસંદ કરવા જોઇએ.

જે પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળની સભાઓ નિયમિત રીતે ભરી શકાય નહિ વા ભરાય અને કોરમ થાય નહિ તે પુસ્તકાલયની વસ્તુસ્થિતિ પૂરેપૂરી આ તરફ નિવેદન કરી ઓછા કોરમથી કામ ચલાવી લેવાની ખાસ પરવાનગી ખાતા તરફથી મેળવી લેવી જોઇએ.

પુસ્તકાલયના જાહેર હિતની ખાતર ઉપર પ્રમાણેની તજવીજ દરેક કસ્બા પુસ્તકાલયના વ્યવસ્થાપકોએ નવા વર્ષની શરૂઆતથી જ કરવી. "

**વ્યવસ્થાપક મંડળની બાબતમાં**

(૭) ઉપરના સરક્યુલર પછી ખાતાએ આ બાબત અનેક સૂચનાઓથી પુસ્તકાલયોનું ધ્યાન ખેંચ્યું છે. મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયો માટે પણ ઉપરનો વટહુકમ લાગુ છે એમ સમજવું. જે ગામડામાં વર્ગણી ન થતી હોય અને ઉચક રકમ લેવાતી હોય ત્યાં આ ખંડમાં ઇતર સ્થળે જણાવ્યા પ્રમાણેના ત્રણ ચાર રસ લેતા ઇસમોનું વ્યવસ્થાપક મંડળ નીમી દર માસે ઉપર બતાવેલું કામ કરવું.

**પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળમાં વધારાના સભ્યો નીમવા બાબત**

(૮) ૧. ગ્રામ પુસ્તકાલયોની તપાસણી દરમ્યાન માલૂમ પડયું છે કે, સ્વતંત્ર મકાનવાળાં અગર ભાડાનાં મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયોને હજુ દોરવણીની જરૂર છે. પુસ્તકાલયની સ્વચ્છતા, દફતરી વ્યવસ્થા, ઠરેલા ધોરણ પ્રમાણે પુસ્તકોની ગોઠવણી વ ઇતર વિધિ, ભણતાં તેમ જ ઉઠી ગયેલાં બાળકોમાં વાચનપ્રચાર કરવો ને વધારવો, પુસ્તકો આપ-લે નોંધવહીમાં પદ્ધતિસર પુસ્તકો નોંધવાં તથા તે નોંધ ઉપરથી ત્રિમાહી હકીકતો તૈયાર કરી ખાતા તરફ મોકલવી. વગેરે વહીવટી કાર્યો ઠરેલા ધોરણે ચાલે અને સંસ્થાની કાર્યક્ષમતા દિનપ્રતિદિન વધતી રહે તેટલા સારૂ યથાયોગ્ય દોરવણી, માર્ગદર્શન અને સલાહ સમજૂત કરી શકે એટલું જ નહિ પણ ખાતા તરફથી " પુસ્તકાલય " માસિકમાં પ્રસિદ્ધ થતા વટહુકમો, સૂચનાઓ અને માર્ગદર્શનોનો ઘટિત અમલ કરાવી શકે એવી જવાબદારીના સંપૂર્ણ ભાનવાળી અને સરકારી તંત્રની અનુભવી વ્યક્તિ પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળમાં આમેજ કરવામાં આવે એ ખાસ ઇચ્છવા યોગ્ય લાગ્યું છે.

સબબ ઠરાવવામાં આવે છે કે, **મકાનવાળાં પુસ્તકાલયોના વ્યવસ્થાપક મંડળમાં જે તે સ્થળની મુખ્ય ગુજરાતી શાળાના મુખ્ય** શિક્ષકને વધારાના સભ્ય તરીકે આમેજ કરવા.

૨. કસ્બા પુસ્તકાલયોને આર્થિક સહાય કરનાર કેટલીક સુધરાઇઓ તરફથી પણ એક કે બે સભ્યો પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળમાં નીમવાની જરૂરીઆતનો પ્રશ્ન કેટલેક ઠેકાણે ઉપસ્થિત થયો છે ને બીજે થવાનો સંભવ છે. વળી, કસ્બાઓને અપાતી સરકાર તેમ જ પ્રાંત પંચાયતોની મદદનું પ્રમાણ હવે ઓછું થતું જાય છે એવે પ્રસંગે, પુસ્તકાલય જેવી લોકોપકારી સંસ્થાને નિભાવવાની ફરજ આપણાં પ્રજાજનો અને સ્થાનિક સંસ્થાઓ

પુસ્તકાલયના તંત્રમાં વધુ રસ લેતી બને એટલા ખાતર **પુસ્તકાલયને આર્થિક મદદ આપનાર સુધરાઇઓ તરફના વધુમાં વધુ બે સભ્યોને વ્યવસ્થાપક મંડળમાં વધારાના સભ્યો તરીકે લેવાનું હિતાવહ ગણવામાં આવે છે.** સબબ જે તે કસ્બા પુસ્તકાલયે સુધરાઇઓ તરફથી માગણી આવે તેમને વ્યવસ્થાપક મંડળમાં લેવા ઘટિત તજવીજ કરવી

૩ ઉપરોક્ત બંને પ્રકારના વધારાના સભ્યો વ્યવસ્થાપક મંડળની સભાની કાર્યવાહીમાં સંપૂર્ણપણે ભાગ લઇ શકશે. પણ તેઓ જો અંગત રીતે પુસ્તકાલયના ધોરણસરના સભાસદ નહિ હોય ને અન્ય તેવા સભાસદોને મળતા વિશેષ હક્ક ભોગવવા માગતા હશે તો જે તે વર્ગનું ઠરેલું લવાજમ ભરી નિયમિત સભાસદ બનવું જોઇશે.

૪ આ વટહુકમની યથાયોગ્ય નોંધ લાગતા વળગતા ગ્રામ તેમ જ કસ્બા પુસ્તકાલયોએ લેવી અને સન ૧૯૪૦-૪૧ ની સાલથી જરૂર પ્રમાણે પોતાના વ્યવસ્થાપક મંડળમાં વધારાના સભ્યો આમેજ કરવા માટે પોતાના સ્થાનિક બંધારણ વા નિયમોમાં ફેરફાર કરવાનો ઠરાવ કરી તે પર ખાતાની મંજૂરી મેળવી તેનો અમલ કરવાની તજવીજ કરવી.

( વ. ૧ તા. ૧-૮-૪૦ )

**કસ્બા પુસ્તકાલયોની વ્યવસ્થા.**

( ૯ ) કસ્બા પુસ્તકાલયોની તપાસણીમાં જણાયું છે કે, મોટા ભાગે કસ્બા પુસ્તકાલયોનાં વ્યવસ્થાપક મંડળો પોતાના કામકાજમાં ખાતાના ધારાધોરણ પ્રમાણે તેમ જ પોતાના કાર્યમાં જણાવ્યા પ્રમાણે કાર્યક્ષમતાથી કામ કરી શકતાં નથી. આનું એક મહત્વનું કારણ ' પુસ્તકાલય ' માસિકમાં પ્રસિદ્ધ થતા સૂચના, વટહુકમોથી અજાણ રહેવાપણું અગર કામ કરનાર ઇસમ તરફથી જોઇતી તોદારીથી કામ લઇ શકવાની ઊણપ છે સબબ આથી કસ્બા પુસ્તકાલયોના તમામ મંત્રીઓને નીચેની મહત્ત્વની બાબતોનો અમલ કરવા અને તે માટે દર માસે વ્યવસ્થાપક મંડળની સભા નિયમિત બોલાવી મે થી તજવીજ કરવી સદરહુ વટહુકમ પ્રમાણે કામ કરવા બદલનો ઉલ્લેખ દર વર્ષે બીજા બીલનાં નાણાં માગતી વખતે પ્રત્યેક કસ્બા પુસ્તકાલયે કરવાનો છે.

(૧) પુસ્તકાલયમાંથી કયાં પુસ્તકો કમી કરવા જેવાં છે તેની યાદી ગ્રંથપાલ પાસે તૈયાર કરાવી વ્યવસ્થાપક મંડળમાં રજૂ કરવી અને વટહુકમ નં ૯ તા. ૨-૧૨-૩૩ એકીકરણ ભા. ૩ જાના પાન ૮ માં જણાવ્યા પ્રમાણે રૂપિયા પચીસ સુધીની કિંમતનાં પુસ્તકો પોતે કમી કરવાં અને વધુ કિંમતનાં હોય તો ખાતા તરફ કમી કરવા માટે ભલામણ કરી મોકલવાં. કસ્બા પુસ્તકાલયોમાં નકામાં પુસ્તકો ઘણાં છે. તેની અમે ખાનગી કરી છે, માટે આશા છે કે આ બાબતમાં ચાંપતા ઇલાજો લેવાશે.

(૨) બંધાવવા યોગ્ય પુસ્તકો વાચન માટે બહાર આપવાં બંધ કરવાં અને બંધાયા બાદ તજવીજ કરવી. પુસ્તકો બંધાવવા આપવા માટે રૂપિયા એકની અંદરની કિંમતનાં

પુસ્તકો ફાટી જાય તો બંધાવવા તજવીજ ન કરતાં કમી કરવાં અને નવું ખરીદવા નોંધ લેવી,

(૩) નવીન ખરીદવા જેવાં પુસ્તકોની યાદી માટે જુદાં જુદાં માસિકોમાંથી અભિપ્રાયોની કાપલીઓ એક સમિતિ દ્વારા તૈયાર કરવી તથા સૂચના દ્વારા વાંચકો તરફથી મેળવેલું લીસ્ટ હોય તે ઉપર જુલાઈ માસમાં તેવી યાદી નવા વર્ષ માટે ખરીદવા તયાર રાખવી.

(૪) પુસ્તકો પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાંથી બનતા સુધી ખરીદવાં તેમ ન બની શકે તો ગમે ત્યારે છૂટક છૂટક પુસ્તકો ન ખરીદતાં વ્યવસ્થાપક મંડળ પાસે કોની પાસેથી પુસ્તકો કેટલા કમિશનથી ખરીદવાનાં છે તે ઠરાવી ખરીદવાનાં છે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ કરતાં એકંદરે કોઇ પણ પુસ્તક વેચનારી સંસ્થા સરાસરી કમિશન વધુ આપી શકશે નહિ એમ અમારું માનવું છે માટે સાર્વજનિક સંસ્થાના હિત ખાતર આ બાબત વ્યવસ્થાપકો સંપૂર્ણ વિચાર કરી તજવીજ કરવાનો દાખલો રાખશે.

(૫) ગ્રંથપાલ પાસે પુસ્તકો ખરીદાયાં હોય તેનું સંપૂર્ણ વર્ગીકરણ કરાવવું અને પછી તે પુસ્તક વાચન માટે મૂકવું.

(૬) અધ્યાયનસંગ્રહ જુદો પાડવો. અધ્યયનસંગ્રહમાં જે માસિકો સારી સ્થિતિમાં હોય તે, જે પુસ્તકની આવૃત્તિ બંધ થાય તે પુસ્તક, તથા બીજા અભ્યાસી લેખકોનાં સર્વકાળ માટે ચાલે તેવા જરૂરી પુસ્તકો, ડિકશનરીઓ, એન્સાઇકલોપીડીઆ, ઇયર બુકો, રિપોર્ટો વગેરે જુદાં કાઢી તેનું જુદું પત્રક રાખવું. આ મહત્ત્વના કાર્યમાં મંત્રીએ પોતાની સેવાઓ ખાસ આપવી અને જરૂરી મદદ માટે બીજા કાર્યકરોને પણ આ કામમાં યોજવા. કસ્બા અને પ્રાંત પુસ્તકાલયો માટે આ અવશ્ય જરૂરનું કાર્ય છે અને તે પ્રત્યેક પુસ્તકાલયે ફરજીઆત સમજવાનું છે.

(૭) રોજમેળ જ્યાં રોજ ન લખાતો હોય ત્યાં રોજ લખવો અને પ્રત્યેક રોજ શિલક ખેંચી મંત્રીએ સહી કરવી.

(૮) રોજમેળની શરૂઆતમાં કાયમનિધિ ખાતે કેટલી રકમ કયાં કયાં કયાં છે તે સવિસ્તર જણાવવું. આમાં હાથ પર રહેતી રકમનો પણ સમાવેશ થાય છે.

(૯) તમામ પત્રકો અને નોંધવહીઓને સિકકા કરી એકુણાત કરવી,

(૧૦) હિસાબી ફાઇલ તથા ફિરકોળ ફાઇલની ફેરિસ્ત થવી જોઇએ.

(૧૧) રૂપિયા પચીસ ઉપરાંતનું કોઇપણ સહેજસાજ દુરસ્તી કે લાકડી સામાનનું કામ જાહેર ભાવ મંગાવી ઓછા ખર્ચે વ્યવસ્થાપક મંડળમાં તે રજૂ કરી મંજૂર કરાવ્યા બાદ કરવું જોઇએ

(૧૨) નોકરો માટે પ્રોવિડન્ટ નિધિની યોજના અમલમાં મૂકવી,

(૧૩) લોકોપકારક મંડળમાં જો પુસ્તકાલય નોંધાયું ન હોય તો તે નોંધાવવા ઘટતી તજવીજ કરવી.

(૧૪) વર્ષમાં એક વખત તમામ પુસ્તકોની મેળવણી કરી તે ઉપર મંત્રીએ અને ગ્રંથપાળે પુસ્તકો પુસ્તકાલયમાં બરાબર છે તેનો શેરો અવશ્ય કરવો જોઇએ.

(૧૫) દર વર્ષે નવીન ખરીદાયેલાં પુસ્તકોની વર્ગીકૃત યાદી પ્રસિદ્ધ થવી જોઇએ

( વ. હુ. નં. ૨ / ૯-૧૧-૪૦ )

**મકાનોવાળાં પુસ્તકાલયોએ નિયમો ઘડવા બાબત.**

(૧૦) રાજ્યનાં કસ્બા પુસ્તકાલયોએ તથા સ્વતંત્ર મકાન ધરાવતાં અને મોટાં ગ્રામ પુસ્તકાલયોએ પોતાના નિયમો ઘડી તે લોકોપકારક મંડળ સંબંધી નિયમ અન્વયે રાજ્યમાં નોંધાવી લેવા બાબતના ઠરાવો માલસર ખાતે મળેલી વડોદરા પ્રાંતની તથા કોસંબા ખાતે મળેલી નવસારી પ્રાંતની પરિષદોમાં થયેલા. તેના પરિપાલનાર્થે સર્વસાધારણ નિયમોનો એક ખરડો ખાતા તરફથી એકીકરણ ભાગ ૩ જાના પૃષ્ઠ ૨૧૪ થી ૨૩૪ સુધીમાં ( આ પુસ્તકના ખંડ બીજામાં•) પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે તે પ્રમાણે મકાનોવાળાં પુસ્તકાલયો તરફથી ઘણાંખરાં પુસ્તકાલયોએ નિયમો ઘડી પ્રસિદ્ધ કરેલા નથી એમ અમારી તપાસણીમાં જણાયું છે. આવાં તમામ પુસ્તકાલયોમાં નિયમો હોય તો પુસ્તકાલયનું કામકાજ નિયમિત ને પદ્ધતસર થઈ બીજાં પુસ્તકાલયોને અનુકરણીય થઈ પડે તેટલા માટે આ વટહુકમથી ઠરાવવામાં આવે છે કેઃ—

રાજ્યનાં કસ્બા પુસ્તકાલયો, સ્વતંત્ર મકાન ધરાવતાં અને મોટાં ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે, આવાં જે જે પુસ્તકાલયોએ નિયમો ઘડી મંજૂર કરાવ્યા હોય તેની છાપેલી બે પ્રતો આ તરફ મોકલી આપવી અને જે પુસ્તકાલયોએ નિયમો ન ઘડયા હોય તેમણે પોતાના પુસ્તકાલયના નિયમોનો મુસદ્દો એક માસની અંદર તૈયાર કરી અમારી પાસેથી મંજૂર કરાવી છપાવી તેની બે પ્રતો આ તરફ મોકલી આપવા નોંધ લેવી.

પુસ્તકાલયોના નિયમો લોકોપકારક મંડળ સંબંધી નિયમ અન્વયે રાજ્યમાં નોંધાવવાની ખાસ આવશ્યકતા છે. પુસ્તકાલય એ સાર્વજનિક સંસ્થા હોઇ લોકોના ફાળાની રકમો પુસ્તકાલયમાં આવતી હોવાથી પુસ્તકાલયની રકમો સુરક્ષિત રહે અને પુસ્તકાલયનું કામ વ્યવસ્થિત, નિયમિત ચાલે અને લોકો વધુ મદદ આપવા પ્રેરાય એ માટે સદર સંસ્થા કાયદેસર નોંધાવવાની જરૂર છે. જે જે પુસ્તકાલયોએ પોતાના નિયમો મંજુર કરાવ્યા હોય તેમણે અને જે પુસ્તકાલયોના નિયમો થયા જ ન હોય તેમણે નવેસર નિયમોનો મુસદ્દો તૈયાર કરાવી અત્રેથી મંજૂર કરાવી લોકોપકારક મંડળ સંબંધી નિયમ અન્વયે રાજ્યમાં નોંધાવવા ખાસ તજવીજ કરવી.

ઉપર પ્રમાણે તજવીજ નહિ થઇ હશે તેમને સરકારપંચાયત મદદ અપાતી બંધ થવાને પાત્ર ગણાશે.

( વ. હુ. નં. ૩ / ૯-૧-૪૧ )

**પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળની સભાઓ અંગે કામ બાબત**

(૧૧) મકાનવાળાં ગ્રામ અને કસ્બા પુસ્તકાલયોની અમારી તપાસણીમાં જણાયું છે કે, વ્યવસ્થાપક મંડળની સભા નિયમિત રીતે ઠર્યા પ્રમાણે ઘણાંખરાં પુસ્તકાલયોમાં મળતી નથી; તે પ્રમાણે સભાઓ મળે તેમ જ ગ્રંથપાલ કે મંત્રી જે કાર્ય કરે છે તે પદ્ધતસર કે નિયમ પ્રમાણે ચાલે છે કે કેમ તથા ખાતા તરફથી સૂચના, સરક્યૂલરો વગેરે શું શા હેતુથી થાય છે તે પણ વ્યવસ્થાપકોની જાણમાં આવે એ હેતુથી આ સભાઓ દર માસે બોલાવવાની જરૂર વિસરાઇ ગઇ છે આ પરિસ્થિતિ હવે પુસ્તકાલયોની ત્રીસ વર્ષની પ્રગતિ પછીથી આપણે ચલાવી લઇએ એમ કોઈ પણ પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ ધરાવતી વ્યક્તિ સ્વીકારશે નહિ. સબબ આથી સૂચવવામાં આવે છે કેઃ—

દર માસની તારીખ ૧૦ સુધીમાં વ્યવસ્થાપક મંડળના નિદાન ત્રણ દિવસ અગાઉ ખબર આપી વ્યવસ્થાપક મંડળની સભા ભરવા તમામ પુસ્તકાલયોના મંત્રીઓએ તજવીજ કરવી.

આ સભાઓમાં નીચેનાં કાર્યો અવશ્ય થવાં જોઇએ.

(૧) ગ્રંથપાલ તરફથી પુસ્તકો મુદત અંદર પરત ન આવ્યાના બનાવોની નોંધ અને ઉઘરાણી અગર વિશેષ ઈલાજો લેવાના હોય તો તે સબંધે ચર્ચા અને ઠરાવ.

(૨) ફાટેલાં પુસ્તકો માસ દરમિયાન ગ્રંથપાલ પાસેથી દર માસે રજૂ કરાવી જુદાં મુકાવી અનુકૂળતા પ્રમાણે બંધાવવાં અગર જે તે વખતે કમી કરવાં.

(૩) કમી કરવા જેવાં અગર ગૂમ થએલાં પુસ્તકોની નોંધ ગ્રંથપાલ પાસેથી આવેલી હોય તો તે સંબંધે ઘટિત તજવીજ કરવી.

(૪) મંત્રી પાસે રહેતી રકમમાંથી માસ દરમિયાન થયેલો બાબતવાર ખર્ચ વંચાણમાં લઇ મંજૂર કરવો.

(૫) વાચકો તરફથી સૂચનાબૂકમાં રજૂ થયેલી મુશ્કેલીઓના મંત્રીએ કરેલા ખુલાસા વંચાણમાં લઇ બહાલ રાખવા કે વિશેષ સલાહ આપવી.

(૬) ખાતા તરફથી પુસ્તકાલય સંબંધી જે કંઇ વહીવટી સૂચના કે વટહુકમ થયો હોય તેની નોંધ લેવી.

(૭) લવાજમ ( માસિક કે વાર્ષિક ) જે તે માસમાં કેટલું આવ્યું તથા લવાજમ આવ્યા સિવાય સભાસદોને ચાલુ રાખવામાં આવે છે કે કેમ તે બાબતની તપાસ.

(૮) ઈતર ઉત્પન્ન સ્થાવર મિલકતનું અથવા વ્યાજનું આવ્યું હોય તો તે.

(૯) વાચક રજીસ્ટર પ્રમાણે માસમાં વધેલા વાચકોની નોંધ.

(૧૦) વંચાયેલા પુસ્તકોના તારીખવાર અને વિષયવાર નોંધપત્રક પરથી ગ્રંથપાલ અને મંત્રીના નિવેદનની નોંધ અને તે ઉપર જરૂરી સલાહ.

ઉપરનાં કામો મંત્રીએ દર માસે વ્યવસ્થાપક સમિતિ આગળ રજૂ કરવાં જોઇએ

અને તે ઉપરાંત પ્રમુખની સંમતિથી પુસ્તકાલય ખાતાના વટહુકમ સરક્યુલરથી વિરૂદ્ધ ન હોય તેવાં કોઇ પણ કામ આ સભામાં ચર્ચી શકશે

સૂચના કાઢવા છતાં કોઇ કારણે સભા ન ભરાય તો જે તે પ્રશ્નો સંબંધે તમામ સભ્યોના લેખી ગત મંગાવવા તજવીજ કરવી અને વધુમતે જે તે ઠરાવ કરવો અને લેખી ગતથી ઠરાવ કર્યો હોય તો કામના તમામ કાગળો કાયમની ફાઇલે રાખવા.

જે પુસ્તકાલયોએ પોતાના નિયમો ઘડયા હોય તેમણે જરૂર તે સ્થળે ઉપરનો હેતુ સિદ્ધ થાય તે પ્રમાણે પોતાના નિયમોમાં ફેરફાર કરી મંજૂરી માગવા તજવીજ કરવી.

( વ. હુ. નં. ૪ / ૭-૬-૪૧ )

---

## ૭. હિસાબી કામ અંદાજ, કાયમનીધિ

**રોજમેળ પર તપાસનારની સહી.**

(૧) પુસ્તકાલયનો રોજમેળ લખાય છે તેના ઉપર દરરોજનો હિસાબ બંધ થતાં રોજમેળ તપાસ્યા બદલ મંત્રીની સહી થતી નથી એમ તપાસણી વખતે જણાયું છે તેથી સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રીઓને આથી જણાવવામાં આવે છે કે ગ્રંથપાલ જો રોજમેળ લખે તો મંત્રીએ અને મંત્રી રોજમેળ લખે તો પ્રમુખની વા વ્યવસ્થાપક મંડળ જેમને અધિકાર આપે તે વ્યવસ્થાપક મંડળના સભાસદની સહી લેવાનો વહીવટ રાખવો. ( સ. નં. ૯૭ તા. ૨૦-૨-૨૪ એકી. બા. ૧ પાન ૮૨ )

**રોજમેળ તારીખવાર લખવો.**

(૨) " રોજમેળ તારીખવાર લખવો અને શિલક જે તે દિવસે કાઢવી. "

( વ. હુ. નં. ૫ તા. ૨-૧૧-૩૯ )

**પાવતીઓ અને હિસાબી ફાઇલ.**

(૩) દાન આપનારને છાપેલી પાવતી આપવી. આવી પાવતી બુક પુસ્તકાલય સહાયક સહાયક સહકારી મંડળમાંથી વેચાતી મળશે. તે ઉપર શિક્કા કરી તેનો ઉપયોગ કરવો.

ચાર આના ઉપરાંત કરેલા ખર્ચની હમેશાં પાવતી રાખવી.

ટપાલ ખર્ચનો અંત્રેજ જે તે સ્થળે બારનીશીમાં બતાવવો.

( વ. હુ. નં. ૫ / ૨-૧૧-૩૯ )

**સરકાર પંચાયત મદદની પાવતીઓ.**

(૪) " કેટલાક પુસ્તકાલયો તરફથી વખતસર સરકાર પંચાયત મદદની પાવતીઓ આવતી નથી, કેટલાક તરફથી ડુપ્લીકેટને બદલે એક એક પાવતી આવે છે અને કેટલાંક તરફથી રૂ. ૨૦ થી વધારે રકમની પાવતી હોવાં છતાં બન્ને પાવતીઓ યોગ્ય સ્ટેંપની ટીકીટ વગર સાદી મોકલવામાંઆવે છે જેથી લખાપડી કરવામાં નાહક કાળક્ષેપ અને ટીકીટોનો ખર્ચ થાય છે. જેથી ઠરાવવામાં આવે છે કે હુંડી આવે કે

હુંડીનેજ નાણુંમાની જે દિવસે હુંડી મળે તેજ દિવસે યા બીજે દિવસે ડુપ્લીકેટ પાવતીઓ મોકલી આપવી. ( ગ્રામ પુસ્તકાલયના મંત્રીએ લોકમદદ મોકલે કે તૂર્ત પાવતીઓ પર સહી કરી ખાતામાં તે મોકલવી. ) પાવતી રૂપીઆ ૨૦ થી વધુ રકમની હોય તો એક પાવતી એક આનાના દસ્તાવેજી સ્ટેંપ પર તથા એક સાદી મોકલવી. એથી ઓછી રકમ હોય તો બન્ને સાદી મોકલવી. સરકાર અને પંચાયત મદદની જુદી જુદી ડુપ્લીકેટ પાવતી મોકલવાની છે એટલે પ્રત્યેક પુસ્તકાલયે એકંદરે ચાર પાવતીઓ મોકલવી.

( સ. નં. ૯ તા. ૨૫-૧૨-૧૪ એકી ભા. ૧ પાન ૮ )

ઉપર પ્રમાણે જે પાવતીઓ ખાતા તરફ મોકલવામાં આવે અગર બીજી જે પાવતીઓ પુસ્તકાલયના દફતરે રાખવામાં આવે તે પર યોગ્ય અધિકારીની રૂબરૂની સહી લેવી.

( સ. નં. ૯, તા. ૨-૧-૨૯ )

ગ્રામ પુસ્તકાલયો માટે પાવતીઓ ખાતામાં મોકલવાની હોય તેમાં પુસ્તકાલયના મંત્રીએ સહી કર્યા પછી પગાર પત્રક ઉપર રૂબરૂની સહી કરવાનો અધિકાર હોય તેવા શાળાના મહેતાજી અગર અન્ય ખાતાના અધિકારીની રૂબરૂની સહી કરાવી ખાતામાં રવાના કરવાની છે. સ્થળપર પાવતી રાખવા માટે પણ તે જ પ્રમાણે કરવું. કસ્બા પુસ્તકાલયોમાં ગ્રંથપાલ હિસાબ રાખે તો મંત્રીએ અગર તપાસનારને રૂબરૂની સહી કરવાનો અધિકાર છે.

ઉપરના સરક્યુલરમાં હિસાબી ખાતાના વાંધા આવવાથી સ. નં. ૧૮, તા. ૧૨-૯-૩૦ થી ઠરાવવામાં આવ્યું છે કે જ્યાં મંત્રી રૂબરૂની સહી કરવાની લાયકાતવાળા ઇસમ એક જ હોય તો ત્યાં ગામના પટેલ અગર તલાટીની રૂબરૂની સહી લેવી અગર પુસ્તકાલયના પ્રમુખની સહી લેવી.

**કસ્બા પુસ્તકાલયોએ છ માસિક બીલ મોકલવા બાબત.**

(૫) પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોનાં પ્રથમ ત્રીમાસિક અને પાછળથી ચાતુર્માસિક મોકલવા ઠરાવ્યું છેઃ પણ વધતા જતા કામને પહોંચી વળવા હવેથી આ બીલ વર્ષમાં બે જ વખત એટલે છ માસિક મંગાવવા નક્કી કર્યું છે. હિસાબની સરળતા માટે પહેલું બીલ જુલાઈની તા. ૧ થી ડિસેમ્બરની આખર તારીખ સુધીના ખર્ચનું તા. ૫ મી જાન્યુઆરી સુધીમાં મોકલવું. મે અને જુન માસનો નોકરોનો પગાર બીજા બીલમાં આકારી લેવો. અને જે તે માસ પૂરો થયે જ જેમને તેમને અદા કરશે. જુલાઇ માસનો પગાર નવા વર્ષના પહેલા બીલમાં દાખલ કરવાની વહીવટ રાખવો. પુસ્તકો, પત્રો, કંટીજંટ, મકાન દુરસ્તી વગેરેનું ખર્ચ એપ્રીલ આખર સુધીમાં કરવું અને મે તથા જુનમાં કંઇ આકસ્મિક ખર્ચ કરવું પડે તો લોકમદદની વધારાની રકમમાંથી કરવું વા નવીન વર્ષમાં તે ખર્ચ પાડવું.

બીલ મોડું થવાના કારણે ખર્ચ કરવામાં હરકત આવવા જેવું લાગે તો કાયમ નિધિની રકમ નવીન વર્ષના પહેલા બીલની રકમ મળ્યા પછી મૂકવી. ( સ. નં. ૨૪ તા. ૧૧-૧૨-૩૦ )

આર્થિક નુકસાન ન થાય અને ખતાના કામમાં સરળતા થાય તે માટે અંદાજપત્ર બીલ, પાવતીઓ, નિવેદન વગેરે નિયમિતપણે અને બિનચૂકે મોકલી આપવા તજવીજ કરવી.

( સર. ૯૫ તા. ૨૦–૯–૨૪, એકી. ભા. ૧ પા. ૮૭ )

**પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોએ સરકાર મદદ મેળવતાં ખાસ પાળવાની શરતો.**

(૧૨) પ્રાંત અગર કસ્બા પુસ્તકાલયોને સરકાર તથા પ્રાંત પંચાયતો તરફથી ઉદાર મદદો આપવામાં આવે છે અને ના. મંત્રીમંડળે મંજૂર કરેલા નિયમના ધોરણે જે તે વર્ષ વર્ષનાં બજેટ મંજૂર કરતી વખતે કેટલીક શરતો કરવામાં આવે છે. હવેથી જે પુસ્તકાલયો આ શરતોનું બરાબર પાલન નહિ કરે વા તેમાંથી મુક્ત રહેવા પરવાનગી નહિ મેળવે તેમના બીલમાંથી કસૂરના પ્રમાણમાં કપાત કરવામાં આવશે. માટે જે તે પુસ્તકાલયના વ્યવસ્થાપકોએ પુસ્તકાલય પ્રવૃત્તિનો ઉદ્દેશ લક્ષમાં રાખીને સંસ્થાના તેમ જ જનસમૂહના હિતની ખાતર ઠરેલા ધોરણ પ્રમાણે પુસ્તકાલયનુ કામકાજ ચાલે તેવી ખાસ તજવીજ રાખવી.

૧. કામ કરી શકે તેવો સ્વતંત્ર મધ્યવર્તી પુસ્તકાલયમાં કામ શીખેલો ગ્રંથપાલ રાખવા તજવીજ કરવી.

૨. મંજૂર થયેલા અંદાજ પૈકી કસ્બા પુસ્તકાલયો માટે કોઇ પણ એક બાબતમાં રૂ. ૧૦ સુધી અને એકંદરે રૂ. ૨૫ સુધી તથા પ્રાંત પુસ્તકાલયો કોઇ પણ એક બાબતમાં રૂા. ૨૫ સુધી અને એકંદરે રૂ. ૭૫ સુધી ફેરફાર કરવાનો અધિકાર જે તે પુસ્તકાલય વ્યવસ્થાપક મંડળને આપવામાં આવે છે. તેથી વિશેષ ફેરફાર કરવો હોય તો ખાતાની પરવાનગી લેવી.

૩. ત્રિમાસિક નિવેદન નવેમ્બર, ફેબ્રુઆરી, મે તથા ઑાગસ્ટ માસની તા. ૫ મી સુધીમાં મોકલવું અને ગ્રામ પુસ્તકાલયોનાં આવેલાં નિવેદનોનાં છાપેલા નમૂના પ્રમાણે આંકડા લઈ નમૂનો ભરી તે સાથે જ મોકલવો.

૪. બિલ સાથે ફક્ત બુકસેલરની પાવતીઓજ નહિ મોકલતાં તે ઉપરાંત બુકસેલર તરફથી આવેલાં અસલ બીલ પર સ. નં ૨૦ પ્રમાણે પુસ્તકોને રજીસ્ટરે ચઢાવ્યાના નંબર જે તે પુસ્તક સામે લખી તે બિલ પણ મોકલવાં.

૫. સ્ત્રીઓને વાંચવા માટે ઘેર પુસ્તકો પહોંચાડવાની તથા પરત મંગાવવાની યોજના કરવી અને કસ્બાના બધા વિભાગની સ્ત્રીમાં ઓછામાં ઓછી અઠવાડીઆમાં એક વખત પુસ્તકોની આપ–લે થવી જોઇએ.

૬. અ. સ્ત્રીઓ અને બાળકો માટે સ્વતંત્ર પુસ્તકાલય ન હોય તો અઠવાડીઆમાં એક દિવસના થોડાક મુકરર કલાક તેમને જ માટે પુસ્તકાલય ઉપયોગમાં લેવાય તેવી બની શકે તો યોજના કરવી.

બ. તે ઉપરાંત સ્ત્રીઓ અને બાળકો માટે " બાળ પુસ્તક સંગ્રહ " અને " સ્ત્રી પુસ્તક સંગ્રહ " ઇલાયદા રાખવાંની તજવીજ કરી તે માટે રજીસ્ટર તથા

ઇસ્યુબુક પણ જુદાં રાખવાં. અને આ બન્ને સંગ્રહ માટે દર વર્ષના અંદાજમાં પુસ્તકો માટે મંજૂર થયેલી રકમ પૈકી નિદાન ૧/૩ રકમ ખરચવી. વળી આ વિભાગ ખાતે ખરીદેલાં પુસ્તકોની યાદી જે તે પુસ્તકસંગ્રહના નંબર સહ બિલ સાથે ખાસ મોકલી આપવી.

૭. સ. નં. ૯૩ તા. ૨૧-૭-૨૪ દર માસે વ્યવસ્થાપક મંડળે નિમેલી પેટાસભા ગ્રંથપાલોનું કામ તપાસી મંજૂરી આપે ત્યારપછીજ તેમના પગાર અદા કરવા અને તે બદલ દરેક બિલમાં પ્રતિજ્ઞાલેખ લખાઇ આવવો જોઇએ.

૮. " સાર્વજનિક પુસ્તકાલય સ્થાપવાના નિયમ "ની કલમ ૭ તથા ૧૫ પ્રમાણે ગ્રામ પુસ્તકાલયોનો સંબંધ કસ્બા પુસ્તકાલય સાથે જોડવાની શરૂઆત થઇ ચૂકેલી છે તેથી તે સંબંધીનું જે કામ ખાતા તરફથી કસ્બા પુસ્તકાલયને સોંપાય તે તેમણે કરવું.

૯. સુધરાઇ કે વિશિષ્ટ પંચાયતની મદદ લોકમદદ કે કાયમ ફંડમાં જમા નહિ લેતાં જે તે વર્ષની મદદ જે તે વર્ષના અંદાજમાં ખરચવાની છે, એ ખાસ લક્ષમાં રાખવું.

૧૦. ગુજરાતી આઠ હજાર વર્ગીકૃત પુસ્તકોની નામાવલિના ધોરણે દરેક કસ્બા પુસ્તકાલયે વર્ગીકરણનું કામ કરવાનું છે. વર્ગીકરણના કામની શી તજવીજ થઇ છે તેની સવિસ્તર હકીકત પહેલા છ માસિક બીલ સાથે મોકલવી.

૧૧. પુસ્તકાલય પરિષદ મંડળે ઉપાડેલું રચનાત્મક કાર્ય નિયમિત રીતે પાર પડે તે માટે વાર્ષિક લવાજમ ઉપરાંત સરકારમદદના ૩ ટકા લેખે પરિષદ મંડળને ખર્ચ ખાતે વિશેષ મદદ આપવાનું ધોરણ રાજ્ય પુસ્તકાલય પરિષદ તરફથી ઠરાવવામાં આવ્યું છે. તે ધોરણે અત્રેથી બિલમાંથી રકમ કપાત કરી પરિષદ મંડળને અપાય તેવી રીતે આ રકમ પહેલાજ બિલમાં દાખલ કરવી.

૧૨. મહાલ પુસ્તકાલય મંડળ સ્થાપી મહાલમાં ગ્રામ પુસ્તકાલયોને વ્યવસ્થિત બનાવવા અને જે ગામે પુસ્તકાલય વા વાચનાલય ના હોય ત્યાં સ્થાપવા જૂથમંડળો દ્વારા ઘટિત તજવીજ કરવી. સ. નં. ૨૦ તા. ૧૨-૯-૩૦ થી ઠરાવ્યું છે તે પ્રમાણે જે કસ્બા કે પ્રાંત પુસ્તકાલયે પ્રયત્ન કર્યો નહિ હોય તેના પહેલાં છમાસિક બિલમાં કસુરના પ્રમાણમાં ફરજીઆત કપાત કરવામાં આવશે.

૧૩. દરેક કસ્બા પુસ્તકાલયે ઠરેલા ધોરણે વાર્ષિક નિવેદન છપાવવું. તેનું કદ ડેમી આઠપેજી શિક્ષણ પત્રિકાના જેવું રાખવું અને તેની પાંચ નકલ તથા એક એક નકલ દરેક કસ્બા પુસ્તકાલય તરફ મોકલી આપવી જોઇએ.

( સ. નં. ૩૭, તા. ૧૦-૧૦-૩૧ એકી ભા. ૨, પાન ૩૦૭ )

આ ઉપરાત વ્યવસ્થાના વિભાગમાં જે સર્વમામાન્ય સૂચનાઓ કરી છે તે અવસ્ય પાળવાની છે.

**ખોવાએલાં પુસ્તકોની કિંમત અગર પેપર હરરાજીના ઉત્પન્ન બાબત.**

(૧૩) ખોવાએલાં પુસ્તકોની કિંમત આવે તો તે ફિરકોળ સદરે જમા કરી તેનાં ખોવાયલાં અગર ઇતર પુસ્તકોજ લેવાં. પણ તે ઉપર સરકાર પંચાયતમદદ મળશે નહિ. પેપરોની હરરાજીમાંથી કંટીજન્સી અગર પુસ્તકબંધામણી થઇ શકશે. પણ. તે પર સરકાર પંચાયત મદદ મળશે નહિ.

**અંદાજ મંજૂર કરતી વખતે હિસાબની દૃષ્ટિએ શું વિશેષ બાબતો જોવી.**

(૧૪) (अ) પુસ્તકાલયો તથા વાચનાલયોની સંખ્યા તેમ જ લોકમદદની રકમ દિનપ્રતિદિન વધતી જાય છે તેથી સરકાર તથા પંચાયત મદદની રકમો દર વર્ષે મંજૂર થઈ શકે તેવી હદમાં રહી રાજ્યનાં સર્વ સાર્વજનિક પુસ્તકાલયોને એકસરખા ધોરણે લાભ આપી શકાય તે માટે આવતા નવીન વર્ષથી ગ્રામ પુસ્તકાલયના અંદાજમાં કબાટ સિવાયનો લાકડી સામાન, નોકરખર્ચ તથા મકાનભાડા ખાતે રકમ મંજૂર નહિ કરવાનું ઠરાવવામાં આવ્યું છે. તેથી તે ખાતે ખર્ચ પાડવાની જેમને ખાસ જરૂર હોય તેમણે ફક્ત લોકમદદની રકમમાંથી સવડ કરી લેવી.

(आ) જે, ગામે સરકારમદદથી મકાન બંધાયાં છે વા બંધાવવાની તજવીજ થઇ છે અને જે ગામોનાં પુસ્તકાલયોને લોકો તરફથી કાયમને માટે વગર ભાડે મકાન મળ્યાં છે તે પુસ્તકાલયો માટે કબાટ ઉપરાંત બીજો જરૂરી લાકડીસામાન તથા નોકરખર્ચ માટે અંદાજમાં રકમ મંજૂર થઇ શકશે. ( સ. નં. ૬૬ તા. ૨૩–૧–૨૨ એકી ભા. ૧ પા. )

(इ) જે ગામ પુસ્તકાલયને પોતાની માલકીનાં સ્વતંત્ર મકાન હશે તે ગામ લોકોએ કાયમના ઉપયોગને માટે વગરભાડે મકાનની અનુકૂળતા કરી આપી હશે તેમનાં જ અંદાજમાં નોકરનો ખર્ચ આવતી સાલથી " એટલે સન ૧૯૨૩–૨૪ થી " પાડવા દેવામાં આવશે. બાકીનાં ગ્રામ પુસ્તકાલયો પૈકી જેમને તે ખાતે રકમ ખર્ચ્યા સિવાય ચાલે તેમ ન હોય તેમણે ફક્ત લોકમદદની રકમમાંથી ખર્ચ પાડવા તજવીજ કરવી પણ અંદાજમાં તેની માગણી કરવી નહિ. ( સ. નં. ૭૬, તા. ૨૩–૩–૨૩, એકી. ભા. ૧, પાન ૭૧. )

(उ) પુસ્તકાલયનો જે ભાગ પુસ્તકાલય ખાતે ન વપરાતાં ભાડે આપવામાં આવતો હોય તે માટેનું કિરાયું તથા દુરસ્તી અને સુધારાવધારાનું ખર્ચ પુસ્તકાલયના સરકાર મદદવાળા નિયમિત અંદાજમાં નહિ નાખતા ફક્ત લોકમદદની એકલી રકમમાંથી જ કરવાનો વહિવટ રાખવો.

તે જ ધોરણે જે ખેતરનું ઉત્પન્ન મળતું હોય તેનું જમીન મહેસુલ વગેરે ખર્ચ પણ લોકમદદમાંથી જ કરવું જોઇએ. ( સ. નં. ૮૬, તા. ૨૩–૧–૨૨, એકી. ભા. ૧, પાન ૭૭ )

**ગ્રામ પુસ્તકાલયોનાં અંદાજપત્રો મંજૂર કરતી વખતે લક્ષમાં લેવાનારી બાબતો**

(૧૫) રાજ્યનાં મદદ મેળવનારાં તમામ સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રીઓને વિનંતિ કરવામાં આવે છે કે પોતાના પુસ્તકાલયનાં ૧૯૪૧–૪૨ નાં અંદાજપત્રો " પુસ્તકાલય " માસિકના જુલાઈ ૧૯૪૧ માસના અંકમાં છાપેલા નમૂના પ્રમાણે બે પ્રતો તૈયાર કરી પુસ્તકાલય ખાતા તરફ ઑગસ્ટ માસની આખર તારીખ સુધીમાં મોકલી આપવા તેઓ મહેરબાનીથી તજવીજ કરશે.

પુસ્તકાલય ખાતા તરફથી અંદાજ મંજૂર કરતી વખતે કોઈ પત્ર કે સામાયિક કાઢી નાખવામાં આવે છે ત્યારે એમ માનવામાં આવે છે કે આ બાબતમાં ખાતાએ મનસ્વી તજવીજ કરી છે. ખરું જોતાં તેમ થતું નથી. અંદાજને મંજૂર કરતા અગાઉ કેટલીક મહત્વની બાબતો તરફ દર વર્ષે વ્યવસ્થાપકોનું ધ્યાન દોરવામાં આવે છે. અને એવી કોઈ બાબત તેમના તરફથી વિચારાઈ ન હોય અને તેમ કરવું પુસ્તકાલયની પ્રગતિની દૃષ્ટિએ ઇષ્ટ લાગે તો અંદાજ મંજૂર કરતી વખતે ઘટિત ફેરફાર થાય છે. મંજૂર કરેલું અંદાજપત્ર પુસ્તકાલય તરફ પહોંચ્યા બાદ તેમને નિયમોને અનુસરીને બીજી વધઘટ કરવી હોય તો તે પણ કરાવી શકે છે. સબબ આ ગેરસમજૂત દૂર થાય તે માટે આ સૂચના પુસ્તકાલયના જાહેર કાર્યકરો માટે પ્રસિદ્ધ કરવામાં આવી છે.

અંદાજ મંજૂર કરતી વખતે પુસ્તકાલય ખાતુ નીચેની બાબતોનો વિચાર કરી અંદાજ મંજૂર કરશે તો આશા છે કે પુસ્તકાલયના સંચાલકો અંદાજો બનાવતી વખતે ખાસ તે બાબતો લક્ષમાં લેશે.

(૧) સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવાના નિયમોની કલમ ૧૮, ૧૯ તથા અંદાજ અંગે થએલી છેલ્લી સૂચના નં. ૪૮ સને ૧૯૩૯–૪૦ " પુસ્તકાલય ", માસિકના જુલાઈ ૧૯૪૦ ના અંકમાં પ્રસિદ્ધ થયા પ્રમાણે બનતા સુધી જે તે પુસ્તકાલયે અંદાજ ગોઠવતી વખતે ખર્ચની રકમો માટે ટકાવારી જાળવવી જોઈએ.

(૨) પુસ્તકાલયની સ્થળ સ્થિતિ, વાચકોનું પ્રમાણ, પુસ્તકાલયની નિવેદનો મોકલવા અંગે નિયમિતતા, જૂથમંડળ કે મહાલ મંડળની કરેલી કામગીરી, અંદાજની સહકારના ધોરણે કરેલી ગોઠવણી, તપાસણી અધિકારી તરફથી લેવાયલા વાંધાનો નિકાલ વગેરે વ્યવસ્થા બાબતોનો ઘટિત વિચાર કરી અંદાજો મંજૂર કરવામાં આવે છે.

(૩) વર્તમાનપત્ર અને સામયિક વિભાગમાં બાળકો માટે એકાદ માસિક ખર્ચની મર્યાદામાં રહીને પુસ્તકાલયોએ વસાવવું જ જોઈએ. કારણ, મોટા ભાગે આપણી શાળાઓમાં આ પુસ્તકાલયો છે અને બાળકો તેનો બહોળો ઉપયોગ કરે છે.

(૪) પુસ્તકોમાં પણ બાળકો, બહેનો, સામાન્ય થોડું ભણેલા માણસો સમજી શકે તેવાં બાળોપયોગી, સ્ત્રીઉપયોગી અને સામાન્ય પ્રૌઢોને ઉપયોગી સાહિત્ય અવશ્ય થોડુંઘણું દર વર્ષે વસાવવું જોઈએ.

(૫) છેલ્લા ત્રણ વર્ષમાં સરકાર પંચાયતની મદદ જે મળી હશે તેની સરેરાશમાં જ ચાલુ સાલે પણ મદદ મળશે. વધારે માગણી હશે તો તે નાછૂટકે કાપવી પડશે અને તે પ્રમાણે ખર્ચની બાબતમાં પણ જુદે જુદે સ્થળે કપાત કરી પુસ્તકો, માસિકો કે ઈતર સાહિત્ય કમી કરવું પડશે.

(૬) કાયમનિધિની રકમ ખાતાએ માન્ય કરેલ સ્થળે મુકાયેલી હોવી જોઈએ, અગર તેથી કાંઈ વિરુદ્ધ હકીકત હોય તો તે દર્શાવવી જોઈએ અને મંજૂરી મળી હોય તો મંજૂરીની નકલ પણ સામેલ રાખવી જોઈએ

(૭) લોકમદદની નીચે રકમ કાયમનિધિ ખાતે દર વર્ષે મૂકવી જોઇએ.

ઉપરની બાબતોને અનુલક્ષીને સાર્વજનિક પુસ્તકાલયોનાં સને ૧૯૪૧–૪૨ નાં અંદાજો મંજૂર થશે તો આશા છે કે પુસ્તકાલયો પોતાનાં અંદાજો વ્યવસ્થિત રીતે બનાવી મોકલી આપશે. ( સૂ. નં. ૨૮ તા. ૨૧–૬–૪૧ )

**અંદાજ વખતે સહકારી ધોરણ તેમજ ટકાવારી લક્ષમાં રાખવા બાબત.**

(૧૬) સહકારી ધોરણ પ્રમાણે અંદાજો બને તે માટે જૂથ મંડળોએ પ્રચાર કરવા તથા પોતાના અંદાજો ખાસ કરીને નીચેના ધોરણે ઘડવા તજવીજ કરવાની છે.

ખર્ચની ફાળવણી.

| અનુક્રમ નંબર | બાબત | ગ્રામ પુસ્તકાલયો મકાન સિવાયનાં | ગ્રામ પુસ્તકાલયો મકાનવાળાં | કસ્બા પુસ્તકાલયો તથા પ્રાંત પુસ્તકાલયો | શેરો |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૧ | પત્રો માસિકો ખાતે | ૪૫ | ૨૫ | ૨૦ | |
| ૨ | પુસ્તકો ખાતે | | | | |
| ૩ | પુસ્તક બંધામણી | ૩૫ | ૪૦ | ૪૦ | |
| ૪ | નોકર ખર્ચ | — | ૧૫ | ૨૦ | |
| ૫ | મકાન દુરસ્તી | | | | |
| ૬ | લાકડી સામાન | ૧૦ | ૧૦ | ૧૦ | |
| ૭ | પુસ્તકાલય મંડળ, શિક્ષણખર્ચ લવાજમ વગેરે | | | | |
| ૮ | ફિરકોળ | ૧૦ | ૧૦ | ૧૦ | |

( સૂ. નં. ૪૮ / ૧–૯–'૪૦ )

ઉપરની ટકાવારી બનાવવા માટે નિયમની કલમ ૧૯–૨૦ તથા સૂચના નં. ૪૫૭ તથા બીજી કરેલી સૂચનાઓ પણ સમજમાં લેવા જેવી છે. સહકારી ધોરણે અંદાજો બનાવવા માટે આ ખંડના છેવટના વિભાગમાં આપેલી સૂચનાઓનો વિચાર કરવા ખાસ ભલામણ છે.

**રકમો વર્ગફેર ખાતાની મંજૂરી લઇ કરવા બાબત.**

(૧૭) અંદાજમાં મંજૂર થયેલી કોઇ પણ પેટાની ફાળવેલી રકમો કસ્બા કે ગ્રામ પુસ્તકાલયો, વ્યવસ્થાપક મંડળના ઠરાવ પર ખાતાની સંમતી મેળવ્યા સિવાય વર્ગફેર કરી શકશે નહિ.

કસ્બા પુસ્તકાલયોને સરકાર પંચાયત ઓછી મળતી હોવાને કારણે લોકમદદ વધારે ખર્ચતા હોવાથી તેઓ કેટલીક વખત અંદાજમાં જણાવેલી ફાળવણી કરતાં ખાતાની પરવાનગી સિવાય ઓછી વધતી રકમો ખર્ચે છે, તે ખરેખર નિયમ વિરૂદ્ધ છે. આખા વર્ષમાં જે કાંઇ ખર્ચ પડવાનો હોય તે અંદાજ વ્યવસ્થાપક મંડળે તૈયાર કરી, સર્વ–

સાધારણ સભામાં મંજૂર કરાવી ખાતા તરફ સપ્ટેમ્બરની ૧૫ સુધીમાં મોકલી આપવા જોઇએ અને તેમાં જેટલી વાર મદદ માગવાની હોય તેનો સંપૂર્ણ ઉલ્લેખ કરવો જોઇએ. દાખલા તરીકે કોઇ ગામ પુસ્તકાલયનું ઉત્પન્ન ૭૦૦ હોય; પ્રાંત પંચાયત ૧૨૫ અને સરકાર મદદ ૧૨૫ તથા સુધરાઇની મદદ ૧૫૦ મળી હોય તો એકંદરે રૂપિયા ૧૧૦૦ નો અંદાજ સ્પષ્ટ રીતે બતાવવો જોઇએ. આ અંદાજ મંજૂર થયા બાદ ફેરફાર કરવો હોય તો તે પર ઉપર ઠરેલા ધોરણ પ્રમાણે તજવીજ કરવી જોઇએ. અને મંજૂર થયેલા અંદાજ પ્રમાણે જ ખર્ચ કરવા વહીવટ રાખવો.

**ગ્રામપુસ્તકાલયોની વ્યવસ્થામાં ફેરફાર કર્યા બાબત**

(૧૮) ગ્રામ પુસ્તકાલયોને પત્રો, પુસ્તકો વગેરે પૂરાં પાડવાનું કામકાજ નિયમિત, વ્યવસ્થિત ચોક્કસ અને સરળ બને; તેમ જ પુસ્તકાલયોને અને ખાતાને વખત, મહેનત અને ખર્ચનો બચાવ થાય, કાયમ ફંડની રકમોનો હિસાબ એક સ્થળે ચોકસાઇથી રહી શકે અને નિધિ શરૂ કરવાનો મૂળ ઉદ્દેશ સિદ્ધ થાય તે માટે ચાલુ વર્ષથી એમ ઠરાવવામાં આવે છે કે, સરકાર અને પંચાયત મદદની રકમો પુસ્તકાલય તરફ મોકલવી નહિ. લોકમદદની ચાલુ વર્ષની તેમ જ કાયમનિધિની રકમો જે તે ગ્રામ પુસ્તકાલય તરફથી અત્રે મંગાવી લેવી; અને પત્રો, પુસ્તકો વગેરે પૂરાં પાડવાનું કામ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ દ્વારા કરાવી લેવું. આ માટે છેવટની જે યોજના નક્કી થઇ છે તેની સવિસ્તર વિગત અત્રે પ્રસિદ્ધ કરવામાં આવે છે અને આશા રાખવામાં આવે છે કે, ગ્રામ પુસ્તકાલયના મંત્રીઓ આખી યોજના સમજી લઇ પોતપોતાનાં પુસ્તકાલયો માટે યોજનામાં જણાવેલી સૂચનાઓનો પૂરેપૂરો અમલ કરશે.

**ક:—ગ્રામ પુસ્તકાલયોના વહીવટની કેટલીક ખામીઓ:—**

૧ જે પત્રો મંજૂર કરવામાં આવે છે તેમાંનાં કેટલાંક વર્ષ આખર સુધી મંગાવવામાં આવતાં નથી અને છેવટે તે પત્રો બચત રકમમાંથી પુસ્તકો કે બીજી બાબતમાં ખર્ચ કરવા પરવાનગી માગવામાં આવે છે. કોઇ કોઇ વખત તો વગર પરવાનગીએ પણ બારોબર ખર્ચ કરી પાવતીઓ મોકલવામાં આવે છે.

૨ પુસ્તકાલયો માટે જે પત્રોનું લવાજમ ખાસ ઘટાડવામાં આવ્યું હોય છે તે પત્રોનું લવાજમ પણ પૂરેપૂરું આપવામાં આવે છે.

૩ મંજૂર કરેલાં પુસ્તકો મંગાવવામાં આવતાં નથી અને તેને બદલે બુકસેલરોને ત્યાંથી હલકી વાર્તાનાં વા ભળતાં જ પુસ્તકો બારોબાર ખરીદવામાં આવે છે.

૪ પત્રોનું લવાજમ વખતસર મનીઑર્ડરથી મોકલી આપવામાં આવતું નથી એટલે તે સારુ વી. પી સ્વીકારવાં પડે છે, જેથી દર પત્રે મનીઑર્ડરના ખર્ચ ઉપરાંત રજીસ્ટરના રૂ. ૦–૨–૦ નાહક વધારે આપવા પડે છે.

૫ માહિતી, અનુભવ અને ચોકસાઇની ખામીને લીધે પુસ્તકો ખરીદવામાં મળવું જોઇતું કમિશન પુસ્તકાલયોને મળતું નથી.

૬ જ્ઞાનવર્ધક ગ્રંથમાળા, લલિત વાઙ્મય ગ્રંથમાળા વગેરેનાં જે પુસ્તકો અર્ધી કિંમતે મળી આવે છે તે પણ ઘણા જ થોડા કમિશનથી બૂકસેલરો પાસેથી ખરીદવામાં આવે છે.

૭ મદદ મળ્યા પછી જે તે ખર્ચ કર્યાની પાવતીઓ બે માસની અંદર મોકલવી જોઇએ તે મોકલવામાં આવતી નથી; અને આવે છે તે પણ ઘણી વખત તો અધૂરી આવે છે. એટલે જે કામ એપ્રિલ આખર સુધીમાં પૂરું થઇ જવું જોઇએ તે જુલાઇ પૂરો થઇ ગયા પછી ડિસેમ્બર સુધી લંબાવવું પડે છે.

૮ લોકમદદની રકમ વસૂલ આવ્યા સિવાય જ અંદાજ મંજૂર કરવામાં આવે છે અને પાછળથી લોકો રૂપીઆ આપતા નથી એટલે મેળવેલી મંજૂરી નકામી જાય છે અને નાહક ઉઘરાણીઓ કરવી પડે છે

૯ કાયમ ફંડ જમા મૂકવામાં જેટલી ચોકસાઇ રાખવી જોઇએ તેટલી રખાતી નથી. નાની રકમો જમે રાખનાર મળતો નથી વા તે ઉપર સારૂં વ્યાજ મળતું નથી. જમા મૂકેલી રકમો જોઇએ ત્યારે વસુલ થઇ શકતી નથી. ખાતાની પરવાનગી સિવાય પણ કાયમ ફંડની જમા મૂકેલી રકમ ઉપાડી લેવામાં આવે છે.

**ખઃ—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ દ્વારા કામ લેવાથી થતા લાભઃ—**

પુસ્તકાલય-સહાયક સહકારી મંડળ લિમ્નું બધું જ કામકાજ પુસ્તકાલયોના પ્રતિનિધિઓ અને પુસ્તકાલયોના કામમાં રસ લેનાર સદ્‌ગૃહસ્થોની સમિતિ દ્વારા જ ચાલે છે અને તે ઉપર ખાતાની સામાન્ય દેખરેખ રહે છે. મંડળ પુસ્તકાલયોની સેવાર્થે જ સ્થપાયું છે અને વડોદરા રાજ્યના સંવત ૧૯૭૦ના ' સહકારી મંડળી સંબંધી નિબંધ 'ની કલમ ૯ પ્રમાણે નોંધવામાં આવ્યું છે. એટલે મંડળના તરફના ઓડિટરો ઉપરાંત સહકારી મંડળીઓના ઓડિટરોને પણ મંડળનો હિસાબ દર વર્ષે ચોકસાઇથી તપાસવાનો હોય છે જ, માટે મંડળ સંપૂર્ણ રીતે વિશ્વાસપાત્ર ઠરે છે. અને તેથી ગ્રામ પુસ્તકાલયોનું કામકાજ મંડળને સોંપવામાં આવે તો નીચે પ્રમાણે પુસ્તકાલયોને લાભ થવા ખાતરી થાય છેઃ—

૧ ક વિભાગમાં જે ખામીઓ બતાવી છે તે બધી જ પૂરેપૂરી દૂર થઈ શકશે.

૨ અત્રેથી જે તે ગ્રામ પુસ્તકાલયોને સરકાર તથા પંચાયત મદદ મોકલતાં અને જે તે ગામથી પત્રોના વ્યવસ્થાપકોને લવાજમ મોકલતાં મનીઓર્ડરનું બેવડું ખર્ચ થાય છે. જેથી એકંદરે દર પત્ર દીઠ ત્રણથી આઠ આના સુધી ખર્ચ થાય છે. આ કામ મંડળ દ્વારા થવાથી પત્ર દીઠ બધું મળી રૂ. ૦-૧-૦ અને રોજીંદા વગેરે પત્ર દીઠ રૂ. ૦-૨-૦ ખર્ચ આવશે.

૩ ખર્ચ કર્યાની પાવતીઓ અત્રે તપાસાઇને જ જે તે પુસ્તકાલયના દફતરે રહેવા મોકલવામાં આવશે એટલે પાવતી મંગાવી તપાસવા મોકલવાની મહેનત અને ખર્ચ પુસ્તકાલયોને ઉગરશે.

૪ પુસ્તકોની સામટી નકલો ખરીદવાથી મંડળને જે વધારે કમિશન મળી શકશે તેનો પૂરેપૂરો લાભ પુસ્તકાલયોને મળશે.

૫ કાચા પૂઠાનાં બધાં પુસ્તકો પાકાં બંધાવીને જ વડોદરેથી મોકલવામાં આવશે.

ગ. સને ૧૯૨૪-૨૫ થી અમલમા મૂકવાની યોજનાઃ—

૧ ગ્રામ પુસ્તકાલયોને ખરીદવાનાં પત્રો, પુસ્તકો વગેરે સાહિત્ય પૂરાં પાડવાનું કામ પુસ્તકાલય સહાયક સહકારી મંડળને સોંપવું.

૨ મંડળને દરેક પત્ર દીઠ પત્રોનાં લવાજમ ઉપરાંત રૂ. ૦-૧-૦ થી રૂ. ૦-૨-૦ સુધી ખર્ચ અને મહેનત બદલ આપવા.

૩ પુસ્તકો માટે મંડળે પોતાને મળતા કમિશનમાંથી ફક્ત પાંચ ટકા કાઢી લઇ બાકીનું કમિશન પુસ્તકાલયોને આપવું અને જે તે પુસ્તકાલયોને મોકલવાનાં પુસ્તકોનું પારસલ વડોદરા સ્ટેશને પોતાને ખર્ચે પહોંચાડવું.

૪ કાયમ ફંડની રકમો પર સાડાચાર ટકા વ્યાજ મંડળે આપવું. કાયમ ફંડની રકમો રા. રા. સહકારી મંડળીના અધિકારી સાહેબની સંમતિ મળે તેવી સહકારી મંડળીઓમાં મૂકવી અને માર્ચ આખર સુધીનો દરેક પુસ્તકાલયનો હિસાબ વ્યાજ ચઢાવીને પત્રકરૂપે દર વર્ષે ઑગસ્ટની ૧૫ મી તારીખ સુધીમાં ખાતાને મંડળે પૂરો પાડવો; જેથી વાર્ષિક રિપોર્ટ સાથેની દરેક પુસ્તકાલયની કાયમ ફંડની રકમ પ્રસિદ્ધ કરી શકાય.

૫ બજેટમાં મંજૂર થયેલી રકમો (લોકમદદ, સરકારમદદ અને પંચાયતમદદ) તેમ જ સહકારી મંડળીઓમાં જમા મૂકી ન હોય તેવી કાયમ ફંડની રકમો પાવતી લઇ મંડળના સેક્રેટરીને આપવી વા તે માગે તે સ્થળના ડ્રાફ્ટ કઢાવી આપવા.

૬ પુસ્તકાલયોની રકમ મળ્યા પછી મંજૂરી પ્રમાણે ખર્ચ કર્યાની પાવતીઓ બે માસની અંદર મંડળના સેક્રેટરીએ રજૂ કરવી, જેથી તે તપાસીને જે તે પુસ્તકાલયના દફતરે દાખલ કરવા મોકલી શકાય.

૭ મંડળના સભાસદોને જ ઉપર પ્રમાણે લાભ મળતો હોવાથી અને મંડળના શેર ઉપર ઓછામાં ઓછું સાડાચાર ટકા ડિવિડંડ મળવાની ખાતરી હોવાથી ગ્રામ પુસ્તકાલયે ઓછામાં ઓછો એક શેર લઇ મંડળના સભાસદ થવું. ( સ. નં. ૯૬ તા. ૨૨-૯-૨૪ )

**કાયમ નિધિ**

(૧૯)——સને ૧૯૨૫-૨૬ થી સરકારમદદની રકમ જેટલીજ રકમ કાયમનિધિ ખાતે મૂકવાનું ઠરાવવામાં આવે છે.

ઉપરના ધોરણે જે તે વર્ષમાં કાયમનિધિ ખાતે રકમ મૂક્યા સિવાય કોઇપણ પ્રાંત, કસ્બા કે ગ્રામ પુસ્તકાલયને તથા વાચનાલયને અંદાજની મંજૂરી કે મદદની રકમ મળશે નહિ. સબબ પુસ્તકાલયના વ્યવસ્થાપકોએ વેળાસર નાણાં મોકલવાં. ( સ. નં. ૬૩, તા. ૨૩-૨-૨૨ )

**કાયમનિધિની રકમો ક્યાં રોકવી**

(૨૦) જે પુસ્તકાલયોની કાયમનિધિની રકમો ખાનગી ગૃહસ્થોને ત્યાં મૂકેલી હોય છે ત્યાંથી ઉપાડી લેવા ખબર તાકીદે વસૂલ કરી લઈ તેની હકીકત આ તરફ મોકલવા અત્રેથી સૂચના નં. ૪૨૯ સને ૧૯૩૮-૩૯ તારીખ ૬-૮-૩૮ ની કાઢવામાં આવેલી છે તે પ્રમાણે કેટલાંક પુસ્તકાલયો તરફથી આવેલી હકીકત ઉપરથી

જણાય છે કે ખાનગી ઇસમને ત્યાં મૂકેલી રકમો વસુલ લેવા માટે દાવા કરવાના પ્રસંગ આવવા સંભવ છે. આવા પ્રસંગ ભવિષ્યમાં ફરીથી બનવા ન પામે તેથી આ વટહુકમ કરવામાં આવે છે.

જે પુસ્તકાલયોના કાયમ ફંડની રકમો ખાનગી ઇસમોને ત્યાં છે તેમની પાસેથી સમજાવટથી રકમો વસુલ કરી લેવા જે તે મંત્રીએ અને વ્યવસ્થાપક મંડળના કાર્યવાહકોએ તજવીજ કરવી. અને એથી આવો પ્રસંગ બનવા ન પામે તેટલા માટે તમામ પુસ્તકાલયોના મંત્રીઓને, ગ્રંથપાલોને અને વ્યવસ્થાપક મંડળના કાર્યવાહકોને આ વટહુકમથી જણાવવામાં આવે છે કે કાયમનિધિની રકમો (જૂની તેમ જ નવીન) ખાનગી ઇસમોને ત્યાં નહિ મૂકતાં અત્રેની પરવાનગી લઇ નીચે જણાવેલાં સ્થળોએ જમા મૂકવા અગર રોકવા તજવીજ કરવીઃ—

૧. ના. હિંદુસ્તાન સરકારની પ્રોમીસરી નોટો, ડિબેન્ચરો અને લોનો.

૨. વડોદરા રાજ્યની સહકારી પેઢીઓ, સહકારી બેંકો, લેન્ડ મોર્ટગેજ બેંક, ખેતીવાડી સહકારી પેઢીઓ, અ વર્ગની સહકારી મંડળીઓ અને મહાલની બચત પેઢીઓ.

૩. બરોડા બેંક.

૪. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ.

૫. ના. હિંદુસ્થાન સરકારની પોસ્ટ ઓફીસ સેવિંગ બેંક.

૬. મુંબઇ, અમદાવાદ કે પુના મ્યુનિસિપાલિટીના ડિબેન્ચરો કે લોનો.

ઉપર પ્રમાણે વટહુકમનો અમલ ચુસ્તપણે કરવા તમામ પુસ્તકાલયોના કાર્યવાહકોએ ખાસ કાળજી રાખવી; છતાં કોઇના તરફથી તે વિરૂદ્ધ વર્તન થશે તો કામ કરનાર ઇસમોને તેમ જ મંજૂરી આપનાર કાર્યવાહકોને જવાબદાર ગણવામાં આવશે અને ભવિષ્યમાં સરકાર પંચાયત મદદ બંધ કરવાની ફરજ પડશે.

આ ઉપરાંત સ્થાવર મિલ્કત લેવાની હશે અને તે કાયમી ઉત્પન્ન આવે તેવી હશે તો સર્વસાધારણ સભાના ઠરાવ પર રા. વહીવટદાર સાહેબના અભિપ્રાયથી તેની પરવાનગી આપવામાં આવશે.

( વટ. હુ. અં. ૩, તા. ૬-૧-૩૯ )

સાર્વજનિક પુસ્તકાલયોનાં નાણાં ખાનગી ઇસમોને ત્યાં જમા નહિ મૂકતાં સદર બેંકોમાં, અ વર્ગની સહકારી મંડળીમાં વા પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં મૂકવા અત્રેથી વખતોવખત સૂચના પ્રસિદ્ધ કરવામાં આવે છેઃ પરંતુ બેન્કમાં પ્રમુખ કે મંત્રીના એકના નામે નાણાં મૂકતા હોવાથી ઘણી વખત પ્રમુખ કે મંત્રી બદલાતાં કાયદેસર નામફેર કરવામાં ઘણી મુશ્કેલીઓ પડે છે. માટે જે નાણા બેંકોમાં મૂકાય તે પ્રમુખ મંત્રી, ટ્રસ્ટી વા વ્યવસ્થાપક મંડળના કોઇ પ્રતિષ્ઠિત સભાસદ, એ પૈકીના હરકોઇ બે ઇસમોના નામે મૂકવાં અને બન્ને પૈકી કોઇ એકની સહીથી નાણાં મળે તેવી વ્યવસ્થા રાખવી અને જ્યારે જ્યારે નામફેર કરવાની જરૂર જણાય ત્યારે ત્યારે વ્યવસ્થાપક મંડળમાં ઠરાવ કરીને અત્રેની પરવાનગી મેળવ્યા બાદ તેમ કરવું. પરંતુ બાંધી મુદતની થાપણ તરીકે મૂકેલી રકમની મુદત પાકવાથી થાપણ મૂળ નામે જ ચાલુ રાખવાની હોય તો પરવાનગી લેવાની જરૂર નથી.

( વટહુકમ નં. ૬ તા. ૧-૯-૩૨ )

પુસ્તકાલયના કાયમનિધિનાં નાણાં, મકાનદુરસ્તી નિધિનાં નાણાં અગર હાથ ઉપરની બીજી વધારાની શિલક મંત્રી અગર પ્રમુખના નામથી પુસ્તકાલય મંડળમાં અગર સહકારી મંડળ તેમજ અન્ય સ્થળે મૂકવામાં આવે છે. આ પ્રથા બરાબર નથી. હવે પછી પુસ્તકાલયના કોઇ પણ પ્રકારનો લેવડદેવડ મંત્રી અને પ્રમુખ એ બન્નેના નામથી કરવો. કેશ સર્ટિફિકેટ ખરીદવાં હોય અગર કોઇપણ ઠેકાણે જમા મૂકવી હોય તો બન્નેના નામથી વહેવાર કરવો. નાણાં ઉપાડવાના પ્રસંગે વ્યવસ્થાપક મંડળમાં ઠરાવ કરવો અને બન્નેની સહીથી નાણાં ઉપાડવાં. હાલ જ્યાં જ્યાં પ્રમુખ અગર મંત્રી એકલાના નામથી નાણાં જમા મૂકેલા છે, ત્યાં ત્યાં ઉપર પ્રમાણે વહીવટ રાખવાનું ઠરાવવામાં આવે છે. માટે જેણે તેણે આ બાબતમાં આ વટહુકમ પ્રસિદ્ધ થયા તારીખથી અમલ કરવા તજવીજ કરવી.

રા. તપાસણી અધિકારી સા. માનદ પ્રચારકો તથા પગારદાર પ્રચારકોએ આ બાબતમાં ખાસ કાળજીપૂર્વક નોંધ લેવી અને ખામીઓ તાત્કાલિક દૂર કરવા તજવીજ કરવી.

( વ. હુ. નં. ૩, તા. ૩-૧૦-૩૯ )

કાયમનિધિમાંથી નાણાં ઉપાડવાં હોય ત્યારે વ્યવસ્થાપક મંડળના ઠરાવ પર પુસ્તકાલય ખાતાની પરવાનગી મેળવ્યા સિવાય નાણાં ઉપાડી શકાશે નહિ.

**ચાલુ રકમોની લેવડદેવડ.**

( ૨૧ ) કસ્બા પુસ્તકાલયના મંત્રીએ રૂપિયા પચીસ સુધી અને ગ્રામ પુસ્તકાલયના મંત્રીએ રૂપિયા પાંચથી વધુ રકમ હાથ પર શિલક રાખવી નહિ. પરંતુ નજીકની પોષ્ટ ઑફિસમાં અ વર્ગની સહકારી મંડળીમાં અગર બેન્કમાં અગર પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં જમા મૂકવી. અને અંદાજ બનાવતી વખતે આવી મૂકેલી રકમો વ્યવસ્થાપક મંડળના ઠરાવથી ઉપાડી શકાશે.

સામાન્યતઃ કોઈ પણ ગ્રામ, કસ્બા કે પ્રાંત પુસ્તકાલયને કાયમનિધિમાંથી મુક્તિ મળશે નહિ. ખાસ અનિવાર્ય સંજોગોમાં અને પુસ્તકાલયનું કાર્ય સારૂં હશે તોજ ગ્રામ પુસ્તકાલયોના વ્યવસ્થાપક મંડળના ઠરાવ પર રા. મહાલ શાળાધિકારીની ભલામણથી અને કસ્બા પુસ્તકાલયો અને પ્રાંત પુસ્તકાલયો માટે વ્યવસ્થાપક મંડળનો ઠરાવ હશે તો અનિવાર્ય સંજોગોમાં તે પર પુસ્તકાલય ખાતુ સહાનુભૂતિથી વિચાર કરી ઘટિત પરવાનગી આપશે.

**ખર્ચની પાવતીઓ**

(૨૨) ગ્રામ પુસ્તકાલયોનો વાર્ષિક હિસાબ પુસ્તકાલય ખાતામાં મોકલી આપવા સ. નં. ૩૯ તા. ૧૯-૩-૧૮ થી ઠરેલું છે. આ હિસાબ નિયમિતપણે ગ્રામ પુસ્તકાલયો મોકલી શકતાં નથી, જેને લીધે વખતોવખત ઉઘરાણીઓ કરવી પડે છે. હિસાબ તપાસવાનું અને અંદાજ મંજૂર કરવાનું કામ એકસાથેજ આવતું હોવાથી અને પુસ્તકાલયોની સંખ્યા ઉત્તરોત્તર વધતી જતી હોવાથી તપાસણી કરી પાવતીઓ પરત મોકલવામાં વિલંબ થાય છે. વળી સેન્ટરના મહેતાજીઓની ગ્રામ પુસ્તકાલયના દફતરની તપાસણીનું કામ મે., રા., રા. વિદ્યાધિકારી સાહેબની જાહેરાત નં. ૫ સન '૩૩-૩૪ અન્વયે અત્રેના નં. ૧૨ તા. ૩-૪-૩૪

થી સોંપવામાં આવેલું છે. આ ઉપરાંત રાજ્યનાં પુસ્તકાલયોની તપાસણીનું કામ રા. મહાલશાળાધિકારી સા. નિદાન વર્ષમાં એક વખત કરે છે. આ વસ્તુસ્થિતિ જોતાં નાનાં પુસ્તકાલયોના સ્થળ ઉપર થયેલા ખર્ચની પાવતીઓ અત્રે મંગાવવાથી કામનું ભારણ બેવડાય છે.

સબબ ઠરાવવામાં આવે છે કેઃ—

૧. રૂ ૭૫) અંકે પંચોતેર સુધીના અંદાજવાળાં પુસ્તકાલયોએ પોતે કરેલા ખર્ચની પાવતીઓ વ્યવસ્થાપક મંડળમાં મંજૂર કરાવી અને સેન્ટરના મુખ્ય શિક્ષક પાસે તેની છેવટની તપાસ કરાવી દફતરે કરવી અને રા. મહાલશાળાધિકારી સાહેબોએ તપાસણી વખતે આ બાબત ખાસ નોંધ લેવી.

૨. રૂ. ૭૫) અંકે પંચોતેર રૂપિયા ઉપરાંતનાં અંદાજવાળાં પુસ્તકાલયોએ પોતે સ્થળ ઉપર કરેલા ખર્ચની પાવતીઓ ખાતા તરફ ઑગસ્ટ માસની તા. ૧૦ મી સુધીમાં મોકલી આપવા તજવીજ કરવી. (વ. હુ. નં. ૭ તા. ૬-૧૨-૩૯)

**સાલ આખર બચત રકમની તજવીજ**

(૨૩) કેટલાંક પુસ્તકાલયો જે તે વર્ષના અંદાજની બચત રકમ અગર ગામ પંચાયતની વધેલી રકમ બીજા વર્ષની લોકમદદ તરીકે ગણવા પ્રયાસ કરે છે અગર એ રકમો બીજે સદરે ખર્ચની પરવાનગી માગતા નથી અને ઘણી મુદત સુધી પડી રહે છે, જેથી અંદાજમાં જે ખર્ચ બતાવ્યો હોય તે થયો ન હોય છતાં તેની માહિતી મળી શકતી નથી. સબબ જે તે વર્ષમાં દરેક બાબત ખાતું રાખી તેમાં અંદાજ પ્રમાણે ખર્ચ ન થતાં વધેલી રકમ બીજા વર્ષના અંદાજપત્રમાં જે તે સ્થળે લાલ શાહીથી જણાવવી અને તેટલી રકમ તે સ્થળે ઓછી મૂકવી અગર તે વધારાની ખર્ચવાની છે તેમ બતાવવું. ( વ. હુ. નં. ૧૧ તા. ૮-૫-૪૦ )

**વાંચનાલયોને મદદનું ધોરણ ઠરાવવા બાબત**

(૨૪) અત્રેના સ. નં. ૨૧ તા. ૮-૧૦-૩૦ થી વાચનાલયોને સરકાર પંચાયત મદદ આપવામાં આવે છે. કસ્બાઓમાં જ્યાં મુખ્ય પુસ્તકાલય, બાલ અને મહિલા પુસ્તકાલયો છે ત્યાં પણ એક અથવા વધારે વાચનાલયો હોય છે. અને તેમને પણ ઉપરના ધોરણે મદદ આપવામાં આવે છે. ગામડાંઓમાં જ્યાં શાળાઓ ખાનગી રીતે ચાલે છે ત્યાં વાચનાલયો માટે માગણીઓ આવે છે, પરંતુ નાણાંના અભાવે મદદ આપી શકાતી નથી, તેમજ બીજાં ગ્રામ પુસ્તકાલયો પણ પોતાની મદદ વધુ ઊભી કરતાં હોવાથી તેમની ઊભી કરેલી મદદ પ્રમાણે સરકારપંચાયત મદદ આપવાનું બની શકતું નથી. સબબ નીચે પ્રમાણે વાચનાલયોને મદદ આપવા સંબંધી નવેસર ધોરણ નક્કી કરવામાં આવે છે.

હવેથી નીચે પ્રમાણે નવેસર ધોરણ નક્કી કરવામાં આવે છે.

૧. જ્યાં બાલ અને મહિલા તથા સ્વતંત્ર કસ્બા પુસ્તકાલય અસ્તિત્વમાં હશે ત્યાં બીજું વાંચનાલય મદદની માગણી કરશે તો તેને સરકાર પંચાયત મદદ આપી શકાશે નહિ.

પણ જ્યાં બાલ કે મહિલા પુસ્તકાલય નહિ હોય ત્યાં તેવા વાચનાલય કે પુસ્તકાલય માટે મદદ આપવામાં આવશે.

૨. કોઈપણ સંસ્થાના અંગે ચાલતાં વાચનાલયોને મદદ મળશે નહિ.

૩. ગામડાંઓમાં એક કરતાં વધારે વાચનાલય માટે મદદ મળશે નહિ

૪. ગ્રામ વાચનાલય મંજૂર કરતી વખતે ગામની વસ્તી અને ભણેલાઓનું પ્રમાણ જોવામાં આવશે. ટુંકામાં થોડી વસ્તીવાળાં ગામોએ મોટી રકમનું બજેટ, તેમ જ રોજીંદુ પત્ર મંજૂર થઈ શકશે નહિ.

૫. કોઈપણ વાચનાલયને કાયમનિધિ મૂક્યા સિવાય મદદ મળી શકશે નહિ.

( વ. હુ. નં. ૯, તા. ૨૫-૧૨-૩૯ )

---

## ૮. મકાન બાબત

**મકાનની મદદ માટે ધોરણ**

ગ્રામ પુસ્તકાલયને રૂપીઆ ૬૦૦ થી ૧૦૦૦ સુધી અને મહિલા તથા બાલ પુસ્તકાલયને રૂપીઆ ૨૦૦૦ સુધીની સરકાર પંચાયત મદદ મળશે. ગામડામાં એક હજાર કરતાં ઓછી વસ્તી હશે તો રૂપિયા ૬૦૦) ની મદદ મળી શકશે અને એક ઓરડાનું મકાન, વરેન્ડા સાથે બાંધી આપવામાં આવશે. જો ગામની વસ્તી એક હજાર કરતાં વધુ હશે તો રૂપિયા એક હજાર સુધી મદદ મળશે. કુલ રકમમાંથી સેંકડે દસ ટકા જેટલી રકમ જમીન સંપાદન કરવામાં ખરચી શકાશે. તેથી વધુ વળતર હશે તો લોકોએ વધારાની મદદ આપવી પડશે.

**જગા પસંદ કરનાર સમિતિ**

પુસ્તકાલયના નવીન મકાન માટે જગ્યા પસંદ કરવા નીચે જણાવ્યા પ્રમાણે તજવીજ થવી જોઈએ. જગા પસંદ કરવા માટે નીચેની ઠરેલી સમિતિથી પસંદ કરવાની છે.

૧. સંબંધકર્તા મહાલના વહિવટદાર, અધ્યક્ષ. ૨. પ્રાંત પંચાયતના ઉપપ્રમુખ અને તેમની ગેરહાજરીમાં સંબંધકર્તા તાલુકાનો અગર જથ્થાનો તેમણે મોકલેલો સભ્ય. ૩. પંચાયત એન્જીનીઅર અને તેમની ગેરહાજરીમાં સંબંધકર્તા તાલુકા અગર જગ્યાનો પંચાયત નિરીક્ષક. ૪. ગ્રામ પંચાયતના અધ્યક્ષ અને તેમની ગેરહાજરીમાં ગામનો પટેલ અને પટેલની ગેરહાજરીમાં તલાટી. ૫. પુસ્તકાલય ખાતાના રા. મદદનીશ વ્યવસ્થાપક અને તેમની ગેરહાજરીમાં સબંધકર્તા રા. મહાલ શાળાધિકારી. ૬. સંબંધકર્તા પુસ્તકાલયના પ્રમુખ અને તેમની ગેરહાજરીમાં તે પુસ્તકાલયના મંત્રી.

યત્તા રૂ. ૩૦૦૦ ત્રણ હજારથી વધુ કિંમતનાં અગર બીજાં મહત્ત્વનાં કામો માટે નજીકના દવાખાના અગર ઔષધાલયના નાયબ વૈદ્યકીય અમલદાર.

ટીપઃ—આ કલમનાં કારણો સારૂ કામ મહત્વનું છે કે કેમ તેનો નિર્ણય સમિતિના અધ્યક્ષ કરશે.

રૂ. ૫૦૦૦ પાંચ હજારથી વધુ કિંમતનાં સઘળાં બાંધકામો સારૂ બાંધકામની જગાઓ પસંદ કરવા સંબંધી નિયમની કલમ ૧૨ માં દર્શાવેલી સમિતિએ કરેલી જગ્યાની પસંદગી પ્રાંત પંચાયતના અધ્યક્ષની સમિતિને પાત્ર રહેશે. જો પંચાયતના બાંધકામની જગ્યા સરકારી મકાનને લાગીને આવેલી હોય તેવી જગ્યાની પસંદગી જે ખાતાના તાબાનું સદર મકાન હશે તે ખાતાના મુખ્ય અધિકારીની સંમતિને પાત્ર રહેશે.

જગો પસંદ કરતી વખતે ધ્યાનમાં રાખવાના મુદ્દાઃ—

૧. કસ્બા અગર ગામના જુદા જુદા ભાગમાંથી વાચકને તે જગા વધારે દૂર ન પડે તેવી હોવી જોઈએ.

૨. ખાસ અપવાદ સિવાય ગામડાં અને કસ્બાઓમાં મોટા ભાગની વસ્તીની વધુ અવર-જવરની અનુકૂળતા હોય તેવા ભાગમાં ખુલ્લી હવામાં હોવી જોઈએ.

૩. જે ઠેકાણે સ્વચ્છતા, સારી હવા અને પૂરતું અજવાળું ન હોય તેવી જગો પસંદ કરવી નહિ.

૪. પુસ્તકાલયનાં મકાન માટે લીધેલી જગાનું વધારે વળતર આપવું પડે તેવું ન હોય તેવી જગો બનતા સુધી પસંદ કરવી.

૫. પુસ્તકાલયના મકાનમાં સામાન્ય રીતે સાધારણ બાગ થઇ શકે અને વાચનાલયમાં આવતા ઈસમો બહાર ખુલ્લામાં બેસી શકે માટે ઓછામાં ઓછી ૪૦–૬૦ વાર જેટલી જગો બનતા સુધી મકાન માટે પસંદ કરવી.

**પ્લાન મંજૂર કરવા બાબત**

પુસ્તકાલયોનાં મકાનો બંધાવવાની શરૂઆત અત્રેથી પ્લાન મંજૂર થયા પછી જ કરવાનો વહીવટ ચાલુ છે. પરંતુ કોઈ કોઈ સ્થળે પાયો નખાયા યા કામની શરૂઆત થયા બાદ પ્લાન મંજૂર થવા માટે અત્રે મોકલાવી આપવાના બનાવ બનવા પામ્યા છે, જેમાં વાંચનાલય ખંડ છેક નાનો હોવાના, હવા અજવાળા માટે બારીઓ વધારે ઊંચી રખાવવાના, સાઇટને અવલંબી ગ્રંથપાલનો ઓરડો કમી કરાવવાના યા વધારાવવાના કે ઉભરણી ઊંચી નીચી રખાવવાના વગેરે પ્રસંગ આવતાં કામ શરૂ થઇ જવાથી વધારે ખર્ચના બોજામાં ઉતરીને ફેરફાર કરાવી શકવાના યા નિરૂપાયે ફેરફાર બંધ રાખવાની ફરજ પડવાના પ્રસંગો બન્યા છે. આ બન્ને રીતો પુસ્તકાલયને નુકસાનકારક હોવાથી પુસ્તકાલયોના કાર્યવાહકોને આથી સૂચના આપવામાં આવે છે કેઃ—

પુસ્તકાલયના હિતની ખાતર અમારા તરફથી પ્લાન મંજૂર થયા પછી જ કામની શરૂઆત થાય તે તરફ ખાસ ધ્યાન રાખશો. ( સ. નં. ૨૭, એકી. ભા. ૧, પા. ૧૩. )

**કામ શરૂ થયાથી પુરૂ થતા સુધી ખાતામાં ખબર આપવા બાબત**

પુસ્તકાલયોનાં મકાનો બંધાવવા માટે અંદાજમાં સવડ પ્રમાણે વખતોવખત મંજૂરીઓ આપવા તજવીજ થાય છે; તથા સરકાર અને પંચાયત તરફની રકમો પણ મહાલ પંચાયત તરફ જમા થવા અગાઉથી મોકલી આપવામાં આવે છે. પરંતુ મકાનોનું કામ શરૂ થયું છે કે કેમ વા શરૂ થયા બાદ કામ અટકયું છે કે ચાલુ છે તેની માહિતી આ તરફ નહિ મળવાના કારણે મકાનો જલદી તૈયાર થાય તે માટે ખાતા તરફથી યોગ્ય તે તજવીજ કરવાનું બની શકતું નથી. માટે આથી સર્વ પુસ્તકાલયોના મંત્રીઓને સૂચના આપવામાં આવે છે કેઃ—

જે ગામે પુસ્તકાલયનું મકાન બંધાવવાની મંજૂરી મળી હોય તે પુસ્તકાલયના મંત્રીએ મંજૂરી મળ્યા પછી દર માસની તા. ૧ એ કેટલું કામ થયું તેનો રિપોર્ટ કામ પૂરૂં થતા સુધી અમારા તરફ કરવો. કદાચ કોઈ ઠેકાણે મકાનનું કામ શરૂ જ ન થયું હોય, વા બંધ રહ્યું હોય, તો તે પણ કારણો સહ જણાવવા ચૂકવું નહિ. (સ. નં. ૨૨. તા. ૧૮–૧૨–૧૫)

**ખુલ્લું મૂકવાના પ્રસંગે ૧૫ દિવસ અગાઉ ખબર આપવી.**

પુસ્તકાલયોનાં મકાન ખુલ્લાં મૂકવાના પ્રસંગે કોઇ કોઇ પુસ્તકાલયો તરફથી તેની ખબર અગાઉથી અત્રે અપાઇ નથી યા એક બે દિવસ પહેલાંજ અપાઇ છે. પુસ્તકાલયોનાં મકાન ખુલ્લાં મુકાતી વખતે તે માટે અત્રેથી ઘટિત સૂચના આપવાની તથા બનતા સુધી ખાતાના એક અમલદારે હાજર રહેવાની જરૂર છે, જેથી સર્વ પુસ્તકાલયોના સેક્રેટરીઓને આથી જણાવવામાં આવે છે કેઃ-કોઇ પણ પુસ્તકાલયનું મકાન ખુલ્લું મૂકતાં પહેલાં તે બદલ સવિસ્તર હકીકત સાથે ૧૫ દિવસ અગાઉ અત્રે ખબર આપવા વહીવટ રાખવો. (સ. નં. ૨૯ તા. ૨૦–૫–૧૬)

**નવીન મકાનમાં તકતી ચોઢવા બાબત.**

સરકાર તથા પંચાયતમદદ સ્વીકારી સન ૧૯૧૧–૧૨ અને તે પછી પુસ્તકાલયો માટે જે નવીન મકાન બંધાયાં છે તે તપાસતાં કેટલેક સ્થળે એમ જોવામાં આવ્યું છે કે તે મકાનો કયારે અને કેટલા ખર્ચે બંધાયાં તેની હકીકત જણાવવા મકાનમાં તખ્તી ચોઢવામાં આવેલી નથી, માટે જે તે પુસ્તકાલયના સેક્રેટરીને સૂચના કરવામાં આવે છે કે નીચે પ્રમાણેની હકીકત ચોકખા અક્ષરે છૂટા શબ્દોમાં આરસની તકતી ઉપર કોતરાવી મકાનના બહારના મુખ્ય ભાગમાં ચોઢાવવા તજવીજ કરવી.

................સાર્વજનિક પુસ્તકાલય.
સરકાર મદદ રૂ.
પંચાયત મદદ રૂ.
લોકમદદ રૂ.
કુલ ખર્ચ રૂ.
મકાન ખુલ્લું મૂક્યા તા.

ઉપર જણાવ્યા સિવાય તખ્તીમાં બીજી કાંઇ હકીકત દાખલ કરવાની ઇચ્છા હોય તો તખ્તીનો નમૂનો આ તરફ મંજૂર થવા મોકલી આપવો.

જે પુસ્તકાલયમાં આ સૂચના થયા અગાઉ તખ્તી ચોઢવામાં આવી હોય વા આ સૂચના અનુસાર હવે પછી ચોઢવામાં આવે, તેમણે તખ્તીમાં લખેલા લેખની નકલ ખાતાના દફતરે રહેવા અમારા તરફ મોકલી આપવી. ( સ. નં. ૫. તા. ૩૦-૧૧-૧૪ )

**મકાનનો કોઈ ભાગ ભાડે આપવા બાબત.**

પુસ્તકાલયોનાં મકાનો પુસ્તકાલયોના ઉપયોગ માટે જ બંધાવવામાં આવ્યાં છે અને આવે છે, છતાં પુસ્તકાલયના કામને માટે સંકડાશ વેઠીને પણ એકાદ નાનો કે મોટો હૉલ ફાજલ પાડી ભાડે આપવાનો બનાવ બન્યાનું અમારી જાણમાં આવ્યું છે. તેથી સરકાર પંચાયત મદદથી બંધાયલા કે હવે પછી બંધાય તે પુસ્તકાલયના કાર્યવાહકોને આથી જણાવવામાં આવે છે કે, મકાનનો કોઇપણ ભાગ ભાડે આપતા પહેલાં અહીંની ખાસ પરવાનગી મેળવવી.

પરંતુ સભા ભરવા વગેરેના થોડા વખતના ઉપયોગ માટે વ્યવસ્થાપક મંડળને મકાન આપવાની જાહેરાત નં. ૩ તા. ૨૩-૬-૨૧ થી જે છૂટ આપવામાં આવી છે તેને આથી હરકત આવે છે એમ સમજવાનું નથી. ( સ. નં. ૫૮, તા. ૨૨-૧૦-૨૧ )

પુસ્તકાલયના મકાનના અંગની તેને અડીને આવેલી દુકાનો કોઈ પુસ્તકાલય કાઢી હોટલો કે બીડી તમાકુની દુકાનો માટે ભાડે આપતા હોવાનું જણાઇ આવ્યું છે. પુસ્તકાલયો વાચન દ્વારા લોકોને આવાં આવાં વ્યસનો ત્યજાવવા પ્રયત્ન કરે છે ત્યારે કાર્યવાહકો ગેરસમજથી તેવાં કામને આડકતરી રીતે ઉત્તેજન આપે એ કોઇપણ રીતે ઇષ્ટ નથી. તેથી સર્વે સાર્વજનિક પુસ્તકાલયોના કાર્યવાહકોને આથી જણાવવામાં આવે છે કે વ્યસનને ઉત્તેજન મળે તેવાં કામ માટે કોઇએ પુસ્તકાલયના અંગની દુકાન ભાડે આપવી નહિ અને જેમણે તેવાં કામે ભાડે આપી હોય તેની મુદત પૂરી થતાં દુકાન ખાલી કરાવી બીજાને ભાડે આપવા તજવીજ કરવી. ( સ. નં. ૬૮, તા. ૨૨-૫-૨૨ ).

**કિરાયુ માફ થવા કરવાની તજવીજ.**

રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોનાં મકાનો માટે લેવાયલી જમીનનું સરકાર તરફથી લેવાતું કિરાયું માફ થાય અથવા ફકત નામનું જ કિરાયુ લેવાય તેવી તજવીજ કરી આપવા મંત્રી તરફથી અવરનવર માગણીઓ આ તરફ આવતી જાય છે, પણ આવી અરજીઓ મુલકી ખાતા તરફ, મહાલે પરભારે કરવી જોઇએ. વ્યારા, શિવાજી પુસ્તકાલયના મંત્રીએ તે પ્રમાણે તજવીજ કરી છે. તેને પરિણામે રૂ. ૧૨-૬-૦ નું કિરાયુ માફ થઇ માત્ર નામનું રૂ. ૧-૦-૦ નું કિરાયુ દર સાલ લેવાનું મંત્રીમંડળ હુકમ નં. ૨૨૫/૧૩-૩-૩૦ થી ઠર્યું છે. ( સૂ. નં. ૧૦૪/૧૪-૫-૩૦ )

**સાર્વજનિક પુસ્તકાલયના મકાનનો ઉપયોગ ઉતારા તરીકે નહિ થવા બાબત**

સાર્વજનિક પુસ્તકાલયો લોકોના વાચનના ઉપયોગ માટે બંધાવવામાં આવે છે અને ગામનો હરકોઇ પુરુષ વા સ્ત્રી વા બાળક ત્યાં વાંચવાને માટે અને પુસ્તકાલયનો ઉપયોગ કરવા માટે જઈ શકે છે. પરંતુ કોઇ કોઇ સ્થળે આ મકાનનો ઉપયોગ ઉતારા તરીકે થતો હોય એમ અમારા જાણવામાં આવ્યું છે. વાલવોડ અને વટાદરા તા. ભાદરણ, બાકરોલ અને ભડકદ તા. પેટલાદ, વગેરે સ્થળોનાં મકાનોના સંબંધમાં ઉપર પ્રમાણે ઉપયોગ થવાની માહિતી અમને મળી છેઃ એટલે કે સરક્યુલર નં. ૨૭ તા. ૧૮–૧૨–૧૫ આ સંબંધમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે, છતાં તે સરક્યુલર વિરૂદ્ધ પુસ્તકાલયના વ્યવસ્થાપકો આ મકાનનો ઉપયોગ થવા દે છે. મુલકી અને પોલીસ ખાતાના અમલદારો મકાનનો ખોટી રીતે ઉપયોગ કરતા જણાય છે. માટે પુસ્તકાલયના મંત્રીઓ અને અન્ય સદ્ગૃહસ્થોને આથી ફરીથી સૂચવવામાં આવે છે કે પુસ્તકાલયનું મકાન ઉતારા માટે આપવું નહિ, અને કોઇ કારણે કદાચ તેવો પ્રસંગ બની આવે તો ઉતરનાર અમલદારનો હોદ્દો, નામ અને જેટલા દિવસ ઉતારા તરીકે મકાન વપરાયું હોય તેની તારીખો સાથે અમારા તરફ જણાવવું કે જેથી તે સંબંધમાં આગળની તજવીજ કરી શકાય. (સ. નં. ૩૩૪ તા. ૨૭–૧૧–૩૫)

**સ્વચ્છતા અને આકર્ષણ બાબત.**

રાજ્યનાં ઘણાંખરાં પુસ્તકાલયો પ્રાથમિક શાળાના મકાનમાં ગોઠવાયેલાં છે અને તેની વ્યવસ્થા ઘણે મોટે ભાગે શાળાના મુખ્ય શિક્ષક અગર ઉપશિક્ષક કરે છે. કેટલાંક મકાનવાળાં આમ પુસ્તકાલયોનો વહિવટ પણ શાળાના શિક્ષક પાસે છે. પુસ્તકાલયમાં જો વાચકોને આકર્ષવા હોય તો તેનું સ્થળ એ મહત્ત્વનો ભાગ ભજવે છે અને જ્યારે શાળાઓમાં જ લગભગ ૧૦૦૦ પુસ્તકાલયો વસાવવામાં આવેલાં છે તો તે સ્થળની દૃષ્ટિએ ખરેખર આકર્ષક છે. પરંતુ જો ગ્રંથપાલે એ પુસ્તકાલયનાં કબાટોને વ્યવસ્થિત ગોઠવી ન રાખ્યાં હોય ને આડાં અવળાં ગમે તેમ મૂકયાં હોય, કબાટો ઉપર વર્તમાનપત્રો ગમે તેવી કઢંગી સ્થિતિમાં નાખવામાં આવ્યાં હોય, પુસ્તકાલયના કબાટમાં પુસ્તકોની ગોઠવણી અસ્તવ્યસ્ત હોય તથા પુસ્તકો હાથમાં લેતાં ધૂળ ચોંટતી હોય તો તે પુસ્તકાલયનું કબાટ કદીએ વાચકોને આકર્ષે નહિ, તેમ જ એ શાળાને પણ વગોવે.

સબબ આશા રાખવામાં આવે છે કે શિક્ષક પોતાની શાળાના વિદ્યાર્થીગણ પૈકી યોગ્ય અને લાયક વિદ્યાર્થીઓના સહકાર દ્વારા પોતાનાં પુસ્તકાલયોને સ્વચ્છ રાખશે અને પોતે તથા શિક્ષકોની મદદથી સારાં પુસ્તકાલય અને જનસમાજને ઉપયોગી સૂત્રો તૈયાર કરી પુસ્તકાલયના ઓરડામાં ટાંગશે. તેમ જ મકાનવાળાં પુસ્તકાલયોનાં પટાંગણમાં સારા ફૂલ–ઝાડના છોડ ઉછેરી મકાન આકર્ષક લાગે તેવી યોજના કરશે તથા વખતોવખત આ બાબતમાં વિનોદ અને રસ ઉપજે તેવી પ્રવૃત્તિ હાથ ધરી પુસ્તકાલયને આકર્ષક બનાવવા ઘટિત તજવીજ કરશે. ( સ. નં. ૪૫૯ તા. ૧–૪–૩૯ )

કસ્બા અને ગ્રામ પુસ્તકાલયો માટે રાજ્યની અને પ્રાંત પંચાયતની મદદથી સારી સંખ્યામાં મકાનો બંધાયાં છે. અને દર વર્ષે ગ્રામ પુસ્તકાલયોનાં પાંચ નવીન મકાનો બંધાય તેવી યોજના થઇ છે. ગમે તેવી સંભાળથી મકાનો બંધાયાં હોય છતાં બે પાંચ વર્ષે દુરસ્તીની જરૂર ઉભી થાય છે જ. એવે પ્રસંગે તાત્કાલિક દુરસ્તી કરાવી લેવામાં ન આવે તો પાછળથી ભારે ખર્ચ કરવું પડે. સરકાર અને પ્રાંત પંચાયત તરફથી દુરસ્તીને માટે ચોક્કસ રીતે મદદ મળે એવું કાંઇ ધોરણ ઠર્યું નથી, અને ખાતાના અંદાજમાં આ માટે કાંઇ સવડ પણ હોતી નથી. એટલે મકાન દુરસ્તીનું કામ જે તે પુસ્તકાલયે પોતપોતાના અંદાજમાંથી કરાવી લેવું જોઇએ એમ ઠરે છે. જે તે વર્ષના ચાલુ અંદાજમાંથી મકાનદુરસ્તીનું ખર્ચ બહુ ભારે પડે એમ સમજાય છે. માટે આથી ઠરાવવામાં આવે છે કે, મકાનવાળાં પુસ્તકાલયો પોતપોતાના વાર્ષિક અંદાજમાંથી કુલ અંદાજના પાંચ ટકા સુધીની રકમ પુસ્તકાલય મકાનદુરસ્તી ખાતે ઉધારવી રાખે તેવી રકમ પુસ્તકાલય પાસે ન રહેતાં પુસ્તકાલય સ. સ. મંડળ લિ. માં જે તે ગામના પુસ્તકાલયની મકાન દુરસ્તી ખાતે ચઢતે વ્યાજે થાપણ તરીકે જમા રહે અને મકાન દુરસ્તી ખાતે ખર્ચવાની જરૂર પડે ત્યારે પુસ્તકાલય ખાતાના અધિકારીની મંજૂરી મેળવી જરૂર પૂરતી રકમ મંડળમાંથી ઉપાડી દુરસ્તી કરાવી લે.

**મકાનદુરસ્તીનિધિ ઈલાયદુ રાખવા બાબત**

આ યોજના કેવળ ઐચ્છિક છે, અને મકાનદુરસ્તીના પ્રસંગે એકીવખતે ખર્ચવાને સારી રકમ સહેલાઇથી મળી શકે, તે માટે ખાસ કરવામાં આવી છે. માટે પુસ્તકાલયોનું ભાવી હિત ઇચ્છનાર કાર્યવાહકો તેનો લાભ લેશે એમ આશા રાખવામાં આવે છે.

( સ. નં. ૧૫ તા. ૧૩-૭-૩૦ )

---

## ૯. દફ્તર અને તેની તપાસણી

(૧) કસ્બા તથા ગ્રામ પુસ્તકાલયોમાં કયાં કયાં પત્રકો રાખવાં જોઇએ, એ સંબંધી ખાતા તરફથી સરક્યૂલર નં. ૩ અને ૪ " એકી. ભા. ૧ " પ્રસિદ્ધ થયેલા છે. ત્યારબાદ કેટલાંક નવીન પત્રકોનો ઉમેરો પણ થયો છે. વળી એકીકરણ ભા. ૧ લાની પ્રતો ખલાસ થઇ ગયેલી હોવાથી છેલ્લાં ચારેક વર્ષમાં નવીન ઉઘડેલાં પુસ્તકાલયોને મળી નથી, જેથી આ સંબંધીમાં માહિતી તે સ્થળોના ગ્રંથપાલ કે મંત્રીઓને પૂરતા પ્રમાણમાં હોતી નથી. પુસ્તકાલયના દફ્તરના વ્યવસ્થિતપણા ઉપર ખાસ લક્ષ આપવાની જરૂર હોવાથી સરક્યૂલર નં. ૩ અને ૪ રદ કરી આ વટહુકમ નવેસર કાઢવામાં આવ્યો છે. આ વટહુકમમાં જે તે પત્રકો કેટલી મુદત રાખવાં એ નક્કી કરેલું હોવાથી એકીકરણ ભા. ૧ લાનો સરક્યૂલર નં. ૫૨ પણ રદ છે, એમ સમજવું: અને આ વટહુકમમાં જણાવ્યા પ્રમાણે દફ્તરના રેકોર્ડ સંબંધી વ્યવસ્થા રાખવી.

**પુસ્તકાલયોએ કયાં કયાં રજીસ્ટરો દફ્તરે રાખવાં અને તે કાંઇ સુધી રાખવાં**

આ નીચે પત્રકોની યાદિ પ્રસિદ્ધ કરવામાં આવે છે તે પ્રમાણે લાગતા વળગતાઓએ વ્યવસ્થા કરવાની છે. અને રા. તપાસણી અમલદાર સાહેબોએ આ વટહુકમનો બરોબર અમલ થાય છે કે નહિ તેની તપાસ કરી અમલબજાવણી માટે પૂરતી કાળજી રાખશે એવી આશા રાખવામાં આવે છે.

| અનુક્રમ નંબર | રજીસ્ટર કે પત્રકનું નામ | કેટલી મુદત રાખવાં તે |
|---|---|---|
| ૧ | પુસ્તકોનું જનરલ રજીસ્ટર | કાયમ. |
| ૨ | વિષયવારી રજીસ્ટર | ,, |
| ૩ | કક્કાવારી રજીસ્ટર | ,, |
| ૪ | કર્તાવારી રજીસ્ટર | ,, |
| ૫ | ભેટની ચોપડી | ,, |
| ૬ | આવક જાવક બારનીશી | ,, |
| ૭ | હિસાબી રોજમેળ | ૧૨ વર્ષ. |
| ૮ | હિસાબી ખાતાવહી | ૧૨ વર્ષ. |
| ૯ | ઠરાવ બુક | ૧૨ વર્ષ. |
| ૧૦ | વાંધાપત્રકની ચોપડી, ઑડિટ બુક. | ૧૨ વર્ષ. |
| ૧૧ | છેલ્લાં પાંચ વર્ષમાં ભણી ઉઠી ગયેલાં બાળકોનું પત્રક | ૫ વર્ષ. |
| ૧૨ | શિલકી સામાનનું રજીસ્ટર ૭ વર્ષનું ભેગું | ૭ વર્ષ પુરાં થયા પછી નવું બનાવ્યા પછી ત્રણ વર્ષ. |
| ૧૩ | પુસ્તકાલયોના નિયમોની ચોપડી | નવીન નિયમો થયા પછી ૩ વર્ષ. |
| ૧૪ | હિસાબી કાગળોનું જૂથ ફાઈલ | ત્રણ વર્ષ. |
| ૧૫ | પરચુરણ કાગળોનું જૂથ | ત્રણ વર્ષ. |
| ૧૬ | લવાજમ આપનાર સભાસદોનું પત્રક | ત્રણ વર્ષ. |
| ૧૭ | નોકરોનું હાજરીપત્રક | ત્રણ વર્ષ. |
| ૧૮ | સૂચનાની ચોપડી | ત્રણ વર્ષ. |
| ૧૯ | પાવતીની ચોપડી | ત્રણ વર્ષ. |
| ૨૦ | ટપાલ ચોપડી | ત્રણ વર્ષ. |
| ૨૧ | વાચકોની ખાતાવહી | બે વર્ષ. |
| ૨૨ | વંચાયલાં પુસ્તકોનું રોજીંદા વર્ગીકરણનું પત્રક. | બે વર્ષ. |
| ૨૩ | વર્તમાનપત્રો અને માસિકોનું રજીસ્ટર. | બે વર્ષ. |
| ૨૪ | પુસ્તક આપ લે કરવાની નોંધવહી ઈશ્યુ બુક. | બે વર્ષ. |
| ૨૫ | વાચકોનું રજીસ્ટર. | બે વર્ષ. |

ટીપ—કસ્બા પુસ્તકાલયો તથા સ્વતંત્ર મકાનવાળાં આમ પુસ્તકાલયો માટે ઉપરનાં તમામ પત્રકો તથા રજીસ્ટરો વગેરે ફરજીઆત છે.

૨. સ્વતંત્ર મકાન સિવાયના ગ્રામ પુસ્તકાલયમાં નં. ૧૧ થી ૧૮ અને ૨૨ અને ૨૩ એ સિવાય તમામ પત્રકો, રજીસ્ટરો વગેરે ફરજીઆત છે.

૩ તમામ પત્રકો, રજીસ્ટરો ઉપર એંકસુમાર તથા સિક્કા કરી મંત્રીની સહી કરાવી લેવી જોઇએ. ( વ. ૬ નં. ૬ તા. ૯-૯-૩૪ )

(૨) પુસ્તકાલયના જનરલ રજીસ્ટરનું મહત્ત્વ વેપારીના રોજમેળ સમાન છે. રોજમેળ એ વ્યક્તિગત માલકીની એક બે હાથે સંભાળપૂર્વક વપરાતી વસ્તુ છે. એટલે તે અનેક વર્ષો સુધી સુરક્ષિત રહી શકે છે; ત્યારે જનરલ રજીસ્ટર એ સાર્વજનિક મિલકત છે, અને તેનો ઉપયોગ ઝાઝે હાથે થાય છે. એટલે સામાન્ય રીતે દશ પંદર વર્ષે જનરલ રજીસ્ટર બદલવાનો પ્રસંગ ઊભો થાય એ

**જૂના રજીસ્ટરનો નાશ કરતાં પહેલાં જરૂરી તજવીજ કરવા બાબત**

સ્વાભાવિક છે. પરંતુ ઘણી વખત એમ માલમ પડયું છે કે ગફલતથી અથવા અન્ય કોઇ કારણે પુસ્તકો ગુમ થયેલાં જણાય ત્યારે જવાબદારીમાંથી મુક્ત થવાને માટે કામ કરતો ગ્રંથપાળ પુસ્તકોને નવા નંબરો આપી નવેસર રજીસ્ટર તૈયાર કરે છે ને જૂના રજીસ્ટરનો નાશ કરે છે, એટલે અનેક કિંમતી પુસ્તકો ગુમ થયાં હોય તો પણ તેની જાણ કોઇને થવાનો સંભવ રહેતો નથી. આ અનિષ્ટ પ્રકાર ન બને તેટલા માટે ઠરાવવામાં આવે છે કેઃ—

૧. હાલનાં ચાલતાં રજીસ્ટરો ઉપર છેલ્લામાં છેલ્લા નંબરનાં પુસ્તકની નોંધ નીચે દર વર્ષે જુલાઈની ૩૧ મી તારીખે નીચે પ્રમાણેનો શેરો પ્રમુખ તથા મંત્રીની સહીથી કરવાનો વહીવટ રાખવો.

રજીસ્ટર પર દાખલ થયેલાં પુસ્તકોની કુલ સંખ્યાઃ—

કમી થયેલાં પુસ્તકોની કુલ સંખ્યાઃ—

જુલાઈ આખરે બાકી રહેતાં પુસ્તકોની સંખ્યાઃ—

૨. જૂના પરથી નવું રજીસ્ટર કરવામાં આવે ત્યારે જૂનાની આબેહૂબ નકલજ કરવી. કમી કર્યાના શેરા થયેલા હોય તે પણ તારીખ સાથે જેમના તેમ લખવા. કમી થયેલા પુસ્તકને બદલે નવીન પુસ્તકો ચઢાવવાં નહિ, પણ ગુમ થયેલું પુસ્તક તેની વસૂલ થયેલી કિંમતમાંથીજ ખરીદવામાં આવ્યું હોય તો તે પુસ્તક કમી ન કરતાં એ જૂનો નંબર જ નવીન ખરીદેલી નકલ પર નાખવો. તૈયાર થયેલા નવીન રજીસ્ટરના છેલ્લા નંબરની નીચે પ્રમુખ અને મંત્રીની સહી સાથેનો નીચે પ્રમાણે શેરો કરવાનો વહિવટ રાખવોઃ—

" અમુક પુસ્તકાલયનું જનરલ રજીસ્ટર અમુક સાલમાં શરૂ થયેલું તે ઘસારાને કારણે નિરૂપયોગી થવાથી તે ઉપરથી જ આ નવીન રજીસ્ટર તૈયાર કરવામાં આવ્યું છે, અને તેની વિગત જૂના સાથે મેળવણી કરી તપાસી જોતાં બરાબર જણાય છે. તા. "

કસ્બા પુસ્તકાલયોને વ્યવસ્થાપક મંડળનો ઠરાવ થયા પછી અને ગ્રામ પુસ્તકાલયોએ રા મહાલ શાળાધિકારી સા. અથવા તો પ્રુ. ખાતાએ માન્ય કરેલા પુસ્તકાલય પ્રચારકને જૂનાં નવાં રજીસ્ટરો બતાવીને તેમનો શેરો નવા રજીસ્ટર પર લીધા પછીજ જૂના જનરલ રજીસ્ટરનો નાશ કરવો.

(વ. હુ. નં. ૧૦, તા. ૮–૧૨–૩૭)

(૪) રાજ્યમાં પુસ્તકાલયો તરફથી મંગાવવામાં આવતાં પત્રકો વખતસર આવતાં નથી, અને તેથી પત્રવ્યવહાર પુષ્કળ વધી પડે છે, તેમ જ પુસ્તકાલયના વહીવટમાં ખામી જણાઇ આવે છે. આનું મુખ્ય કારણ એ છે કે, કામ કરતાર ગ્રંથપાળો અને મંત્રીઓને પત્રકો મોકલવાની ચોક્કસ તારીખોની જાણ હોતી નથી.

**મુદતબંધી ખાતામાં મોકલવાનાં પત્રકો.**

સબબ આ નીચે જણાવેલાં પત્રકો અને નિવેદનો ક્યારે મોકલવાનાં છે તેનું એક બોર્ડ બનાવી પુસ્તકાલયમાં રાખવું.

ઉપર પ્રમાણેના પત્રકરૂપે રાખેલી માહિતી પ્રમાણે હકીકત ખાતા તરફ મોકલાય છે કે નહિ તેની તપાસ જે તે સ્થળ-સીમાના રા મહાલ શાળાધિકારી સા. એ તપાસણીમાં જોવુ અને અપૂર્તતા જણાય તો તે તત્કાલિક પૂરી કરાવી લેવા તજવીજ કરવી.

૧. **ત્રિમાહી પત્રકો** —ઑગસ્ટ, નવેમ્બર, ફેબ્રુઆરી અને મે માસની તારીખ પાચ પહેલા આ હકીકત મોકલવી જોઇએ.

૨ **પાવતીઓ**—રૂ. ૭૫ ઉપરાત ખર્ચનારાં ગ્રામ પુસ્તકાલયોએ દર વર્ષ પોતાના ખર્ચની હિસાબની પાવતીઓ દર વર્ષ ઑગસ્ટ માસની તા ૧૦ મી પહેલા ખાતામા રજૂ કરવા તજવીજ કરવી જોઇએ આ હિસાબ સાથે મોકલાવેલી પાવતીઓ પર નાણાખર્ચ રોજમેળના કયા પાન પર લખ્યો છે તે જણાવવુ

૩. **કસ્બા પુસ્તકાલયનાં બિલો**—દર ૭ માસે એટલે માહે જાન્યુઆરી અને મેની તારીખ ૩૧ સુધીમા ખાતામા દાખલ થવા જોઇએ

૪. **અદાજપત્રકો**—દર વર્ષે ઑગસ્ટની તા ૩૧ સુધીમા અદાજપત્રક તૈયાર કરી ખાતા તરફ તેની બે પ્રતો મજુરી માટે મોકલવી. મોડામા મોડુ ખાસ સજોગો હશે તો ઑક્ટોબર સુધીમાં મોકલવાની પરવાનગી મળશે.

૫. **વાર્ષિક નિવેદન**—નિવેદનની હકીકત ઠરેલા નમુનામા ઑગસ્ટની તા. ૧૦ સુધીમા મોકલી આપવા તજવીજ કરવી

ઉપર પ્રમાણેની હકીકત જે તે પુસ્તકાલયે મોકલી આપવા તજવીજ કરવી.

( વટ હુ ન. ૫, તા. ૪-૫-૩૯ )

(૪)કસ્બા પુસ્તકાલયોએ માસિક હેવાલ નોટિસ બોર્ડ ઉપર મૂકવો.

**માસિક હેવાલ** ( સ નં ૭૧, તા ૨૩-૬-૨૧, )

(૫) દરેક પુસ્તકાલયના દફતરની તપાસણી નિદાન વર્ષમા એક વખત ચોકસાઇથી થવીજ જોઇએ રા. મહાલ શાળાધિકારી સાહેબે પોતાની સ્થળ

**તપાસણી કરવા બાબત** હકુમતના તમામ પુસ્તકાલયોની મુલાકાત પણ વર્ષમાં એક વખત ચોક્કસ લેવી જોઇએ

શાળામાં શિક્ષકોને સોપેલા ગ્રામ પુસ્તકાલયોની તપાસણી કોણે કરવી એ સબધમા સને ૧૯૩૧-૩૨ ની કેળવણી કોન્ફરન્સમા વાટાઘાટ થઇ નીચે જણાવ્યા પ્રમાણે ઠરાવ મંજૂર થયો છે —

**સેન્ટરની શાળાના મુખ્ય શિક્ષકે પોતાના તાબાનાં ગ્રામ પુસ્તકાલયોની તપાસણી કરવા બાબત**

પ્રાત શાળાધિકારીને પોતાના તાબાની તમામ શાળાઓ ત્રણ વર્ષની મુદતમા તપાસવાની હોય છે અને મહાલ શાળાધિકારીને પરીક્ષા તથા તપાસણીનું કામ હોય છે અને તેથી આ વધારાનુ કામ કરવા તેમની પાસે પૂરતો વખત નથી. તેથી ઠરાવવામા આવ્યુ છે કે ગ્રામ પુસ્તકાલયોના દફતરો સેન્ટરની શાળાના હેડમાસ્તરો દાન જેમ તપાસે છે તેમ તપાસવાનુ ચાલુ રાખવુ. જે સેન્ટરમા ત્રણ કરતા વધારે આવા પુસ્તકાલયો હોય ત્યાં બીજા શિક્ષકોની મદદ લેવી સબબ ઉપર પ્રમાણે લાગતા વળગતાએ અમલ કરવા તજવીજ કરવી ( જા ન. ૫ તા ૧૩-૯-૩૩ )

ઉપર પ્રમાણે જાહેરાત પ્રસિદ્ધ થઇ છે એ અન્વયે ઠરાવવામાં આવે છે કે જે તે ગ્રામ પુસ્તકાલયના મત્રીએ પોતપોતાનુ દફતર સેન્ટરની શાળાના હેડમાસ્તર વા બીજા શિક્ષક તપાસવા આવે તેમને બનતી બધી અનુકૂળતા આપવી અને ખામીઓ બતાવે તે તુરતજ સુધારી લેવી ( વ ફ ન. ૧૨ તા ૩-૪-૩૪ )

ગ્રામ પુસ્તકાલયોની દફતર તપાસણી સંબંધી મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબ તરફથી જાહેરાત નં. ૫ સન ૧૯૩૩-૩૪ માં થયેલી છે. અને તે બાબત અત્રેના સરક્યૂલરોના એકીકરણ ભાગ ૩ જામાં વટહુકમ નં. ૧૨ દ્વારા તમામ પુસ્તકાલયના કામ કરનાર અને દેખરેખ રાખનાર અધિકારીઓની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે છતાં અમારી તપાસમાં જણાયું છે કે, કેટલાક સેન્ટરના મુખ્ય શિક્ષકો તાબામાં આવેલાં પુસ્તકાલયોની બરોબર તપાસણી કરતા નથી, તેમજ સેન્ટરની શાળામાં રહેલાં પુસ્તકાલયોની વ્યવસ્થા પણ ઠીક જણાઈ નથી. સબબ ઠરાવવામાં આવે છે કેઃ—

૧. સેન્ટરના મુખ્ય શિક્ષકે પોતાના તાબામાં આવેલાં ગ્રામ પુસ્તકાલયોની તપાસણી દર સાલ કરવી. આમાં તાબાના મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયોનો પણ સમાવેશ થાય છે.
૨. આ તપાસણી બરાબર થાય છે કે નહિ તે રા. મહાલ શાળાધિકારી સાહેબોએ પોતાની તપાસણીમાં જણાવવું જોઇએ.
૩. કસ્બા સિવાયના સેન્ટરોની શાળાવાળાં ગામોએ આવેલાં તમામ પુસ્તકાલયોની દફતર તપાસણી રા. મહાલ શાળાધિકારી સાહેબોએ કરી ઓડિટ બુકમાં ઓડિટો નોંધી તેના ખુલાસા કરાવી લેવા.
૪. દર વર્ષે અંદાજપત્ર મોકલતી વખતે કઇ સાલની દફતર તપાસણી કોણે કરી છે તે તમામ કસ્બા અને ગ્રામ પુસ્તકાલયોએ જણાવવાની તજવીજ કરવી.

આ ઉપરાંત મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબે પણ સૂચના દ્વારા સેન્ટરના મુખ્ય શિક્ષક તેમ જ મહાલ શાળાધિકારી સાહેબે તપાસણી કરવા ઠરાવ્યું છે અને તપાસણી નમૂનો પણ ઠરાવ્યો છે. આ બાબતની માહિતી આ પુસ્તકના છેવટના ખંડના પરિશિષ્ટ વિભાગમાં છે.

( સૂચના નં. ૪૪૮, સન ૩૮-૩૯ તા. ૪-૧-૩૮ )

**શાળા ખાતાના ઠરેલા સેન્ટરો વાર ટપાલ મોકલવા બાબત**

રાજ્યનાં પુસ્તકાલયોની ટપાલ અત્રેથી પુસ્તકાલયવાર મોકલવામાં આવે છે. આવી રીતે ટપાલ મોકલવાથી જે તે પુસ્તકાલયને વખતસર ટપાલ મળતી નથી અને ઉઘરાણી વગેરે કરવામાં કામનું ભારણ વધે છે, જેથી ટપાલનો ખર્ચ કમી થાય અને જે તે પુસ્તકાલયને ટપાલ સેન્ટરની મારફત વખતસર મળી જાય એટલા માટે શાળા ખાતામાં ઠરેલા સેન્ટર પ્રમાણે અત્રેથી ટપાલ મોકલવાનો વહિવટ રાખવા આ વટહુકમ કરવામાં આવે છે.

શાળા ખાતાની નિશાળોની ટપાલ મોકલવા માટે શાળા ખાતેથી શાળાઓનાં સેન્ટરો ઠરેલાં છે. તે સેન્ટરોની નોંધ આ શાખાના જે તે કામ કરનાર કારકુને રાખી જે તે પુસ્તકાલયની ટપાલ જે તે સ્થળની શાળાના સેન્ટરના મુખ્ય શિક્ષક તરફ મોકલવી. કસ્બા પુસ્તકાલયને લગતાં તમામ પુસ્તકાલયોની ટપાલ જે તે કસ્બા પુસ્તકાલયના મંત્રી તરફ મોકલવી અને જે તે પુસ્તકાલય તરફથી અત્રે મોકલવાની ટપાલ જે તે જૂથ મારફત મોકલવાની તજવીજ કરવાની છે.

સબબ જે તે સેન્ટરની શાળાના મુખ્ય શિક્ષકે અને કસ્બા પુસ્તકાલયના મંત્રીએ પોતપોતાના સંબંધકર્તા પુસ્તકાલયોની ટપાલ પુસ્તકાલય ખાતા તરફથી મળે એટલે જે તે સ્થળે પહોંચતી કરવાની તજવીજ કરવી, અને તે જ પ્રમાણે અત્રે મોકલવાની ટપાલ જેમના તેમના તરફથી આવે તે પણ જે તે જૂથ મંડળે અત્રે મોકલવાની તજવીજ કરવાની છે.

( વ. ૧૦ તા. ૪-૧-૪૧ )

# (૧) પુસ્તકાલયો વિષે કૈ. સર સયાજીરાવના મનનીય વિચારો

" સામાન્ય જ્ઞાન અને ચાલુ બનાવોની માહિતી પ્રજામાં ફેલાય એ ઉદ્દેશથી પ્રજામાં પુસ્તક પ્રચાર કરવો અને મહાલના એકાદ કસ્બામાં અજમાયશ દાખલ એકાદ પુસ્તકાલય સ્થાપવું. પેટલાદ જેવા આગળ વધેલા કસ્બામાં તે પ્રયોગની શરૂઆત નહિ કરતાં પરિણામ જોવા ખાતર વીસેક ગામની વચ્ચે આવેલા એક સાધારણ કસ્બામાં કરવી. શરૂઆતમાં ત્યાં એક મફત પુસ્તકાલય ખોલવું અને જ્યારે ઘણા વાચકો લાભ લેવા માંડે ત્યારે જૂજ ફી દાખલ કરવી. વળી પુસ્તકો પણ પ્રજાની સામાન્ય બુદ્ધિ ખીલવે અને તેમને સંસ્કારી બનાવે એવાં લોકપ્રિય અને બોધદાયક રાખવાં જો આ પ્રમાણે સફળ થાય તો બીજા કસ્બાઓમાં પણ તેવી જ યોજના દાખલ કરવી. "

× × ×

" પુસ્તકાલયોનું કામકાજ બે વિભાગોમાં વહેંચી નાખવું જોઇએ. એક અંગ્રેજી વિભાગ અને બીજો માતૃભાષા વિભાગ. બે વિભાગોની ઉપયોગીતા સમજાવવી પડે તેમ નથી. અંગ્રેજી વિભાગ હાલની ઉચ્ચ કેળવણી માટે છે. તેનો લાભ સાધારણ જનસમાજ ન લઇ શકે એટલે પુસ્તકાલયનો લાભ થોડા અંગ્રેજી ભણેલા જ લે એવી હદ ન હોવી જોઇએ. પરંતુ એ લાભ વધારેમાં વધારે માણસો કેવી રીતે લઇ શકે એ હેતુ સતત લક્ષમાં રાખવો જોઇએ. માતૃભાષાવાળા વિભાગ તરફ વધારે લક્ષ આપવું જોઇએ. એજ **હેતુથી મેં આખા રાજ્ય માટે ગ્રામ પુસ્તકાલયોની યોજના ઘડાવી છે. એ યોજના પાર પાડવા માટે પ્રજાએ પોતાની શક્તિ અનુસાર પોતાનો હિસ્સો આપવાની જરૂર છે** મહેનત કર્યા વગર કંઇ કામ બનતું નથી. સ્વાર્થ ત્યાગ કર્યા વગર કંઈ જ્ઞાન પ્રાપ્ત થતું નથી. હિન્દ એ એક ગરીબ દેશ છે. હજી એને પોતાની જરૂરીઆતો પૂરી મળી શકી નથી. પરંતુ હાલની પરિસ્થિતિને ગમે તેમ પહોંચી વળવું જોઇએ. બીજા દેશોએ ભૂતકાળમાં એવી જ રીતે પરિસ્થિતિ સામે ધૈર્ય ધરેલું અને હજી ભવિષ્યમાં ઘણાને ધૈર્ય ધરવું પડશે. લોકોએ પોતાના સંજોગોમાંથી ઉંચા આવવું જોઇએ; એમને જાણવું જોઇએ કે જ્ઞાન પ્રાપ્ત કરવાની ખુબ અગત્ય છે. અને એ મોટામાં મોટી જરૂરીઆત છે. લોકોને પુસ્તકના વસ્તુ માટે પ્રેમ થવો જોઇએ, નહિં કે પુસ્તકની બંધામણી અને ચિત્રો. ચોપડીઓ જીવનનો એક ભાગ છે એવું લોકો સમજતા થઇ જવા જોઇએ, ત્યારે જ પુસ્તકાલય એ ફક્ત શોભા માટે રાખેલી સંસ્થા નહિ પણ જીવનની આધારરૂપ સંસ્થા છે એવો ખ્યાલ બધાશે. "

× × ×

" પુસ્તકાલયોમાં મહાપુરુષના વિચારો અને સારાં કૃત્યોનો ઇતિહાસ સંગ્રહાયેલો હોય છે. એ ઇતિહાસ ભવિષ્યની પ્રજાને પોતાના જ્ઞાનનો વિકાસ સાધવાને ઉપયોગી થઈ પડે છે. "

× × ×

" શાળા યુવકને જીંદગીની શરૂઆત કરવામાં મદદરૂપ થાય છે .અને કોલેજ તેને એથી જરા આગળ લઇ જાય છે. પરંતુ બન્નેમાથી એકકે આખી જીંદગી સુધી મદદ કરી શકતાં નથી પોતાની શક્તિ પ્રમાણે જે ધ્યેય તે યુવકે પોતાની સામે રાખ્યું હોય તેને પહોંચી વળવા એણે ઠેઠ સુધી મહેનત કરવાની છે. એ શારીરિક કે માનસિક ગમે તે કાર્ય સિદ્ધ કરવા મથતો હોય પણ તેને જનતાના વિશ્વવિદ્યાલયરૂપી પુસ્તકાલયનો વિદ્યાર્થી બન્યા સિવાય છૂટકો જ નથી. યુવકોની ભવિષ્યની જીદગી સફળ બનાવવા પુસ્તકાલયમાં પુસ્તકોની પસંદગી કરવામાં કાળજી રાખવાની જરૂર છે. વળી પુસ્તકાલય નાનું હોય કે મોટું પરંતુ તેની વર્ગવાર ગોઠવણી કરવામાં આવી હોય તો નિરર્થક શ્રમ અને વખતનો દુરૂપયોગ થયા વગર પોતાને જોઇતા વિષય તરફ આપણે નજર નાખી શકીએ.

× × ×

" આપણા આજના જુવાનો માટે, જીવનમાં ફતેહમંદ નીવડેલા પુરૂષોનાં જીવન વૃત્તાન્તોનાં પુસ્તકો અત્યંત પ્રોત્સાહક નિવડશે. એકલા મહાન નરોનાં જીવન ચરિત્રો નહિ, પણ જે પુરુષો અને જે સ્ત્રીઓએ પોતાની જીંદગીનો સદુપયોગ કરી પોતપોતાના કુટુંબનું, પોતાના આડોશી-પાડોશીનુ, પોતાની ન્યાતજાતનુ કે પોતાના દેશનું કલ્યાણ સાધ્યું હોય તેમનાં ચરિત્રો પણ તેમને માટે તેટલા જ ઉપકારક થઇ પડશે. રાજકર્તા કે ગજદારી પુરુષોનાં જ જીવનચરિત્રો નહિ પરંતુ સાધારણ જીવન ગાળનારા મનુષ્યોનાં—તેના વાચનાર યુવકો જે વર્ગના હોય તે વર્ગના મનુષ્યોનાં જીવનચરિત્રો પણ વાંચવા મળવાં જોઇએ.

" એ વસ્તુ સ્મરણમાં રાખજો અને તમારા મન ઉપર ઠસાવી રાખજો કે આ દુનીઆના મહાન પુરુષો ઘણી રંક સ્થિતિમાંથી નીકળી આવેલા છે. એટલા માટે આપણે રંક જીવનનો અભ્યાસ કરવાની અને તેવા રંકને શિક્ષણની જોગવાઈ કરી આપવાની અભિલાષા રાખવી. હુ તો ઇચ્છું છું કે ગરીબ પુરુષ, સ્ત્રી, કે બજારમાં બેસતો માણસ કે એકંદરે આખો આમવર્ગ આ સાહિત્યની સમૃદ્ધિ-જે હમણાં ફકત સુશિક્ષિત લોકોને જ પરિમિત છે તેનો ઉપભોગ કરી શકે. "

[ ઉપરના કૈ. શ્રીમંત મહારાજા સાહેબની વિચારસરણી ઉપરથી સહજ સમજાશે કે પ્રજાનો શિષ્ટ વાચન પ્રેમ દીવસે દીવસે વધતો જ જાય એ પ્રધાન હેતુ છે. પરંતુ પ્રજાના આમ વર્ગને હજી પુસ્તકાલય પ્રવૃત્તિ જોઇએ તેવી રીતે પહોંચી નથી. યૂરોપના દેશોમાં જેમ પુસ્તકાલયોની સ્થાપના મજુર સંઘો અને કારખાનામાં કામ કરનારાઓની સીધી જરૂરીઆતોને લીધે થઇ છે તેમ આપણે અહિં નથી આપણા આ રાજ્યમાં આ પ્રવૃત્તિની બક્ષીસ થયેલી છે. એટલે જેટલો હિસ્સો યૂરોપ અને અમેરિકાની પ્રજાએ પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસમાં ભજવ્યો છે તેટલો હિસ્સો હજી વડોદરા રાજ્યની રૈયતે ભજવ્યો નથી. પુસ્તકાલયમા વસાવવામા આવતા પુસ્તકો મોટે ભાગે વિદ્દદ્ભોગ્ય હોય છે. છેલ્લા દશકામાં બાલોપયોગી પુસ્તકોનો તેમને વધુ ઉમેરો દેખાય છે. પણ હજી સામાન્ય મજૂર અને ખેડુત પ્રજાને વાચવાને અનુકૂળતા થાય તેવા સાહિત્યનો ઉમેરો થવાની ઘણી જરૂર છે. ]

# (૨) સાર્વજનિક પુસ્તકાલયો અને સમાજસેવા

( સ્વ. મોતીભાઈ નરસિંહભાઇ અમીન )

અમેરિકામાં માધ્યમિક કેળવણી એટલે હાઇસ્કુલ સુધીની કેળવણી મફત અપાય છે. પુસ્તકાલયો સવારના ૭ થી રાત્રિના ૧૦ વાગ્યા સુધી ખુલ્લાં રહે છે; અને તેનું બધું જ ખર્ચ ત્યાંની સુધરાઇઓ પૂરૂં પાડે છે. ગ્રંથપાલનું કામ શીખવા માટે સ્નાતક થયા પછી પણ બે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ હોય છે; અને તેનો દરજ્જો જે તે સ્થળની હાઇસ્કૂલ કે કૉલેજના પ્રિન્સિપાલના કરતાં પગારમાં અને પ્રતિષ્ઠામાં જરાપણ ઉતરતો ગણાતો નથી હોતો. વેપારીઓ પોતાનો માલ ખપાવવાને જેવા અને જેટલા પ્રમાણિક પ્રયત્નો કરે છે તેટલા બધા જ અને કોઇ કોઇ વખત તો તે કરતાં પણ વિશેષ પ્રયત્નો ગ્રંથપાલ પુસ્તકાલયનાં પુસ્તકો વંચાવવા માટે કરે છે. પુસ્તકો સર્વ કોઇને મફત જ વાંચવા મળે છે. શું વાંચવું અને કેવી રીતે વાંચવું, તેમ જ પુસ્તકાલયમાં અમુક વિષયનાં કેટલાં અને કેવાં પુસ્તકો છે, અને અમુક માહિતી કયા પુસ્તકમાંથી મળી શકશે; આ પ્રકારની સલાહ ગ્રંથપાલો હોંસે હોંસે આપે છે. પરિણામે અમેરિકાનાં પુસ્તકાલયો મનુષ્યના જીવન માટે પ્રકાશ, પાણી ને હવાની માફક જ જીવતી જાગતી અને ખરેખરી ઉપયોગી સંસ્થાઓ તરીકે ગણાય છે; એટલે કે આ સંસ્થાઓ બાળકો અને સ્ત્રીઓને, ગરીબો અને તવંગરોને, વૃદ્ધો અને યુવકોને, પંડિતો અને થોડું ભણેલાઓને, વિદ્યાર્થીઓ અને ધંધાર્થીઓને, વેપારીઓ અને કારીગરોને, સર્વ કોઇને એક સરખી રીતે ઉપયોગી થઇ પડી છે. આ રીતે પુસ્તકાલય, એ અમેરિકામાં તો મોજશોખની અને થોડાક માણસોના ઉપયોગ માટેની પ્રવૃત્તિ નહિ પણ જીવન ટકાવી રાખવા વા તેને સર્વાંગે સુખી બનાવવા અનિવાર્ય, જરૂરની, અને ગામ, શહેર, કે દેશનાં સમગ્ર સ્ત્રીપુરુષોના ઉપયોગની સંસ્થા લેખાય છે. માટે જ તે આખા દેશમાં જ્યાં જ્યાં ગામ હોય ત્યાં ત્યાં શાળા તો હોય જ; એટલું જ નહિ પરંતુ સાથે સાથે પુસ્તકાલય પણ હોય અને હોય જ.

આ દેશમાં આ સ્થિતિ પ્રાપ્ત થતાં કેટલાય યુગો વીતશે એ કોઇથી કળી શકાય તેમ નથી. છતાં વડોદરા રાજ્યના વિદ્યાવિલાસી અને પ્રતાપી મહારાજા સાહેબની કૃપાને લીધે આખા હિંદમાં વડોદરા રાજ્યમાં જેમ મફત અને ફરજિયાત પ્રાથમિક કેળવણી પ્રથમ દાખલ થઇ છે તેમ જ મફત સાર્વજનિક પુસ્તકાલયની પ્રવૃત્તિ પણ ફરજિયાત કેળવણીના સ્વાભાવિક પરિણામ અને આવશ્યક અંગ તરીકે પ્રથમ જ દાખલ થઇ છે. એટલે અમેરિકાના ધોરણે, નાના પાયા ઉપર આખા રાજ્યમાં ગામે ગામ પુસ્તકો, વર્તમાનપત્રો, માસિકો વગેરે જ્ઞાનપ્રચારનાં સાધનો પૂરતા પ્રમાણમાં વાંચવા માટે મફત મળી શકે છે. જોઈએ છીએ ફક્ત **આ સંસ્થાઓના ઉપયોગ કરનાર સેવાભાવવાળા યુવકો અને શિક્ષકો.**

ફરજિયાત કેળવણીની હિમાયત સર્વ કોઇ સમજુ સ્ત્રીપુરુષો કરે છે. જ. પણ તેનો ઉદ્દેશ લક્ષમાં રાખી તે નવીન પ્રયોગને સફળ બનાવવા સરકારી નોકરીને અંગે ફરજ તરીકે કરવું પડયું છે, તે ઉપરાંત સરકારી નોકરોએ વા પ્રજાના આગેવાનોએ જનસેવાના ઉંચા ખ્યાલથી કોઇપણ ગામમાં, તાલુકામાં કે પ્રાંતમાં ખાસ પ્રયત્નો વા યોજનાઓ કરી

પુસ્તકાલયોના વ્યવસ્થાપકો કામકાજથી માહિતગાર બન્યા છે, અને ખાતાનાં ધારાધોરણો પણ હવે ચોક્કસ રીતે મુકરર થયાં છે; એટલે વિસ્તારનું કામ ઘણે અંશે વ્યવસ્થિત અને નિયમિત થયું છે, એમ કહી શકાય. પરંતુ નવીનતાનો મોહ ઓછો થયા પછી, અને કામકાજમાં દેખીતી રીતે વ્યવસ્થિતપણુ આવ્યા પછી, ઉપયોગિતાની દષ્ટિએ આબાલવૃદ્ધ સર્વને સંતોષ આપી આ પ્રવૃત્તિને ખરેખરા રીતે જ્ઞાનપ્રચારની મુખ્ય સંસ્થા બનાવવી એ કર્તવ્ય સંતોષકારક રીતે અદા કેવી રીતે થાય તે હવે પુસ્તકાલય પ્રવૃત્તિના હિતચિંતકોએ વિચારવાનું છે.

હાલમાં પુસ્તકાલયોનાં સુકાન ઘણે ભાગે જેઓ લાગવગથી, શરમથી, માનપ્રતિષ્ઠાથી, દબાણથી, વા સમજુતીથી લોકમદદની રકમ ઉભી કરે અને જેઓ આ પ્રકારની સાર્વજનિક પ્રવૃત્તિમાં થોડો ઘણો પણ ઉત્સાહ ધરાવે તેમના જ હાથમાં હોય છે. પુસ્તકાલયોના માનદ મંત્રીઓ કંઇક કંઇક ઉત્સાહ ધરાવે છે, અને પૈસા ઉભા કરવાની અને પુસ્તકાલયની દેખરેખ રાખવાની જવાબદારી અદા કરે છે. એટલે પુસ્તકાલયો હાલની સ્થિતિમાં ટકી રહ્યા છે, તેમ જ થોડીઘણી પ્રગતિ કરી રહ્યાં છે. પણ જો ગામના ઉત્સાહી શિક્ષિત યુવકો સેવાભાવથી પુસ્તકાલયના મંત્રીઓ સાથે સાચો સહકાર કરી પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેવા માંડે, અવકાશનો વખત તેના કામકાજમાં મદદ આપવામાં ગાળવાનું શરૂ કરે, અને કાર્યવાહકો સત્તા ઓછી થવાનો ભય રાખ્યા સિવાય આ સેવા ખુલ્લા દિલે સ્વીકારે તો જ ગ્રંથપાનો પુસ્તકોની વ્યવસ્થા સુંદર રીતે કરી શકે, વાચકોને જોઇતાં પુસ્તકો સહેલાઈથી અને સત્વર પૂરાં પાડી શકે, વિદ્વાનો પોતાના જ્ઞાનનો લાભ વાચકમંડળોદ્વારા જિજ્ઞાસુઓને આપી શકે, બાળકો, સ્ત્રીઓ, અને પુરુષો, સર્વ કોઇ પુસ્તકાલયનાં સાધનોને પૂરેપૂરો છૂટથી ઉપયોગ કરી શકે: અને આ રીતે પુસ્તકાલયો સ્થાપવાનો ઉદ્દેશ પાર પડી શકે.

કદાચ પ્રશ્ન પૂછવામાં આવશે કે પુસ્તકાલયના કાર્યવાહકો ઉત્સાહી યુવકોની મદદ સ્વીકારવા તૈયાર છે; પણ સેવાભાવથી મદદ આપનાર યુવકો ક્યાં છે ? આ પ્રશ્નનો ઉત્તર એટલો જ આપી શકાય કે પુસ્તકાલયના અંગની વિધવિધ પ્રવૃત્તિઓના પ્રશ્નો વિચારનાર અમેરિકામાં જે સુંદર અને વ્યવહારૂ યોજનાઓ ફતેહમંદ રીતે અમલમાં મૂકાઇ ચૂકી છે તે સંબંધી પુસ્તકો અને માસિકો વાંચી માહિતી મેળવનાર અને તેવી માહિતી મેળવ્યા પછી તે પ્રમાણે પુસ્તકોનાં વર્ગીકરણ વગેરેની તેમજ વાચકમંડળીની યોજના કરનાર કરાવનાર ઉત્સાહી યુવકો પુસ્તકાલયોની સંખ્યાના વા જરૂરિયાતના પ્રમાણમાં હાલ એકદમ કદાચ ન પણ મળી આવે; કારણ કે પુસ્તકાલય પ્રવૃત્તિ હજી આ દેશમાં કેવળ નવીન છે. તેના કાર્યનો સાચો ખ્યાલ ભલભલા વિદ્વાનોને અને મોટા મોટા અમલદારોને પણ નથી આવ્યો. એક **સ્થળે બેસી, મૂંગે મોંઢે, બદલવાની આશા વિના, પુસ્તકોનું વર્ગીકરણ વગેરે કરવાનું કામ ઘણાને ન રૂચે એ કેવળ સ્વાભાવિક છે** વળી પુસ્તકાલય સિવાયનાં બીજાં ક્ષેત્રોમાં પણ પૂરતા પ્રમાણમાં ઉત્સાહી માણસો નથી મળી શકતાં. કદાચ થોડા ઉત્સાહી અને લાગણીવાળા મનુષ્યો મળી આવે તો તેમને આર્થિક ચિંતાઓમાં રોકાવું પડે છે. માટે પુસ્તકાલયો જેવી સાર્વજનિક પ્રવૃત્તિઓ શરૂ કરીને જ દેશના યુવકોને સામાજિક જુસ્સા ( publio spirit ) ની તાલીમ આપવાની છે. આ વસ્તુસ્થિતિ લક્ષમાં રાખી પુસ્તકાલયોને શિક્ષિત યુવકો તરફની જે કંઇ મદદ મળે તે સ્વીકારીને આ આખી પ્રવૃત્તિ આગળ ધપાવવાની છે.

૪. સ્ટિરિયોસ્કોપ, મૈજિકલૅન્ટર્ન, ઘરમાં રમવાની રમતો, આલ્બમો વગેરે પુસ્તકાલયનાં સાધનોનો સ્ત્રીઓ, બાળકો, ખેડુતો, વેપારીઓ વગેરેમાં છૂટથી ઉપયોગ કરવો કરાવવો.

૫. પુસ્તકાલયમાં આવી વાંચવા માટે પુસ્તક ન લઇ જાય એવા પુરૂષવર્ગને પણ શરૂઆતમાં તેમને પસંદ પડતાં પુસ્તકો ઘેર બેઠાં પહોંચાડવાં.

૬. ચાર, ૭ કે આઠ વિદ્યાર્થીઓએ કામની વહેંચણી કરી વર્ષમાં એક વખત મે માસમાં કે જુલાઇ માસમાં પુસ્તકાલયનાં બધાં પુસ્તકોની રજીસ્ટર સાથે ચોકસાઇથી મેળવણી કરવી.

૭. વિદ્યાદાનના દિવસની યોજના કરી વા લગ્નમરણના પ્રસંગોએ સ્નેહીઓ પાસેથી માગણી કરી, પુસ્તકાલયને નાણાંની મદદ મળે તેવી તજવીજ કરવી.

૮. શિયાળા કે ઉનાળાની રજાઓમાં, કાયમને માટે એક દિવસ મુકરર કરી દર વર્ષે તેને પુસ્તકાલય દિવસ તરીકે ઉજવવો; અને તે દિવસે પુસ્તકાલયનાં તેમ જ શાળાનાં જ્ઞાન અને શિક્ષણ આપે તેવાં સાહિત્યોનું એટલે ખાસ પસંદ કરેલાં પુસ્તકો, માસિકો, નકશાઓ, ચિત્રો વગેરેનું પ્રદર્શન; વિજ્ઞાનના પ્રયોગ; નિવેદન વાચન, ઉત્તમ ગદ્યપદ્ય લેખોનું વાચન; અન્ય સ્થળોની પુસ્તકાલય પ્રવૃત્તિની માહિતી, નવીન વર્ષમાં સ્થાનિક પુસ્તકાલય માટે શરૂ કરવા જેવી પ્રવૃત્તિઓનું દિગ્દર્શન વગેરે વગેરેનો કાર્યક્રમ રાખવો.

## ख વાચનના શોખવાળો શિક્ષિત વર્ગ મદદ આપી શકે તેવી યોજનાઓ.

૧. પુસ્તકો જાતે વાંચી નકામાં જણાય તેવાં પુસ્તકો રજીસ્ટરમાંથી કમી કરાવવાં.

૨. નાણાંની સવડ પ્રમાણે લોકરૂચિ તેમ જ શિષ્ટ સાહિત્યનું વાંચન વધારવાનો ઉદ્દેશ; એ બંને બાબતો લક્ષમાં રાખી નવીન વર્ષમાં ખરીદવા માટે ભાષાવાર અને વિષયવાર પુસ્તકોની પસંદગી કરવી.

૩. સ્ત્રીવિભાગ પુસ્તક સંગ્રહ, બાલવિભાગ પુસ્તકસંગ્રહ, અને અધ્યયન વિભાગ પુસ્તકસંગ્રહનાં પુસ્તકો કાળજીપૂર્વક વાંચીને પુસ્તકાલયના સામાન્ય સંગ્રહમાંથી જૂદાં પાડવાં.

૪. જેમને વાંચવાનો શોખ ઉત્પન્ન થયો નથી, અને જેમનો અભ્યાસ ફક્ત પાંચ છ ધોરણ જેટલો જ છે તેવાં શરૂઆતના વાચકો માટે રસ ઉત્પન્ન કરે છે, આનંદ આપે, અને સાથે સાથે જ્ઞાન મળે, કે બુદ્ધિચાતુર્ય ખીલે તેવી સહેલી ભાષામાં લખાયેલાં પુસ્તકોની કરવી અને બની શકે તો છપાવી વહેંચવી.

૫. વર્તમાનપત્રો અને માસિકોમાં સામાન્ય માણસો પણ વાંચે તો ઘણો લાભ થાય તેવા અનેક લેખો આવે છે. આવા લેખો જેમ જેમ વાંચવામાં આવે તેમ તેમ તે લેખો તરફ વાચકોનું ધ્યાન ખેંચવા પુસ્તકાલયના જાહેર ખબરના પાટીઆ ઉપર એવા લેખોની સૂચી પ્રસિદ્ધ કરવી.

૬. સામાન્ય રીતે વર્તમાનપત્રો વર્ષ આખરે પડીકાં વાળવા માટે વેચી દેવામાં આવે છે; એટલે અમુક લેખ વા અમુક ચિત્ર ભવિષ્યમાં ઉપયોગી થઇ પડે તેવું જણાય તો તેની કાપલીઓ કાપી લઇ પુસ્તકાલયમાં સંગ્રહી રાખવા તજવીજ કરવી.

પત્રો પુસ્તકાલયમાં આવે છે તેની સવિસ્તર યાદી પુસ્તકાલયના જાહેરાતના પાટીઆં ઉપર કાયમને માટે ચોઢી રાખવી.

૪. અમુક પુસ્તક પુસ્તકાલયમાં છે કે કેમ, અને અમુક વિષયનાં કે અમુક ગ્રંથકર્તાનાં કયાં કયાં અને કેટલાં પુસ્તકો છે. એ પ્રશ્નોનો ઉત્તર ગ્રંથપાલ તુરત જ આપી શકે તે પ્રકારનું પુસ્તકોનું વર્ગીકરણ ન થયું હોય તો તુરત જ કરાવવું. વિશેષ નોકર રાખીને વા અંદાજ ઉપરાંત એકલી લોકમદદની રકમમાંથી ખર્ચ પાડીને પણ કરાવવું. ગ્રંથપાલ વર્ગીકરણનું કામ ન શીખ્યો હોય તો તેને વડોદરે શીખવા મોકલવો. શીખીને પણ કામ કરી શકે તેમ ન હોય તો તેને બદલે અન્ય ગ્રંથપાલ નીમવો.

૫. ઠરેલ ધોરણે પુસ્તકાલયનાં પત્રકો, વર્ગીકૃત પુસ્તકોની યાદીઓ, વાંચકોની ખાતાવહી, રોજીંદી નોંધ વગેરે પુસ્તકાલયમાં રખાય છે કે નહિ તેની વખતો વખત તપાસ કરવી.

૬. નવીન ખરીદેલાં પુસ્તકો આવે કે તરત જ રજીસ્ટરે દાખલ કરી તેમનું નિયમસર વર્ગીકરણ કરી લોકોના ઉપયોગમાં જલદી આવી શકે તેવી તજવીજ કરાવવી. નવીન આવેલાં પુસ્તકોની ખબર સર્વ વાચકોને મળી શકે તે માટે યાદી પાટીઆ ઉપર ચોઢાવવી.

૭. મુદતસર પુસ્તકો પાછાં આવે છે કે કેમ, ન આવે તેમનો નિયમ પ્રમાણે દંડ લેવાય છે કે કેમ, મુદત ઉપરાંતનાં પુસ્તકો પાછાં મંગાવી લેવાય છે કેમ, ફાટેલાં પુસ્તકો ધર્લાયદાં કાઢી લઈ બંધાવવા અપાય છે કે કેમ; ટૂંકમાં પુસ્તકોની પૂરતી સંભાળ અને સાવચેતી રખાય છે કે કેમ તે તપાસતા રહેવું.

૮. પુસ્તકાલયના મોટા સંગ્રહમાંથી શું વાંચવું તેની જ ગમ સામાન્ય વાચકોને નથી હોતી; તેવા વાચકોને માટે પચીસ પચીસ પુસ્તકોની યાદી છપાવી છૂટથી વહેંચવી; એટલે સારાં પુસ્તકોનું વાંચન વધશે, અને વાચકોને તેમજ ગ્રંથપાલને સરળતા થશે. ધર્મ, જીવનચરિત્ર વિગેરે વિષયોની ખાસ યાદીઓ છપાવી વહેંચવાથી વાચકોને તે ઘણી ઉપયોગી થઇ પડશે.

૯. વાર્ષિક નિવેદન નિયમિત રીતે અને નવીન વર્ષની શરૂઆતમાં જ છપાવી પ્રસિદ્ધ કરવું અને દરેક પુસ્તકાલયને તેમજ ખાતાને મોકલી આપવું.

૧૦. બાળકો અને સ્ત્રીઓ માટે સ્વતંત્ર પ્રવૃત્તિ શરૂ ન થાય ત્યાંસુધી અઠવાડીયામાં એક દિવસ સ્ત્રીઓ માટે અને એક દિવસ બાળકોને માટે ખાસ મુકરર કરવો અને ગ્રંથપાલે જરૂર પૂરતાં સાધનો પૂરાં પાડવાં.

## તાલુકાના માનદ પુસ્તકાલયપ્રચારક વા તાલુકા પુસ્તકાલય મંડળના સ્વયંસેવકો માટે યોજનાઓ

૧. તાલુકામાં જે ગામે શાળા હોય તે દરેક ગામે પુસ્તકાલય વા વાચનાલય કાઢવા પ્રયત્ન કરવો.

૨. ગ્રામ પુસ્તકાલયના કાયમ ફંડની રકમ ખાનગી સદ્‌ગૃહસ્થોને ત્યાં ન રહેવા દેતાં

# (૩) લોકશિક્ષણના કેટલાક મુદ્દાઓ

ઉત્તર અમેરિકામાં આવેલાં સ્વતંત્ર સંયુક્ત સંસ્થાનો એ લોકશાસનવાદનો સૌથી સારામાં સારો નમૂનો છે. એ દેશમાં જુદાં જુદાં સ્વતંત્ર સંસ્થાનો છે અને તે બધાં સ્વતંત્ર સંસ્થાનો પોતાનું સમવાયતંત્ર રચી પોતાનો કારભાર ચલાવે છે. આ દેશમાં પુસ્તકાલયપ્રવૃત્તિ ઘણી આગળ વધેલી છે; અને પુસ્તકાલયો માટે સ્થપાયેલાં મંડળો પુસ્તકાલયો અને દેશની પ્રગતિ માટે ઘણો અગત્યનો ભાગ ભજવે છે. આ દેશમાં મોટા ભાગે ઇંગ્લેન્ડ, જર્મની, ફ્રાન્સ વગેરે યુરોપના જુદા જુદા દેશના મૂળ રહેવાસીઓ પોતાનો દેશ છોડી આવી વસેલા છે. અને દર વર્ષે એવા જુદા જુદા દેશની રૈયત અમેરિકાના આ ભાગમાં રહેવા આવે છે. એટલે અમેરિકાના આ ભાગની રૈયતમાં "પ્રથમ અમેરિકા"ની ભાવના ખીલવવા માટે ૧૯૨૦ ના માર્ચના "લાયબ્રેરી જર્નલ"ના અંકમાં ફ્રેન્ક ફ્રેને "અમેરિકનત્વની ભાવના ખીલવવાના દશ મુદ્દાઓ" એ મથાળા નીચે એક લેખ પ્રસિદ્ધ કર્યો છે. એ દશ મુદ્દાઓ વાચકોને વિચારવા યોગ્ય છે. તે દ્વારા તેણે પુસ્તકાલયો, સંચાલકો અને ગ્રંથપાલોએ અમેરિકામાં પુસ્તકાલયપ્રવૃત્તિ અંગે શું નીતિ અખત્યાર કરવી જોઇએ તે વિષે યથોચિત નિર્દેશ કરેલો છે.

( ૧ ) અમેરિકાના ઇતિહાસશિક્ષણનો પ્રચારઃ—ઝીણી ઝીણી બાબતો પર ભાર મૂકવાનો નથી. પરંતુ ઉચ્ચ જીવનચરિત્રોના અભ્યાસ તરફ વાચકોનું ધ્યાન વધુ ને વધુ દોરવું.

( ૨ ) વાચકોમાં એવી ભાવના કેળવો કે દેશમાં જુદા જુદા વર્ગો જ નથી.

( ૩ ) પ્રજાતંત્રવાદનો વિકાસ અને તે દ્વારા એ બતાવવું કે પ્રજાના વધુમાં વધુ મત ધરાવતી રૈયત પોતાની ઇચ્છા પ્રમાણે રાજ્ય ચલાવી શકશે.

( ૪ ) કેળવણીનો પ્રચાર અને અંગ્રેજી શિક્ષણની અગત્ય.

( ૫ ) રાજ્યનીતિશાસ્ત્રના જ્ઞાનનો પ્રચાર.

( ૬ ) કાયદા અને શિસ્તનું શિક્ષણ. અહીંઆં પ્રચાર માટે દ્વાર ખુલ્લાં છે; કોઇ પણ માણસ જ્યારે તે વખતે કાયદાનો ભંગ કરે છે અને તેને આપણે ગુન્હેગાર અગર મૂર્ખ અગર બન્ને કહીએ છીએ.

( ૭ ) દેશભક્તિ માટે ખરેખરા શિક્ષણ—જે દ્વારા પ્રજાને જણાવવાનું છે કે ક્વચિત્ પ્રસંગોએ જ અમેરિકા બીજા દેશો સામે યુદ્ધમાં ઊતરવા તૈયાર થાય છે.

( ૮ ) લોકોને સમજાવવું કે આપણે કોઇ દેશને જીતવો નથી અગર તેના ઉપર શાસન કરવું નથી અને આપણને કદીય યુદ્ધ કરવાની ઇચ્છા નથી; અમેરિકાને એકબીજાને હિતકારક થાય તે રીતે બીજા દેશો સાથે વ્યાપાર કરવો છે અને બીજા દેશોને મદદ કરવી છે. અને આ જ હેતુથી અમેરિકાને ગયા મહાયુદ્ધમાં ભાગ લીધો હતો.

( ૯ ) સારા આનંદી ખેલાડી કેમ બનવું તેનું શિક્ષણ આપવું.

( ૧૦ ) ખુદાપિણાનું શિક્ષણ.

ગામડાંને પોતાનો વહીવટ કરવાની સત્તા આપેલી છે તે કેવી રીતે સારાં ચલાવી શકાય તેવો જ્ઞાનનો ફેલાવો;

**( ૬ ) કાયદા અને શિસ્તનું પાલન**—આપણા રાજ્યએ આપણા સમાજની સુધારણા થાય, રૈયતને કનગડતો ઓછી થાય અને શિક્ષણમાં વિકાસ થાય તથા પ્રજાનું રક્ષણ સારી રીતે જળવાય તે માટે કેટલાક કાયદાઓની સમજ પ્રજામાં સારી રીતે ફેલાય તેવા પ્રયાસો પણ થવા જોઇએ. અને કાયદાને માન આપવાની આપણી ફરજ છે તે પ્રમાણે પ્રચાર કરવો. આથી ગુન્હા કરનાર માણસો ઓછાં થશે અને કોઇ કાયદામાં કંઇ ખામી જણાશે તો તેના અમલથી તે જણાઇ આવતાં દૂર કરી શકાશે.

**( ૭ ) ખેતી અને તેને લગતા પેટાઉદ્યોગો તથા ગૃહઉદ્યોગોની ખીલવણી દ્વારા મજૂરોની મહત્તાનો પ્રચાર**—આપણી સ્થળસીમામાં આવેલાં ઉદ્યોગો પ્રત્યે સામાન્ય લોકોને માન વધે તેવી રીતે વાતચીત દ્વારા લોકલાગણી કેળવવી, ખેતી તરફ પ્રીતિ ઉત્પન્ન કરવી, કૂવેતર વગેરે કરવા લોકોને પ્રેરવા, રેંટીઓ, પિંજણ, વણાટ, શીવણ, દળવું, ખાંડવું, ટોપલા ગૂંથવા, ચમારકામ, લુહાર, સુથાર તથા ઇતર કારીગરીનું શિક્ષણ મેળવવા સામાન્ય લોકોને ઉત્તેજન આપવું. એ શિક્ષણ મેળવવા ગામના જ જૂના ધંધાદારીઓ સાથે કામ કરવા શીખનાર યુવકને જોડવા પ્રયાસ કરવો. સહકારી ધોરણે કામ કરવા લોકોને સમજાવવા અને શાહુકારના ત્રાસમાંથી બચવા માટે સહેલા અને સરળ ઉપાયો ખેડૂતોને બતાવવા. આજે આમ પડેલી રૈયતવર્ગમાં જે નિરાશા છે તે માટે યોગ્ય સંશોધન કરી પોતાના ભાઇઓને યોગ્ય સક્રિય ઉપાયો શોધવા.

**( ૮ ) સામાજિક કુરિવાજો અને વહેમોનો નાશ કરવાની પ્રેરણા આપવી**—આપણા સમાજમાં ગરીબ માણસ ક્યાં પાયમાલ થાય છે તેનો જો વિચાર કરીએ તો સામાજિક કુરિવાજો છે. આમાં બાળલગ્ન, કન્યાવિક્રય, વરવિક્રય, મરણ પાછળ જમણક્રિયાઓ, ખોટા વહેમોની જડ ઘાલી બેઠેલી રૂઢિઓ, આ જેટલું ખેડૂત અને મજૂરને શોષી લે છે તેટલું શોષણ બીજી કોઇ રીતે થતું નથી. સમાજના આ રિવાજો જુવાન માણસો બંધ કરી પોતાના વસવાટની સ્થળસીમામાં, શાળા, દવાખાનું, અખાડો, પુસ્તકાલય, ગરીબો માટે રાહતકાર્ય વગેરે નિભાવવામાં મદદ કરવા પ્રેરવાં; તેમજ ગામનું સામાન્ય આરોગ્ય, સામાન્ય ઉગ્ર રોગોમાં યોગ્ય ઇલાજોની તાત્કાલિક તજવીજો, ગ્રામસંરક્ષણ માટે સંરક્ષક મંડળીઓ, ખેડૂતને માત્ર જરૂરના જ વખતે મદદ આપતી સહકારી મંડળીઓનો યોગ્ય લાભ લેવામાં પોતાનાં નાણાંનો સદુપયોગ કરે તેવો પ્રચાર કરવાની અગત્ય છે.

**( ૯ ) સંઘશક્તિની ખીલવણી**—આપણું ગામડું એ એક રાષ્ટ્રનું એકમ છે. તેમાં રહેલી સંઘભાવના અજોડ છે. એટલે ગામડાના તમામ આબાલવૃદ્ધોમાં સંઘશક્તિની ખીલવણી થાય એ માટે ગામડામાં આખા ગામના લોકો માટે ભજન મંડળીઓ યોજવી, રામાયણ અને મહાભારતની કથાઓ તેના સાચા સ્વરૂપમાં ગામના જ

" મને અત્યારના વ્યવસ્થાપકો સહકાર આપે છે, તેમ જ આ બાબતમાં શરૂઆતથી રસ હતો અને મારૂ સ્વમાન જળવાય તેવી રીતે કામ કરવાની તક મળતાં મેં ફરીથી આ કાર્ય ઊપાડયું છે. "

" આ પહેલાં તમને લોકો કેમ હસી કાઢતા હતા ? "

" મેં ગ્રામસફાઇ, ભીંતપત્રો વગેરેના કાર્યમાં રસ લેવા માંડયો એટલે ગામના પંચ અને આગેવાનોએ મારી સામે કટાક્ષથી જોવા માંડયું. હું કોઈ લત્તામાં જઇ ગરીબોને પોતાના કામ અને જવાબદારીઓ સબંધે વાતો કરતો, અને તો મારા ત્યાંથી નીકળ્યા પછી આગેવાનો ગરીબ વર્ગને ઊંધું સમજાવતી; મેં જે કાર્ય કરવા તેમને પ્રેર્યો હોય તેમાંનું કંઇજ કરી શકાતું નહિ સામાન્ય બેઠકોઆ લોકોમાં તો આ લોકો એવી જ વાતો કરે કે હવે જગુભાઇ આ ગરીબ લોકોને ફેરવી નાખશે. આપણું માન-આબરૂ હવે આ લોકો રાખશે નહિ અને આપણા ગામમાં અવદશા લાવશે. ગરીબ વર્ગ પૈકી મોટા ભાગના લોકો નાણાંના ધીરાણુ, સામાજિક રિવાજો, અગર કાયદાની અજ્ઞાનતાના કારણે આ આગેવાનોની ચૂડમાં સપડાયેલા હોવાથી અમારા જેવા સેવાભાવી કાર્યકરને તેમાં નિષ્ફળતા મળે છે. હાલમાં તેવી પ્રવૃત્તિવાળા આગેવાનો ઓછા છે અને કેટલાક આગેવાન ભાઇઓ મારી સાથે સહમત છે. એટલે જ મેં આ પુસ્તકાલયમાં કામ કરવાનું પસંદ કર્યું છે. અને એ દ્વારા હું એટલું તો કરૂં છું કે જેથી સારૂં વિચારશીલ અને ચારિત્ર ઘડનારૂં વાચન લોકોને વધારે વાંચવા મળે. "

એ ગામના પટેલ તથા બીજા પંચો સાથે ગામની સફાઈ અને ગંદકી સબંધે વાતચીત કરી. તેઓએ જણાવ્યું કે, જ્યાંસુધી અમને કોઇ લેખી ફરીઆદ ન આપે ત્યાંસુધી અમે કોઇ બારણામાં ગંદકી કરે તો તેના દુસ્મન થવાનું પસંદ કરતા નથી. મેં તેઓને વિનંતિ કરી કે, આપ ગામના ચુંટાયેલા અને સરકારથી નિમાયેલા આગેવાનો હોઇ આપની ફરજ છે કે, આંગણામાં કે જાહેર જગોએ થતી ગંદકી અટકાવવા કોશિષ કરવી જોઇએ.

તેમણે જવાબ આપ્યો: " અમે એ બાબતમાં સંમત છીએ, પણ જેને અમે ગુન્હેગાર ગણીએ તેને શિક્ષા કરવાનો અમને અધિકાર નથી. અમારે મહાલે લખવું પડે છે. "

" મેં જણાવ્યું કે, આપની આરોગ્યને લગતી હરેક બાબતો પર રા. વહીવટદાર સા. પણ અવશ્ય ધ્યાન આપે જ. અને તમારી ભલામણ પ્રમાણે શિક્ષા કરે. "

તેમણે જવાબ આપ્યો: " પણ એથી તો અમે તેના દુસ્મન ઠરીએ છીએ અને પછી કલેશનાં બીજ રોપાય છે. "

મેં તેમને સમજ આપી કે સાર્વજનિક ફરજો બજાવવા માટે આપણે ગામમાં બે-ચાર કે પાંચ વખત લોકોને સાદ પડાવી, ફળીઆમાં સભા ભરી કોઇએક સુધારણા માટે યોજના રજૂ કરવી અને પછી તેનું પાલન ન થાય તો તે માટે જરૂરી પગલાં લેવાથી દુસ્મન થતા નથી. તમે જાણો છો કે, આપણા જૂના રિવાજો પ્રમાણે પણ નાતીલાઓ ભેગા થઈ ગુન્હેગારને શિક્ષા કરવામાં જરા પાછી પાની કરતા નહિ. આપણું ગામ એ એક આપણું

કોઈ ભાઈએ કહેલી અને તેનો બોધ મેળવવો, આખા ગામના યુવકોની સામુદાયિક ઘરસફાઈ વરસમાં એક બે દિવસ ચોકકસ દિવસોએ કરાવવા લોકમાં પ્રેરણા કરવી. સામાન્ય રીતે ઘણા લોકોને નુકસાન થતું હોય એવું કાર્ય કોઇ ભાઇ તરફથી થતું હોય તો તે અટકાવવા ગામની તમામ વ્યકિતઓ પ્રેરાય તેવી ભાવના પેદા કરવી.

ઉપરની ભાવનાઓ ખીલવવા માટે પુસ્તકાલયો કેવી રીતે કાર્ય કરશે ? એ સહજ પ્રશ્ન થાય છે. પુસ્તકાલયો એટલે તેની કારોબારી એકલી જ નહિ પણ તેમાં તમામ વાચકોનો પણ સમાવેશ થાય છે. મોટે ભાગે ગામડાની કારોબારીઓમાં તો ગામના પંચો પણ હોય છે, તેમ જ શાળાના શિક્ષકો પણ હોય છે. વળી મોટાં શહેરોમાં પણ શિક્ષિત ભાઇઓ અને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાના સભ્યો હોય છે. જો તેઓ પ્રજાની સેવાની ધગશ રાખતા હશે તો પુસ્તકાલય કહો કે ગમે તે સંસ્થા કહો, પણ તે દ્વારા સામુદાયિક લોકલાગણી શુભ વિકાસ પામે તે માટે ઉપર બતાવેલી યોજનાનો પ્રચાર કર્યે જ આજે જોવામાં આવતી બાહ્ય તેમજ આંતરિક અશાંતિ દૂર થઈ શકે તેમ છે. અને આ કાર્ય કોઇ બહારના માણસો કરી શકવાના નથી. ગામડામાં તો આવાં કામો માટે આગેવાનીભર્યો ભાગ ભજવવા બહુ થોડા સ્થળોએ યુવાનો આગળ આવે છે. આ કાર્યને માધ્યમિક શાળાઓના સંચાલકો પણ સારી રીતે વેગ આપી નવા યુવાનોમાં નવીન જુસ્સો પેદા કરાવી શકે તેમ છે. આજે જોઇએ છીએ મનુષ્યમાં રહેલી સામાજિક પ્રેરણાશક્તિના વિકાસમાં સક્રિય ફાળો આપનારા શિસ્તબદ્ધ કાર્યકરો.

---

## (૪) મારી ફેરણીમાંથી

( અ ) ...આ ગામે સાર્વજનિક પુસ્તકાલયનું સ્વતંત્ર મકાન છે. પુસ્તકાલયની કારોબારીએ હમણાં જ નિયમો ઘડયા છે. પુસ્તકાલયના સંચાલકો ઘણા ખરા યુવકો છે. ગ્રંથપાલ તરીકે સેવાભાવી યુવક ભાઇ જગુભાઇ કામ કરે છે તે નોંધને પાત્ર છે. એ ભાઇ પ્રીવિયસ પાસ થયેલા છે. તેમનામાં સમાજસેવાની તમન્ના છે. તેમની સાથે મેં કરેલી વાતચીતો બીજા ભાઇઓને ઉપયોગ લાગે તેવી છે. મુશ્કેલીઓ સામે પહોંચવાની શક્તિ યુવાનોને કેળવવી જોઇશે. એ એમની વાતચીત પરથી જાણવાનું મળે છે. મેં પૂછ્યું:

" તમે તમારા ગામના પછાત લત્તાઓમાં તેઓ સામાન્ય રીતે પોતાની જવાબદારી એકમેક પ્રત્યે સમજે તેવી આરોગ્ય, સ્વચ્છતા વગેરે સંબંધી તેમજ દેશપરદેશના સમાચારોનો ટૂંકી નોંધ ભીંતપત્રો પર તેમને સમજાય તેવી સાદી ભાષામાં ટીકારહિત આપવા કંઇ કરી શકો ખરા ? "

" મેં આવા અખતરા મારા કૉલેજ સમયના વિદ્યાર્થીજીવનમાં કરેલા. લોકોએ મારા આ પ્રયાસોને હસી કાઢયા, અને સહકાર ન આપ્યો તેથી મેં બંધ કર્યું. "

" તમે ફરી પાછા આ પુસ્તકાલય પ્રવૃત્તિમાં સેવાભાવે કેમ જોડાયા છો ? "

" અને અત્યારના વ્યવસ્થાપકો સહકાર આપે છે, તેમ જ આ બાબતમાં શરૂઆતથી રસ હતો અને મારૂ સ્વમાન જળવાય તેવી રીતે કામ કરવાની તક મળતાં મેં ફરીથી આ કાર્ય ઊપાડયું છે. "

" આ પહેલાં તમને લોકો કેમ હસી કાઢતા હતા ? "

" મેં ગ્રામસફાઇ, ભીંતપત્રો વગેરેના કાર્યમાં રસ લેવા માંડયો એટલે ગામના પંચ અને આગેવાનોએ મારી સામે કટાક્ષથી જોવા માંડયું. હું કોઈ લત્તામાં જઇ ગરીબોને પોતાના કામ અને જવાબદારીઓ સબંધે વાતો કરતો, અને તો મારા ત્યાંથી નીકળ્યા પછી આગેવાનો ગરીબ વર્ગને ઊંધું સમજાવતી; મેં જે કાર્ય કરવા તેમને પ્રેર્યાં હોય તેમાંનું કંઇજ કરી શકાતું નહિ સામાન્ય એકડીઆ લોકોમાં તો આ લોકો એવી જ વાતો કરે કે હવે જગુભાઇ આ ગરીબ લોકોને ફેરવી નાખશે. આપણાં માન-આબરૂ હવે આ લોકો રાખશે નહિ અને આપણા ગામમાં અવદશા લાવશે ગરીબ વર્ગ પૈકી મોટા ભાગના લોકો નાણાંના ધીરાણ, સામાજિક રિવાજો, અગર કાયદાની અજ્ઞાનતાના કારણે આ આગેવાનોની ચૂડમાં સપડાયેલા હોવાથી અમારા જેવા સેવાભાવી કાર્યકરને તેમાં નિષ્ફળતા મળે છે. હાલમાં તેવી પ્રવૃત્તિવાળા આગેવાનો ઓછા છે અને કેટલાક આગેવાન ભાઇઓ મારી સાથે સહમત છે. એટલે જ મેં આ પુસ્તકાલયમાં કામ કરવાનું પસંદ કર્યું છે. અને એ દ્વારા હું એટલું તો કરૂં છું કે જેથી સારૂં વિચારશીલ અને ચારિત્ર ઘડનારૂં વાચન લોકોને વધારે વાંચવા મળે. "

એ ગામના પટેલ તથા બીજા પંચો સાથે ગામની સફાઈ અને ગંદકી સબંધે વાતચીત કરી. તેઓએ જણાવ્યું કે, જ્યાંસુધી અમને કોઇ લેખી ફરીઆદ ન આપે ત્યાંસુધી અમે કોઇ બારણામાં ગંદકી કરે તો તેના દુશ્મન થવાનું પસંદ કરતા નથી. મેં તેઓને વિનંતિ કરી કે, આપ ગામના ચુંટાયેલા અને સરકારથી નિમાયેલા આગેવાનો હોઇ આપની ફરજ છે કે, આંગણામાં કે જાહેર જગોએ થતી ગંદકી અટકાવવા કોશિષ કરવી જોઇએ.

તેમણે જવાબ આપ્યોઃ " અમે એ બાબતમાં સંમત છીએ, પણ જેને અમે ગુન્હેગાર ગણીએ તેને શિક્ષા કરવાનો અમને અધિકાર નથી. અમારે મહાલે લખવું પડે છે. "

" મેં જણાવ્યું કે, આપની આરોગ્યને લગતી હરેક બાબતો પર રા. વહીવટદાર સા. પણ અવશ્ય ધ્યાન આપે જ. અને તમારી ભલામણ પ્રમાણે શિક્ષા કરે. "

તેમણે જવાબ આપ્યોઃ " પણ એથી તો અમે તેના દુશ્મન ઠરીએ છીએ અને પછી કજીઆનાં બીજ રોપાય છે. "

મેં તેમને સમજ આપી કે સાર્વજનિક ફરજો બજાવવા માટે આપણે ગામમાં બે-ચાર કે પાંચ વખત લોકોને સાદ પડાવી, ફળીઆમાં સભા ભરી કોઇએક સુધારણા માટે યોજના રજૂ કરવી અને પછી તેનું પાલન ન થાય તો તે માટે જરૂરી પગલાં લેવાથી દુશ્મન થતા નથી. તમે જાણો છો કે, આપણા જૂના રિવાજો પ્રમાણે પણ નાતીલાઓ ભેગા થઈ ગુન્હેગારને શિક્ષા કરવામાં જરા પાછી પાની કરતા નહિ. આપણું ગામ એ એક આપણા

સમાજનું એકમ છે. એના વિકાસ માટે આપણે આપણી સામાજિક ફરજ બજાવવામાં નૈતિક હિંમત કેળવવી જ જોઇએ.

( આ )......આ ગામે પુસ્તકાલય છે. પુસ્તકો લગભગ ૬૩૫ છે. પુસ્તકો વંચાયનાં ૧૭૫ છે. બાળકો માત્ર ૨૫ છે. કામ કરનાર મંત્રી ભાઇ રોયચંદભાઇ ગામના જ સિનિયર શિક્ષક છે. તેઓ વિદ્યાર્થીઓને પણ પૂરૂં વાચન આપી શકતા નથી. કહો, આ પુસ્તકાલયમા કેટલું ( દળદર ) આળસ હશે ! ! એ ભાઇને મેં કહ્યું:

" માસ્તર સાહેબ, આપની પદ્ધતિમાં આટલી બધી બેકાળજી કેમ ? "

" સાહેબ, કોઇ વાંચવા માંગતું નથી; જે કોઇ આવે છે તેને આપીએ છીએ. "

આ વાત સાચી ન હતી. પાસે આવેલા ગ્રામ ઔષધાલયમાં હું અને એ ભાઇ બન્ને ગયા, ત્યાંના કામ કરનાર ભાઇ અંબાલાલની કામગીરી એ રોજ જોતા હશે; મેં એમને ઝીણી નજરે જોવા કહ્યુ; દર માસે છસો જેટલા દર્દીઓને માત્ર સેવાભાવે દવા આપનાર કેમ રૈયતને આકર્ષી શકે છે ? ગામમા નવજુવાનો છે, વૃદ્ધો છે, બહેનો છે, જેઓ કોઇ કોઇ વખત વાંચવાનું ઇચ્છતાં પણ હશે. પણ તેમને પોતાના ગામના પુસ્તકાલયની માહિતી નથી. નવાં નવાં પુસ્તકો કે વાર્તાઓ ગ્રંથપાલ અને મત્રી અથવા વ્યવસ્થાપકો પૈકી સેવાભાવી જુવાનો એમને બતાવે તો જરૂર તેઓ વાંચે અરે ! નિશાળમાં ભણતા બાળકો જ વાંચતા નથી. તો ઊઠી ગયેલા પછાત કોમના લોકોનું શું કહેવું ! ! પુસ્તકાલયની વિચારસરણી સમાજમાં જ્ઞાન સાથે વિચાર અને સારા આચારો ફેલાવવાની છે. શિક્ષકો અને ગ્રામ આગેવાનો તેમાં સેવાભાવે કામ કરવાની હોંશ રાખે તો ખરેખર એ કાર્ય વધારે કાળજીપૂર્વક કરવા મેં એ ભાઇને ખાસ વિનતિ કરી છે એક ભીલ અને બે અંત્યજ વિદ્યાર્થીઓની મારે મુલાકાત થઇ. તેમને પણ ગામના આ સાર્વજનિક પુસ્તકાલયનો લાભ લેવા રૂબરૂમા જ તેમને ગમે તેવાં " અશોક ગ્રંથમાળા "માંનાં પુસ્તકો આપ્યાં. તમને જાણીને આનંદ થશે કે એક અંત્યજ વિદ્યાર્થી જે ત્રીજું ધોરણ ભણેલો હતો તે પુસ્તક ઉપરથી નંબર જોઇ તમામ હકીકત આપ-લે નોંધવહીમાં નોંધી શકયો. તેની જીવનકથા પણ બહુ રસુજી છે. શાળામાં ભણે છે; પોતાનાં માબાપ મજૂરી કરી શકે તેમ ન હોવાથી પોતે ગ્રામસફાઇની નોકરી કરે છે, તેમજ કપાસ વીણવાની અગર બીજી મજૂરી કરે છે. સવારના સાડાસાતથી બાર એક વાગ્યા સુધી કામ કરવા બદલ તેને માત્ર છ પૈસા મજૂરી મળે છે ! લાકડાની ભારી કે દાતણ સીમમાંથી લાવી કવચિત્ વેચી આનો બે આના મેળવે છે, "તેમજ ઢોર ચાયવવાની રાખે છે. મંજૂરીનાં આ કર્યો જેવાં બીજાં બીજા કાર્યો ગામમાં ઘણાં કરવાનાં હોય છે. જો સામાન્ય વર્ગ પોતાની પાસે સાધન ન હોય છતા મજૂરી કરવામા માન સમજતો થશે તો ગ્રામઉદ્યોગોને ઘણું સ્થાન મળે તેમ છે. એકંદરે લોકો સામાન્યઃ સંતોષકારક રીતે રહે છે. પુસ્તકાલયની પ્રગતિને આ ગામે ઘણો અવકાશ છે. અંબાલાલ અને બીજા ભાઇઓ દૈનિક પેપર નથી મળતું તે માટે ફરીયાદ કરતા હતા. તેમને મેં પુસ્તકાલયની ભાવના તથા સરકાર અને લોકમદદના તેમજ પંચાયત મદદનો સાચો ઉપયોગ પુસ્તકાલયની પ્રગતિ બતાવી કરી આપવા વિનતિ કરી છે. ટુંકા અંદાજમાં દૈનિક માટે સવડ ન થઇ શકે. એકાદ અઠવાડિક કે અર્ધસાપ્તાહિકથી ગામડામાં આપણે આપણે સંતોષ મેળવી

શકીએ. પુસ્તકાલયોને જોઈએ છે સાદી અને સરળ ભાષામાં ગામના અને દેશના તાલુકાના, રોજના બનાવોની માહિતી ભીંતપત્રો પર લખી લોકસુખાકારી વધારનારા નવજુવાનો. આમ થશે તો આપોઆપ મદદ વધારે આવશે અને મોટું અંદાજ બનાવવાથી દૈનિકની પણ સવડ થઈ શકશે. ચાલુ સાલે ૭ાા×૩=૨૨ાા ના અંદાજમાં આ સવડ થઇ શકે નહિ તે તેમને સમજાવ્યું.

( ૬ )...આ ગામે પુસ્તકાલય છે. ઉ. શિ. પુસ્તકાલયનું કામ કરે છે. તેઓ ગામ પર હતા નહિ એટલે બીજા આગેવાનોને મળ્યા. પુસ્તકાલય સંબંધી માહિતી પૂછતાં બે બારિયા આગેવાનોએ તે સંબંધે પોતાને માહિતી નથી તેમ જણાવ્યું. બીજા વ્યવસ્થાપકો પણ પુસ્તકાલયનો હિસાબ વગેરે કંઈજ જોતા નથી. મંત્રીએ રોજમેળ જ ચાલુ વર્ષે લખ્યો નથી. રૂ. ૨૦–૮–૦ ની પાવતીઓ ચાલુ વર્ષની છે. એક જનના સાત રૂપિયા ઉ. શિ. લઇ આવ્યા છે, પણ તે જમા કર્યાં નથી. ગ્રામ પંચાયતની મદદ મળે છે તે પણ ગ્રામ પંચાયતના સભ્ય જાણતા નથી. આ બાબત કોનો દોષ ? આથી હાજર રહેલા આગેવાન ભાઇઓને વિનંતિ કરી કે, તમે તમારી ફરજો તમારા તમામ ભાઇઓને સમજાવો, તેમને રસ લેતા કરો અને પુસ્તકાલય તો થોડું ભણેલા માટે દેવમંદિર કરતાં પણ વિશેષ છે. એક ભાઇએ કહ્યું કે, સરકાર અમોને ભણવાની વધુ સવલત કંઇજ આપતી નથી. મેં તે ભાઇને સરકારની બધી પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો. ગામડે ગામડે કંઇ મોટી શાળાઓ ઉઘાડાય નહિ. માધ્યમિક શાળાઓ હોય નહિ અને ભણનારા પણ હોય નહિ. મેં તેમને સલાહ આપી કે, ગામડામાંથી અંગ્રેજી ભણનારા સૌ પૈકી એકાદ વિદ્યાર્થી સાતમી અંગ્રેજી સુધી પહોંચતો હશે. તેમાં નાણાં-પૈસાનો દુરૂપયોગ ઘણો થાય છે. ઘણા હોંશિયાર બાળકને સારી બોર્ડિંગવાળા સ્થળે માબાપે ભણવા મૂકવો. ગરીબ હોય તો લોકો તરફથી ઘણા પ્રકારની મદદ મળી શકે છે. માત્ર ખરી ભણવાની વૃત્તિવાળા વિદ્યાર્થીઓ અને ભણાવવાની વૃત્તિવાળાં માબાપો હશે તો શાળાઓની પૂરતી મદદ મળી રહેશે. થોડું ભણનારા માટે શાળાની જરૂર કરતાં ઘરકેળવણી, ખેતીવાડી, બીજા સાદા ઉદ્યમો અને પુસ્તકાલયનો સારો ઉપયોગ એ વધારે અનુકૂળ થશે. અંદાજ ૧૦×૪=૪૦ નું હતું. પુસ્તકાલયની દફતરી વ્યવસ્થા બદલ રા. મહાલ શાળાધિકારીને કરજણ મુકામે રૂબરૂમાં હકીકત જણાવી છે અને તપાસણી કરવા જણાવ્યું છે.

( ૭ )...પુસ્તકાલયની વ્યવસ્થા હમણાં જ ઠીક થઇ છે. પુસ્તકો ૯૦૩ છે, પણ વાચકોની યાદી જ નથી. આપ-લે નોંધવહી જોતાં ૧૧૨ પુસ્તકો વંચાયાં છે. વ્યવસ્થાપકો પૈકી એક ભાઈ મળી શકયા. મહેરબાન ઠાકોરશ્રી જે પુસ્તકાલયના મકાનનું ભાડું આપતા હતા તે હવે પુસ્તકાલયને કબજે આપવા તજવીજ થઇ છે. ખાનગી ઇસમો પાસે નાણાં રૂ. ૯૩–૦–૦ અને ૧૦૮–૦–૦ તે વસુલ લેવા તાત્કાલિક તજવીજ કરવા મંત્રીને જણાવ્યું છે. આવાં **ખાનગી નાણાંનો તુર્તજ નિકાલ તમામ પુસ્તકાલયોના વ્યવસ્થાપકોએ લાવવો જોઇએ.** બેદરકારી એ સંસ્થામાં નુકસાનકારક છે. પુસ્તકાલયમાં શિક્ષિત ભાઇઓએ કન્યાશાળાની શિક્ષિકાઓએ અને વિદ્યાર્થીઓએ વધુ રસ લેવાની જરૂર છે. રોજમેળ વગેરે પદ્ધતિસર રાખવા મંત્રીને જણાવ્યું છે. તેમજ રા. મહાલ શાળાધિકારી સા. ને પણ જણાવ્યું છે,

( ૩ )...પુસ્તકાલયનું કામ સંતોષકારક છે. લગભગ ૪૬ પુસ્તકો કમી કરવાપાત્ર જણાયાં તે કમી કર્યાં. ખાનગી ઇસમો પાસે લહેણા નીકળતા રૂપિયા સંબંધી નોંધવા લાયક બનાવ અહીં જાણવા મળ્યો તે હું ટાંકુ છે.

એક ભાઈ પાસે રૂ. ૧૦) અંકે દશ સંવત ૧૯૭૬ માં ધીરેલા તે ઇસમ પાસેથી રૂ. ૩૪) અંકે ચોત્રીસ તો જમા થયા છે અને બાકી ૫૧) અંકે એકાવનનું ખાતું પાડેલું છે. તપાસ કરતાં દોકડાની તેરીખે ચક્રવૃદ્ધિ વ્યાજ ગણેલું છે. આસામી અને ગામની ઘણી-ખરી વસ્તી બારૈયા કોમની છે. **આ વ્યાજ ખરેખરગામમાં બધા લોકો એકમેક પાસે લે છે. એટલે તેમાં વ્યવસ્થાપકમંડળ છૂટ મૂકવા તૈયાર ન હતું.** સમાજજીવનમાં વ્યાજુકા ધંધા સામે જે ઘૃણા છે તે શા માટે આટલી બધી વધી છે તેનો ખ્યાલ મેં આપી જણાવ્યું કે, રૂપિયા દશની એકી મૂડી પર વીસ વર્ષમાં નવગણી રકમ આપણે લેવા તૈયાર થયા. મેં સમજાવ્યું કે આપણે એવી પ્રદ્ધતિનો અમલ ન કરીએ કે જેથી ગરીબ માણસની મજૂરી કસી લઇએ. આમાં નાણાં લઇ જનારની શુદ્ધબુદ્ધિ છે એટલે તેને અવશ્ય આપણે રાહત આપવી જોઇએ. છેવટે રૂપિયા ૭ લઇ તે ભાઇનું ખાતું માંડી વાળવા વ્યવસ્થાપકોએ નિર્ણય કર્યો છે. એજ પ્રમાણે ગામના મુખી જેશિંગભાઇ પાસે સંવત ૧૯૮૦ માં ધીરેલા રૂા. ૨૫) અંકે પચીસના આજે રૂપિયા ૧૪૦) અંકે એકસો ચાલીસ જેટલા થાય છે. આ ભાઇ તો ગામના આગેવાન પટેલ કોઈ દહાડો એક પૈસો પણ પુસ્તકાલયને આપવા તેઓ તૈયાર ન હતા. માત્ર ખાતુ પાડી સહી કરી આપતા. તે જાણતા કે કોણ પૈસા લેવા બેસી રહ્યું છે ? હવે તેઓ એમ પણ સમજ્યા છે કે, કંઇ આઠ આનાથી વધારે વ્યાજ કાંઇ આપવું પાલવતું નથી. વ્યવસ્થાપકો નવજુવાનો છે. આ ભાઈ લોકોને દોકડાની તેરીખે પૈસા વ્યાજે ધીરે છે અને આગેવાની કરીને પૈસા આપતા નથી એટલે બધા જ રૂપિયા લેવાની હઠ આગે-વાનોએ કરી. અમે એમને જેશિંગભાઈની દયા ખાવા સમજાવ્યું. **એમની વૃત્તિ તરફ ન જોતાં સાદી નીતિ શીખવાનું અને શીખવવાનું કાર્ય આપણું છે, એમ સમજાવતાં અમારી રૂબરૂમાં ભાઈશ્રી જેશિંગભાઇએ દિન ૧૫ માં રૂપિયા ૬૫)** અંકે પાંસઠ રોકડા આપવા કબૂલ કર્યું છે. તે પ્રમાણે નાણાં લઈ નિકાલ કરવા અમે મંત્રી અને વ્યવ-સ્થાપકોને જણાવ્યું છે. **આ પ્રશ્ન સમાજના કાર્યકરોને વિચારવા જેવો છે. વ્યાજના દારૂણ દુઃખમાં ખેડૂત કેમ સબડે છે, તેની મનોવૃત્તિ કેમ બગડે છે, તે માટે** વિચાર કરવાનું આમાં ઘણું છે.

---

## (૫) કસ્બા પુસ્તકાલયોના વાચનાલય વિભાગ

પુસ્તકાલયોમાં પુસ્તકવિભાગ કરતાં, વ્યવસ્થાપક સમિતિઓ, વાચનાલય વિભાગને બીનજરૂરી મહત્ત્વ આપે છે તે ખરેખર દિલગીરીને પાત્ર છે. પુસ્તકાલયની પ્રગતિ તો પુસ્તકવાચન દ્વારાજ આપણે કરી શકીએ તેમ છીએ અને ' વાચનાલય વિભાગ ' તો ચાલુ બનાવોની માહિતી અને વિચારો જાણવા પૂરતાં છે. વાચનાલય વિભાગમાં દરેક પત્રો કે માસિકો હોવાં જોઇએ, એ નીતિ ઘણી જ કઢંગી છે. વળી મોટા કસ્બાઓમાં કેટલીક

વખત કેટલાંક દૈનિક કે સાપ્તાહિક ખાનગી વ્યક્તિઓ ખરીદ કરે છે. આ બધી સ્થિતિનો તથા પુસ્તકાલયના આર્થિક ભંડોળનો વિચાર કરી, વાચનાલય વિભાગ નભાવવો જોઇએ. વાચનાલય વિભાગમાં જે તે કસ્બાની રૈયતને અનુકૂળ હોય તેમ પોતાના ખર્ચની ચત્તાના પ્રમાણુમાં સ્ત્રીઓ, બાળકો, વિદ્યાર્થીઓને જરૂરનું તેમ જ સામાન્ય જનતાના જરૂરનું સામયિક સાહિત્ય તેમ જ એકાદ બે દૈનિક મંગાવી વાચનાલય નભાવવું જોઇએ. કેટલીક વખત લવાજમ ભરનાર પહેલા વર્ગના અમુક સભ્યો છે માટે અમુક વર્તમાનપત્રની એક કરતાં વધુ નકલો કે અમુક વર્તમાનપત્રો ખરીદવાં જ જોઇએ એમ આગ્રહ થાય છે એઠીક નથી. નિયમો વાંચતાં અને ખાતાનો હેતુ જોતાં ખર્ચની સવડ પ્રમાણે જે વૃત્તપત્રો કે સામયિકો ખરીદવામાં આવે. સવડ હોય તો અમુક વર્ગને અમુક વૃત્તપત્ર કે સામાયિક આપી શકાય; પણ આજે કસ્બા પુસ્તકાલયોની પરિસ્થિતિ ઊલટી છે અમુક વર્તમાનપત્ર માટે અમુક ભાઇ લવાજમ ભરે એ રીતે સભાસદો ખાતર મોંઘી કિંમતનાં દૈનિકોની એક કરતાં વધારે પ્રતોનો કે બીનજરૂરી ખર્ચ **પુસ્તકો કે મહેકમના ભોગે કરવો એ પુસ્તકાલયની પ્રવૃત્તિમાં મહાન હાનિકારક તત્ત્વ છે.** ઊલટ, આવાં પત્રો મગાવનાર સદ્‌ગૃહસ્થો પછી તે સરકારી નોકર હોય, વકીલ હોય કે ખાનગી વ્યક્તિ હોય, તેમની પાસેથી ભેટ મેળવવા પ્રયાસ કરી મજૂર થયેલી રકમમાંથી જુદાં જુદાં સામયિકો, તેમ જ આંતરદેશીય સમાચારપત્રો તથા પુસ્તકો મગાવવા તજવીજ કરવી વધારે ઇષ્ટ છે. કેટલીક વખત પત્રોને ઉત્તેજન આપવા ખાતર જે કંઈ નવું નીકળ્યું તે તેમજ એક જ સ્થળનાં બે ત્રણ પેપર ખરીદવા સમિતિઓ લલચાય છે. મારી પૂછપરછમાં તેઓ જણાવે છે કે, અમને જુદા જુદા વિચારનાં પત્રો વાંચવાની ઇચ્છા છે એટલે અમે આ બધાં મંગાવીએ છીએ. ખરેખર, એ હેતુ ઠીક છે, પણ નાણાંની સવડ નહિ હોવાના કારણે બધી જ જાતનાં પત્રો ખરીદી શકાય નહિ. પણ જે જે સ્થળની રૈયત વધુમાં વધુ જે પત્ર કે સામાયિક વાંચે છે તેને જ સ્થાન અપાય; તેમ જ ઉચ્ચ વિચારના ફેલાવા માટે કોઈ વિશિષ્ટ પ્રકારનું અંગ્રેજી કે ગુજરાતી સામયિક ખરીદવાની સવડ કરવી તેથી હરકત આવશે નહિ. **વર્તમાનપત્રાનો પસંદગી બહુ કાળજીપૂર્વક થવી જોઇએ. સભ્યોની વ્યકિતગત ઇચ્છા ખાતર કોઇ પત્ર ખરીદવું જોઇએ નહિ, એમ મારૂં માનવું છે. તેમજ અમુક પત્ર અમુક વર્ગના સભ્યને મળવું જ જોઇએ, એવો અબાધિત હકક કોઈ સભ્યનો રાખી શકાય નહિ;** પણ સવડ પ્રમાણે અને સમિતિ નક્કી કરે તે પ્રમાણે સભ્યોને ઘેર-વાંચવાનું વૃત્તપત્ર મળી શકે.

આપણાં પુસ્તકાલયમાં આમ વાચનાલય વિભાગ પાછળ મોટો ખર્ચ થતો હોઈ, સામાન્ય પ્રજાને જોઇતાં સારાં સરળ પુસ્તકો વધારે પ્રમાણમાં નહિ હોવાના કારણે તેનો ફેલાવો થઇ શકયો નથી, એ સહજ છે. પુસ્તકાલયનો જો ખરેખર પ્રચાર કરવા સ્થાનિક સમિતિઓ યોજે તો આજે તો ઘેર ઘેર સાદી સરળ ભાષાનાં ધાર્મિક, સામાજિક અને જીવનચરિત્રનાં પુસ્તકો પહોંચાડી તેમની ઉદાર મદદ મેળવવા પ્રયાસ કરવાની જરૂર છે. **જરૂર પડે તો એક પુસ્તકની એક કરતાં વધુ પ્રતો ખરીદી આ પ્રચાર પુસ્તકાલયની વ્યવસ્થાપક સમિતિએ કરવો ઈષ્ટ છે.**

---

# (૬) પુસ્તકાલયોનું કાયમનિધિનું ભંડોળ

**કાયમનિધિ અંક કાઢવાની જરૂરીઆત**

રાજ્યનાં રાજ્યાશ્રયથી સ્થાપિત થયેલાં અગર મદદ મેળવેલાં તમામ સાર્વજનિક પુસ્તકાલયોનાં કાયમનિધિનાં ભંડોળો કયાં કેટલાં પડ્યાં છે તેની એકત્રિત માહિતી જાહેર જનતા સમક્ષ મૂકવાની જરૂર ઊભી થતાં તે વહેલી તકે પ્રકટ કરવાની અનિવાર્ય અગત્ય ઊભી થઈ હતી. કેટલાંક ગ્રામ પુસ્તકાલયોના વ્યવસ્થાપકો પોતાના ભંડોળની સ્થિતિ શું છે તે વાસ્તવિક રીતે જાણતા નથી અને તે વધુ ચોકસાઈથી ક્યાં મૂકવી જોઈએ એવો ખ્યાલ તેમને ઓછો હોય છે. સદ્ધરતા માટે વધુ સુદૃઢ પ્રયાસો હજી કરે અને અવ્યવસ્થિત રીતે મુકાયેલી રકમ ઉપાડી અનામત મૂકવા માટે સરકારમાન્ય સંસ્થાઓ હોય ત્યાં જ મૂકવા પ્રેરાય એ શુભ હેતુથી આજે આપણાં પુસ્તકાલયોની કાયમી આર્થિક સદ્ધરતા શું છે તે રજૂ કરવાની તક લઉં છું. પુસ્તકાલય માસિકના વ્યવસ્થાપકો અને મંત્રીને આ બાબતની અગત્ય સમજાઈ ન હતી. કેટલાક વ્યવસ્થાપકોએ આ હકીકત છાપવા માટે સંકોચ બતાવ્યો છતાં તેમને સમજાવતાં તેનો સ્વીકાર કર્યો હતો. અને એ રીતે કાયમનિધિ અંક પ્રસિદ્ધ થયો.

**કાયમનિધિનો ઉદ્દેશ**

કાયમનિધિનો ઉદ્દેશ પુસ્તકાલયની આર્થિક સ્થિતિ સદ્ધર બનાવવાનો, સરકાર અને પ્રાંત પંચાયતની મદદ ભવિષ્યમાં કોઈ વખત બંધ પડે તો પણ કાયમનિધિના વ્યાજમાંથી પણ પુસ્તકાલય ચાલુ રાખી શકાય તે માટે અગાઉથી તૈયારી કરી રાખવાનો, અને પુષ્કળ નાણાંની ભીડ વા પુસ્તકાલયોના સંચાલકોના કુસંપના પ્રસંગોએ લોકમદદ ઊભી થઈ ન શકે તેવા પ્રસંગે ખાતાની પરવાનગીથી વ્યાજની રકમ ઉપાડી સરકાર તથા પંચાયતમદદ મેળવી પુસ્તકાલયો ચાલુ રાખવા માટે છે.

**કાયમનિધિમાં રકમ મૂકવાનું ધોરણ**

ઉપરનો ઉદ્દેશ પાર પાડવા માટે આ યોજનાનો પ્રથમ અમલ એ પ્રમાણે કરવામાં આવતો હતો કે પ્રત્યેક મદદ લેનાર સાર્વજનિક પુસ્તકાલય પોતે સરકાર પાસેથી જેટલી રકમ મેળવે તેનો ½ ભાગ કાયમનિધિ ખાતે રકમ મૂકે. ક્રમશઃ આ યોજનાની સફળતા માલૂમ પડતાં સને ૧૯૨૩-૨૪ માં સરકારમદદની નીમે અને છેવટે સને ૧૯૨૫-૨૬ ની સાલથી અપવાદ સિવાય સરકારમદદ જેટલી જ કાયમનિધિ ખાતે રકમ મૂકવાની ફરજ તમામ મદદ મેળવતાં સાર્વજનિક પુસ્તકાલયો અને વાચનાલયોને પાડવામાં આવી. છેવટે એમ જણાવવામાં આવ્યું કે હવે તો જે લોકમદદ ગ્રામ પુસ્તકાલય કે વાચનાલય ઊભી કરે તેની નીમે રકમ કાયમનિધિ ખાતે લઈ જવી અને બાકીની નીમે રકમ પર સવડ પ્રમાણે સરકારપંચાયતની મદદ મેળવી શકે.

**કાયમનિધિની વ્યવસ્થા**

જે ઉદ્દેશથી આ નિધિ ઊભો કરવામાં આવ્યો હતો, તેનો યોગ્ય અમલ થાય, તે માટે જ કાયમનિધિ વ્યવસ્થાપક મંડળના સીધા અંકુશ નીચે રહી શકે, જોઈએ ત્યારે મળી શકે, અને તેનો વ્યાજ

સાથેનો વર્ષ આખરે ચોક્કસ હિસાબ મળી શકે તે માટે સદરહુ રકમો ખાનગી ગૃહસ્થોને ત્યાં નહિ મૂકતાં अ વર્ગની સહકારી મંડળીઓમાં, વડોદરા બેંક અગર તેની શાખાઓમાં, પોસ્ટ સેવિંગ્સ બેંકમાં, મહાલની બચત પેઢીઓમાં, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. માં અગર એવી જ બીજી સરકારે-માન્ય કરેલી સંસ્થાઓમાં મૂકવાની ફરજ પાડવામાં આવી છે. વાચક આ સાથે આપેલી યાદી ઉપરથી જોઇ શકશે કે સામાન્યતઃ મોટા ભાગનાં પુસ્તકાલયોની રકમો હવે વ્યવસ્થિત રીતે રોકાઇ ગઈ છે; અને લગભગ ૨૧ પુસ્તકાલયોની કેટલીક રકમો હજી ખાનગી ઈસમોને ત્યાં છે. ગામડાંની સહકારી મંડળીઓમાં ૧૫૪ પુસ્તકાલયોની રકમો છે તે પૈકી ૫૪ જેટલી સંસ્થાઓ અમારી જાણ પ્રમાણે अ વર્ગની છે. મંડળી કયા વર્ગની છે તે સહેલાઇથી કામ કરનારા જાણી શકે નહિ પણ તે માટે અમને તપાસ કરતાં માલુમ પડયું છે કે દર વર્ષે મંડળીઓની કામ કરવાની પદ્ધતિ અને સદ્ધરતા પરથી તેને વર્ગ આપવામાં આવે છે અને તેનું પ્રમાણપત્ર તેના તરફ મોકલવામાં આવે છે. આમ પ્રત્યેક પુસ્તકાલયના સંચાલકો પોતે નાણાં મૂકતા પહેલાં સ્થાનિક સરકારી અધિકારી સાહેબ મારફત ખાત્રી કરી શકે કે આ સંસ્થા કયા પ્રકારની છે. જ્યાં નાણાં क કે ड વર્ગની સહકારી મંડળીમાં હોય ત્યાંથી ઉપાડી લેવાં એ પુસ્તકાલયોની સદ્ધરતા માટે ખાતાને આવશ્યક જણાતાં સને ૧૯૨૭-૨૮ થી આ પ્રકારની સૂચનાઓ મૂકે જ જાય છે છતાં હજી એ સંસ્થાઓનાં નાણાંના પ્રશ્નોનો ઉકેલ આવી શકયો નથી. તેવી જ રીતે ખાનગી ઈસમોને ત્યાં રહેલાં નાણાં પણ પોતાની ખટપટ અગર વિષમ પરિસ્થિતિને લીધે સંસ્થાઓ નાણાં હજી મેળવી શકી નથી. આ અડચણો સવેળા દૂર થાય એ સ્તુત્ય હેતુથી આ લેખ અને હકીકત આપવામાં આવી છે.

**અંદાજ ન થતાં પુસ્તકાલયો અને કાયમનિધિ**

કેટલાંક ગ્રામ પુસ્તકાલયો જેમની થોકમદદ ઊભી થઇ શકતી નથી પણ તેમની રકમ જો કાયમનિધિ ખાતે હોય તો વ્યાજની રકમમાંથી પણ પોતાના પુસ્તકાલયનું અંદાજ બનાવી શકાય છે; છતાં હજી રાજ્યમાં લગભગ દર વર્ષે સો જેટલાં પુસ્તકાલયો વા વાચનાલયો મદદ લીધા સિવાય પડી રહે છે. આશા છે કે આવાં પુસ્તકાલયો પણ હવે જાગૃત થઇ પ્રતિવર્ષે પોતાના કાયમનિધિની સદ્ધરતા તપાસશે અને તે ઉત્તરોત્તર વધે તેના પ્રયાસ કરશે.

**કાયનિધિની રકમ કયાં સુધી મૂકવાની છે**

ગ્રામ પુસ્તકાલયો અને કસ્બા પુસ્તકાલયો પોતાનાં પુસ્તકાલયો માટે કાયમનિધિ ખાતે મૂકવાની રકમની ફરજમાંથી કયારે માફી મળશે એમ પૂછે છે. આ પ્રશ્ન ઘણા વખતથી ચાલે છે એ માટે પ્રશ્નોત્તરીમાં પૂ. અમીન સાહેબે કેટલીક વખત અનુકૂળ જવાબો આપ્યા પણ છે. અને કેટલેક સ્થળે આંકડા પણ દશ હજાર, પાંચ હજાર કે એક હજાર રૂપિયા થાય ત્યાં સુધી કસ્બાએ, મકાનવાળા ગ્રામ પુસ્તકાલયે કે સામાન્ય પુસ્તકાલયે મૂકવા જોઇએ એમ જણાવ્યું છે. તેઓશ્રીએ બતાવેલી દૂરંદેશી ખરેખર સાચી છે જ. **આપ સૌ સહમત થશો કે કાયમનિધિ એટલે કે કાયમ ખાતે રાખવાની રકમ; તેના વ્યાજ કે ઉત્પન્નનો જ ઉપભોગ કરી શકાય: એટલે**

કાયમનિધિ દર વર્ષે વધવું જ જોઇએ. જોઇએ મારી માન્યતા પ્રમાણે જે કોઈ સાર્વજનિક પુસ્તકાલય સરકાર પંચાયતની મદદ સિવાય પોતાની મેળે પોતાની સ્થળ હકુમતની તમામ રૈયતને મફત વાચન પૂરું પાડી શકે તેવી સદ્ધરતામાં ન આવે ત્યાંસુધી કોઇપણ પુસ્તકાલયને કાયમનિધિમાંથી મુક્તિ મળવી ન જોઇએ. આ બાબત વધારે સ્પષ્ટ કરવાની તક લઉં છું. આપને એક ગામડાનો દાખલો આપું. ગામની વસ્તી ૫૦૦ સુધીની હોય. તેના વાચકો માટે પ્રતિવર્ષે પોતાની અસલ પરિસ્થિતિનો ખ્યાલ કરતાં તેને રૂા. ૭૫) જોઇતા હોય તો તે રૂપિયા પંચોતર ઉત્પન્ન આવે ત્યાંસુધી કાયમનિધિ ખાતે રકમ મૂકેજ જાય. એક ગામ ૧૦૦૦ વસ્તીનું છે તેને રૂા. ૧૫૦) ખર્ચ કરવાની જરૂર છે તો તેટલું ઉત્પન્ન થાય તેટલી રકમ તેણે અનામત ખાતે લઇ જવી જોઇએ. એ પુસ્તકાલય ત્યારેજ સરકાર કે પંચાયતની મદદની માગણી ન કરતાં માત્ર પોતાની જ રકમથી પોતાનું અંદાજ બનાવી મંજૂર કરાવી ખર્ચ કરી શકશે. આજ પ્રમાણે નાના કે મોટા તમામ પુસ્તકાલયો માટે સમજવાનું છે. આ દાખલો વધારે આગળ લંબાવતાં આપને સમજાવીશ કે, આજે સરકાર પંચાયત અને લોકમદદનો કુલ ખર્ચ નિભાવણી માટે રૂપિયા ૧,૨૫૦૦૦ અંકે એક લાખ પચીસ હજાર છે જ્યારે કાયમનિધિ ખાતે આજે જમા થએલી રકમ રૂા. ૭,૧૧,૧૮૫ નું સરાસરી ઉત્પન્ન આપણે ૨૧,૦૦૦ એકવીશ હજાર જેટલું જ ગણી શકીએ. હજી આપણે માત્ર ૧/૬ હદે પહોંચ્યા છીએ. અને પ્રત્યેક પુસ્તકાલયનો અભ્યાસ કરતાં માત્ર ડભોઈ કસ્બા પુસ્તકાલયે પોતાનું ભંડોળ એટલું કર્યું છે કે જે ઉત્પન્ન દ્વારા તે પોતાના પુસ્તકાલયની નિભાવણી સરકાર પંચાયત મદદની અપેક્ષા સિવાય કરે છે. મારી વિનંતિ છે કે આપણે સૌ આપણાં પુસ્તકાલયોની સદ્ધરતા વધારીએ અને તેને વધુ વ્યાપક બનાવવા પ્રયાસો કરીએ. આજે જે ગતિથી આપણું કાયમ-નિધિ ભંડોળ વધે છે તે જોતાં તો ૧,૨૫૦૦૦ નો ખર્ચ કરી શકાય તેટલું ઉત્પન્ન ઊભું કરવા માટે રૂ. ૫,૦૦૦૦૦૦ નું ભંડોળ જોઇશે અને તે ઊભું કરતાં હજી આપણને બીજાં ૧૦૦ વર્ષ જોઇશે. આપને લાગે છે કે આટલી લાંબી મુદત સુધી આપણે પગભર થયા સિવાય આપણાં પુસ્તકાલયો નભાવી શકીશું ?

**નાણાંકીય ભંડોળ વધારવા વિજ્ઞપ્તિ**

છેવટે અંતમાં આપ સૌને મારી વિનંતિ છે કે તમારા પુસ્તકાલયમાં, તમારા ગામના નજીકના પુસ્તકાલયમાં જ્યાં પુસ્તકાલયનાં કાયમનિધિનાં નાણાં ગેરરીતિએ રોકાયાં હોય તે બાબત ત્યાંના સંચાલકોનું, જે તે મહાલ મંડળોનું, પ્રાંત અને રાજ્ય મંડળોનું ધ્યાન ખેંચી વ્યવસ્થિત બનાવી યોગ્ય સ્થળે મુકાવવા પ્રયાસો કરો. અને પ્રતિવર્ષે કુલ મેળવેલી મદદની નીમે રકમ કાયમનિધિ ખાતે અવશ્ય મૂકો; ભંડોળ ઊભું કરવા માટે વિદ્યાદાનના દિવસો વસંતપંચમીએ ઊજવો.

# (૭) પુસ્તકાલયો અને તેનાં અંદાજપત્રો

**પુસ્તકાલય પ્રવૃત્તિમાં અંદાજપત્રોનું મહત્ત્વ**

પુસ્તકાલય પ્રવૃત્તિ એ લોકકલ્યાણ અને લોકજાગૃતિનું મહત્ત્વનું સાધન છે. એ દ્વારા લોકોમાં કાર્ય કરવાની પ્રેરણા ઉત્પન્ન થઇ શકે છે. પુસ્તકાલયો એ પુખ્ત ઉંમરનાં સ્ત્રી-પુરુષો માટે એક વિદ્યાપીઠ સમાન છે. તે દ્વારા અનેક વિષયોનાં પુસ્તકો વાચક મેળવી શકે છે. પુસ્તકાલય સ્થાપવાનો મૂળ ઉદ્દેશ એ છે કે **આમજનતામાં એવા પ્રકારના વાચનનો ફેલાવો કરવો કે જેથી તેનામાં સારાસાર પારખવાની શક્તિ ખીલે અને સંસ્કારો ઝીલવાની શક્તિ પેદા કરે.** માટે જ્યારે નવીન વર્ષનું અંદાજ દરેક પુસ્તકાલય તૈયાર કરે, ત્યારે તે તરફ બહુ ઝીણવટથી નિરીક્ષણ કરવાની જરૂર રહે છે. અંદાજમાં એવો પ્રબંધ હોવો જોઇએ કે ઉપર જણાવેલા પુસ્તકાલય સ્થાપનાના શુભ આશયો વહેલી તકે ફળીભૂત થાય. આજે ગ્રામસુધારણા, ગ્રામોદ્ધાર, સહકાર્ય, કેળવણી વગેરેમાં મહત્ત્વનું ઉત્થાન થઈ રહ્યું છે. એવે પ્રસંગે આમજનતાને પોતાના પ્રત્યક્ષ જીવનમાં લાભદાયી નીવડે તેવું સાહિત્ય ખરીદવા તરફ નાણાંનો વધુ ઉપયોગ થવો જોઇએ. આવા સાહિત્યમાં જીવનચરિત્રો, ખેતીવાડી, હુન્નરોદ્યોગ સંબંધી માહિતી આપનારાં લોકભાષામાં લખાયેલાં પુસ્તકો, ધાર્મિક પુસ્તકો, પ્રવાસવર્ણનનાં પુસ્તકો, કેળવણીના અખતરા સંબંધી પુસ્તકો, તેમ જ લોકજાગૃતિને ઉચ્ચ સંસ્કારો તરફ દોરે તેવી આધુનિક સામાજિક પ્રશ્નોની છણુવટ કરતી નવલિકાઓ કે નવલકથાઓને સ્થાન આપી શકાય. ગામડાંઓનાં અંદાજો બનાવવામાં ઉપરની બાબતોનો સમાવેશ કરવા ખાતર જ્યારે જ્યારે અંદાજપત્રો બનાવવા માટે સામાન્ય સભા કે વ્યવસ્થાપક મંડળની સભા મળે, ત્યારે તેનો પૂરો વિચાર કરવો જોઈએ. **કેટલાંક અંદાજપત્રો વ્યક્તિવાદની દૃષ્ટિએ ઘડાય છે અને તેથી તે અંદાજોથી સામાન્ય આમજનતાને કંઇ વિશેષ લાભ થતો નથી.** આ માટે મૂળર્થ. ખાતાએ અંદાજો મંજૂર કરવાનો કાબુ પોતાની પાસે રાખેલો છે. અને જ્યારે ઉપરની વ્યક્તિવાદ દૃષ્ટિએ અંદાજો મંજૂર થવા આવે છે ત્યારે હું ધારું છું કે ખાતાની દૃષ્ટિએ તેમાં ઘટિત ફેરફાર કરવો પડે છે. આવા પ્રસંગો ઓછા ઊભા થાય અને સામાજિક હિતની દૃષ્ટિએ અંદાજપત્રોની ચર્ચા થઇ નાણાં ખર્ચાય તો તે જરૂર પુસ્તકાલયોને દીપાવશે એ નિઃસંશય છે.

**નિયમનું ધોરણ**

દરેક પુસ્તકાલયને માર્ગદર્શક થઇ પડે એ હેતુથી પુસ્તકાલય ખાતાના નિયમોમાં અંદાજપત્રો સંબંધે બે કલમો દાખલ કરી છેઃ તેમાં ગ્રામ અને કસ્બા પુસ્તકાલયોએ નીચે પ્રમાણે ખર્ચ કરવાનું સામાન્ય ધોરણ ઠરાવ્યું છે.

| બાબત | ગ્રામ પુસ્તકાલયોમાં ખર્ચવાના ટકા. | કસ્બા પુસ્તકાલયોમાં ખર્ચવાના ટકા. |
|---|---|---|
| (૧) પુસ્તકો ખાતે | ૨૫% | ૨૫% |
| (૨) વર્તમાનપત્રો, સામયિકો વગેરે | ૩૦% | ૧૫% |
| (૩) લાકડી સામાન | ૫.૨૦% | ૧૦% |
| (૪) નોકર ખર્ચ | — | ૨૫% |
| (૫) ઈતર ખર્ચ | ૨૫% | ૨૫% |

ઉપરના ફકરામાં જણાવેલું ધોરણ ઘણાં ખરાં પુસ્તકાલયોમાં સચવાતું નથી. મોટે ભાગે ગ્રામ પુસ્તકાલયોની રકમો વર્તમાનપત્રો, સામયિકો અને બીજા કિરકોળ ખર્ચમાં રોકાઇ જાય છે. પુસ્તકાલયોમાં જનતાની સંસ્કૃતિનો વિકાસ થાય અને સામાન્ય મનુષ્યમાં સારાસારનો વિચાર કરવાની શક્તિ પેદા કરે તેવું વાંચન દર વર્ષે નિયમિત પૂરું પાડવામાં ન આવે તો એથી પુસ્તકાલય સ્થાપવાનો ઉદ્દેશ બર આવે નહિ. ખર્ચની ફાળવણીની દૃષ્ટિએ કસ્બા પુસ્તકાલયોની વ્યવસ્થા યોગ્ય નથી. વળી ચાલુ વર્ષમાં મંજૂરી માટે આવેલા કુલ રૂ. ૫૦) સુધીનાં અંદાજો જોતાં વર્તમાનપત્રો ખાતે ૮૦ ટકા જેટલી રકમ અને પુસ્તકો ખાતે માત્ર ૫ ટકા જેટલી રકમ ખર્ચાય છે. આવાં અંદાજવાળાં પુસ્તકાસયોની સંખ્યા લગભગ ૬૫૦ જેટલી છે; જ્યારે કુલ રૂપિયા ૭૫) ના અંદાજવાળાં લગભગ ૨૨૦ પુસ્તકાલયો છે, જેના ૬૦ ટકા વર્તમાનપત્રો ખાતે ખર્ચાય અને માત્ર ૧૫ ટકા રકમ પુસ્તકો ખાતે ખર્ચાય છે. આ પરિસ્થિતિમાં આપણે ધીરે પણ ચોક્કસપણે ફેરફાર કરવાની આવશ્યકતા છે.

**હાલ મંજૂર થતાં અંદાજો**

રાજ્યના આશ્રયથી ચાલતાં પુસ્તકાલયોનાં અંદાજોમાં જણાવેલી રકમો જોતાં તેનાં નીચે પ્રમાણે મુખ્ય વિભાગો પાડયા છે અને તે સાથે જણાવેલાં પુસ્તકાલયો કે વાચનાલયોનો સમાવેશ થાય છે.

**પુસ્તકાલયોનાં જુદાં જુદાં અંદાજો ખર્ચવાની રકમોની યત્તા પ્રમાણે વિભાગો**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| (૧) | રૂ. ૩૦ | સુધીનાં અંદાજે | ૪૨૩ | (૮) | રૂ. ૪૦૦–૫૦૦ | સુધીના અંદાજો | ૪ |
| (૨) | રૂ. ૩૦–૫૦ | ,, ,, | ૨૫૩ | (૯) | રૂ. ૫૦૦–૭૦૦ | ,, ,, | ૫ |
| (૩( | રૂ. ૫૦–૭૫ | ,, ,, | ૨૨૦ | (૧૦) | રૂ. ૭૦૦–૮૦૦ | ,, ,, | ૭ |
| (૪) | રૂ. ૭૫–૧૦૦ | ,, ,, | ૩૮ | (૧૧) | રૂ. ૮૦૦–૯૦૦ | ,, ,, | ૬ |
| (૫) | રૂ. ૧૦૦–૨૦૦ | ,, ,, | ૬૧ | (૧૨) | રૂ. ૯૦૦–૧૦૦૦ | ,, ,, | ૩ |
| (૬) | રૂ. ૨૦૦–૩૦૦ | ,, ,, | ૫૮ | (૧૩) | રૂ. ૧૦૦૦–૨૦૦૦ | ,, ,, | ૧૭ |
| (૭) | રૂ. ૩૦૦–૪૦૦ | ,, ,, | ૫ | (૧૪) | રૂ. ૨૦૦૦–૩૦૦૦ | ,, ,, | ૪ |

**રૂ. ૩૦)ના અંદાજની રકમની માર્ગદર્શક વહેંચણી**

હવે એક પછી એક જુદા જુદા પ્રકારના અંદાજપત્રો કેવાં બની શકે તેનો ખ્યાલ આપવામાં આવશે. ચાલુ સૂચનામાં રૂ. ૩૦) સુધીનાં અંદાજોની રકમ કેમ ખર્ચવી તેની માર્ગદર્શક સૂચના કરવામાં આવે છે. આ અંદાજમાં નીચે પ્રમાણે મુખ્ય વિભાગો ખર્ચના પાડી શકાયઃ

| બાબત | ખર્ચના ટકા | બાબત | ખર્ચના ટકા |
|---|---|---|---|
| (૧) પુસ્તકો ખાતે | ૩૫ % | (૩) માસિકો વગેરે | ૨૫ % |
| (૨) વર્તમાનપત્રો વગેરે | ૨૦ % | (૪) ઇતર ખર્ચ | ૨૦ % |
| | | | ૧૦૦ % |

ઉપર પ્રમાણે વિભાગો જોતાં પુસ્તકો ખાતે રૂપિયા ત્રીસના અંદાજમાં આશરે રૂ. ૧૦) દશ રૂપિયા આપણે ખર્ચવા જોઇએ. આ પુસ્તકો કેવા પ્રકારના ખરીદવાં તેનો પૂર્ણ વિચાર કરવાની આવશ્યકતા રહે છે. આવાં પુસ્તકાલયો મોટે ભાગે શાળાના મુખ્ય શિક્ષકોની સુપ્રતનાં હોય છે એટલે આમજનતાને કેવા પ્રકારનું વાચન

**કેવા પ્રકારનાં પુસ્તકોને સ્થાન અપાય**

આપવું તે સહજ સમજી શકે તેમ છે. મોટે ભાગે આ શિક્ષકો ઉત્તમપદ પાસ હોઇ થોડી ઘણી માધ્યમિક કેળવણી પણ મેળવેલી હોવાથી તેમનામાં સારાસારનો વિચાર કરવાની વિશેષ શક્તિ હોય છે તેમ આપણે સહજ સમજી શકીએ તેમ છીએ. આવા ગ્રંથપાલ કે મંત્રીઓ સતત "પુસ્તકાલય" માસિક વાંચતા રહે તેમાં ખાતા તરફથી પ્રસિદ્ધ થતી યાદીઓ, "પુસ્તકાલય" માસિકના લેખોમાં પ્રસિદ્ધ થતા પુસ્તકપરિચય વિભાગમાંથી પોતાના ગામને યોગ્ય લાગે તેવાં પુસ્તકોની એક કાચી નોંધ તૈયાર કરવી. આવી યાદીઓ જેટલી રકમનાં પુસ્તકો ખરીદવાનાં હોય તેથી બમણી રકમ જેટલાં પુસ્તકો ખરીદી શકાય તેટલી વિસ્તૃત હોવી જોઇએ, જેથી માગણીનું કોઇ પુસ્તક મળતું ન હોય અગર ઓછીવત્તી કિંમતના કારણે કંઇક ફેરફાર ખાતા તરફથી થાય તો પણ તેમાં પોતાની માગણીનાં જ પુસ્તકો મળી શકે. આ પુસ્તકોમાં જરૂર પ્રમાણે નીચેના વિષયોને સ્પર્શ કરતાં પુસ્તકો ખરીદવાં.

(૧) ગ્રામસુધારણાને લગતી તળપદી ભાષામાં રજૂ થતાં પુસ્તકો.
(૨) ગામના કોઇ વિશિષ્ટ પ્રકારના હુન્નરઉદ્યોગ કે ખેતીને મદદરૂપ થઇ પડે તેવાં પુસ્તકો.
(૩) બાલોપયોગી પુસ્તકો.
(૪) જનતાને આનંદ આપે તેવાં નીતિ કે ધર્મનાં પુસ્તકો.
(૫) સ્ત્રીઓપયોગી પુસ્તકો.
(૬) શિક્ષણોપયોગી પુસ્તકો.

ઉપર પ્રમાણે તમામ પ્રકારના ખર્ચની યત્તાવાળાં અંદાજોનો પુસ્તકો ખરીદતી વખતે વિચારણા થવી જોઇએ.

દર વર્ષે નવીન છપાયેલાં પુસ્તકોની યાદીઓ તથા વાચકોની સૂચનાઓ જોઇ તેમાં પોતાના પુસ્તકાલયમાં ન હોય તેવાં પુસ્તકો ખરીદવા તજવીજ કરવાથી આપણાં પુસ્તકાલયોમાં જે પુસ્તકો ખરીદાશે તે પ્રત્યેક પુસ્તકના વાચકો આપણને મળશે, અને પ્રત્યેક વાચક માટે આપણાં પુસ્તકાલયોમાં વાંચવા યોગ્ય પુસ્તકોનો સારો જથો ભેગો કરી શકીશું.

વર્તમાનપત્રો અને માસિકોની પસંદગી એ પણ એક મહત્વની બાબત છે. કારણકે ટૂંકા અંદાજમાં સારામાં સારૂં અને આમજનતાને ઉપયોગી થઇ પડે તેવું વાચન આપવુ જોઇએ. તે સાથે સાથે દેશ વિદેશમા બનતા બનાવોની ટૂંકી માહિતી પણ મળવી જોઇએ. આ અંદાજ એવા પ્રકારનું છે કે જેમાં દૈનિકપત્રને આપણે સ્થાન આપી શકીએ તેમ નથી જ; અને જ્યાં જ્યાં આવાં અંદાજોમાં દૈનિકપત્રો ખરીદવાનો આગ્રહ થાય છે ત્યાં ત્યાં આમજનતાને વિચાર કરવાને અને મનન કરવાને અને ભણેલું ભૂલી ન જવાય તે માટે પૂરતાં બીજાં પુસ્તકો મળી શકતાં નથી એ સ્વાભાવિક છે. આથી આવાં અંદાજોમાં માત્ર સાપ્તાહિક કે અર્ધસાપ્તાહિકોને જ સ્થાન મળી શકે.

માસિકો વગેરેની પસંદગી પણ મહત્ત્વનો ભાગ ભજવે છે. પ્રજામાં આજે ખેતીવાડી સુધારણા, કેળવણી અને સહકારના સિદ્ધાંતોનો વ્યવહારૂ અમલ કેમ થઈ શકે તેવી માહિતી આપતું વાચન ફેલાવવાની વિશેષ જરૂર છે. તે સાથે નિર્દોષ આનંદ આપે તેવું હળવું વાચન પણ જનતાને જરૂરતું છે. તેમ જ થોડું ભણી ઉઠી ગયેલા ભાઈઓને પણ વાચન મળે તેવો પ્રયાસ આમાં પણ થવાની જરૂર છે.

**૩૦–૫૦, ૫૦–૭૫ ના અંદાજો.**

રૂ. ૩૦ થી ૫૦ અને રૂ. ૫૦ થી ૭૫ સુધીના અંદાજો અનુક્રમે ૨૫૩ અને ૨૨૦ ગઈ સાલે હતાં. આ અંદાજો જોતાં ખર્ચની ફાળવણી અવ્યવહારૂ જણાય છે. વ્યવસ્થાપક મંડળ આવતા વર્ષે, અંદાજો તૈયાર કરતી વખતે ઉપરની સૂચનાઓ વાંચે અને આ નીચે આપેલી વધુ વ્યવહારૂ સૂચનાનો અમલ કરે.

**ખર્ચની ફાળવણી.**

વર્તમાન પત્રો, માસિકો વગેરેની વિગતવાર માહિતી ગઈ સૂચનામાં આપી છે. અને તેમાં બતાવેલી ખર્ચની ફાળવણી પ્રમાણે પુસ્તકો ખાતે ૩૫% વર્તમાનપત્રો ખાતે ૨૦%, માસિકો વગેરે માટે ૨૫% અને ઇતર ખર્ચ માટે ૨૦% ખર્ચ કરવો.

**વર્તમાનપત્ર, સામાયિક અને પુસ્તકોની પસંદગી.**

આ જાતના અંદાજવાળાં પુસ્તકાલયો માટે દૈનિક, અર્ધસાપ્તાહિક, માસિક વગેરે સામાયિકોની યાદી અગર માહિતી કરવા મેળવી પોતાના પુસ્તકાલયના ખર્ચની ટકાવારીની મર્યાદામાં આવતા રકમની ફાળવણીનો સારાસાર વિચાર કરીને જનતાંના જુદા જુદા વિભાગોને વાચન મળે તેવી પસંદગી કરવી. આ અંદાજોમાં હજુ આપણે મોટી કિંમતના દૈનિકને સ્થાન આપી શકીએ નહિ. કારણ કે સામાન્ય જનતાની જિજ્ઞાસા પોતાની આજુબાજુ શું બને છે, તે જાણવા માટે સ્થાનિક પત્રની પણ અપેક્ષા રાખે છે. આવાં સ્થાનિક સાપ્તાહિક કે અર્ધસાપ્તાહિકની સાથે દૈનિક પત્રનો ખર્ચ ફાળવણીમાંથી થઇ શકે નહિ. રૂા. ૫૦ થી ઉપરાંતના અંદાજો જ એ પ્રમાણે તજવીજ કરી શકે, માટે વ્યવસ્થાપક મંડળે પુસ્તકાલયની આર્થિક સ્થિતિનો ખ્યાલ કરી જનતાને સમાચાર જાણવાની જિજ્ઞાસા પોષે, તેવી રીતે વર્તમાનપત્રો અને સામયિકો પસંદ કરવાં જોઇએ. ખાસ જરૂર જણાય તો માસિકો પાછળ જે રકમ ખર્ચવાની છે તે પૈકી થોડી રકમ વર્તમાનપત્રો અને સામયિકોમાં વર્ગફેર કરવા હરકત નથી. પરંતુ કોઇપણ સંજોગોમાં માસિકો અને વર્તમાનપત્રો ખાતેની ફાળવેલી રકમ કરતાં વધારે ખર્ચ કરવાનો નથી.

પુસ્તકો પસંદ કરવામાં પણ અગાઉના ફકરામાં યોજના બતાવી છે તે પ્રમાણે પસંદગી કરી ખરીદવાં જોઇએ.

**ઇતર ખર્ચ સંબંધી.**

ઇતર ખર્ચમાં સામાન્ય ખર્ચ ઉપરાંત પુસ્તકબંધામણનો ખાસ સમાવેશ કરી અને કોઇ ખાસ પ્રસંગે પુસ્તકાલયની વ્યવસ્થા કરવા વધુ પસંદ કરવો પડે તેમ હોય તો પુસ્તકો ખાતે રાખેલી રકમમાંથી મંજૂરી મેળવી ખર્ચ કરવો.

**રૂા ૩૦૦ સુધીનાં અંદાજ-પત્રકો બાબત**

આપણે રૂા. ૭૫) સુધીનાં અંદાજોની વ્યવસ્થા કેમ થઇ શકે તે વિષે કેટલીક સામાન્ય બાબતો ચર્ચી હવે આપણે રૂા. ૧૦૦) અને તે ઉપરાંતનાં રૂા. ૩૦૦) સુધીનાં અંદાજો કેમ બનાવવાં, તે સંબંધી કંઇક વિચાર કરવાની જરૂર છે.

આપણે ગ્રામ પુસ્તકાલયો માટે સામાન્ય ખર્ચ કરવાની જે ટકાવારી નક્કી કરી હતી તે સંપૂર્ણ બંધબેસતી અહીં નહિ થાય. આ વસ્તાવાળાં પુસ્તકાલયોની ૧૫૦ જેટલી સંખ્યા છે, તે પૈકી ઘણાં પુસ્તકાલયો મકાનવાળાં છે. અગર ભાડાના મકાનમાં સ્વતંત્ર ગ્રંથપાલ રોકી વહીવટ કરવામાં આવે છે. આ પરિસ્થિતિમાં આપણે બે મહત્ત્વના મુદ્દા ધ્યાનમાં રાખવાના છે. તે એ કે, નવીન પુસ્તકખરીદી અને પુસ્તકાલયના વહીવટના અંગે થતા ખર્ચની જોગવાઈ. આ અંદાજોમાં પાછલા ખર્ચેલા અંદાજોમાં બતાવેલી ખર્ચની બાબતો ઉપરાત નોકરખર્ચ માટે ખાસ જોગવાઇ રાખવાની છે. આ વિષે નીચે પ્રમાણે ખર્ચ કરવાની વ્યવસ્થા કરવા બનતા સઘળા પ્રયાસો કરવાઃ

**વર્તમાનપત્રો ૨૫%, નોકરખર્ચ ૨૦%, પુસ્તકો ૪૦%, ફિરકોલ, શિલકી સામાન સાથે ૧૫%.**

આ ખર્ચ ખાતાના ઠરેલા ધોરણને અનુસરી કરવાનો છે. નોકરખર્ચ જે પાડવાનો તે ગ્રંથપાલ માટે જેટલો સમય તે પુસ્તકાલયમાં બેસી કામ કરે તે પ્રમાણમાં કરવાનો હોય છે. આ માટે ખાતાનું સામાન્ય વલણ નીચે પ્રમાણે રજુ કર્યું છેઃ

| રોજના કામના કલાક | વાર્ષિક રૂપીઆ | રોજના કામના કલાક | વાર્ષિક રૂપીઆ |
|---|---|---|---|
| ૩ | ૩૬ થી ૪૫ | ૧॥ | ૧૮ થી ૨૫ |
| ૨ | ૨૪ થી ૩૬ | ૧ | ૬ થી ૧૮ |

આ ધોરણ નક્કી કરવામાં કામ કરનારમાં સામાજીક સેવા કરવાની ધગશ એ પ્રાધાન્ય છે. મહેનતાણું ગૌણ છે.

આ ધોરણમાં સમયોચિત ફેરફાર કરવો ઘટિત લાગે તો જે તે પુસ્તકાલયે સાધારણ સભામાં ઠરાવ કરાવી ખાતાની મંજુરી મેળવવી. પુસ્તકાલયની આર્થિક પરિસ્થિતિનો ખ્યાલ કરી આવા ખર્ચનો વિચાર કરવાનો છે. ગ્રંથપાલોને જે મહેનતાણું આપવામાં આવે છે તે ઘણું જ થોડું છે. તેમના કાર્યની મહત્તા ઘણી જ છે. પરંતુ પુસ્તકાલયોએ પોતાની સ્થિતિના પ્રમાણમાં ફૂલ નહિ તો ફૂલની પાંખડી એ ન્યાયે કંઇક વેતન આપી કામ કરનાર સેવાભાવી ગ્રંથપાલની કદર કરવી જોઇએ. જે ગ્રંથપાલ પુસ્તકાલયના સ્વતંત્ર મકાનમાં બેસી શાળાથી અલગ એવા શાળાના ટાઇમ બહાર કામ કરતો હોય, તેને માટે ખર્ચ કરવાનો છે. જ્યાં સ્વતંત્ર મકાન ન હોય ત્યાં મકાનની સાફસફી વગેરે માટે પણ જોગવાઇ લોકોએ પોતે કરી લેવાની હોય છે. આ બાબતનો ખર્ચ વ્યવસ્થાપક મંડળ બને ત્યાં સુધી અંદાજમાંથી ન પાડે તે ઇચ્છવા જોગ છે; છતાં જરૂર પડે ત્યાં તે ખર્ચ કરવા હરકત નથી.

આ પુસ્તકાલયો પોતાના અંદાજમાં પોતાને યોગ્ય લાગે તે ગમે તે એક દૈનિક ખરીદી શકશે.

અડવાડિકો માટે જે યોજના આગળના ટૂંકા અંદાજમાં બતાવી છે તે અહીં પણ બંધ બેસતી જ છે માત્ર અહીં અમારી એવી સલાહ છે કે નાણાંની સવડના પ્રમાણમાં એકાદ હિન્દી માસિક કે સાપ્તાહિકની જોગવાઇ કરવી, તેમજ અંગ્રેજી સાપ્તાહિક પણ ખરીદવાની જોગવાઈ બની શકે તો કરવી. આ બધો વિચાર પોતાના અંદાજની સવડ ઉપર રહે છે.

માસિકો માટે પણ અમે અગાઉ જે સલાહ આપી છે તે પ્રમાણે તજવીજ કરવી ઇષ્ટ છે. ઉપરાંત સાહિત્ય વિષયક, મર્યાત્મક ઉચ્ચ કોટીનું ગુજરાતી માસિકોના વાચકોની માગણી પ્રમાણે વ્યવસ્થા થવી ઇષ્ટ છે. ખેતીવાડી, વ્યાપાર અને સમાજ સુધારણાને લગતાં સામાન્ય માસિકો ખરીદવાં જરૂરી છે. કોમી માસિકો પુસ્તકાલયોએ ખરીદવા નહિ તેઓ સારા હોય તો કોઇ તરફથી ભેટ તરીકે સ્વીકારી શકાશે

કિરકોલ ખર્ચ પણ આ પુસ્તકાલયોને પ્રમાણમાં વધુ થાય એ સ્વાભાવિક છે; પણ અંદાજની રકમ જોતાં તેમને ફાળે આવતી ૧૦ ટકાની રકમ પૂરતી થઇ રહેશે, એમ અમારું માનવું છે. આ રકમ પૈકી જે રકમ વર્ષ આખરે જમા રહે તો તે કીરકોલ સદરે જમા લિઇ બીજા વર્ષના અંદાજમાં જે રકમ રાખી હોય તે ઉપરાંત ખર્ચ કરવા હરકત નથી. દાખલા તરીકે અમુક વર્ષ રૂ. ૧૫) એક પુસ્તકાલયમા કિરકોલ સદરે વધ્યા.' આ રકમ પુસ્તકાલયમાં "અંદાજ પૈકી વધેલી કિરકોલ સદરની અનામત" એમ બતાવી જમા રાખવી; અને તે પછીની સાલે રૂા. ૪૦) કિરકોલ સદરે મંજૂર થઇ જમા થયા હોય તેમાં રૂા. ૧૫ ઉમેરી રૂ. ૫૫) સુધીનો ખર્ચ તે પુસ્તકાલય કરી શકશે. પણ પાછની સાલના વધેના રૂા. ૧૫) કોઈ પણ સંજોગોમાં લોકમદદ તરીકે ઉમેરી શકશે નહિ વિશેષમાં આવા પુસ્તકાલયમાં વર્તમાનપત્રો વેચવાથી જે કંઈ ઉત્પન્ન આવે તે પણ જે તે સાલે કિરકોલ સદરે દાખલ કરી ખર્ચ કરી શકાશે. અંદાજમાં પસદ કરવા જેવા પુસ્તકોની 'પુસ્તકાલય' માસિકમાં આપવામાં આવે છે. ( સૂ. નં. ૪૫૭, ૪૫૮ અને ૪૬૮ )

---

## (૮) અંદાજો બનાવવા માટે સહકારી યોજના

સને ૧૯૩૮–૩૯ની વિજાપુર મહાલ પુસ્તકાલય પરિષદે નીચેનો ઠરાવ કર્યો હતો:

**વિજાપુર મહાલ પરિષદનો સહકારી પુસ્તક ખરીદી વિષે ઠરાવ**

"હાલ કેટલાક નાનાં ગામોને ઓછી રકમનાં અંદાજોને લઇને બહોળા વાચનની સવડ મળતી નથી જેથી જે જૂથ મંડળના મંત્રીઓ, ઉત્સાહી હોય તેવાં જૂથમંડળોએ પોતાનાં જૂથનાં પુસ્તકાલયોમાં પુસ્તકોની રકમ મૂકી હોય તે પુસ્તકાલયોના મંત્રીઓએ ભેગા થઇ બધી રકમ ભેગી કરી તે માટે જોઇતાં પુસ્તકોની પસંદગી કરી પુસ્તકો મંગાવવાં અને પછી તે જૂથ મંડળમા ફરતા પુસ્તકાલયની યોજના દાખલ કરી વાચનનો લાભ લોકોને મળે તેવી યોજના કરવી."

**અંદાજે બનાવવાની સહકારી યોજનાથી થતાં લાભ અને યોજના**

આ ઠરાવનો લાભ બે જૂથ મંડળોએ સને ૧૯૩૮–૩૯માં વિજાપુર મહાલમાં લીધો છે. ઠરાવ મંજૂર થઇ બહાર પડતા પહેલાં મોટા ભાગનાં પુસ્તકાલયોનાં અંદાજો મજૂર થઇ ગયેલાં હોવાથી, આ યોજનાનો લાભ બીજાં પુસ્તકાલયોએ લીધો નથી. પરંતુ અમારી માન્યતા છે કે આવી સહકારી યોજના પ્રમાણે જો પુસ્તકો અને માસિકોની ખરીદી થાય તો મોટા અંદાજવાળા પુસ્તકાલયના સાથમાં રહેતાં બીજાં નાનાં અંદાજવાળાં પુસ્તકાલયોને મોટો લાભ થશે. જે ગામડાનાં પુસ્તકાલયો બહુ ઓછી રકમનાં અંદાજે બનાવે છે ત્યાંનાં લોકોને બહોળું વાચન મળી શકતું નથી, જેથી તેવાં ગામોને બહોળા પ્રમાણમાં વાચન મળે એ હેતુથી સહકારના સિદ્ધાંતે એક યોજના નીચે જણાવ્યા પ્રમાણે જૂથમંડળો સમક્ષ રજૂ કરવામાં આવે છે. ઉત્સાહી જૂથમંડળો આ યોજનાનો પૂરેપુરો વિચાર કરી તેનો લાભ લેશે અને જણાતી મુશ્કેલીઓ પુસ્તકાલય ખાતાને રજૂ કરશે તો તેને બને તેટલી વહેલી તકે દૂર કરવા પુસ્તકાલય ખાતું પોતાનું બનતું બધું કરશે. હાલમાં રાજ્યમાં લગભગ પાંચસો પૈકી સવાસો જૂથો આનો અમલ કરે છે.

## યોજના

(૧) ઓછા ખર્ચે વધારે પુસ્તકો અને માસિકો વાંચવા મળે તે માટે જે તે જૂથ મંડળોએ પોતાના જૂથનાં પુસ્તકાલયોના મંત્રીઓએ એકઠા થઇ અંદાજો નીચેની યોજના પ્રમાણે બનાવવા અને પોતાના વ્યવસ્થાપકોને રજૂ કર્યા બાદ ખાતા તરફ મોકલવા.

(૨) જે પુસ્તકાલયમાં જે માસિક મૂકવામાં આવ્યું હોય તે બીજા પુસ્તકાલયમા ન મૂકતાં વારા ફરતી જુદાં જુદા માસિકોની માગણી થશે એટલે વિશેષ વાચન થોડા ખર્ચમાં દરેક પુસ્તકાલયને મળશે. પુસ્તકાલય માસિક ફરજિયાત રહેશે.

(૩) જે અંદાજમાં જે માસિક મુકાયું હશે તે માસિક તે અંદાજવાળા પુસ્તકાલયને મળશે અને તે માસિક મળ્યા બાદ પંદર દિવસ ગામમા ફરતું કર્યા પછી બીજા ગામે તે મોકલવા તજવીજ કરવી. અને તે જૂથ મંડળે એવી રીતે આ માસિક મોકલવાનો ક્રમ ગોઠવવો કે દરેક ગામને જુદાં જુદાં માસિકો વાચવા સહેલાઇથી મળી શકે.

(૪) જૂથ મંડળે એકત્રિત થઇ કયા પુસ્તકાલયમા કયું પુસ્તક મંગાવવું તે નક્કી કરવું. રૂપિયા એકથી વધારે કિંમતનાં પુસ્તકો કોઈપણ પુસ્તકાલયમા બેવડાય નહિ તે ખાસ જોવું.

(૫) પુસ્તકો એક સ્થળેથી બીજે સ્થળે પહોંચાડવા માટે પુસ્તકોની પેટીઓની જરૂર પ્રમાણે માગણી કરવી. **તેમને તેવી પેટીઓ પુસ્તકાલય ખાતુ પૂરી પાડવા ઘટિત તજવીજ કરશે.**

(૬) પેટીઓ તથા પુસ્તકો તૈયાર થાય એટલે પુસ્તકો રજીસ્ટરે ચઢાવી, વર્ગીકરણ કરી ગામમાં વાચન માટે ફરતું કરવું. અને ત્યાર પછી જૂથમંડળનાં તમામ પુસ્તકાલયો તે પુસ્તકો ફરતા પુસ્તકાલયની પેટી દ્વારા ક્રમશઃ દરેક પુસ્તકાલયમાં વાચન માટે મોકલી આપવા તજવીજ કરવી.

(૭) પુસ્તકો એક સ્થળેથી બીજે સ્થળે મોકલવા માટે ગ્રામપંચાયતની સહકાર પૂર્વક મદદ લઇ રાવણીઆ મારફતે પહોંચાડવાની અગર બીજી અનુકૂળ લાગે તે યોજના વિચારી લેવી.

(૮) આ યોજનામાં દાખલ થનારાં પુસ્તકાલયો જેટલી કિંમતનાં પુસ્તકો ખરીદશે તે પ્રમાણમાં તે જૂથમંડળની માગણી પ્રમાણેનાં બીજાં નવાં પુસ્તકો એક વર્ષ સુધી વાચન માટે પુસ્તકાલય ખાતું એકસલ મોકલી આપશે.

ઉપરની યોજનાના ખાસ વિશિષ્ટ લાભો જેવા કે થોડાં ખર્ચમાં વધુ વાચન, નવીન પુસ્તકો માગણી પ્રમાણે ખાતા તરફથી ખરીદાઇ વધારાનાં મળવાનાં તે, તથા મફત મળતી પુસ્તક પેટીઓ વગેરેનો વિચાર કરી સેવાભાવી પુસ્તકાલયના ઉપાસકો આ યોજનાને વધાવી ધપાવશે એવી આશા છે. ( સૂ. નં. ૪ / '૩૯-૪૦ )

---

# (૯) સહકારી દૃષ્ટિએ અંદાજો કેવી રીતે બનાવાય

સૂચના નં. ૪ સન '૩૯-૪૦ અંદાજો બનાવવા માટે સહકારી યોજનાનો ખ્યાલ આપવામાં આવ્યો છે. અને તેવી યોજનાનો અમલ પુસ્તકાલયો કરે તેવો ઠરાવ નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળે તેમ જ મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળે પણ કર્યો છે. આ સમયે એકાદ જૂથનું અંદાજ કેમ તૈયાર થઇ શકે તેની પ્રત્યક્ષ માહિતી જો પુસ્તકાલયોના સંચાલકો આગળ ધરવામાં આવે તો તેમને આ યોજનામાં લાભ લેવાનું સુલભ થઇ પડે. એ હેતુથી આ સૂચના મૂકવામાં આવે છે. જે તે પુસ્તકાલયે પોતાના પુસ્તકાલયના અંદાજમાં સાચવેલી તમામ સાહિત્યની માલિકી જેની તેની રહેશે; માત્ર તે ફરતા પુસ્તકાલયની યોજના પ્રમાણે પોતાના જૂથના એક ગામથી બીજે ગામ માગણી થયે પોતાને ત્યાંથી નવીન સાહિત્ય આવ્યા પછી બીજે માસ સવડ પ્રમાણે ફરતું કરવું પડશે.

પાટણમાં મળેલી રાજ્ય પુસ્તકાલય પરિષદે જૂથ મંડળ મહાલ મંડળ વગેરેની યોજના જ્યારે તૈયાર કરી તે પ્રસંગે **સ્વ શ્રી અમીન સાહેબે ' જૂથમંડળો સહકારની દૃષ્ટિએ શું શું કરી શકે ' તે સંબંધી માહિતી પ્રસિદ્ધ કરેલી.** આજે આપણે આર્થિક સંકડામણમાં હોઇ આપણા બહોળા વાચનને પોષવાનો અગવડ ઉભી થઇ છે આમ પુસ્તકાલયો નવું વાચન ઓછું ખરીદી શકે છે તો તે વાચન સારા પ્રમાણમાં ખરીદાય અને તેનો ફેલાવો એક જૂથના જુદી જુદી કક્ષાના તમામ ગામોમાં સરખી રીતે પહોંચે એ હેતુથી આ સહકારી યોજના દાખલ કરવા આપ સૌને આગ્રહભરી વિનંતિ કરવામાં આવે છે. આ યોજનાથી કોઇ પણ પુસ્તકાલયને નુકસાન નથી. માત્ર પોતાને ત્યાં જે પુસ્તકો છે તેના વાચકો શોધી પોતાના એકમમાં દરેક સ્થળે માગણી પ્રમાણે અનુકૂળતાએ પહોંચાડવાની છે. આમ કરવાથી આપણે સામાન્ય લોકોને વાચન માટે બહુ બહોળા પાયા પર સવલત કરી આપીશું તે સહજે સમજાઇ શકે તેમ છે.

આ યોજના પ્રમાણે જે અંદાજપત્રો બનાવવાનાં છે તેમાં જે તે 'વ્યક્તિગત 'પુસ્-

કાઇપણ નીચેની બાબતમાં પોતાના સ્થળની જરૂરીઆત પ્રમાણે નિયમને પાત્ર રહી સ્વતંત્ર રીતે ખર્ચ કરી શકશે.

(૧) વર્તમાનપત્રો, (૨) નોકરખર્ચ, (૩) અને લાકડી સામાન વગેરેનો મેળ.

આ ત્રણ બાબતોમાં પુસ્તકાલયો માટે બતાવેલી સહકારી યોજના સ્પર્શ કરશે નહિ, પરંતુ માસિકો અને પુસ્તકોની બાબતમાં આ પુસ્તકાલયો ભેગાં થઈ પોતાના અંદાજો ઘડી શકશે.

જૂથમંડળનાં પુસ્તકાલયોના મંત્રીઓ પોતાના અંદાજો બનાવતા પહેલાં જૂથમંડળના મુખ્ય સ્થળે ભેગા થાય. નિયમ પ્રમાણે જૂથમંડળમાં આવતાં પુસ્તકાલયોના કુલ અંદાજનાં કેટલી રકમનાં પુસ્તકો, માસિકો તે ખરીદવા તૈયાર છે તે જે તે પુસ્તકાલયના મંત્રી આંકડા નક્કી કરે. કોઇ પણ સંજોગોમાં આ રકમ નિયમથી ઠર્યા કરતાં ઓછી થવી જોઇએ નહિ. આ આંકડો નક્કી થયા પછી જે તે સદરની રકમમાં કેટલાં માસિકો તથા પુસ્તકોની જરૂરીઆત એ જૂથને છે તેનો વિચાર કરી અનુકૂળતા પ્રમાણે જુદા જુદા ગામમાં ગોઠવે, અને એ જ પ્રમાણે પુસ્તકો ગોઠવે. આમ થવાથી બધાં જ ગામ એક જ પ્રકારનાં માસિકો કે પુસ્તકો મંગાવતાં અટકશે અને તેને બદલે વધારે માસિકો અને પુસ્તકોને આ અંદાજમાં સવડ મળશે.

આ નીચે આવા એક જૂથની હકીકત આપને રજૂ કરું છું તે નોંધશો.

નીચે જણાવેલી હકીકત માત્ર માર્ગદર્શક છે, અને તેથી કેટલું માહિતિ એ જૂથ ખરીદી શકે તેનો સહજ ખ્યાલ આવશે. વિશેષમાં આ યોજનાનો સ્વીકાર કરનાર પુસ્તકાલયોને અંદાજની ફાળવણીની ટકાવારીમાં કંઇ ખાસ અડચણના કારણે ઘટિત ફેરફાર કરવો ઇષ્ટ જણાશે તો તે માટે ખાતું પરવાનગી આપશે.

એક જૂથમાં क, ख, ग અને घ ગામ પુસ્તકાલયો આવેલાં છે. તેઓ નીચે જણાવ્યા પ્રમાણે પોતાના અંદાજો બનાવી શકે તેમ છેઃ—

| | અંદાજની રકમ. | પત્રો ખાતે | માસિકો ખાતે | પુસ્તકો ખાતે | ફિરકોળ |
|---|---|---|---|---|---|
| क | ૨૫ × ૩ = ૭૫ | ૧૯ | ૧૫ | ૨૫ | ૧૬ |
| ख | ૧૦ × ૩ = ૩૦ | ૭॥ | ૬ | ૧૦॥ | ૬ |
| ग | ૫ × ૩ = ૧૫ | ૩॥ | ૩ | ૫॥ | ૩ |
| घ | ૧૬ × ૩ = ૪૮ | ૧૨ | ૧૦ | ૧૬ | ૧૦ |
| | ૧૬૮ | ૪૨ | ૩૪ | ૫૭ | ૩૫ |

કિરકોળ ખર્ચમાં લાકડી સામાન, પુસ્તક બંધામણી, મંડળનું લવાજમ, કન્ટીજન્સી, પરિષદ ખર્ચ વગેરેનો સમાવેશ થાય છે. આ રકમમાંથી જરૂર પ્રસંગે માગણી હોય તો કિરકોળ સદરેથી જરૂરજોગી રકમ વર્ગફેર કરવા મંજૂરી ખાતુ આપી શકે છે.

હવે ઉપરની રકમોમાં હાલના જમાના પ્રમાણે જોઇતું શિષ્ટ સાહિત્ય માત્ર એક પુસ્તકાલય સિવાય બીજાં ખરીદી શકે તેમ નથી છતાં તે સાહિત્ય વાંચવાની કોઈની જિજ્ઞાસા અટકાવી શકાય તેમ નથી; તો આ બધાં ગ્રામ પુસ્તકાલયો સહકારથી પોતાને યોગ્ય લાગે તેવાં માસિકો કે પુસ્તકો નકકી કરી શકે. આ નીચે તેઓ કેવી રીતે નક્કી કરી શકે તેનું માત્ર ઉદાહરણ આપુ છું.

( ૧ ) શારદા, નવચેતન, પ્રસ્થાન, ઉર્મિ, પૈકી એક.
( ૨ ) કલ્યાણ, ગીતાધર્મ પૈકી એક.
( ૩ ) નવરચના, યુવક પૈકી એક.
( ૪ ) ગુણસુંદરી. સ્ત્રીબોધ પૈકી એક.
( ૫ ) કુમાર, કિશોર પૈકી એક.
( ૬ ) શિક્ષણપત્રિકા, સમાજશિક્ષક, ગુજરાત શાળાપત્ર, સૌરાષ્ટ્રશિક્ષક, શિક્ષણ અને સાહિત્ય પૈકી એક.
( ૭ ) ખેતીવાડી, ગ્રામજીવન પૈકી એક.
( ૮ ) વ્યાયામ, સ્કાઉટવીર પૈકી એક.
( ૯ ) બાલમિત્ર, બાળક, બાલજીવન, બાલજગત ગાંડીવ બાલસખા.
(૧૦) **પુસ્તકાલય માસિક તમામ માટે ફરજીઆત**—કારણ તેની ઉપયોગિતા ગ્રંથપાન અને કામ કરનાર માટે એટલી બધી છે કે તેની જરૂર તમામ પુસ્તકાલયોને હોવીજ જોઇએ. આ માસિક પુસ્તકાલયની સ્થિતિ, પ્રવૃત્તિ, ખાતાના હુકમો, વગેરે સંબંધી માહિતી, દેશવિદેશની પુ પ્રવૃત્તિના અખતરા આપતું હોવાથી તે ફરજીઆત રાખ્યું છે.

ઉપરના જૂથમાંથી એક કે વધુ માસિકો પોતાના જૂથ માટે લઇ શકાય અને તેના મૂલ્ય સાથે મેળ પાડી પોતાના જૂથના અંક માટે એક આખાય માસિકોનો સેટ નક્કી થાય તે પૈકી જે તે પુસ્તકાલય માટે નોંધવામાં આવે તે માસિક તે પુસ્તકાલયને પ્રથમ મળે. પછી આ માસિકો પોતાને ત્યાં જરૂર પ્રમાણે રાખી આજુબાજુનાં ગામડામાં ફરતું કરી શકાય.

પુસ્તકો ખરીદવા માટે જૂથનો પુસ્તકાલયોના ગ્રંથપાલો એકત્રિત થઇ જરૂર પ્રમાણે જે તે પુસ્તકાલય પોતાને જોઈતાં પુસ્તકો મૂકી શકે. નાનાં પુસ્તકો બાળોપયોગી જુદા જુદા પ્રકારનાં ખરીદાય એ ઇચ્છવાજોગ છે, છતા કોઇ પ્રસગે થોડાક બેવડાઇ જાય તો ખાસ વાંધો લેવાશે નહિ કારણ મોટે ભાગે આવા પુસ્તકો બહોળા વાચનના કારણે એક બે વર્ષથી વધુ ટકી શકેજ નહિ.

( પુ. નં. ૧૦ / ૩૯–૪૦ )

# (૧૦) નવું ગ્રામ પુસ્તકાલય ઉઘાડવા માટે મોકલવાની માહિતી

શાળાવાળા દરેક ગામે પુસ્તકાલય હોવું જ જોઈએ, એ સિદ્ધાંત વડોદરા રાજ્યે સ્વીકાર્યો છે, અને તેનો અમલ કરવાને માટે દર વર્ષે ૫૦ નવીન પુસ્તકાલયો ઉઘાડવાની યોજના થઈ છે. દરેક પ્રાંતમાં મહાલ મંડળો, પુસ્તકાલય પ્રચારકો અને મહાલ શાળાધિકારી સાહેબો તરફથી નવીન પુસ્તકાલયો ઉઘાડવા પ્રયત્નો શરૂ થાય છે; પરંતુ જો તે ગામ તરફથી ફક્ત લોકમદદની રકમ મોકલવામાં આવે અને પુસ્તકાલય શરૂ કરવા માટેની જરૂરી વિગતો પૂરી પાડવામાં ન આવે, તો નિરર્થક પત્રવ્યવહાર વધી પડે છે અને પુસ્તકાલય શરૂ થવાનું ઢીલમાં પડે છે. પરિણામે રૂપીઆ મોકલ્યા એટલે પુસ્તકાલય તુર્ત જ શરૂ થશે, એમ સમજનાર લોકો નિરાશ થાય છે. આવો પ્રસંગ ન આવે માટે રૂપીઆ મોકલનાર દરેકે રકમની સાથે નીચે પ્રમાણે માહિતી લખી મોકલવી જોઈએ—

૧. ગામનું નામ, મહાલના નામ સાથે.
૨. વસ્તી–તે પૈકી ભણેલાં સ્ત્રી પુરૂષો કેટલાં ?
૩. પુસ્તકાલયનો લાભ લઈ શકનાર નજીકનાં બીજાં ગામોનાં નામ ?
૪. સ્વતંત્ર શાળા છે કે વર્ગ ? વર્ગ હોય તો કેટલા વખતથી ઉઘડયો છે ?
૫. શાળાના વર્ગો અને વર્ગવાર વિદ્યાર્થીઓની સંખ્યા.
૬. નજીકનું રેલ્વે સ્ટેશન.
૭. પોસ્ટનું સ્થળ અને અઠવાડિયામાં કયે કયે દિવસે ટપાલ આવે છે.
૮. દર વર્ષે આશરે કેટલી લોકમદદ ઉભી થઈ શકશે ?
૯. મંત્રી તરીકે કામ કરનાર શાળાના શિક્ષકનું નામ.

( સ. નં. ૧૬૨ / ૩૧–૩૨ )

---

# (૧૧) નવીન પુસ્તકાલય ઉઘાડવા અગાઉ કરવાની તજવીજ બાબત

નવીન પુસ્તકાલય ઉઘાડવા માટે લોકમદદના રૂ. ૫૦ થી ૭૫ સુધી મળે, એટલે તુર્ત જ પુસ્તકો અને વર્તમાનપત્રો મોકલી પુસ્તકાલય શરૂ કરી આપી શકાય છે, એમ કોઈએ સમજવાનું નથી: કારણ કે પુસ્તકાલય ઉઘાડવાની અત્રેથી મંજૂરી આપતા અગાઉ અને સરકાર મદદ મગાવવા અગાઉ નીચે પ્રમાણે તજવીજ કરવાની હોય છે:—

૧. રૂપીઆ ૫૦ થી ૭૫ સુધી ગામડાની સ્થિતિ પ્રમાણે નાણાં ઊભાં થયાની ખબર અમને મળે એટલે તે રકમ પુસ્તકાલય સહાયક મંડળમાં જમા કરાવવા તજવીજ કરવી,

જેમાંથી રૂ. ૨૫) પુસ્તકો માટે અને રૂ. ૨૫) વર્તમાનપત્રો, માસિકો, કબાટ વગેરે માટે અને બાકીની વધેલી રકમ કાયમનિધિ ખાતે લઇ જવામાં આવે છે.

૨. નવીન પુસ્તકાલયો માટેનાં પુસ્તકો સરકારે નીમેલી સમિતિએ મંજૂર કરેલાંજ લેવાના હોય છે, એટલે જે તે ગામેથી એ માટે પુસ્તકોની યાદી મંગાવવાની હોતી નથી. પરંતુ મંજૂર કરેલી યાદીમાં ભગવદ્ ગીતા, ભાગવત, રામાયણ, મહાભારત, ચંદ્રકાન્ત, સરસ્વતીચંદ્ર, બૃહત્ કાવ્યદોહન, સ્વર્ગનો ખજાનો, સ્વર્ગની સીડી, ઘરવૈદું, ગાંધીજીની આત્મકથા, અમર ચરિત્ર, દક્ષિણામૂર્તિ, ગાંડીવ વગેરે સંસ્થાઓનાં બાળોપયોગી પુસ્તકો, તેમજ નાનાં ગામોને ખાસ ઉપયોગી બીજાં પુસ્તકો હોય છે જ. લોકમદદના રૂ. ૨૫) માં સરકાર મદદના રૂ. ૭૫) ઉમેરી રૂ. ૧૦૦) નાં ઉપર પ્રમાણે પુસ્તકો અપાય છે. આ પુસ્તકો પત્રો શરૂ થઇ ગયા પછી, અને કબાટ પહોંચી ગયા પછી, એક બે માસમાં મોકલી આપવા તજવીજ થાય છે.

૩. બાકીના રૂ. ૨૫) માં સરકાર મદદના રૂ. ૨૫) અને પ્રાંત પંચાયત મદદના રૂ. ૨૫) ઉમેરી કુલ રૂ. ૭૫) નું અંદાજપત્ર જે તે પુસ્તકાલયે છાપેલા નમૂના ઉપર અત્રેની મંજૂરી માટે તૈયાર કરી મોકલવાનું હોય છે. આ અંદાજપત્રમાં રૂ. ૨૭–૮–૦ નું કબાટ, રૂ. ૩૫) સુધીનાં વર્તમાનપત્રો, માસિકો, પુસ્તકો વગેરે અને રૂ. ૧૨–૮ રબરનો શીક્કો, દફતર માટે છાપેલા નમૂનાઓ, ટપાલ ખર્ચ વગેરે માટે રાખવામાં આવે છે.

ઉપર પ્રમાણે અંદાજપત્ર કરી મોકલવા અત્રેથી છાપેલા નમૂનાઓ મંત્રી તરફ મોકલી આપવામાં આવે છે. આ અંદાજપત્રમાં પત્રો, પુસ્તકો વગેરેની પસંદગી જે તે પુસ્તકાલયે કરવાની હોય છે.

૪. અત્રેથી મોકલેલા છાપેલા નમૂના મંત્રીને મળે, એટલે વ્યવસ્થાપક મંડળ નીમવા વગેરેની જરૂરી તજવીજ કરી, સાધનિક કાગળો સાથે અંદાજના કાગળોની બેવડી નકલો મંત્રીએ અત્રે મોકલી આપવી જોઇએ.

૫. અંદાજ અત્રે આવે એટલે ઘટિત ફેરફાર સાથે તે મંજૂર કરી તેની એક નકલ અત્રે રાખી લઇ બીજી નકલ જે તે પુસ્તકાલયને મોકલી આપવામાં આવે છે અને તે સાથે સરકાર અને પ્રાંત પંચાયત મદદના રૂ. ૨૫) ની, દરેકની, બબ્બે પાવતીઓ સહી થવા પુસ્તકાલય તરફ મોકલાય છે

૬. અંદાજ મંજૂર કર્યાના છાપેલા કાગળમાં લખેલી સૂચના પ્રમાણે પાવતીઓ ઉપર એક આનાની ટીકીટ ચોઢી તે ઉપર મંત્રીની અને બાજુમાં રૂબરૂની સહીઓ થઇ, પાવતીઓ અત્રે આવી જાય, એટલે પુસ્તકાલય શરૂ થયાનો દાખલો અત્રે રાખી, વર્તમાનપત્રો, કબાટ, પુસ્તકો વગેરે મોકલી આપવા પુસ્તકાલય સહાયક સહકારી મંડળને હુકમ અપાય છે.

૭. જે માસની તા. ૧૫ મી પહેલાં પાવતીઓ અત્રે આવી જાય, તે પછીના માસની પહેલી તારીખથી વર્તમાનપત્રો અને માસિકો શરૂ કરી આપવા તજવીજ થઇ શકે છે. પુસ્તકો

મોકલવા અગાઉ પ્રથમ કબાટ મોકલાય છે, અને કબાટ પહોંચ્યાનો દાખલો આવી ગયા પછી રૂા. ૧૦૦) વાં પુસ્તકો મોકલવા તજવીજ થાય છે.

૮. ઉપર પ્રમાણે બધી વિધિ કરતાં, એક બે માસ નીકળી જાય, એ સ્વાભાવિક છે; પરંતુ આ લાંબી મુદત દરમ્યાન લોકોની પુસ્તકો વાંચવાની જિજ્ઞાસા તૃપ્ત થાય તે માટે ફરતા પુસ્તકાલયની એક પેટી નવીન પુસ્તકાલયની માગણીવાળા ગામ માટે નજીકના રેલ્વે સ્ટેશને, અત્રેથી સરકાર ખર્ચે મોકલી આપવા યોજના કરી છે. એટલે લોકોને પુસ્તકો માટે અધીરાઇ રાખવાને કારણ મળશે નહિ.

આ માહિતી લાગતા વળગતાની જાણ માટે અને પત્રવ્યવહારમાં નાહકનો કાળક્ષેપ ન થાય તે માટે અત્રે પ્રસિદ્ધ કરવામાં આવે છે. ( સૂ. નં. ૧૬૩ / ૩૧-૩૨ )

---

# (૧૨) શાળા અને પુસ્તકાલય

સને ૧૯૧૧ માં રાજ્યનાં ગામડાં, કસ્બાઓ, તથા મોટાં શહેરોમાં સાર્વજનિક પુસ્તકાલયો અને વાચનાલયો સ્થાપવા નિયમો મંજૂર થયા, ત્યારે આ યોજનાનો ઉદ્દેશ, પ્રજામાં વાચનનો શોખ વધી, પુસ્તકો તથા વર્તમાનપત્રોના બહોળા જ્ઞાનનો અધિક ફેલાવો થાય એ પ્રકારનો હતો. પરંતુ પુસ્તકાલયોનો લાભ લેવો, એ પ્રાથમિક કેળવણીની માફક ફરજિયાત નથી, કેવળ ઐચ્છિક છે. એટલે આ યોજનાનો લાભ ઘણે ભાગે આગળ પડતાં જ ગામો અને ત્યાં પણ પ્રજાનો અમુક વર્ગ જ લે છે. જેથી રાજ્યનાં બધાં ગામોને, અને પ્રજાના બધા વર્ગોને આ જ્ઞાનપ્રચારની યોજનાનો લાભ મળે, તે માટે એમ ઠરાવવામાં આવ્યું છે કે દર વર્ષે ૫૦ પુસ્તકાલયો નવીન ઉઘાડી, શાળાવાળા દરેક ગામને શાળા સાથે પુસ્તકાલયનો પણ લાભ આપવો, પુસ્તકાલયને શાળાના એક અંગ તરીકે જ ગણવું, **અને ફરજિયાત પ્રાથમિક કેળવણીને લઇને વિદ્યાર્થીઓ શાળામાં વાંચવા લખવાનું જે કંઇ શીખ્યા હોય, તે શાળા છોડ્યા પછી ભૂલી ન જાય તે માટે, તેમ જ પુસ્તકાલયના ઉપયોગથી જ્ઞાનમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરે તેવી તજવીજ પુસ્તકાલય ખાતાએ અને શાળા ખાતાએ કરવી.** આ રીતે શાળાઓ અને પુસ્તકાલયોનો ગાઢ સંબંધ હોય તો જ ફરજીઆત કેળવણીનાં પરિણામ જરૂપમેર ફલિત થાય. એટલે આજસુધીમાં સ્થપાયલાં અને હવે પછી સ્થપાનાર પુસ્તકાલયોનો લાભ, **ગામનાં પુખ્ત ઉંમરનાં સ્ત્રી પુરુષો ઉપરાંત, શાળામાં અભ્યાસ કરતા અને શાળા છોડી ગયેલા વિદ્યાર્થીઓ પણ લે, તેવા પ્રયત્નો કરવાની ખાસ જરૂર છે. પોતાની મેળે લેવા આવે તેમને જ પુસ્તકાલયમાંથી પુસ્તકો આપી સંતોષ માનવાને બદલે, પ્રયત્ન કરીને ઉઠી ગએલા વિદ્યાર્થીઓને અઠવાડિયામાં દર બુધવાર યા કોઇ અન્ય અનુકૂળ એક દિવસે શાળામાં બોલાવી, તેમને આનંદ અને જ્ઞાન મળે તેવાં વાર્તાઓનાં પુસ્તકો છૂટથી ઘેર વાંચવા આપવાં જોઇએ.** આ મતલબની કામગીરી એકલા ગ્રંથપાલે નહિ પણ શાળાના તમામ શિક્ષકોએ હંમેશ ઉત્સાહપૂર્વક બજાવવી જોઇએ. અને એ ફેલાવામાં શાળા ખાતાના તપાસનીસે ખાસ સહકાર આપવો જોઇએ.

જો આ પ્રમાણે પ્રયત્ન થાય, તો જ નાનાં ગામોમાં પણ શાળાઓ કઢાડીને, ગેરહાજર રહેનાર બાળકોનો દંડ કરીને પણ ફરજિયાત કેળવણી આપવાના અને પુસ્તકાલયો દ્વારા પ્રજાને જ્ઞાન આપવાનો શ્રીમંત સરકાર મહારાજા સાહેબનો જે સ્તુત્ય ઉદ્દેશ છે, તે પાર પડી શકે.

સ્વતંત્ર મકાન સિવાયનાં ગ્રામપુસ્તકાલયોનું કામ શાળાના મુખ્ય શિક્ષક વા તેમની દેખરેખ નીચે શાળાના ઉપશિક્ષક જ કરે છે. પુસ્તકાલય શાળામાં જ હોય છે. એટલે ઉત્સાહી શિક્ષકોએ જ્ઞાનપ્રચારનું આ કામ ઉમંગથી ઉપાડી લીધું છે; અને અન્ય શિક્ષકો આ દિશામાં પ્રયત્ન કરશે, એમ આશા રાખવામાં આવે છે. માટે ફરજિયાત કેળવણી અને સાર્વજનિક પુસ્તકાલયોની પ્રવૃત્તિઓ દ્વારા ગામડાંના લોકોમાં–ખાસ કરીને શાળામાં ભણતા અને ભણીને ઊઠી ગયેલા વિદ્યાર્થીઓમાં–જ્ઞાનપ્રચારનું કામ હેતુપૂર્વક અને પદ્ધતિસર થયા કરે તે માટે કેટલીક વ્યવહારૂ અને માર્ગદર્શક સૂચનાઓ અત્રે કરવામાં આવે છે.

૧ પુસ્તકાલયનાં પુસ્તકોની યાદીમાંથી બાળોપયોગી–એટલે આઠથી ચૌદ વર્ષ સુધીના અથવા તો વર્ગ ૧ થી ૭ સુધીનાં વિદ્યાર્થીઓ વાંચી શકે, તેવાં પુસ્તકોની એક ઈલાયદી યાદી તૈયાર કરવી. આ યાદીમાં ખાસ કરી, દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન તરફથી પ્રસિદ્ધ થયેલાં બાલસાહિત્ય માળાનાં ૮૦ પુસ્તકો અને તેવાં જ બીજાં પુસ્તકો ગાંડિવ સાહિત્યનાં, બાલજીવન પ્રકાશન મંદિરનાં, પુસ્તકાલય સ. સ. મંડળ લિ. નાં તેમજ તેવી બીજી સંસ્થાઓનાં પુસ્તકોનો સમાવેશ થાય છે.

૨ આ યાદીમાંનાં પુસ્તકો પૈકી, શાળાના વખત પત્રકમાં ઇતર વાચન માટે દર અઠવાડિયામાં બે દિવસ પૈકી, જે વખત મુકરર કરવામાં આવ્યો છે, તે વખતે વિદ્યાર્થીઓને પુસ્તકો વાંચવા આપવાં. વિદ્યાર્થીઓ આ વખતે પોતપોતાની મેળે સ્વતંત્ર રીતે જ, પુસ્તકો વાંચે એમ યોજના રાખવી. કોઈ વિદ્યાર્થી કંઇ પૂછે તો તેની શંકાનો ખુલાસો જરૂર કરવો. પણ તે પોતાની જ મેળે, ગમે તે પુસ્તક અને તેનો ગમે તે ભાગ સ્વતંત્ર રીતે વાંચે તેવી યોજના રાખવી. ફક્ત તેઓ તાણીને વાંચીને એક બીજાને વા નજીકના વર્ગને હરકત ન કરે તેટલું જ શિક્ષકે જોવું. શિક્ષકે પોતે પણ તે વખતમાં પુસ્તકો વાંચવાં, અને કયું પુસ્તક કયા વર્ગના વિદ્યાર્થીને માટે લાયક છે, તે માહિતી જાતે વાંચીને મેળવી લેવી.

૩ વિદ્યાર્થી પુસ્તક ઘેર વાંચવા લઈ જવા ઇચ્છે તો તે નોંધીને, તેની સહી કરાવી લઇને, ખુશીથી આપવું, પણ ઇતર વાચનના દિવસે, તે પુસ્તક પાછું શાળામાં લાવે તેમ જણાવવું. જેથી જરૂર પડે તો પુસ્તકો વંચાઇ રહેતાં વિદ્યાર્થીઓ પુસ્તકોની એક બીજા પાસેથી અદલાબદલી કરી શકે.

૪ જ્યારે નક્કી કરેલાં વર્ગનાં આપેલાં પુસ્તકો વંચાઇ રહે એટલે શિક્ષકે તે બરાબર વંચાયાં છે, વિદ્યાર્થીઓ સમજીને વાંચે છે કે નહિ તેની થોડી વાતો કરી પ્રશ્નો પૂછી માહિતી મેળવવી. વાચનની ખામી હોય તો તે સુધારવી અને સમજીને વાંચવાની ટેવ પાડવી.

૫ દરેક પુસ્તકાલયમાં એકાદ બાલમાસિક મોકલવામાં આવે છે જ. આ માસિક

વર્ગ ૪ અને તે ઉપરાંતના વિદ્યાર્થીઓને વારાફરતી ઘેર વાંચવા લઇ જવા આપવું. અને ઇતર વાચનના વખતમાં નવો અંક અને પહેલાંના અંકો વિદ્યાર્થીઓને વાંચવા આપવા. બોધ માસિક આવતું હોય, તો તેમાં પણ બાલવિભાગ હોય છે. બીજાં માસિકોના પણ ઘણા લેખો ઉપરના વર્ગના વિદ્યાર્થીઓ વાંચી અને સમજી શકે તેવા હોય છે, એટલે તે માસિક પણ વાંચવા આપવું. કુમાર માસિક આવતુ હોય તો તેમાંના પણ બાલોપયોગી લેખો વાંચવા ભલામણ કરવી. અને બીજા લેખોમાંથી તેમને જાણવા જેવું હોય, તેનો સાર શિક્ષકે કહી જવો અને તે માસિકના લેખો તરફ વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચવું.

ઉપર પ્રમાણે શાળામાં ઇતર વાચનનું કામ નિયમિત ચાલુ રહેશે તો વિદ્યાર્થીઓને પાઠ્ય પુસ્તકો ઉપરાંતનાં પુસ્તકો વાંચવામાં રસ પડશે, અને પછી તો તેમને એક પ્રકારનો વાચનનો શોખ થશે; અને શાળા છોડયા પછી પણ આ રસ અને શોખ ચાલુ રહેતાં, શાળાના શિક્ષકો તરફથી તેને પુષ્ટિ મળતાં, પુસ્તકાલયમાં આવતાં નવીન પુસ્તકો વર્તમાનપત્રો અને માસિકો વાંચવાની તેમની વૃત્તિ સ્વાભાવિક રીતે જ ખીલશે. અને મુકરર કરેલ દિવસે શાળા છોડયા પછી પણ વિદ્યાર્થીઓ, પુસ્તકો અને વર્તમાનપત્રો લેવા હોંસે હોંસે આવશે.

૬ છેલ્લાં પાંચ વર્ષમાં શાળાના વર્ગ ૪ **અને તે ઉપરાંતનાં ધોરણોમાંથી જે વિદ્યાર્થીઓ શાળા છોડી ગયા હોય, તેમની શાળાના વા પુસ્તકાલયના દફતરે એક દલાયદી નોંધ રાખવી,** તેમને મિત્રભાવે અઠવાડિયાના મુકરર કરેલે દિવસે શાળામાં બોલાવવા, તેમને લાયકનાં જે પુસ્તકો હોય તે બતાવવાં અને ભણેલું ભૂલી ન જવાય અને નવીન જ્ઞાન મળે તે માટે તેમને ગમે તે એક પુસ્તક વાંચવા માટે ઘેર લઇ જવા સમજાવવું, અને બીજે અઠવાડિયે મિત્રો સાથે નવીન પુસ્તકો લેવા આવવા જણાવવું. શિક્ષક શાળાના કામકાજથી છૂટો હોય તેવો જ વખત આ કામ માટે રાખવો; જેથી ઉમંગથી આવેલા યુવકને વધારે વખત બેસી રહેવું ન પડે વા ખોટી થઇ પાછું જવું ન પડે. બુધવારે શાળા પછીનો વખત રાખવામાં આવશે તો સર્વને વધારે અનુકૂળ પડશે. વળી મોટી ઉમ્મરના જૂના વિદ્યાર્થીઓ પુસ્તક લેવા આવે, ત્યારે તેમને ઘરમાં રમવાની કોઇ રમતો રમાડવાનું રાખ્યું હોય તો તેમને એ પણ પુસ્તક લેવા આવવા માટે એક આકર્ષણ થઇ પડશે. આ માટે રંગનાં પત્તાંની રમત, હિંદુસ્તાનના નકશાની રમત, ડ્રાફ્ટસ્મેન, ડૉમીનૉઝ, જ્ઞાન ગમ્મત વગેરે રમતો પસંદ કરી શકાય તેવી છે. આ રમતો પુ. સ. સ. મં. લિ. માંથી વેચાતી મળી શકશે વા ફરતા પુસ્તકાલયની પેટી દ્વારા પણ વડોદરાથી મોકલી આપવામાં આવશે. સ્ટિરિઓસ્કોપ દ્વારા જોવાનાં સુંદર દૃશ્ય–કાર્ડ આ દિવસે બતાવવામાં આવશે તોપણ આવનાર ભાઇઓને આનંદ મળશે અને ફરીફરીને આવવા માટે ઉમંગ થશે.

૭ શાળામાં તેમ જ શાળા છોડી જનાર વિદ્યાર્થીઓ પૈકી જે વાંચવામાં જરા વધારે ચોકસ, ઉત્સાહી અને આગળ વધેલા હોય તેમને ' મેં શું વાંચ્યું ? ' એની વ્યક્તિગત નોંધ

રાખી શકાય તેની નોંધ રાખવી અને તેમને પણ વાચન સમજપૂર્વક વાંચવું છે કે નહિ તે જાણવાનું મળે અને માર્ગદર્શન કરી શકાય તેવી યોજના શિક્ષકોએ કરવી.

ઉપરની યોજના પ્રમાણે જે કોઇ શાળામાં શિક્ષકો કામ કરશે, તેમને પુસ્તકાલય ખાતા તરફથી પુસ્તકો, રમતોનાં સાધનોની ફરતા પુસ્તકાલયની પેટીઓ દ્વારા પૂરતી મદદ આપવામાં આવશે, કામ કરવામાં આવતી મુશ્કેલીઓની શંકાઓના ખુલાસા કરવામાં આવશે, અને જરૂર પડતી માર્ગદર્શક વિશેષ માહિતી પૂરી પાડવામાં આવશે. ટૂંકામાં શાળા છોડી ન હોય ત્યારે અને શાળા છોડયા પછી પણ વિદ્યાર્થીઓનો વાચનનો શોખ ચાલુ રહે અને તે શોખ દિનપ્રતિદિન વધે તે માટે જે કંઇ શકય અને જરૂરી હશે, તેવી બધી મદદ પુસ્તકાલય ખાતા તરફથી ઉત્સાહી શિક્ષકોને અપાશે.

---

# (૧૩) વર્ગવાર વાચનની સવડ

વિદ્યાર્થીઓ શાળાઓમાં ભણેલું ભૂલી ન જાય અને પોતાનાં જ્ઞાનમાં ઉત્તર વયમાં વધારો કરતા રહે તે માટે શાળાઓના અભ્યાસ–પત્રકમાં ઇતર વાચન માટે અઠવાડિયાના કેટલાક કલાકો ખાસ મુકરર કરવામાં આવ્યા છે. જે ગ્રામ પુસ્તકાલયોનો વહિવટ શાળાના શિક્ષકો જ કરે છે, તે પુસ્તકાલયોમાંથી શાળાના વિદ્યાર્થીઓ માટે શિક્ષકો સહેલાઇથી બાલોપયોગી પુસ્તકો મેળવી શકે; પરંતુ જે પુસ્તકાલયો શાળા બહાર સ્વતંત્ર મકાનોમાં છે અને જેનો વહિવટ શિક્ષકો કરતા નથી તેવી શાળાઓના વિદ્યાર્થીઓ માટે પુસ્તકો પૂરાં પાડવા સારૂ જેમણે તેમણે નીચે તજવીજ કરવીઃ—

૧ બાલોપયોગી પુસ્તકો પૈકી જે પુસ્તકો શાળાના મુખ્ય શિક્ષક પસંદ કરે તે પુસ્તકો એકી વખતે એક વર્ગના વિદ્યાર્થીઓની સંખ્યાના પ્રમાણમાં ૨૦, ૩૦ કે ૪૦ સુધી પુસ્તકો શિક્ષકના નામ ઉપર નોંધીને આપવાં.

૨ પુસ્તકો વર્ગ ૧ થી ૭ સુધીના વિદ્યાર્થીઓને કામ લાગે તેવી રીતે દરેક વર્ગ શિક્ષકે પસંદ કરવાં.

૩ નવીન વર્ષમાં ઉપર પ્રમાણે પુસ્તકો આપી શકાય તે માટે ફરતા પુસ્તકાલયની એક બે પેટી પ્રત્યેક જૂથના અગર કસ્બાના મંત્રીઓએ જરૂરના પ્રમાણમાં ખરીદવા પોતાના અંદાજમાં સવડ રાખવી.

૪ ઉપર પ્રમાણે પુસ્તકો પેટીમાં લઈ જઇ શિક્ષકે શાળામાં વિદ્યાર્થીઓને વાંચવા માટે આપવાં, અને પેટીમાં મૂકેલી ખાસ ઇશ્યૂબુકમાં વિદ્યાર્થીઓનાં નામ નોંધવાં.

૫ વિદ્યાર્થીઓમાં ઉપરનાં બધાં પુસ્તકોનો ઉપયોગ થઇ રહે, ત્યારે પેટી ઇશ્યૂબુક સાથે પુસ્તકાલયમાં પાછી મોકલવી.

૬ સામાન્ય રીતે પેટી ત્રણ માસ આખરે પાછી આપવી; પણ જરૂરના પ્રમાણમાં ઓછીવત્તી મુદત તે રાખી શકાશે અને નવેસર બીજાં પુસ્તકો લેવાં.

૭ દર ત્રણ માસે અને ખાસ કરીને જુલાઈ આખર સુધીમાં કેટલાં પુસ્તકો વંચાયાં અને

કેટલા વિદ્યાર્થીએ તે વાંચ્યાં તેની હકીકત શાળાના મુખ્ય શિક્ષકે પુસ્તકાલયના મંત્રી તરફ બિનચૂકે મોકલી આપવી.

૮ વંચાઇ રહેલાં પુસ્તકોની પેટી પાછી આપ્યા પછી બાલોપયોગી બીજાં પુસ્તકો શિક્ષકે પસંદ કરવાં. જરૂર હશે તો બીજી પેટીમાં પણ પ્રથમની પેટીમાંનાં પુસ્તકો દાખલ કરી શકાશે.

જે શાળાના શિક્ષકોને સ્થાનિક પુસ્તકાલયમાંથી વિદ્યાર્થીઓના ઉપયોગ માટે પૂરતાં પુસ્તકો ન મળી શકે, તેમણે વડોદરેથી ખાતાની ફરતા પુસ્તકાલયની શાખામાંથી પુસ્તકોની પેટીઓ મંગાવી લેવા તજવીજ કરવી.

## (૧૪) પુસ્તકાલય અને ગ્રામ સુધારણા

" જેવી રીતે ઝાડનું સાફલ્ય ફળમાં છે, તેવી જ રીતે સરકારની તથા લોકોની તમામ પ્રવૃત્તિઓનું સાફલ્ય અખિલ સમૂદાયના સુખમાં સમાએલું છે. "

—શ્રીમંત મહારાજા સાહેબ

હિંદનાં ગામડાંની ગરીબાઇ, રૂઢિચુસ્તતા, અજ્ઞાનતા, નિરૂદ્યમીપણું, ટાળી તેમને સુખી બનાવવા, મહાવની યોજનાઓ વિચારી તેનો અમલ કરવા બનતા બધા પ્રયત્નો થાય છે. વિદ્વાનોએ બહુ બહુ વિચારને અંતે કબૂલ કર્યું છે કે જો દેશને પ્રાણવાન, સમૃદ્ધિવાન, અને જ્ઞાનવાન બનાવવો હોય તો તેના બધા અખતરાઓ, ઉપચારો, ગામડાંમાં કરવા જોઇએ; અને તેથી જ આજકાલ હિન્દભરમાં ગ્રામ સુધારણાનો પ્રશ્ન એ મહાન પ્રશ્ન બનેલો છે.

પતિતપાવન શ્રીમંત મહારાજાશ્રીએ તો પોતાના મન સાથે નક્કી જ કરેલું છે કે રાજ્યની તમામ આબાદી ગામડાં ઉપર નિર્ભર છે, અને પોતાના બહુશ્રુત જ્ઞાન વડે ગ્રામ્ય સુધારણાના ગહન પ્રશ્નો છણીને ગ્રામ્યપુનર્ઘટના માટે બનતું કર્યું છે, અને લાખો રૂપિયાના ખર્ચે મહાન કેંદ્રો સ્થાપ્યાં છે. ગ્રામ્ય પ્રજાની સુધારણા માટે બનતી સવડો આપી પ્રાથમિક કેળવણી ફરજીયાત કરી પ્રજાને જ્ઞાનવાન બનાવવા પ્રખર પ્રયત્નો કર્યા છે, પંચાયતો સ્થાપી સ્વરાજ્યના પદાર્થપાઠ આપ્યા છે; સહકારી મંડળીઓ સ્થાપી ભ્રાતૃભાવ કેળવતાં શીખવ્યો છે; પુસ્તકાલયોની યોજનાએ તો ગામડાં દીપાવ્યાં છે; અજ્ઞાનતા અને રૂઢિચુસ્તતા જ્યાંસુધી જડમૂળમાંથી નહિ જાય ત્યાંસુધી ગ્રામ પ્રજાનો ખરો ઉદ્ધાર નથી એમ માનીને જ પહેલી તકે શાળાઓ સ્થાપી જંગલના પ્રદેશોમાં પણ અક્ષરજ્ઞાન સાથે જ્ઞાનપિપાસા પૂરી કરી છે અને કેળવણી એ સદ્દચરિત્રનું મૂળ છે એ સૂત્ર સમજાવ્યું છે.

પ્રજાને ખરૂં જ્ઞાન પ્રાપ્ત થાય, અને તે જ્ઞાન કાયમ ટકે. પ્રજા રાજ્યકાર્યમાં મદદરૂપ થાય, પોતાના ઉત્કર્ષના માર્ગો ખોળે, અને તેઓ આ લોકમાં સુખમય જીવન ગાળી પરલોકનું ભાથું તૈયાર કરે, એવી પ્રજા બનાવવા માટે પુસ્તકાલયો સ્થળે સ્થળે સ્થાપ્યાં છે; અને પ્રજા

ભણેલું ભૂલી ન જાય એ હેતુ ધ્યાનમાં રાખી શાળા ત્યાં પુસ્તકાલયની ઉદારનીતિ સંપૂર્ણ-પણે પાર પાડી છે.

આ પુસ્તકાલયોનો ઉપયોગ થઇ પ્રજાજીવનમાં ફેરફાર લાવવા કંઇ કરી ન શકે તો તેની પાછળ થતો અઢળક ખર્ચ નિરર્થક છે જ. માટે તેના તરફ પ્રજાની જીજ્ઞાસુ ભાવના કેળવવી જરૂરી છે.

આ પ્રણાલિકા હજુ ગામડાંમાં જોવાય છે. પુસ્તકાલયરૂપી સાક્ષાત જ્ઞાનગંગાનો લાભ કેટલેક અંશે ગામના પ્રમાણમાં જૂજ લેવાય છે. **સારાં પુસ્તકો ને ઉત્તમ સગવડો હોય પરન્તુ અજ્ઞાનતા, પ્રમાદ, મોજશોખ એવા કેટલાંક કારણોએ હજુ બહોળો વાચનપ્રચાર થતો નથી. જ્યાંસુધી ગ્રામ્યજનતા સંસ્કારી, ચારિત્ર્યવાન, ઉદ્યોગી અને મહેનતુ નહિ બને ત્યાંસુધી દેશની સમૃદ્ધિને ખોટ જ આવશે.**

ગ્રામ્યસુધારણાની યોજનામાં પુસ્તકાલયનો ગ્રંથપાલ યા શાળાગુરુ જેટલું કરી શકે, જેટલું કરે છે, તેટલું બીજાથી બનતું નથી. ગામડાંને પ્રાણવાન બનાવવા, રૂઢિચુસ્તતામાંથી છોડાવવા, અને સંપૂર્ણ શાંતિના પદાર્થપાઠો આપવામાં શિક્ષક ગ્રંથપાલ અગ્રસ્થાને હોવો જોઇએ. શિક્ષક ગ્રંથપાલ જ ગ્રામ્યસુધારણાની સાચી ચાવી છે, અને તેઓ જ ભાવી પ્રજાના ઉદ્ધારક છે. શિક્ષક જ ચારિત્ર ઘડે છે. શિક્ષક જ યુવાનો ઘડે છે. શિક્ષક જ ગામડાંનો સાચો સેવક છે. આથી જ આપણા રાજ્યનાં નેવું ટકા જેટલા પુસ્તકાલયો શિક્ષકોને સોંપાયેલાં છે.

શરૂઆતમાં ગ્રામ્યજનોને પુસ્તકો વાંચવા ગમતાં નથી અને તેને એક જાતની મગજ-મારી માને છે. પણ શાળામાં ભણતાં બાળકોની મારફત લોકો આ દિશામાં પ્રેરાય છે. એ જ પ્રેરણા બીજાંને પુસ્તકાલયમાં જરૂર લાવશે.

લોકોને વાચનમાં અભિરૂચિ થાય, એમનું જીવન સુખરૂપ બને અને ભાવી પ્રજા કેળવણીના સુસંસ્કારો મેળવે તે માટે

૧. બાળકો દ્વારા બહોળા વાચનની અભિરૂચિ કરવી.
૨. શાળામાંથી ઊઠી ગએલાં બાળકોને વાચનવ્યસન થવું જોઇએ.
૩. ગામના જાહેર તહેવારોએ પુસ્તકાલયનાં પ્રદર્શનો ભરવાં.
૪. ચિત્રો દ્વારા કેળવણીના લાભો સમજાવવા.
૫. ધાર્મિક દિવસોએ સંસ્કારી યુવાનો પાસે યોગ્ય વાચન વંચાવવું.
૬. ઐતિહાસિક અને લોકસાહિત્યનો બહોળો ફેલાવો કરાવવો.
૭. ભણતાં બાળકો, ભણીને ઊઠી ગએલાં બાળકોને વાચમ પૂરુ પાડવું.
૮. ગામના પ્રમાણમાં યુવાન મંડળ સ્થાપી તે દ્વારા જાહેર હરિકીર્તન, વાર્તાવાચન, રાજ્યના સામાજીક કાયદાની સરળ ભાષામાં ફેલાવો તથા પ્રજાની ફરજો વિષે જ્ઞાનનો ફેલાવો કરવો.
૯. બાળકોને સાદાં અને સારાં પુસ્તકો આપી પોતાને ઘેર પોતાના કુટુમ્બ સમક્ષ વાંચે તેવી પ્રેરણા કરવી.

૧૦. ગામડાંમાં ચાલતા રિવાજો, વ્યવહારો, ખેતી, પાક, ઉદ્યોગ બાબત વગેરે માહિતી એકઠી કરવી, અનિષ્ટ તત્વો દૂર કરવા તથા ઇષ્ટ તત્વોનો ફેલાવો કરવા મદદ કરવી.

૧૧. ભીંતપત્રો પર ગામના અમુક ભાગની ગંદકી દૂર કરવા, રોગ ચાલતો હોય તો તે બાબતની સાવચેતી, વાવણીની ઋતુમાં બીજની સલાહ તેમજ પાક વખતે વેચાણ ભાવની માહિતી પૂરી પાડવી જોઇએ.

ઉપરોક્ત યોજનાઓ ધીમે ધીમે અમલમાં મૂકાય અને જરૂરી સવડો અપાય, તો જ ગામડાંઓ પગભર થઇ દેશને સમૃદ્ધિવાન, સ્વતંત્ર, ઉદ્યોગી બનાવવામાં પોતાનો યથાર્થ ફાળો આપી શકે.

પુસ્તકાલયોના સંચાલકોએ લાલ બત્તી એ ધરવાની છે કે તેમના કાર્યકરો કોઇપણ રાજકીય પક્ષનું પ્રચારખાતુ ન બને પણ શ્રીમંત સરકારના ઉદાર આશ્રય અને યોજનાનો લાભ લઇ પોતાના ગામની તમામ પ્રજાને તેનો લાભ મળે તેવા પ્રયાસો આદરે.

---

# (૧૫) પુસ્તકાલયો અને સ્ત્રીકેળવણી

શરીરના બધા અવયવો-હાથ, પગ, આંખ, કાન વગેરે હૃષ્ટપૃષ્ટ અને નિરોગી હોય ત્યારે જ શરીર સર્વાંગે સુખી ગણાય. તે જ ધોરણે રાષ્ટ્રની બધી કોમો, ઉજળિયાત તેમજ પછાત, જ્ઞાનને માર્ગે પ્રયાણ કરતી હોય ત્યારે જ આખું રાષ્ટ્ર પ્રગતિને પંથે આગળ વધે છે એમ કહી શકાય. રાષ્ટ્રના પણ બે ભાગ પાડી શકાયઃ પુરુષો અને સ્ત્રીઓ. એકલા પુરુષો કેળવણી અને જ્ઞાનમાં આગળ ને આગળ દોડયા કરે અને સ્ત્રીઓ જ્યાં હોય ત્યાં ને ત્યાં જ સ્થિર રહે તો રાષ્ટ્રના એ બંને ભાગ વચ્ચેનું અંતર દિવસે દિવસે વધતું જાય. પરિણામે સંસારસાગર પાર ઉતરવાનો પ્રયત્ન કરતા રાષ્ટ્રના એક ભાગને રાષ્ટ્રનો બીજો ભાગ ઘંટીના પડ સમાન ડગલે ને પગલે વિઘ્ન રૂપ નિવડે જ, અને એમાંથી એકેય ભાગ સંસાર તરી શકે નહિ. વડોદરા રાજ્યમાં હાઇસ્કૂલવાળાં સ્થળોમાં પણ તપાસ કરીશું તો સમજાશે કે કેટલેક સ્થળે હમણાં હમણાં હાઇસ્કૂલમાં માત્ર ઉચ્ચ ગણાતી કોમની થોડીજ કન્યાઓ ભણવા આવે છે; ગુજરાતી કન્યાશાળામાં પણ છઠ્ઠા ધોરણ સુધીની, પણ કેળવણી કન્યાઓને લેવા ઘણી કોમોનાં માબાપો તૈયાર નથી એટલે એક બાજુએ પુરુષ વર્ગ મેટ્રિકની પરીક્ષા પસાર કરી વિદ્યાપીઠની ઉચ્ચ કેળવણી લે અને તેથી પણ વિશેષ અભ્યાસ માટે યૂરોપ-અમેરિકા જાય, ત્યારે તેમની સ્ત્રીઓ અજ્ઞાનરૂપી ઘોર અંધકારમાં સડયા કરે છે. એટલે નવલરામે આજથી ૫૦ વર્ષ ઉપરની સામાજિક પરિસ્થિતિના વર્ણનરૂપે લખેલી ગરબીની કડી—

" ભાઇ તો ભૂગોળમાં રમે છે, બાઇનું ચિત્ત ચૂલામાંય " એ આજે પણ આબેહૂબ ખરી ઠરે છે. માટે આખા રાષ્ટ્રની ઉન્નતિનો વિચાર જેઓ કરતા હોય અને સંસારનાં આ બંને ચક્રોને ગતિ આપવાનું પવિત્ર કાર્ય જેમના હાથમાં સોંપાયું હોય, તેમણે સ્ત્રીઓને કેળવણી આપવાના અને તેમનામાં જ્ઞાન પ્રચાર કરવાના માર્ગ એકદમ હાથમાં લેવા જોઇએ. સરકાર તરફથી શાળાઓ માટે અપાતી મદદ મેળવવાને માટે

સંસ્થામાં લાભ લેનારની અમુક સંખ્યા હોવી જ જોઇએ એવી શરત મૂકવામાં આવે છે; તેવી જ રીતે રાજ્ય તરફથી જ્યાં જ્યાં હાઈસ્કૂલો હોય ત્યાં ત્યાં અંગ્રેજી વર્ગોમાં કન્યાઓને ભણવા વિશેષ ઉત્તેજન મળવું જોઇએ. કન્યાશાળાના ગુજરાતી પાંચમા છઠ્ઠા અને તે ઉપરના વર્ગોમાં અમુક સંખ્યા હોવી જ જોઇએ એવી શરત દાખલ કરવામાં આવે તો, લોકો છોકરાઓને ભણવાની અનુકૂળતા મળે એટલા ખાતર કુટુંબની, જ્ઞાતિની કે ગામની કન્યાઓને, શિષ્યવૃત્તિ આપીને પણ કન્યાશાળાનાં ઉપલાં ગુજરાતી ધોરણોનો અભ્યાસ કરવાની અનુકૂળતા આપવા પ્રેરાશે. પરિણામે પુરુષોની સાથે સ્ત્રીઓની કેળવણી પણ આપોઆપ વધશે. ગોંડળ રાજ્યે આ દિશામાં એક સુંદર દષ્ટાંત પૂરું પાડયું છે. એ રાજ્યમાં કાયદાથી ફરજિયાત કેળવણી દાખલ કરવામાં આવી છે, પણ તે ફક્ત કન્યાઓને માટે જ. છોકરાઓને માટે તો કેળવણી મરજિયાત જ છે. આમ કરવામાં તેનો ઉદ્દેશ એવો છે કે ઉપજીવિકાની અને બીજી જરૂરિયાતને લઇને છોકરાઓને તો સર્વ કોઇ કેળવણી આપે છે અને આપશે જ; અને જો કંઇ શિથિલતા હશે તો છોકરીઓના કરતાં પાછળ ન પડી જવાની ખાતર પણ છોકરાઓને કેળવણી આપવાની આપોઆપ તજવીજ કરશે જ. એટલે છોકરીઓ માટે ફરજીઆત ઠરાવતાં છોકરીઓ તેમ જ છોકરાઓ બંનેમાં કેળવણીનું પ્રમાણ લગભગ સરખું આવી રહેશે.

આખા વડોદરા રાજ્યમાં પ્રાથમિક કેળવણી ફરજિયાત દાખલ થયાંને લગભગ ૩૦ વર્ષ થયાં છે; એટલે ઉચ્ચ ગણાતી કોમોમાં અને કસ્બાઓમાં તો સ્ત્રીઓ સારી રીતે વાંચતાં લખતાં શીખી ગઈ છે. પુસ્તકાલય ખાતું શરૂ થયું ત્યારથી જ કસ્બા પુસ્તકાલયોને અંગે સ્ત્રીઓમાં જ્ઞાનપ્રચાર થાય તે માટે એ દિશામાં વિવિધ પ્રયત્નો થાય છે.

૧ અઠવાડિયામાં વારાવાર એક વખત પુસ્તકાલયના નોકર મારફત સ્ત્રીઓને પુસ્તકો ઘેર પહોંચાડવા તેમ જ પાછાં મંગાવી લેવાની યોજના દાખલ થઇ છે.

૨ અઠવાડિયામાં એક દિવસ-જરૂર પડે તો પુરુષોને માટે પુસ્તકાલય બંધ રાખીને પણ-સ્ત્રીઓને માટે જ તે ખુલ્લું રાખવાનું ઠર્યું છે.

૩ સ્ત્રીઓ માટેનો એક ખાસ સ્ત્રીઉપયોગી સંગ્રહ જુદો રાખવાનું ઠર્યું છે.

આ ઉપરાંત નીચેની પ્રવૃત્તિઓ હાથ ધરવી જરૂરી છે.

૧ પુસ્તકાલયમાંથી ધાર્મિક પુસ્તકો પસંદ કરી અમુક સેવાભાવી બ્હેનોને પોતાના ફળીઆની બીજી બ્હેનોને વાંચવા પ્રેરણા આપવી.

૨ સ્ત્રીઓ દ્વારા ગરીબ વર્ગની બ્હેનોમાં અક્ષરજ્ઞાન આપવું અને ભણેલાં હોય તે ભૂલી ન જાય તે માટે નાનાં પુસ્તકો વાંચવા આપવાં.

૩ મહિલા પુસ્તકાલયે પત્રિકાદ્વારા કન્યાઓને શાળામાં યોગ્ય વયે દાખલ કરાવવા, નિયમિત શાળામાં મોકલવા બાબત પ્રચાર કરવો.

જ્યાં જ્યાં આ પ્રવૃત્તિમાં રસ લેનાર ઉત્સાહી મંત્રીઓ અને કાર્યવાહકો મળી આવ્યા છે, ત્યાં ત્યાં આ યોજનાઓ સંતોષકારક રીતે કામ કરે છે અને તેનું સારૂં પરિણામ આવ્યું છે, કેટલીક જગાએ તો સ્ત્રીઓમાં વંચાયેલાં પુસ્તકોની સંખ્યા એટલી મોટી નીવડી

છે કે સ્વાભાવિક રીતે જ એ પ્રવૃત્તિમાં રસ લેનાર સ્ત્રી પુરુષો તરફથી જ સ્વતંત્ર મહિલા પુસ્તકાલયની માગણીઓ થવા માંડી છે.

હાલ રાજ્યમાં ૧૫ મહિલા પુસ્તકાલયો અને વાચનાલયો છે. લગભગ ૧૮૦ ગ્રામ પુસ્તકાલયોમાં સ્ત્રીઓ માટે એક ખાસ દિવસ નક્કી કરવામાં આવ્યો છે. અને બાકીનાં ગામડાંમાં શિક્ષક શિક્ષિકો કે ભણતી છોકરીઓ મારફત બ્હેનોને પુસ્તકો વાંચવા મળે છે.

બ્હેનોનું આકર્ષણ વધે તે માટે તે દ્વારા તેમને રૂચે તેવા ગૃહઉદ્યોગો જેવા કે સીવવું, ભરવું, ગુંથવું, કાંતવું, વગેરે દાખલ થવા પ્રયાસો કરવા જરૂરી છે. જો બ્હેનો સમૃદ્ધ થશે તો આપણાં બાળકો સારાં થશે અને આપણો દેશ પણ સુખી થશે. પુસ્તકાલયમાં કામ કરનાર હરકોઇ ભાઇએ પોતાનાં ઘરમાં ભણેલાં આ બ્હેનોને વાચન તરફ વાળવા જરૂરી છે. જેથી તેમનામાં રહેલાં વ્હેમ, કુરૂઢિ, અને અજ્ઞાન નાશ પામશે.

---

## (૧૬) બાલપુસ્તકાલયો

### ( સ્વ. ગિજુભાઇ )

આ યુગ બાળકોનો છે. જેમ બાળકોના યુગે બાળકોને માટે ઘરમાં, શાળામાં, બાગબગીચામાં, મોટાં શહેરોની ટ્રામોમાં બાળકોનું સ્થાન સ્પષ્ટ કરવાની, આંકવાની અને સ્થાપવાની શરૂઆત કરી છે, તેમ જ તેણે પુસ્તકાલયમાં બાલપુસ્તકાલયનું સ્થાન બાળકો માટે જુદું, સ્પષ્ટ આંકયું છે

નવયુગ પહેલાંના દિવસોમાં બાળકોનું ઘર મોટાંના ઘરમાં સમાએલું હતું. મોટાંના આદર્શ અને જીવનપ્રવૃત્તિમાં જ માનવજીવનની કલ્પના ને પ્રવૃત્તિની મર્યાદા આવી જતી. પણ ધન્ય ભાગ્ય મનુષ્યજાતનાં ઉઘડયાં કે તેને માલમ પડયું કે બાળક માત્ર બાળક નથી. તેનો દેહ નાનો છે, તેની શક્તિઓ અંકુર રૂપ છે, છતાં તે મનુષ્ય છે. વિકાસમા ગતિમાન્, આદર્શવાન્, કલ્પક, બુદ્ધિવાન્, ચેતન છે. ત્યારથી સમગ્ર દુનિયા, સમર્થ કેળવણીકારો ને વિચારકોની દષ્ટિ કુતૂહલથી, આશ્ચર્યથી, સન્માનથી અને પ્રેમથી બાળકો તરફ વળી. અને વૈજ્ઞાનિકોએ ભિન્ન ભિન્ન વિજ્ઞાનના પ્રદેશોમા જે અદ્ભુત નવીનતા જોઇને અદ્ભુત આશ્ચર્યાનુભવ કર્યો હતો તેનાથી વિશેષ અનુભવ તેમને બાળકો વિલોકતાં થયો. તેઓએ બાળકોના વિકાસમા મનુષ્યવિકાસ, બાળકોના સ્વાતન્ત્ર્યમાં મનુષ્યસ્વાતંત્ર્ય ને બાળકોના ઉદ્ધારમા મનુષ્યઉદ્ધાર જોયા, અને તેમણે જગત્ ઉપર બાળયુગનો સ્થંભ ઉભો કર્યો, અને બાળયુગનો વાવટો ફરકાવ્યો.

× × × ×

મોટાંઓને માટે ફરતા સંન્યાસીઓ એક કાળે પુસ્તકો રૂપ હતા. એમ જ એક કાળે વૃદ્ધ માબાપો અવકાશને સમયે બાળકોને જ્ઞાનના ભંડાર રૂપ–પુસ્તકાલય–જેવાં હતા. આજનો કાળ સંન્યાસીઓનો મટી મુદ્રણોનો છે, ભંડારોનો મટી પુસ્તકાલયોનો છે અને વૃદ્ધોનો મટી ખુદબખુદ બાળકોનો છે. આજે આબાલવૃદ્ધ સૌએ જ્ઞાનપિપાસા તૃપ્ત કરવા પુસ્તકાલયથી

એક જ અમૃત જળાશય પાસે આવ્યે જ છૂટકો છે. નદી નવાણો ગળાવવાની પુરાણી રીતિ પ્રમાણે આજે પુસ્તકાલયો સ્થાપવાની પ્રથા આજની જરૂરીઆતને અનુરૂપ છે. તેમાંયે બાલપુસ્તકાલય સ્થાપવાની પ્રવૃત્તિ અનુરૂપ થવા ઉપરાંત ભાવિના ગર્ભમાં અવગાહન કરનારી અને મનુષ્યના આગામી કલ્યાણના દૃષ્ટા રૂપ છે.

જ્યારે બાલમંદિરે બાળકને બાલગૃહ આપી તેની સર્વતોમુખી શક્તિનો સર્વાંગ સુંદર વિકાસ સાધવાની તક કરી આપી અને જ્યારે આજે બાલમંદિરનું બાળક બદલાએલું છે; તેનો વિકાસ વિવિધરંગી થઈ રહેલો છે, બાલજીવનમાં બાલમંદિર એક નવું જ અને ખૂટતું તથા જોઈતું અમૃતપોષણ બન્યું છે ત્યારે બાલપુસ્તકાલય હવે વિકસતા બાળકની ઉઘડતી વિશાળક્ષુધાને તૃપ્ત કરનારી અન્નપૂર્ણા માતાનું ભોજનાલય છે. વિકસતાં બાળકોને પોતાના ઇન્દ્રિયોના અનુભવોને, મનના પ્રદેશોને અને કલ્પનાના વિહારોને શબ્દમૂર્ત કરવાનું પુસ્તકાલય એક કિંમતી ક્ષેત્ર છે, એક નવીનતા છે. એક વિશેષ સાધન છે.

પુસ્તકાલય બાળકોના અનેકવિધ અસ્પષ્ટ અનુભવોને સ્પષ્ટ કરવાનું, શબ્દગ્રથિત અન્યના અનુભવોને વાંચીને તેવા અનુભવો કરવાની પ્રેરણા મેળવવાનું અને અનુભવી જગતની વિશાળતામાં જ્ઞાનોપાર્જનના નવા નવા પ્રદેશો ખોળવાનું એક અતિવિશાળ એવું ક્ષેત્ર છે.

મોટાંઓ માટે પુસ્તકાલયની કિંમત જુદી રીતે છે. આરામ અને આનંદનું સાધન પુસ્તકાલય બની શકે છે;

**પણ બાળપુસ્તકાલય તેવું બની શકતું નથી. બાળક સહેજે પ્રવૃત્તિશીલ, જ્ઞાનપિપાસુ, અવિરત શ્રમ કરનાર અને શોધક છે. તેની સમીપ પુસ્તકાલય મઝા, આરામ ને આનંદ રૂપ છે તેના કરતાં વધારે ચેતન-પ્રેરણા રૂપ છે, જીવનના ઘડતર રૂપ છે, જીવન કિલ્લોલ રૂપ છે. જેમ બાળક જીવન સામગ્રી અન્યત્રથી ભરે છે તેમ જ તે પુસ્તકાલયમાંથી ભરશે અને તે કેવળ પ્રબળ જીવન વૃદ્ધિને માટે.**

પુસ્તકાલય શિક્ષણની પુરાતન સંસ્થા છે, છતાં તે હંમેશ નૂતન શિક્ષક પ્રમાણે વાંચનારાઓ સાથે વર્તે છે. તે પુરાતન શિક્ષક પેઠે લાકડી લઈને પોતાનાં પુસ્તકો વંચાવતું નથી; તે ચીડાએલા ને થાકેલા ઘરડાઓ પેઠે ટોક ટોક કરીને પુસ્તકો વંચાવતું નથી; તે કેટલાએક નાટકી શિક્ષકોની પેઠે ઉપરના હાવભાવ અને શણગાર વડે વાંચનારનું મન સાચે જ ખેંચતું નથી. પણ તે હંમેશ નવા યુગના શિક્ષક પેઠે વાંચનારાઓને શું જોઈશે, ( નહિ કે મન હરવા પણ મન ઠરવા ) તેનો વિચાર કરે છેઃ એને અનુકૂળ વાચન સામગ્રી વિવિધ દૃષ્ટિએ તૈયાર રાખે છે.

નૂતન શિક્ષકને બાળકમાં જેમ શ્રદ્ધા છે તેમ જ પુસ્તકાલયને પણ વાંચનારમાં શ્રદ્ધા છે.

સમૃદ્ધ, સુવ્યવસ્થિત, સુરસ અને સાન્દર્યભર્યું પુસ્તક પોતે ખાતરીથી કહી શકશે કે મારા વાંચનારાને માટે હું ખરેખર લાયક બન્યું છું; અને મારો વિશ્વાસ છે કે હું ખૂબ વંચાઈશ. પુસ્તકાલય પોતે મૌન રાખશે, તટસ્થ ઉભું રહેશે, ઉપદેશનાં વચનોથી અને ' આ પસંદ કરો તે પસંદ કરો ' તેવી દિશાઓથી બાળકોની રુચિ બેસૂર બનાવશે નહિ, પરંતુ થાળમાં પીરસેલી વિવિધ સ્વાદિષ્ટ પૌષ્ટિક એવી ખાદ્ય વાનીઓ જેમ ઉભું રહેશે અને

બાળકને કહેશે, " તમારી યોગ્યતા પ્રમાણે, તમારી શક્તિ પ્રમાણે તમે હોંશે હોંશે ધરાઇ ધરાઇને વાંચો. મારી વાનીઓ દાઝેલી નથી, ડાઘા પડેલી નથી. ચોકખી અભરાઇઓમાં પડેલી છે. સુંદર ચિત્રોથી શોભાતી છે, અને સુલેખનથી સુવાસિત છે. મેં બહુ કાળજીથી બધી વાનીઓ પસંદ કરી છે. કડવી કે અતિ તીખી કે નુકશાનકારક એવી વાનીઓને અહીં આવવા જ દીધી નથી. મેં દરેકેદરેક વાનીના ગુણદોષ તપાસેલા છે. મેં ચાખીને તેનો આનંદ લીધો છે. તમારે માટે તે હિતાવહ છે. તમે તે સુખેથી વાંચો. "

**પુસ્તકાલય પોતાનું આંગણું સ્વચ્છ રાખી તેમાં રંગોળીઓ પૂરી, આજુબાજુ ફુલછોડથી ભરાઇ જઇ, રસ્તે જનારને સહેજે આવકાર આપશેઃ** " આવો આવો, બેસો. ઇતિહાસોનાં પુરાણાં પડો જોવાં હોય તો અહીં છે. દેશદેશની અહીં બેઠાં માહિતી મેળવવી હોય તો અહીં છે. અનેક શોધોની પાછળ ખપી ગયેલાં જીવનની અદ્દભુત કથાઓ અહીં છે. તમારે જે જ્ઞાન જોઇતું હોય તે અહીં મારી પાસે છે. આવો, આ વાતાવરણમાં પધારો, તૃપ્ત થાવ, સમૃદ્ધ થાવ અને પાછાં જાવ. "

રંગના સુમેળથી રંગાએલું, સ્થળે સ્થળે આંખને, કાનને અને મનને વિરામ આપે તેવું, ફુલદાનો અને પ્રેરક-પોષક ઉંચી કોટિનાં ચિત્રોવાળું, હરવા ફરવાની પુષ્કળ છૂટવાળું, બેસવાને આરામ આપે તેવા ઉપરકરવાળું પુસ્તકાલય, પુસ્તકાલયની ઉપયોગિતામાં પ્રથમ પગલા રૂપ છે.

× × ×

બાલ પુસ્તકાલયે હંમેશ માટે નિત્યનવીન રહેવું પડશે નવનવાં પુસ્તક પ્રકાશન-જલથી સિંચિત રહેવું પડશે, અને કચરાથી હંમેશાં દૂર રહેવું પડશે.

બાલપુસ્તકાલય એ જ્ઞાનમંદિર છે. અને તેનો ગ્રંથપાલ એ મંદિરનો પૂજારી છે. પરંપરાગત પૂજારીના મંદિરો સ્વચ્છ રાખવાનો, પૂજા કરવાનો, મંદિર શણગારવાનો પૂજારીનો ધર્મ ગ્રંથપાલ બરાબર પાળે. તે હંમેશ જોતો રહે કે પુસ્તકો બરાબર ચોકખાં બંધાએલાં અને ગોઠવાએલાં છે. તેના ઉપરના નંબરોને તેના ઉપરની ' કેમ વાંચશો 'ની સૂચનાઓ બરાબર છે.

જ્ઞાનમંદિરના દેવો જીવન્ત છે. તેઓ આ મંદિરમાં હરશે ફરશે અને વાંચવા માટે પુસ્તકો ફેરવશે ફેરવશે. તેને લીધે મંદિરનાં પુસ્તકો, ચિત્રો, જીવન્ત થઈ હરવા ફરવા લાગશે. ગ્રંથપાલ આનાથી ગભરાય નહિ. પુસ્તકોને વૃક્ષો જેમ સ્થિર રાખ્યા કરવાનું કામ ગ્રંથપાલનું નથી. તેની ભાવના એ હોય કે પુસ્તકો જેટલાં હરેફરે તેટલો જ્ઞાનપ્રચાર વધારે છે. નિશાળીઆને માસ્તર જેમ નિશાળમાં પૂરી રાખે છે તેમ ગ્રંથપાલે પુસ્તકોને કબાટમાં પૂરી રાખવાનાં નથી. પુસ્તકો જેમ જેમ કબાટમાંથી વધારે બહાર નીકળે તેમ તેમ તેનું હૃદય વધારે પ્રસન્ન થવું જોઇએ. સાચવીને વાંચતાં છતાં પુસ્તકો ફાટી જાય ને કયારે નવાં લઉં ? તેવી ઇચ્છાવાળો ગ્રંથપાલ પુસ્તકાલયનો સાચો ગ્રંથપાલ છે.

ગ્રંથનું પાલન પોષણ પુસ્તકોને યથેચ્છ બાળકોના હાથમાં રમવા દેવામાં છે, નહિ કે તેમને કબજામાં રાખવામાં. ગ્રંથપાલ ચોકીદાર નથી, પણ તે કેળવણીકાર છે ગ્રંથમાં કેળવણી આપવાનું જે સામર્થ્ય છે તે સામર્થ્ય સિદ્ધ થાય માટે ગ્રંથને તેના લાયક વાંચનારના હાથમાં જે મૂકી જાણે તે ગ્રંથ જેવો જ એક શિક્ષક છે. અનેક વાનીઓ રંધાયા પછી પ્રેમપૂર્વક જોઇતી

જોઇતી વાનીઓ ફરી ફરીને પીરસનારી મા જેવો ગ્રંથપાલ છે. ગ્રંથપાલ વંચાઇ રહેલી ચોપડીઓને કબાટમાં મુકનાર ને ગોઠવનાર પટાવાળો નથી પરંતુ તે પુસ્તકાલયનો વિજ્ઞાન શાસ્ત્રી છે. વૈજ્ઞાનિક પેઠે વાંચતાં બાળકોનું ને વપરાતાં પુસ્તકોનું તે અવલોકન કરે છે. કયાં કયાં પુસ્તકો કેટલી તલ્લીનતાથી ને પ્રેમથી વંચાયાં? કયાં પુસ્તકો વારંવાર વંચાય છે? કયાં પુસ્તકોની સો સો નકલો પણ પૂરી પડતી નથી? કયાં પુસ્તકોની સામે કોઇ જોતું નથી? કયાં પુસ્તકો ઉપરથી આકર્ષક છતાં અંદરથી અણગમો ઉપજાવે છે? કયાં પુસ્તકો નાળીએર જેમ અંદર મીઠાં છે? ને કયાં પુસ્તકો ખારેક જેમ બહારથી મીઠાં છે? તેનો તે પારખુ હોય છે; અને હીરાના વેપારીઓ જેમ કસીને માલ ખરીદે છે તેમ પુસ્તકો જોઈ જોઇને, વાંચીને, પુસ્તકાલયને માટે સંગ્રહે છે.

ફૂલીફાલી બોરડીનાં બોરમાંથી મીઠાં મીઠાં બોરને પોપટ જેમ પોતાની ચાંચ મારે છે તેમ ફાલ્યાફૂલ્યા ગુર્જર બાલસાહિત્યમાંથી ગ્રંથપાલ પોતાનાં પુસ્તકાલય માટે મીઠાં મીઠાં પુસ્તકો ખરીદે. સર્વસંગ્રહ બોરનો સુડલો છે તેમાં જેટલાં હોય તેટલાં ખાટામીઠાં બધાં બોર ખરીદવાનું તેનું કામ નથી **પુસ્તકોની ભેટો મોકલનાર ઉદાર સજ્જનોની ભેટને ભેટ છે માટે કબાટોમાં ન મૂકે ગ્રંથપાલ તેમાંથી ઉપયોગી સામગ્રી જ સ્વીકારે.** બાળકો પુસ્તકાલય વાપરતાં હોય તે વખતે ગ્રંથપાલ મૌન રાખી જોઇતું સાધન પૂરું પાડનાર મોન્ટીસોરી શિક્ષક જેમ પોતાની વૃત્તિ રાખે વાંચનારાઓની જ્ઞાતિવાર, ઉમ્મરવાર, પુસ્તકવાર, તે નોંધપોથી રાખ્યા કરે, અને માસ આખરે કેટલાં બાળકોએ કેટલા પુસ્તકોનો વિષયવાર ને જ્ઞાતિવાર લાભ લીધો તેનો અહેવાલ લખે. ગ્રંથપાલ હંમેશા બાળકોને પોતાના અતિથિ સમજે ને રોજ રોજ નવું આપીને તેમનું મન પ્રસન્ન કેવી રીતે કરીશ તેનો વિચાર કરે. પોતે નવું આવેલું કે આણેલું પુસ્તક બાળકોનું ધ્યાન ખેંચાય તેમ મૂકવાનું ચૂકે નહિ. પોતાના અતિથિઓ પાસે બેસીને કોઈ વાર સારી ચોપડીમાંથી વાંચે ને નવા પુસ્તકનો પરિચય કરાવી વાચનનો રસ અધિકતર કરે. કોઇ કોઈ વાર પોતે મૃત કે જીવંત લેખકોની વાતો કહે. કોઇ વાર વાચનના જલસાઓ રચે. બધાં બાળકો સમક્ષ પોતે વાંચે ને સુંદર વાચનનો આદર્શ રજુ કરે.

બાલપુસ્તકાલયે નવી બાલશાળા જેવું જ હોય; ત્યાં ઘોંઘાટ ન હોય; ત્યાં બાળકોનું સ્વાતંત્ર્ય ને સન્માન હોય; તે બાળકોને પોતાના ઘરથી વધારે પ્રિય હોય. બાળકોની શાંતિમાં, જ્ઞાન લેવાની શક્તિમાં, વ્યવસ્થાપ્રિયતામાં જેમને વિશ્વાસ હોય અને જેઓ બાળકોની સાથે સુંદર રીતે કામ પાડવાની કળાવાળા હોય તેવાઓને જ બાલપુસ્તકાલયોના ગ્રંથપાલ નીમવા જોઇએ. એક સારો ગ્રંથપાલ હજારો પુસ્તકોની કિંમતથી વધારે કિંમતનો છે. પુસ્તકોની કિંમત હજારગણી વધારે ઉપજાવવા ગ્રંથપાલ એક જ સાધન છે. ધનને સાચવનાર ને ધનને ઉદારતાથી વાપરનારમાં જે તફાવત છે તેવો તફાવત સારા નરસા ગ્રંથપાલમાં છે.

[ ગ્રંથપાલ અવારનવાર બાળકોને વાર્તા કહી શકે તેવો હોવો જોઇએ. અગર પુસ્તકાલયે તેવી વાર્તા કહેનારની જોગવાઇ કરવી જોઇએ. જેથી બાળકોને પુસ્તકાલયમાં આકર્ષણ વધે. બાલપુસ્તકાલયમાં બાળકોની કુતુહલ, રચનાત્મક અને જીજ્ઞાસાવૃત્તિને કેળવે તેવાં રમતોનાં સાધનો હોવાં જોઇએ. તેમને રમવા બેસવાનાં સાધનો તેઓ સહેલાઇથી ફેરવી શકે તેવાં હોવાં જોઇએ. વાચન અને ગણિતની રમતો તથા ચિત્રવાર્તાઓને પણ પૂરતું સ્થાન તેમ જ દશ્યચિત્રો અને દૂરબીન પણ સારા પ્રમાણમાં રહેવાં જોઇએ. ]

# (૧૭) પુસ્તકાલયો માટે પુસ્તકપસંદગીની કસોટી

( રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ )

૧. પુસ્તકાલયોનો મુખ્ય ઉદ્દેશ જનસમાજમાં વાચનનો શોખ વધારી તેમના જ્ઞાનમાં વૃદ્ધિ કરવાનો છે. આટલા માટે પુસ્તકાલયમાં જે દૈનિકો, અઠવાડિક પત્રો ને માસિક ચોપાન્યાં તેમજ જુદા જુદા વિષયો પર લખાયનાં પુસ્તકો આવે છે તે વાચનનો ખરો ઉદ્દેશ પાર પાડે એવાં છે અને તેમાં વાંચનારનું અહિત કરે એવું કંઇ નથી એ વિષે ખાસ ચોકસી થવી જોઇએ. એવી ચોકસી કરવામાં માત્ર બીજાઓએ આપેલા અભિપ્રાયોથી દોરવાઈ જવું ન જોઇએ. ઘણી વખત અભિપ્રાય પૂરેપૂરી પરીક્ષા કર્યા વગર માત્ર ઉપર ઉપરથી જોઇને ગ્રંથકારે તથા ગ્રંથનો પરિચય કરાવનારે તેનાં જે વખાણ કર્યાં હોય તે જ ઉપરથી અપાયો હોય છે. ઘણીવાર પુસ્તક ભેટ તરીકે મોકલવામાં આવ્યું હોય ત્યારે તે સારા અભિપ્રાય માટે જ મોકલાયું છે એમ સમજી પુસ્તક અભિપ્રાય માટે મોકલનારને મારૂં લગાડવા ખાતર અભિપ્રાય આપવામાં આવે છે, અને કેટલીક વખત તો માત્ર આજીજી કરીને અનુકૂળ અભિપ્રાય મેળવેલો હોય છે.

૨. પુસ્તકની પરીક્ષા કરવામાં ઘણી બાબતો જોવાની હોય છે. પ્રથમ તો તે કયા વિષય પર છે, તેમાં જણાવેલી વાતો દેશસ્થિતિને અનુકૂળ છે કે કેમ, તેના વાચનથી કુમળા મગજનાં બાળકો ઉપર અને થોડું ભણેલાં બીનઅનુભવી સ્ત્રી-પુરુષોનાં મન પર માઠી અસર થાય છે કે નહિ તે તરફ ખાસ લક્ષ આપવું જોઇએ. વળી, તેની છપાઈ, બાંધણી, કાગળ, કિંમત વગેરે યોગ્ય છે કે નહિ, તથા જેના વાંચનથી વાંચનારના દીલમાં વહેમ અનાચાર અને અનીતિ પોષક અસર ઉપજે એવી કોઈ જાહેરાતો તેમાં મૂકાઇ છે કે કેમ, તે ખાસ જોવાનું જોઇએ. ઉદાહરણ તરીકે કેટલાંક વર્તમાનપત્રો દર વર્ષે ભેટપુસ્તક આપે છે તેમાં, અગર તો પછી પુસ્તકની યોગ્યતાને કારણે નહિ પણ તેમાં અપાયલી મન લલચાવનારી જાહેરાતો દ્વારા પૈસા કમાવાના હેતુથી પ્રગટ થયેલાં પુસ્તકોમાં આવા પ્રકારની વાંધા ભરેલી જાહેરાતો ઘણી જોવામાં આવે છે. આવા પ્રકારનાં કેટલાંક પુસ્તકોમાં જોવામાં આવેલી અનિષ્ટ જાહેરાતોના થોડાક નમૂના નીચે પ્રમાણે છેઃ—

( ૧ ) યોગીરાજ સિદ્ધ કવચ

" આ અદ્ભુત શક્તિવાળું વશીકરણયંત્ર રાખવાથી ગમે તેવું કઠિન કામ સિદ્ધ થાય છે. તમો જેને ચાહતા હો તે સ્ત્રી કે પુરૂષ આ યંત્રના પ્રભાવથી વ્યાકુળ બનીને મળવાને આવશે અને તમારી સાથે લગ્ન (પ્રેમ) કરવાની ઇચ્છા કરશે. "

( ૨ ) એકાન્તમાં બેસી જોવાલાયક ખાનગી ફોટાઓ

તસ્વીર કાર્ડો

" જો આપ સ્ત્રી પુરૂષોનાં અદ્ભુત આસનોની......જોડીઆ ફોટાઓના ચિત્રો, યુવાનીની સુંદરતાના ખુલ્લમખુલ્લા દૃશ્યો જોવા માંગતા હોય તો આ પોસ્ટકાર્ડ ચીત્રોવાળો એક સેટ મંગાવો. "

## ( ૩ ) આ વરસ મારે કેવું નીવડશે ?

" જન્મકુંડલી અને તે ન હોય તો પત્ર લખતી વેળાનો ટાઇમ, એકાદ ફુલનું નામ, તમારી ઉંમર આશરે કેટલા વરસની તથા ધંધો શું છે એ બધું લખવાથી તમારે આ વરસમાં લાભહાનિ સુખદુઃખ, ભાગ્યોદય, સ્ત્રીસુખ, સંતાન તરફનું સુખ, રાજ્યસન્માન, યશ, અપયશ, રોગ, શોક, શત્રુભય, સટ્ટો, લોટરી, વેપાર કયો કરવાથી લાભ થાય છે વગેરે કુલ હકીકત કયા મહીનામાં શું થશે તે સર્વે જ્યોતિષ અને રમલશાસ્ત્રથી નિર્ણય કરી લખી મોકલવામાં આવશે. "

## ( ૪ ) મર્દાઇ પિલ્સ

" કોઇપણ કારણથી આવેલી પુરુષોના ગુપ્ત ભાગની કમતાકાત અગર નામર્દાઇ જડમૂળથી નાબુદ કરીને કાયમી મર્દાઇ આપે છે. × × × "

૩. પુસ્તકની વસ્તુ વાંચતાં પહેલાં આવી જાહેરખબરો તરફ વાચકનું મન આકર્ષાય એ સ્વાભાવિક છે. વળી, એવી જાહેરાતોમાં ફૂંકેલાં બણગાંથી લલચાઈ આપણાં પુસ્તકાલયોનાં કુમળી વયનાં ઘણાં વાચકો પોતાના પૈસા ગુમાવી આવી બીભત્સ ને ખોટી જાહેરાતો આપનારની જાળમાં ફસાઇ પોતાનો પૈસો બરબાદ કરતાં હશે તેનો પણ ખ્યાલ થઇ શકે છે.

૪. કેટલાંક પુસ્તકો કેવળ નિર્માલ્ય ને નિરૂપયોગી છતાં માત્ર સંભાવિત ગૃહસ્થોના અભિપ્રાયથી ખપે છે. દાખલા તરીકે ગુજરાતી ભાષામાં લખાયલા એક પુસ્તકનું નામ 'બિઝનેસ પ્રૉડક્ટસ' એવું આપેલું છે તે પુસ્તક ૧૬ પેજી ૧૯૨ પાનાંનું છે. કાગળ પ્રૂફ–પેપર જેવા હલકા વાપરેલા છે. એમાં પણ ઉપર જણાવ્યા પ્રમાણેની વાંધાભરેલી જાહેરાતો છે ને તે વળી પુસ્તકના વાચનવિભાગને ગાળે ગાળે ખાસ જગા રોકીને આપવામાં આવી છે. જેને તૈયાર કરાવતાં નકલ દીઠ ૦–૨–૦ ખર્ચ ભાગ્યે જ થાય તેવા આ પુસ્તકની કિંમત ૨–૮–૦ રૂપિયા જેવી ઘણી જ ભારે રાખેલી છે. પુસ્તકની અનુક્રમણિકા જોતાં ઉંદર મારવાની દવા, હેરડાઇ, ટુથ ડ્રોપ, આઇપ વોટર, ટુથ પાવડર, હેર કર્ટીંગ, મુખવિલાસ, તાંબુલ વિહાર, ફ્લાઇ પેપર્સ વગેરે વસ્તુઓ બનાવવાની રીતો આપેલી છે. પુસ્તકના લખાણની અશુદ્ધિઓ જોતાં જુદી જુદી બનાવટોમાં વપરાતી ચીજોનાં નામ, પ્રમાણ વગેરે ભરોસાપાત્ર હશે કે કેમ તેની શંકા રહે છે. પુસ્તકના નામની પેઠે બનાવટ તેમ જ તેમાં વાપરવાની સામગ્રી તેમ જ તેમાં માપ ને તોલના નામ પણ અંગ્રેજીમાં છે. અંગ્રેજીમાં રીસાઇપ બુકોની ચોપડીઓ હોય છે તેમાંની કોઇ પરથી માત્ર પૈસા કમાવા ખાતર ઉતારો કરીને આ પુસ્તક તૈયાર કરવામાં આવેલું હોય એમ જણાય છે. પુસ્તકમાં બતાવેલી કોઇ પણ બાબત લેખકે અનુભવસિદ્ધ જ્ઞાન મેળવ્યું હોય એવું તેમનું કોઇ કારખાનું હોવાનું જણાતું નથી, તેમ જ તેમની કેળવણી સંબંધી લાયકી પણ હોવાનું જણાતું નથી. અમુક ચીજ બનાવવાનું કેટલું ખર્ચ થશે, તેનું વેચાણ ક્યાં અને કેવું થશે અને શો નફો થશે એ બતાવાયું નથી. આવા પુસ્તકથી પુસ્તક લખનારને નફો થાય ખરો, પણ તેમાં બતાવેલી રીતોનું અનુકરણ કરવાથી કંઈપણ ફાયદો જણાતો નથી. આ પુસ્તકની પસંદગી કરનારે ઉપરની બધી વાતો જોઇને અભિપ્રાય આપવો જોઇએ. વળી, એ પુસ્તકમાં બતાવેલી બનાવટો પૈસા કમાવાની દષ્ટિએ વ્યાવહારિક છે કે નહિ એ પણ જોવાવું જોઇએ. એ બધી વાતો પૈકી કંઇ પણ જોયા વગર, જાણે આ પુસ્તકના પ્રકાશનથી ગૃહઉદ્યોગો વધી લોકો માટે

કમાણીના માર્ગો મોકળા બની જશે અને આમોદ્ધાર ઘણો થઈ જશે એમ જણાવી જેમનું ખાસ કામ પુસ્તક-પરીક્ષાનું છે એવા શાળા ને અન્ય ખાતાંઓના અધિકારીઓ, અગ્રગણ્ય સાક્ષર, તેમ જ વર્તમાનપત્રે વખાણોથી ઊભરાતા અભિપ્રાયો આપ્યા છે. તેથી કેળવણી ખાતા તરફથી ઇનામ તેમ જ લાયબ્રેરીઓ માટે આ નિર્માલ્ય ને નિરૂપયોગી પુસ્તક મંજૂર થયાની મહોર-છાપ વાગી છે એ શોચનીય છે. આમ ન બનવું જોઇએ. આ તો ખોટા નાણાને ચલણી નાણા તરીકે મંજૂર કરવા જેવું અનર્થકારી છે.

૫. વસોમાં સન ૧૯૩૮ માં ભરાયલી પેટલાદ મહાલ ૪ થી પરિષદના પ્રમુખ શ્રી. પ્રાણલાલ કીરપારામ દેસાઇએ પોતાના ભાષણમાં કહ્યું હતું તેમ જાહેર પુસ્તકાલયો માટે પુસ્તકોની પસંદગી કરતી વખતે ઘણીવાર એક અગત્યની વાત વિસરી જવામાં આવે છે ને તેથી જાહેર પુસ્તકાલયોમાં ગમે તેવાં પુસ્તકોનો સંગ્રહ થાય છે. આવાં પુસ્તકો યુવક-યુવતીઓને વાંચવાને આપી આપણે તેમનું હિત કરતાં અહિત ઘણું કરીએ છીએ. ગુજરાત પુ૦ પરિષદ અમદાવાદના પહેલા અધિવેશન પ્રસંગે સર મનુભાઇ નંદશંકર મહેતા એમણે પ્રમુખસ્થાનેથી જણાવ્યું હતું તેમ ખરાં ઉપયોગી પુસ્તકોની પસંદગી કરવી એ કંઇ સહેલું કામ નથી. પુસ્તકાલયમાં રાખવા લાયક પુસ્તક એવું હોવું જોઇએ કે જે સારા મિત્રની, રમુજી દોસ્તની, હમદર્દી અને દીલસોજીની ગરજ સારે, કોઇપણ સ્થિતિમાં, કોઇપણ હવામાં અને કોઇપણ સ્થળે જે પુસ્તક પોતાની નિર્દોષ ચેષ્ટાથી આપણા મનમાં શાંતિ ઉપજાવે અને આપણા જ્ઞાનમાં વૃદ્ધિ કરે તે પુસ્તકાલયો માટે લાયક ગણાવાં જોઇએ,

એટલા માટે પુસ્તકાલયમાં રાખવા લાયક પુસ્તકોની પસંદગી કરતી વખતે માત્ર બીજાઓના અભિપ્રાયો પરથી દોરવાઇ જવું ન જોઇએ-પછી ભલેને તે અભિપ્રાય આપનાર વ્યક્તિ ગમે તેવી મહાન કાં ન હોય ? પુસ્તક પસંદગી તો પુસ્તક જાતે જોઇને જ કરાય એ સૌથી સરસ છે. પુસ્તકના વાચનથી વાચકના મનોભાવ પર માઠી અસર થાય તેમ નથી એની ખાત્રી પસંદ કરનાર સમિતિના બધા નહિ તો એક બે સભ્યની તો નિદાન થઇ હોવી જ જોઇએ. શાળાઓમાં ચાલતાં તથા બીજાં શિષ્ટ વાચનનાં પુસ્તકોમાં જાહેરાતો આપવામાં આવતી નથી ને આપવામાં આવે છે તો તે માત્ર પુસ્તકો પૂરતી જ હોય છે. માત્ર ટૂંક ભંડોળીઆઓએ પૈસા કમાવાની દાનતથી લખેલાં નિર્માલ્ય પુસ્તકોમાં તેજીમંદી, જ્યોતિષ, વશીકરણ, તાવીજ, યાકુતી, ધાતુપુષ્ટિ, મદનમંજરી વગેરે સંબંધી અનિષ્ટ અને ફેલાવો નહિ કરવા જેવી જાહેરાતો આપવામાં આવે છે ને તે વળી માત્ર પૂઠા પર જ નહિ પણ વાચનવિભાગને ગાળે ગાળે આપવામાં આવે છે, તે રીત બીલકુલ વખોડી નાખવા જેવી છે. પુસ્તકોમાં જાહેરાતો લેવાવી જ ન જોઇએ, અને લેવાય તો પુસ્તકો સિવાય અન્ય કશા જ વિષયની ન લેવાવી જોઇએ. આ તો બને છે એવું કે ઘરનાં આબાલવૃદ્ધ કુટુંબીઓ ભેગાં મળીને વાંચી શકે એવા પ્રતિષ્ઠિત લેખકે લખેલા નિર્દોષ ને ઉપકારક વિષયના પુસ્તકની અંદર 'મર્દાઇ પિલ્સ' 'મકરધ્વજ ગુટિકા' 'વીર્ય સ્થંભન ગોળી' મર્દાઇ લેપ ને 'કોક-શાસ્ત્ર' જેવી બીભત્સ જાહેરાતો મૂકાય છે. એ કેવું બેહૂદું છે! કેવું શરમજનક છે! મારા અભિપ્રાય પ્રમાણે તો ગમે તેવા પ્રતિષ્ઠિત લેખકનું પુસ્તક પણ એવી જાહેરાતોના કારણે પ્રચાર માટે વાંધાભર્યું બની જાય છે.

૬. પુસ્તકપ્રચારના માર્ગ યોજવાનું જેનું કામ છે, અને ઘરઘરાઉ વા જાહેર પુસ્તકાલયો માટે પુસ્તકપસંદગી કરવાની જેની ફરજ છે તેમને આ કસોટી સદાસર્વદા લક્ષમાં રાખવાની મારી ખાસ ભલામણ છે.

# (૧૮) અર્વાચીન પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાથમિક સિદ્ધાંતો

यो दद्याज्ज्ञानमज्ञानाम् कुर्याद्वा धर्म दर्शनम् ।
स कृत्स्नाम् पृथ्वीम् दद्यात् तेन तुल्यम् न तद्भवते ॥—मनु०

અર્થાત્:—જે મનુષ્ય અજ્ઞાનીને જ્ઞાનનું દાન આપી પોતાની ફરજનું દર્શન કરાવે છે, તેની બરોબરી આખી પૃથ્વીનું દાન કરનારાથી પણ થઇ શકે નહિ.

સાક્ષરતા મેળવવી એ કામધેનુ મેળવવા બરાબર છે.

**પ્રાચીન પુસ્તક ભંડારો**

પહેલાંના વખતમાં દરેક મહાન પ્રજાએ પોતાના દેશમાં સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપ્યાં હતાં. પરંતુ તે સમયે તેનો ઉપયોગ સમાજના અમુક વર્ગો જ કરતા. પાશ્ચાત્ય રોમન શહેનશાહતની પડતી પછી યુરોપીય સંસ્કૃતિની સામાન્ય અરાજકતાના સમયમાં પાદરીઓના મઠોમાં આ ભંડારો સહીસલામત રહી તેમાં વધારો થયો. પુસ્તકભંડારોના ઇતિહાસો પર મોટે ભાગે આ મઠોમાંના પુસ્તકભંડારોની સાચવણીની ઘણી અસર થઇ છે. કારણ કે સૈકાઓ સુધી આ ભંડારો ફક્ત અમુક વિદ્યાપીઠો અગર સુરક્ષિત મકાનોમાં સચવાઇ રહ્યા હતા, અને તેનો ઉપયોગ ફક્ત જે તે સંસ્થાના વગહતોને જ કરવા દેવામાં આવતો. તે સમયમાં પુસ્તકવાચન કરતાં પુસ્તક સહીસલામતી તરફ વધુ લક્ષ અપાતું. તે ભાવના ઓગણીસમી સદીના ઉત્તરાર્ધથી નાશ પામવા લાગી છે. આજે દુનીઆના મોટા મોટા પુસ્તકભંડારો ઓછીવત્તી ઉદારતાથી બહારનાં વાચકો માટે ખુલ્લા મૂકાયા છે.

**અર્વાચીન પુસ્તકાલય પ્રવૃત્તિનો જન્મ**

પુસ્તકાલય પ્રવૃત્તિની આધુનિક પ્રગતિનો જન્મ પાશ્ચાત્ય દેશોમાં ઓગણીસમી સદીના અંત ભાગમાં થયેલી રાજકીય પ્રજાસત્તાક ચળવળને આભારી છે. જનસમૂહને કેળવણીનો પૂર્ણ લાભ આપવાના આશયથી અસંખ્ય સાર્વજનિક પુસ્તકાલયોનો જન્મ થયો. અને પુસ્તકાલયોના વિસ્તારમાં પ્રજાકીય કેળવણીનાં સાધનોની શકયતા છે એ તથ્ય આ પ્રવૃત્તિમાં રસલેનાર તમામ વ્યક્તિઓના ધ્યાનમાં અહર્નિશ રહેવા લાગ્યું. આ સદીના છેવટનાં ચાલુ વર્ષોમાં તો પુસ્તકાલયોના ઉપયોગને વધારે ને વધારે પ્રજાકીય બનાવવા માટે ઘણું ચિન્તવન થયું છે.

**પુસ્તકાલય પ્રવૃત્તિને અંગે ઉપસ્થિત થતા પ્રશ્નોની અગત્ય**

પ્રતિ વર્ષે પ્રસિદ્ધિમાં આવતાં અનેક પુસ્તકો અને તેથી થતી પુસ્તકભંડારની વૃદ્ધિને લઇને આજે પુસ્તકાલયોની યોજના, વ્યવસ્થા અને નિયમન માટે અનેકવિધ પ્રશ્નો ઉપસ્થિત થવા પામે છે. આ પ્રશ્નો પ્રત્યેની મનુષ્ય ભાવનામાં આજે અગત્યનું પરિવર્તન થયું છે. પુસ્તકાલયોને સર્વના ઉપભોગ તથા લાભ માટેની પ્રજાકીય સંસ્થા તરીકે લેખવામાં આવે છે. પુસ્તકાલયોમાં વાચકો કેમ વધારવા, દરેક વર્ગના વાચકો માટે વાચન કેવી રીતે પૂરું પાડવું, તેના ઉપયોગ માટે વધુ સરળતા કેવી રીતે કરી આપવી, પુસ્તકાલયોના સંચાલકો અને વાચકોનો સમય કેમ બચાવી શકાય, આ અને આવા અનેક પ્રશ્નોનો—જો કે દેખાવમાં સરળ છતાં વ્યવહારમાં મહા અટપટા

પ્રશ્નોનો ઉકેલ લાવવામાં પુસ્તકાલયના વ્યવસ્થાપક, મંત્રી અને ગ્રંથપાલનાં ઉંડા ચિન્તવન, ધારણા, બુદ્ધિ અને બહોળા અનુભવની પૂર્ણ જરૂર છે.

**પુસ્તકાલય એક શાસ્ત્ર.**

આ વિષય પર હવે ઘણું સાહિત્ય પ્રસિદ્ધ થયું છે, ઘણા દેશોમાં પુસ્તકાલય મંડળો સ્થપાયાં છે અને કેટલાંક વિશ્વવિદ્યાલયોમાં તો પુસ્તકાલયના શિક્ષણ માટે ખાસ નિષ્ણાતો રોકવામાં આવેલા છે. ઠેકાણે ઠેકાણે પુસ્તકાલય વિષયક સામયિકો પણ પ્રસિદ્ધ થાય છે. આ વિષયનું જ્ઞાન પદ્ધતિવાળું બનાવવા માટે પ્રયાસો થયા છે, અને આજે આપણે કહી શકીએ કે બીજાં વિદ્યાભ્યાસનાં શાસ્ત્રો માફક પુસ્તકાલયનો અભ્યાસ એક શાસ્ત્રીય વિષય ગણાયો છે. અર્વાચીન વિચારો અને જરૂરીઆતો પ્રમાણે પુસ્તકાલયોની યોજના અને નિયમન અમુક ચોક્કસ સિદ્ધાન્તો પર રચાએલું છે એ નિર્વિવાદ છે.

**પુસ્તકાલય શાસ્ત્રના પ્રાથમિક સિદ્ધાન્તો.**

પુસ્તકાલય શાસ્ત્ર બીજા શાસ્ત્રો માફક અમુક પ્રાથમિક તથ્યો પર રચાએલું છે. દાખલા તરીકે-જેમ ઉપનિષદોમાં **सत्यं वद** । એ એક પ્રાથમિક સિદ્ધાન્ત છે. તેજ પ્રમાણે પુસ્તકાલય શાસ્ત્રના કેટલાક પ્રાથમિક સિદ્ધાન્તો છે, મદ્રાસ વિશ્વવિદ્યાલયના પુસ્તકાલયના વ્યવસ્થાપક અને મદ્રાસ ઇલાકાના પુસ્તકાલય મંડળના મંત્રી શ્રીયુત એસ. આર. રંગનાથને એમ. એ. એલ. ટી. એફ. એલ. એ. જેઓ મદ્રાસ ઇલાકાની પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાણરૂપ છે, એમણે પુસ્તકાલય શાસ્ત્રનો મુખ્ય પાંચ સિદ્ધાન્તો જણાવ્યા છે. તે એટલા બધા બોધક, સરળ અને શાસ્ત્રીય છે કે જેના પર પુસ્તકાલયની યોજના, વ્યવસ્થા અને નિયમનના તમામ નિયમોનો આધાર છે. તે સિદ્ધાન્તો નીચે પ્રમાણે છે-

**(૧) પુસ્તકો ઉપયોગ માટે છે (૨) પુસ્તકો દરેકને માટે છે (૩) દરેક પુસ્તકને તેનો વાચક છે (૪) વાચકનો વખત બચાવો (૫) પુસ્તકાલય એ પ્રગતિશીલ સંસ્થા છે.**

**(૧) પુસ્તકો ઉપયોગ માટે છે.**

પુસ્તકો સહીસલામતી માટે છે એ ભાવનાનો નાશ થવા માટે પ્રથમ જે સાંકળોના બંધનોમાં પુસ્તકોની માવજણી થતી તે સાંકળોને જુનું લોઢું ગણી વેચી નાખવા માંડી. ત્યાર બાદ આ પુસ્તકો ફક્ત પસંદગીનાં કેટલાંક માણસોને મળતાં, સમય જતાં પુસ્તકાલયમાં જ પુસ્તકો મફત વાંચવા દેવાની યોજના થઇ. ત્યાર બાદ જૂજ ફી લઇ પુસ્તકો ઘેર વાંચવા આપવાની પદ્ધતિ દાખલ થઇ, આજે પાશ્ચાત્ય દેશોમાં પુસ્તકો ઘેર મફત વાંચવા લઇ જવા દેવામાં આવે છે. છેવટની પ્રગતિ એટલે સુધી થઇ છે કે જે લતાઓમાં વાચન-પ્રચાર કોઇ કરી શકે તેમ હોય, ત્યાં પુસ્તકોની પેટીઓ મફત મોકલવામાં આવે છે. આપણે અહિં વડોદરા રાજ્યમાં પણ આ યોજનાનો અમલ થાય છે. તે ઉપરથી સમજાશે કે આ સિદ્ધાન્તની અગત્ય આજનાં પુસ્તકાલયોમાં કેટલી સચવાય છે. પુસ્તક ઉપયોગ કરવા માટે છે; એ સિદ્ધાન્ત બર લાવવા કેટલીક નીચેની સગવડો પૂરી પાડવી જોઇએઃ—

(૧) પુસ્તકાલયના મકાનના સ્થળની પસંદગી. (૨) પુસ્તકાલય ખુલ્લું રાખવાનો સમય. (૩) પુસ્તકાલયનું સાહિત્ય (૪) પુસ્તકાલયના સચાલકો અને ગ્રાહકો. (૫) પુસ્-

કાલયના ગ્રંથપાલની વિદ્વત્તા, શાસ્ત્રીય શિક્ષણ, મોભો, જવાબદારી, વાચકો સાથેનો સંબંધ, માનસશાસ્ત્રનો અભ્યાસ, જાત સેવા અને તેની સમાજ સેવાની ભાવના.

આ ઉપરથી જણાશે કે પહેલો સિદ્ધાન્ત અમલમાં મૂકવા માટે ગ્રંથપાલો કેવા હોવા જોઈએ, અને જ્યાં સુધી આવા ગ્રંથપાલો ન જડે ત્યાં સુધી પુસ્તકાલયો પ્રાણવાન ન બની શકે.

**(૨) પુસ્તકો દરેકને માટે છે.**

જ્યાં સુધી દરેક મનુષ્યને કેળવણી મળી નથી ત્યાં સુધી પુસ્તકો દરેકને માટે છે એ સિદ્ધાન્તનો પૂર્ણ અમલ અશક્ય છે. આ સિદ્ધાન્તના વિચાર સાથે જ દરેક માટે કેળવણી એ વિચાર પ્રથમ આગળ આવે છે. પ્રથમ કેળવણી દરેકને આપવાની યોજના થવી જોઈએ. જ્યાં સુધી બધાંને કેળવણીનો લાભ મળ્યો નથી, ત્યાં સુધી પુસ્તકો દરેકને માટે છે એમ કહી શકાય નહિ. યુરોપમાં પણ પહેલાં આ સિદ્ધાન્ત સચવાયો ન હતો. ફક્ત પસંદગીનાં થોડાં માણસોને જ શિક્ષણ લેવા દેવામાં આવતું, એરીસ્ટોટલના સમયમાં ફક્ત સ્વતંત્ર માણસ કેળવણી પામી શકતો, જ્યારે ગુલામોને કેળવણીથી વંચિત રાખવામાં આવતા. પરિણામે તે વખતે ઍથન્સ અને સ્પાર્ટામાં લગભગ દશ માણસોમાં નવ માણસો ગુલામો હોઈ અભણ રહેતાં, અને તેમને પુસ્તકો મળી શકતાં ન હતાં. મધ્યયુગમાં પણ એજ સ્થિતિ હતી. જે સત્તાઓના હાથમાં સમાજની વ્યવસ્થાનો કાબુ હતો, તેમની તીવ્ર ઇચ્છા એવી હતી કે ખેડુત, કારીગર અને મજુરને માટે કેળવણીનાં દ્વાર ખૂલવાં જોઈએ નહિ. આ ભાવના છેક ઓગણીસમી સદીના ઉત્તરાર્ધ સુધી પ્રચલિત રહી અને પછીથી તે સામે ખંડનાત્મક દલીલો શરૂ થઈ. પ્રજાકીયતંત્રના ફૂંકાતા પવન સાથે આ સ્થિતિમાં ફેરફાર થવા લાગ્યો જૂના મતના ચુસ્ત હિમાયતીઓએ આ પ્રવૃત્તિને અવરોધવા અનેક પ્રયાસો કર્યા છે. ઇંગ્લાંડના સાર્વજનિક પુસ્તકાલયના પ્રથમના બીલ સામે એવી દલીલ રજૂ થઈ હતી કે અતિશય શિક્ષણની મંસ્થાઓનો ફેલાવો ભયાત્મક છે, કારણ ઘણાં પુસ્તકાલયો ભવિષ્યમાં રાજ્યકીય શિક્ષણનાં કેન્દ્રો થઈ જશે. આ રીતે આ સિદ્ધાન્તને સામાજીક અને રાજ્યકીય બળ સામે ઝઝુમવું પડ્યું હતું. આજે છેવટે જર્મની, ઇગ્લાંડ, રશિયા અને અમેરિકાએ આ સિદ્ધાન્તનો સંપૂર્ણ સ્વીકાર કર્યો છે. આ ઉપરથી સમજી શકાશે કે હિંદને આ પ્રવૃત્તિના ફેલાવા માટે આજે જે સામનો કરવો પડે છે, તેવો જ સામનો ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં અને વીસમી સદીના પ્રથમના બે દશામાં યૂરોપીઅન અને અમેરિકન પ્રજાને પણ કરવો પડેલો.

**આ સિદ્ધાન્તની પુખ્ત ઉમ્મરનાં માણસો પર થતી અસર**

આ સિદ્ધાન્તના સ્વીકાર સાથે જે દરેકને કેળવણી આપવાનો આપણો વિચાર આપણને પ્રથમ સ્ફૂરી આવે છે તેની વિશેષ અગત્ય આજે અભણ રહેલાં કે ભણેલું ભૂલી ગયેલાં મોટી ઉમ્મરનાં સ્ત્રી પુરૂષોની કેળવણીની જરૂરીઆત પરથી જણાઈ આવે છે. આવાં માણસોને શિક્ષિત કેમ બનાવવાં, તેમની સાક્ષરતા કેમ વધારવી અને મેળવેલી સાક્ષરતા કેવી રીતે ટકાવી રાખવી આ પ્રશ્નનો ઉકેલ આપણાં પુસ્તકાલયોમાં થતા આ સિદ્ધાન્તના પાલન પર રહેલો છે.

આના પુરાવામાં હું એક નાનકડું દૃષ્ટાંત રજુ કરીશઃ

નોર્વેના ઉત્તર કિનારાના છેક ઓછી વસ્તીવાળા પ્રદેશમાં એક માછીનો છોકરો હતો. તે વધુ ભણી શકે તેવો છે જ નહિ એવી દૃઢ માન્યતાથી તેના પિતાએ એને ચૌદ વર્ષની ઉમ્મરે શાળામાંથી ઉઠાવી લીધો. પરંતુ નોર્વેની સરકારે આવા ભાગમાં પણ નાનકડા પુસ્તકાલયની વ્યવસ્થા રાખી હતી. આ છોકરો શાળા છોડયા પછી પોતાના માછીમારના ધંધામાં પડયો, અને ઉદરનિર્વાહ કરવા લાગ્યો. આ પુસ્તકાલયમાં વખતો વખત મોટાં પુસ્તકાલયમાંથી નાની નાની પુસ્તક પેટીઓ વાચન માટે આવતી ને જતી. એ સંસ્થામાં વધુ કેળવણી માટે નાલાયક ગણાયેલા આ વિદ્યાર્થીએ આવતાં જતાં પુસ્તકોમાં પોતાનું ચિત્ત પરોવી અભ્યાસ વધાર્યો, અને ૨૩ મા વર્ષે નવી દુનિયાની પ્રાથમિક શાળામાં દાખલ થઇ ત્યાંની વિશ્વવિદ્યાલયની પદવી ૨૮ મા વર્ષે મેળવી તે પોતાના દેશમાં અધ્યાપક તરીકે જોડાયો આ વિદ્યર્થી તે સેંટ ઉલ્ફ વિદ્યાલયનાઅધ્યાપક રોલ્વૅાગ હતા.

આ સિદ્ધાન્તને અમલમાં લાવવા માટે પણ નીચેની જરૂરીઆતો પૂરી પાડવી જોઇએ

(૧) લોક સમૂહને પહોંચી શકે તેવું સરળ વાચન. (૨) સ્ત્રી સાહિત્ય. (૩) બાલ વાચન. (૪) શિષ્ટ અને શાસ્ત્રીય વાચન. (૫) ગ્રામોન્નતિને લગતું વાચન.

**આ સિદ્ધાન્ત અને ગ્રામ પુસ્તકાલયો.**

કસ્બા કે શહેર પુસ્તકાલયો અગર વિદ્યાલયોનાં મૂળ આપણે ઘણા જૂના સમય સાથે જોડી શકીશું. પરંતુ આ પ્રદેશ બહાર ગામડાંઓમાં જે પ્રચાર શરૂ થયો અને આ સિદ્ધાન્તની આવશ્યકતા ત્યાં પણ જણાઇ તેને એક પેઢીથી વધુ વખત થયો નથી. જો કે ૧૯૦૫ ની સાલે ઓહીઓ અને મેરીલેન્ડના પ્રદેશમાં ફરતાં પુસ્તકાલયોની યોજના ગામડાંઓ માટે થઇ તોપણ છેલ્લાં પંદર વર્ષથી જ દુનીઆના મોટા ભાગમાં ગામડાંના પુસ્તકાલયોની યોજના તરફ ખાસ ધ્યાન અપાયું અને તે તરફ શકય તેટલા રચનાત્મક પ્રયાસો થઇ સફળતા મેળવાઇ. ટૂંકામાં કહીએ તો મહાન વિગ્રહ પછીથી જ આજનાં ગામડાનાં પુસ્તકાલયોનો ખરો પાયો નંખાયો, અને ગામડાનાં છુટાં છવાયાં રહેતાં ગ્રામજનોને પોતાને અનુકૂળ વાચન પુરૂં પડવા લાગ્યું. હિંદનાં દેશી રાજ્યોમાં આદર્શ રાજા તરીકે ગણાતા આપણા સ્વ. સર સયાજીરાવે પણ આજ સમયે આજ સિદ્ધાંત ગામડાંમાં ફેલાવવાનો નિર્ણય કર્યો હતો.

**ગામડાં તરફની પ્રચલિત ભાવના અને તેનું પરિવર્તન**

ગામડાંના લોકોમાં કેળવણી તથા સંસ્કારની ઉણપ છે એવી ભાવના આપણી ભાષામાં વપરાતા શબ્દોની ભાવના પરથી સ્હેજ સમજાઇ આવે છે. ગુજરાતીમાં આપણે એ લોકોને "ગામડીઆ" કહી સંબોધીએ છીએ, સંસ્કૃતમાં "ગ્રામ્ય" કહેતા, અને અંગ્રેજીમાં "Rustic" કહેવામાં આવે છે. શહેરોમાં અને કસ્બાઓના સામાજીક પ્રશ્નોમાં કેળવણીની ઉણપને લીધે જે ખામીઓ ઘણી વહેલી જણાઇ હતી, તેવી જ ખામીઓ આ ગામડાંઓમાં મૂળથી જ હતી. પણ તેનો આવિર્ભાવ સમાજના અગ્રગણ્ય પુરૂષોને છેલ્લાં થોડાં જ વર્ષથી જણાયો; અને તેથી જ દરેકને માટે કેળવણી અને દરેકને માટે પુસ્તકો એ મૂળભૂત સિદ્ધાન્તોનો સ્વીકાર થયો. આ ગામડાંનો મોટો ભાગ ખેતીપ્રધાન ધંધાવાળો છે; ખેતી દુનીઆનું પોષણ કરે છે,

અને તેથી ખેતીના ધંધામાં પ્રગતિશીલ, નિયમિત અને ઉદ્યોગી ખેડૂત વર્ગની જરૂર છે. આ જરૂરીઆત ગામડાંમાં યોગ્ય કેળવણી અને પુસ્તકોનું વાચન પુરૂં પાડયાથી જ બની શકે તેમ છે એમ સ્વીકારાયું અને જૂની ભાવનામાં આ રીતે પરિવર્તન થયું. સર્વદેશીય દૃષ્ટિબિંદુ અને સ્પર્ધાના આ જમાનામાં જૂના જમાનાના ચાલ્યા આવતા ગામડાંના ખેતી અને તેને લગતા બીજા ધંધાનાં સાધનો દિવસે દિવસે નિરર્થક અને નિષ્ફળ જણાવા લાગ્યા છે. આ સાધનોમાં નવી જાતના ફેરફારો માટે રોજ નવા નવા વિચારોવાળાં સમાચારપત્રો, પુસ્તકો અને ઈતર પોષક વાચનની જરૂર છે. આવું વાચન પુરૂં પાડવા માટે ગામડે ગામડે પુસ્તકાલયની જરૂર છે. વડોદરા રાજ્યે હમણાં જ ખેડુતના માલ વેચનારાં બજારો નક્કી કરવા માટે અને તેને વ્યવહારૂ સ્વરૂપ આપવા માટે પ્રજા સમક્ષ એક નિબંધ રજૂ કર્યો છે. એ પૂરવાર કરી આપે છે કે આજે ગામડાંની પ્રજાનું માનસ કેવા પ્રકારનું હોવું જોઇએ. પ્રજામાં કેળવણીનો બહોળો ફેલાવો, વાચનનો પૂરતો શોખ અને ગામડાની ઉન્નતિ કરનારૂં પોષક વાચન પ્રજાને ન મળે ત્યાં સુધી આપણે આ જમાનામાં બીજા દેશોની હરોલમાં ઊભા રહી શકીએ નહિ.

**રાજસત્તા, ગ્રંથપાલ, અને વાચકની ફરજ**

આ જરૂરીઆતો પૂરી પાડવા માટે રાજસત્તાએ, પુસ્તકાલયોના વ્યવસ્થાપકો ને ગ્રંથપાલોએ તેમ વાચકોએ પણ પોતાનો યોગ્ય ફાળો આપવો ઘટે. આમ થાય તો જ આ સિદ્ધાન્ત બરાબર અમલમાં આવી શકે. આ બાબતમાં રાજસત્તા નાણાંની મદદ, કાયદાની સવલતો, અને સહકાર દ્વારા પોતાનો ફાળો પૂરો પાડી શકે. પુસ્તકાલયના વ્યવસ્થાપકો ને ગ્રંથપાલો આ બાબતમાં કબાટો, લાકડાના કે લોઢાના ઘોડાઓની સુવ્યવસ્થા, વર્ગીકરણ પ્રમાણે નોંધબૂકો, અધ્યયન વિભાગની વ્યવસ્થા, વાચકો સાથેનો સંબંધ, પોતાની વિદ્વત્તા, જાતસેવા અને સમાજ સેવાની ભાવના દ્વારા પોતાનો ફાળો પૂરો પાડી શકે; અને વાચકો પોતાનો ફાળો પુસ્તકાલયના નિયમોનું યોગ્ય પાલન કરી પૂરો પાડી શકે તેમ છે.

**(૩) દરેક પુસ્તકને તેનો વાચક છે**

પુસ્તકો ઉપયોગ માટે છે એ સિદ્ધાન્તના સ્વીકારથી પુસ્તકાલયના વહીવટમાં જે અગત્યનો ફેરફાર થયો છે, તેને દરેક પુસ્તકને તેનો વાચક છે એ સિદ્ધાન્તના અમલથી સંપૂર્ણતા મળે છે. આ બાબતના સ્વીકાર સાથે પુસ્તકાલયમાં પુસ્તકાલયનાં કબાટો દરેક માટે ખુલ્લાં રહેશે, અને વાચક પોતાની પસંદગીનું પુસ્તક પ્રાપ્ત કરી શકશે. આ સિદ્ધાન્તના ફેલાવામાં પણ ગ્રંથપાલના ઊંડા અભ્યાસ, બુદ્ધિ અને ધારણાની જરૂર છે જ. પુસ્તકાલય શાસ્ત્રનું શિક્ષણ પામેલો ગ્રંથપાલ વધુ ને વધુ સરળતાઓ કરી આપશે, વર્ગીકરણ પદ્ધતિ પ્રમાણે પુસ્તકોની વહેંચણી અને તેની નોંધપોથીઓની વ્યવસ્થા, અધ્યયન વિભાગને લગતાં પુસ્તકની ગોઠવણી અને સાચવણીઃ આ તમામ બાબતોમાં ગ્રંથપાલ સુશિક્ષિત હશે તો તે એવી સરળતાથી ગોઠવણ કરશે કે દરેક વાચકને પોતાનું પુસ્તક મળી રહે. જેમ વાચકોની સંખ્યામાં વધારો થાય, પુસ્તકાલયમાં જેમ આકર્ષણ વધે, પુસ્તકાલયને ખ્યાતિમાં લાવવા માટે બની શકે તેટલા તમામ પ્રયાસો જેમ જલ્દી થાય; તેમ આ સિદ્ધાન્તનું વધુ ને વધુ પાલન થયું ગણાય.

**ત્રીજા સિદ્ધાન્તને પહોંચવા પુસ્તકાલયના જાહેર પ્રકાશનની જરૂરીઆત**

પુસ્તકાલયના વાચકની સંખ્યામાં વધારો કરવાને, પ્રસ્તકાલયનું આકર્ષણ વધારવાને માટે પુસ્તકાલયને લગતાં વાચનાલયો અને માસિકોના વાચન માટે દરેક પુસ્તકાલયના સંચાલકે યોગ્ય વ્યવસ્થા કરવી જોઇએ. આથી આજે જે વાચકો ઢીલા છે તે કાલે ખરા વાચકો થશે. આપણે જોઇશું કે આજે વાચનાલયોમાં વાચકો ઉભરાય છે. આવા સ્થળે પુસ્તકાલયના લાભો વાચનની જરૂરીઆત, દેશદેશમાંની આ સંબંધે માહિતી આપતાં ટૂંકાં પાટિયાં, વગેરે પ્રકાશનનાં સાધનો મારફત પુસ્તકાલયની અગત્ય વાચકો આગળ રજૂ થવી જોઇએ. વિશેષમાં આપણે આપણાં પુસ્તકાલયોની યોજના, વ્યવસ્થા અને નિયમનમાં જે અગત્યના ફેરફારો કર્યા છે, તે તમામ ફેરફારોનો, જાહેર પ્રજાની જાણ અને સમજ માટે પણ, આ પ્રકાશનો દ્વારા ફેલાવો કરવો ઇષ્ટ છે. પુસ્તકાલયપ્રકાશન એ પ્રકાશનની કળાનું હવે એક અંગ થઇ ગયું છે. યુનાઇટેડસ્ટેટ્સમાં અમેરિકાના પુસ્તકાલય મંડળે એક સ્વતંત્ર પ્રકાશન સમિતિ સ્થાપી છે. એને પ્રકાશન માટેની ગોળમેજી સમિતિ કહે છે. આવા જ પ્રકારનું કામ આપણા રાજ્યમાં છેલ્લાં થોડાંક વર્ષોથી સ્થપાયલા પુસ્તકાલય સ. સ. મંડળદ્વારા થાય છે. આ પ્રકાશનો મુખ્ય બે રીતે થઇ શકે: (૧) સામાન્ય પ્રકાશન અને (૨) વ્યક્તિગત પ્રકાશન. સામાન્ય પ્રકાશનો દ્વારા પુસ્તકો અને તેના વાચનની માહિતી, પ્રેરણા, કેળવણી અને અભિપ્રાયદર્શનના સાધન તરીકેની અગત્ય, પુસ્તકાલય એ સાર્વજનિક લોકવહીવટની સંસ્થા છે એવી પ્રતીતિ, પ્રાણવાન પુસ્તકાલયથી થતી પુખ્ત ઉમ્મરનાં માણસોના શિક્ષણ પર અસર વગેરે બાબતો જાહેર પ્રજાની જાણ માટે જાહેર છાપાંઓ, સૂચનાપત્રો અને જાહેરનામાઓ દ્વારા લાવી શકાય. સ્વતંત્ર પુસ્તકાલયો અગર પુસ્તકપ્રકાશન મંડળો પોતા તરફથી વખતો વખત નાનાં બુલેટિનો કે માસિકો દ્વારા જોઇતી માહિતી પૂરી પાડે છેઃ–જેવું કે આપણા પુ. સ. સ. મંડળ તરફથી પ્રસિદ્ધ થતું. પુસ્તકાલય માસિક કે જેમાં પ્રજાને પુસ્તકાલયમાં રસ પડે તેવા લેખો, પુસ્તકાલય ખાતા તરફથી મળતી સગવડો અને યોજનાની માહિતી, ચાલુ પુસ્તકોનો ટૂંકો પરિચય, કયા માસિકમાં શું મહત્વનું વાચન છે, અને વિનીતપણે રજૂ થતા તમામ સંસ્કારિત્વ, કેળવણી ને ધંધાને લગતા લેખોના પ્રકાશનદ્વારા વ્યક્તિગત રીતે પ્રજાનો અર્વાચીન માનસિક ખોરાક પૂરી પાડી શકાય છે. આ ઉપરાંત પુસ્કાલયના સંચાલક પોતાની સ્થળ સીમામાં જ્યારે કોઇ વિદ્વાન નેતા જડી આવે ત્યારે ત્યારે તેમની ઇચ્છા પ્રમાણે જાહેર વાર્તાલાપ કે પ્રવચન યોજી પુસ્તકાલયની મહત્તા વિશેષ વધારી શકે, અને વાચકોની સંખ્યામાં ઘણો વધારો કરી શકે. દરેક પુસ્તકને તેનો વાચક છે એ સિદ્ધાન્તની સાર્થકતા આ પ્રમાણે જાળવી શકાય.

**(૪) વાચકનો સમય બચાવો**

વાચકનો સમય બચાવો એ સિદ્ધાન્તની સાર્થકતા તો ત્યારે જ સચવાય કે જ્યારે ઉપરના તમામ સિદ્ધાન્તોનું યથાયોગ્ય પાલન થાય. પુસ્તકાલયના મકાનના સ્થળની અનુકૂળતા, ખુલ્લાં કબાટોની યોગ્ય વ્યવસ્થા, વર્ગીકરણ પ્રમાણે પેટા જુથોની ટૂંકી માહિતી આપતાં પાટિયાં, ઓછા પરિશ્રમે પુસ્તકો કાઢવા મૂકવા માટે વાચકને બને એટલી તમામ સગવડ, છેવટની ઢબનું વર્ગીકરણ, અધ્યયન વિભાગની યોજના વગેરે બાબતોનું જેટલી વધારે ઝીણવટથી પાલન થાય તેટલી ઝડપથી આ સિદ્ધાન્તથી સાર્થકતા આપણા પુસ્તકાલયમાં થતી આપણે જોઇ શકીએ.

આ સ્થળે વર્ગીકરણ અને અધ્યયન વિભાગ સંબંધે થોડું વિવેચન કરવાની જરૂર છે. ખાસ શિક્ષણ અને પુસ્તકાલયનાં આંતરિક વહીવટનો પૂર્ણ અનુભવ હોયા સિવાય અધ્યયન વિભાગ બરાબર ગોઠવાઈ શકવો અશક્ય છે. જે લોકો એમ માને છે કે પુસ્તકોની આપલેમાં બહોળા જ્ઞાનની જરૂર નથી તેઓ ભીંત ભૂલે છે. તેઓ જ્યારે સાંભળે છે કે પુસ્તકાલયના શિક્ષણ માટે સ્વતંત્ર વર્ગો કે શાળાઓ છે, પુસ્તકાલય શિક્ષણ માટે પદવીદાનો થાય છે, અને વિશ્વવિદ્યાલયોમાં એ શિક્ષણ માટે સ્વતંત્ર જગ્યાઓ રાખવામાં આવે છે, ત્યારે તેઓ દિંગ્મૂઢ બને છે. પ્રતિવર્ષે પુસ્તકાલયમાં ખરીદાતાં અનેક પુસ્તકોના વિધવિધ વિષયોનું જ્ઞાન પુસ્તકાલયોના ગ્રંથપાલોને સંપૂર્ણ હોવું જોઈએ. અને આવાં અનેક પુસ્તકોમાંથી પોતાને જોઈતું પુસ્તક વાચક સહેલાઈથી મેળવી શકે તે માટે યોગ્ય વ્યવસ્થા હોવી જોઈએ. પુસ્તકોની સામાન્ય નોંધવહી સાથે નામવારી, કર્તાવારી, અને વિષયવારી રજીસ્ટરોની નોંધવહીઓ તૈયાર કરવી જોઈએ. આ તૈયાર કરવામાં મદદગાર થવા માટે જે તે ભાષાની નામાવલિઓ પ્રસિદ્ધ થવી જોઈએ. જોન મિન્ટોએ ૧૯૨૯ની સાલમાં આવી નામાવલિ પુસ્તકાલય મંડળ માટે ઈગ્લેન્ડમાં પ્રસિદ્ધ કરી છે. આપણા રાજ્યમાં પુસ્તકાલય સ. સ મંડળ તરફથી ગુજરાતી પુસ્તકાલયો માટે વર્ગીકરણ પદ્ધતિ, ૮૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલિ તથા હમણાં જ બીજા ૪૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલિ પ્રસિદ્ધ થઈ છે, જે આપણાં ગુજરાતી પુસ્તકાલયોને અતિ ઉપયોગી થઈ પડી છે.

**વર્ગીકરણ**

ગ્રંથપાલો અને વ્યવસ્થાપકોએ ખાસ જાણીતા રહેવાની બીજી અગત્યની બાબત તે અધ્યયન વિભાગની છે. અધ્યયન વિભાગની તાત્કાલિક ઉપયોગી પુસ્તકો જેવાં કે શબ્દકોષ, જોડણી કોષો, માર્ગદર્શક નોંધનાં પુસ્તકો, ચિત્રાવલીઓ, નકશાવલીઓ, દેશવિદેશના સર્વસંગ્રહો વગેરે આ વિભાગનાં પુસ્તકો પુસ્તકાલયના મકાનમાં અધ્યયન મંડળમાં વાચકોના તાત્કાલિક ઉપયોગ માટે હોય છે. કેટલાંકને આ પુસ્તકોની અચાનક જરૂર પડતી હોવાથી અને પુસ્તકો મોંઘા પડતા હોવાથી આ વિભાગ માટે ગ્રંથપાલોએ વધારે સાવચેતી અને ઝીણવટથી તેનો વધુ ઉપયોગ થાય તે તરફ લક્ષ રાખવું જોઈએ.

**અધ્યયન વિભાગ**

પુસ્તકાલય એ પ્રગતિશીલ સંસ્થા છે. એ સિદ્ધાન્તનો સ્વીકાર આજે થઈ ચૂક્યો છે. બીજા સિદ્ધાન્તોના નિવારણમાં આપણે જોઈ ગયા કે પ્રાચીન પુસ્તકાલયમાંથી પ્રગતિ પામતું આજનું પુસ્તકાલય આપણને સાંપડયું. જો આ સિદ્ધાન્ત ન સચવાયો હોત તો પ્રાચીન પુસ્તકભંડારો આજે ક્યારના દેવતા, ઉધાઈ અને જીર્ણતાના ભોગ થઈ પડયા હોત. આજે પુસ્તકવાચન માટે નવી નવી અનેક યોજનાઓ જન્મ પામી છે, તે આ સિદ્ધાન્તનું જ પરિણામ છે. ભવિષ્યમાં એવો સમય આવશે કે આથી વધારે સરળ સગવડો પુસ્તકાલયોની સ્થાપના માટે, પુસ્તકોનાં પ્રકાશનો માટે અને પુસ્તકોના વાચકો માટે દેશદેશમાં મળી આવશે. ઉપર નિર્દેશ કરેલા સિદ્ધાન્તોની સાર્થકતા માટે દરેક પુસ્તકાલયે શક્ય તેટલા સઘળા પ્રયાસો આદરવા જોઈએ અને આવી પડતી મુશ્કેલીઓને પહોંચી વળવા પુસ્તકાલયના સંચાલકો અને ગ્રંથપાલોએ રચનાત્મક પ્રયાસો કરવા જોઈએ.

**(૫) પુસ્તકાલય પ્રગતિશીલ સંસ્થા છે**

# (૧૯) પુસ્તકાલયો અને તેમનું કાર્યક્ષેત્ર

## ( શ્રી. રા. રા. ત્ર્યંબક દિનકર વાકનીસ )

**કે. શ્રી. સયાજીરાવ મહારાજા સાહેબના સ્મરણથી આનંદ અને અભિમાન.**

આપણા નાશિક શહેરના સાર્વજનિક પુસ્તકાલયની શતાબ્દિની ઉજવણીના આજના પ્રસંગે આપે મને બોલાવીને જે મારૂં સન્માનપૂર્વક સ્વાગત કર્યું છે તેથી હું પોતાને ધન્ય માનું છું. પણ સાથે સાથે મ્હારી પાત્રતા વિષેની શંકાથી થોડો ક્ષોભ અનુભવું છું. પરંતુ વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોના સંચાલનનો અનુભવ છેલ્લાં સાત વર્ષથી લેવાની સુસંધિ જે પુણ્યસ્મૃતિ પુણ્યશ્લોક નૃપતિએ મને આપી છે તે કે. સયાજીરાવ મહારાજા સાહેબના સ્ફૂર્તિદાયક સ્મરણથી મને ક્ષોભ કરતાં ધૈર્ય, ઉત્સાહ, આનંદ અને અભિમાન જ વધુ પ્રમાણમાં થાય છે, તે ઉપરાંત મ્હારા વ્યાખ્યાનના વિષયમાં શ્રદ્ધા ધરાવનારા તેમજ વડોદરાના શ્રીમંત સરકારની માફક પુસ્તકાલયોની પ્રગતિ વધારવાની પ્રબળ ઇચ્છા સેવનારા આપ જેવા શ્રોતાઓના સમાગમથી મ્હારાં ઉત્સાહ અને આનંદ દ્વિગુણિત થાય છે. આજનો સુયોગ પ્રાપ્ત કરાવનાર સજ્જનોનો હું અત્યંત આભારી છું.

**ગ્રંથપાલની સમાજસેવા અપ્રત્યક્ષ હોય છે.**

૨. તથાપિ આ ઉપકારક મંડળીમાં જે એક વ્યક્તિનો હું સમાવેશ કરી શકતો નથી, તે વિષેની ગેરસમજુતી દૂર થવા સ્પષ્ટ ઉલ્લેખ કરવાની જરૂર જણાય છે. વડોદરાના એક નિવૃત્ત ગ્રંથપાલે " વિવિધ વૃત્ત "માં સ્વયસ્ફૂર્તિથી એક લેખ લખ્યો તેમાં પરમાર્થ કરતાં પરિહાસ જ વધારે છે એમ મને લાગે છે. તેમણે તે લેખમાં એમ લખ્યું છે કે, પુસ્તકાલયના શતસાંવત્સરિક ઉત્સવના અધ્યક્ષ કોઈ ગ્રંથપાલ જ હોવા જોઇએ. વીર સાવરકર અગર દે. ભ. કેળકર જેવા અધ્યક્ષત્વ માટે આગળ પડતા શા માટે જોઇએ ? તેઓ કૃપા કરીને પોતાનું અગ્રગણ્યત્વ આવા પ્રસંગે છોડે ખરા કે ? મને તો લાગે છે કે ' બૅન્ડી કી બૅાટલ 'માં ' અમને ચાન્સ આપો ' એવી જે માગણી બગારામે શ્રીકૃષ્ણ પાસે કરી હતી તેના જેવીજ એ સૂચના છે. અવાસ્તવ વિનયથી હું મારી જાતને અગર મ્હારા સહકારી મિત્રોને ગૌણત્વ આપવા ઇચ્છતો નથી; પણ વસ્તુસ્થિતિ એવી છે કે, પુસ્તકાલયોનું કાર્ય સમાજની બૌદ્ધિક, નૈતિક અને સાંસ્કૃતિક ઉન્નતિ વધારનારૂં છે. આ કાર્ય જે લોકોત્તર અગ્રણીઓએ પ્રત્યક્ષ રીતે કાયા, વાચા અને મનથી કરેલું છે તેવાને આજના સેવા સમારંભનું નેતૃત્વ સાહજિક રીતે હોઇ શકે, ગ્રંથપાલે પુસ્તકાલય દ્વારા ગમે તેટલું કાર્ય કર્યું હોય તો પણ તે અપ્રત્યક્ષ જ સમજવું રૂપકમાં કહીએ તો ગ્રંથપાલ એ પાણીના નળ જેવા છે. વહેળાનું પાણી તેઓ ઘેરઘેર પહોંચાડે છે એ વાત ખરી, પણ વહેળો જ ન હોય તો પછી ખાલી નળાથી શું થઇ શકે ?

૩. આ કરતાં વધારે પ્રસ્તાવ કરી હું આપને વધુ કંટાળો આપવા ઇચ્છતો નથી.

કારણ કે આપના કહ્યા કરતાં મ્હેં વિશેષ કામ ઉપાડી લીધું છે અને આમ કહેવામાં મને વ્યાકરણનો ટેકો પણ ખાસ મળે છે. આપે મને આદર્શ પુસ્તકાલય એ વિષય ઉપર બોલવા કહ્યું છે. મેં એકવચનેનું બહુવચન કરીને આદર્શ પુસ્તકાલયો એ વિષય ઉપર બોલવા ધાર્યું છે. ઉપલક દૃષ્ટિએ આપને એમ જણાયા વિના નહિ રહે કે આદર્શત્વ અને અનેકત્વ એ બેઉ કલ્પનાઓમાં એકયે વિસંવાદ જ નથી પણ વિરોધ સુદ્ધાં છે. એક જ જાતની એક જ આદર્શ વસ્તુ હોઇ શકે. બધા જ ઉત્તમ ગુણોનો તેમાં સમાવેશ કરવામાં આવે તો અન્યત્ર આદર્શપણું કયાં રહે? આ ન્યાયથી આદર્શ પુસ્તકાલય એટલે જેમાંથી સઘળા અવગુણો દૂર કરવામાં આવ્યા છે, વાંચકોને તેમજ વ્યવસ્થાપકોને જે પુસ્તકાલય કોઇ પણ અગવડ દેખાવા દેતું નથી, અને જે બધી સુખ–સગવડો પ્રાપ્ત કરાવે છે તે જ પુસ્તકાલય અને તે જ આજના વ્યાખ્યાનનો વિષય. આમ હોવાથી નકામું એકનું અનેક–વચન કરીને તર્કદુષ્ટતા વહોરી લેવાનો કટાટોપ કરવાની શી જરૂર હતી? એવો જો આપ પ્રશ્ન કરો તો મને એક ધૂર્ત આંધળા ભિખારીની વાત યાદ આવે છે. શંકરે જ્યારે પ્રસન્ન થઇ તેને એક વર માગવા કહ્યું. ત્યારે તેણે એવી માગણી કરી કે મ્હારા દિકરાના દિકરાનો હું રાજવૈભવ જોઉં. અર્થાત્ એક વરમાં તો તેણે સંપત્તિ, સંતતિ, દૃષ્ટિ ઇત્યાદિ ઘણા વર માગી લીધા. આ જ પ્રમાણે આપે જણાવેલું આ આદર્શ પુસ્તકાલય એ અનેક પ્રકારનાં પુસ્તકાલયોના મિશ્રણનું બનેલું હોઇ ભોળા શંકરની માફક મારે પણ આજે એકનું અનેક વચન કરવું પડ્યું.

**આદર્શ પુસ્તકાલય એક સંસ્થા નથી**

૪. આ પ્રમાણે કરવું એ મને અયોગ્ય લાગતું નથી એમ, તેમજ આપને પણ આપનો આદર્શ ભાગી પડયો એમ માની વિષાદનું કારણ મળે છે એવું પણ નથી. કારણ કે આદર્શના કેન્દ્રીકરણ કરતાં તેનું વિભક્તકરણ એ જ મૃત્યુલોકમાં સુખ, શાન્તિનું કારણ બને છે. સર્વ સૌન્દર્ય એકત્રિત થયેલું નિહાળવાની ઇચ્છાથી પરમેશ્વર તિલોત્તમા નિર્માણ કરે છે, પણ મર્ત્યલોકમાં દરેક પુરુષની ભિન્ન રુચિને ગમતા સ્રીસૌંદર્યનો આદર્શ વિભક્ત અને ભિન્ન રહે છે તેથી સમાજ સ્વાસ્થ્ય અને સ્થિરતા ટકી શકે છે ને?

**આદર્શ વિભક્ત હોય એ ખોટું નથી**

૫. આ માન્યતાને અનુસરી આજના વિષયનો વિચાર કરીએ તો આપણને જણાશે કે, આદર્શ પુસ્તકાલયોની પરંપરામાં સામાન્યઃ રાષ્ટ્રીય પુસ્તકાલયો, વિશ્વવિદ્યાલયનાં તથા વિદ્દદ્ભોગ્ય, પુસ્તકાલયો વ્યાપારી તથા ઔદ્યોગિક પુસ્તકાલયો, શહેર સાર્વજનિક તેમજ ગ્રામ સાર્વજનિક પુસ્તકાલયો, ફરતાં અને બાળકુતી પુસ્તકાલયો, એમનો સમાવેશ થાય છે. આજના સમારંભના સંદર્ભથી આ પરંપરામાં કસ્બા સાર્વજનિક પુસ્તકાલયની સંસ્થાઓનો આપણે વિશેષે કરીને વિચાર કરવો જોઇએ. એ દેખીતું છે. તથાપિ એ વિચાર કરતા પહેલાં કસ્બા પુસ્તકાલય સાથે સંલગ્ન થયેલી બીજી સંસ્થાઓનાં ધ્યેય તથા ધોરણ પર આપણે નિદાન ઉપલક નજર નાખી જઇએ, જેથી આપની સંસ્થાની પાર્શ્વભૂમિ સમજવા સુગમતા થાય,

**કયી સંસ્થાઓનો અંતર્ભાવ થાય છે.**

૬. રાષ્ટ્રીય પુસ્તકાલય એટલે રાષ્ટ્રભાષાના સર્વ ગ્રંથો સંગ્રહિત રાખનારું પુસ્તકાલય. એ સરકારી જ હોય છે એવું નથી. બ્રિટિશ મ્યુઝિયમ એ સરકારી નથી પણ એક બોર્ડ ઑફ ટ્રસ્ટીથી ચાલે છે. જર્મનીમાં ડોઇશ બુશેરાય એ લિપઝિકનું રાષ્ટ્રીય પુસ્તકાલય છે. વૉશિંગ્ટનમાં Library of Congress એ મુખ્યતઃ ત્યાંના વિધિમંડળનું પુસ્તકાલય છે. Bibliotheque Nationale એ કેવળ સરકારી છે. સર્વસંગ્રાહક એવાં આ રાષ્ટ્રીય પુસ્તકાલય છે. Copyright કાયદાથી પુસ્તકો આવે છે અને તેનું રક્ષણ થાય છે. આવાં પુસ્તકાલયોમાં પુસ્તકો મોકલવા સંબંધે કાયદો જેમ પ્રકાશકોને ફરજ પાડે છે, તેવી જ ફરજ તે પુસ્તકાલયોના ચાલકો પર પુસ્તકોના રક્ષણ સંબંધે પણ પાડે છે. આથી કરીને જે જે દેશોમાં રાષ્ટ્રીય પુસ્તકાલયો છે, ત્યાં ત્યાં તે પુસ્તકાલયોની પુસ્તકસૂચિ એટલે તે ભાષાનાં સઘળાં પુસ્તકોની સૂચિ રહે છે; અને તેથી આવાં પુસ્તકાલયોમાંથી તે ભાષાના ગમે તે પુસ્તકની માહિતી ગમે ત્યારે મળી શકે છે. આ માહિતી ઉપલબ્ધ કરી આપવા માટે પ્રત્યેક પુસ્તકાલયમાં એક માહિતી પૂરી પાડનાર વિભાગ રાખેલો હોય છે. આ પુસ્તકાલયમાં ફક્ત પુસ્તકોજ સંગ્રહિત કરી રાખવામાં આવે છે એમ નથી, પણ તે વધારે ને વધારે લોકોના ઉપયોગમાં આવે એવી તેમાં વ્યવસ્થા હોય છે. સામાન્યતઃ આ પુસ્તકાલયમાં બેસીને વાંચવાની વ્યવસ્થા હોય છે. પુસ્તકાલયની બહાર પુસ્તકો લઇ જવા દેવામાં આવતાં નથી. બહાર ગયા પછી પુસ્તક ખાતરીપૂર્વક પાછું ફરશે, એવી ખાતરી ન હોવાના કારણે જ આવો પ્રતિબંધ રાખવામાં આવે છે. આ પ્રતિબંધ બ્રિટિશ મ્યુઝિયમમાં એવો કડક રીતે પાળવામાં આવે છે કે, ત્યાંથી બાઇન્ડિંગ માટે પણ પુસ્તક બહાર મોકલાતું નથી. બીજાં સ્થળોએ આટલી બંધી નથી તો પણ પુસ્તકોની ખાત્રી માટે રાષ્ટ્રીય પુસ્તકાલયના પુસ્તકો કોઈ વ્યક્તિને ન ધીરતાં સંસ્થાને ધીરાય છે અને તે સંસ્થા મારફત વ્યક્તિને મળી શકે છે. આવી રીતે રાષ્ટ્રીય પુસ્તકાલય એ અન્ય સંસ્થાઓને પુસ્તકોની ધીરધાર કરનારું એક મોટું પુસ્તકાલય બને છે. બ્રિટિશ મ્યુઝિયમમાં આવી ધીરધાર કરવાની સગવડ ન હોવાથી ઇગ્લંડમાં નેશનલ સેન્ટ્રલ લાયબ્રેરી નામની લગભગ ૭-૮ વર્ષ પહેલાં એક નવીન સંસ્થા કાઢવામાં આવી છે.

**રાષ્ટ્રીય પુસ્તકાલય.**

૭. વિશ્વવિદ્યાલયનાં અથવા વિદ્વાન લોકોની સભાનાં જે પુસ્તકાલયો છે, તે મહત્ત્વની દૃષ્ટિએ રાષ્ટ્રીય પુસ્તકાલયોની બરાબરી કરે છે. જેમ રાષ્ટ્રભાષાનાં સમગ્ર પુસ્તકો એકત્ર કરવાનું રાષ્ટ્રીય પુસ્તકાલયોનું ધ્યેય છે તેમ અનેક વિષયો પરનાં સર્વ ભાષાનાં પુસ્તકો, સાહિત્ય વગેરે એકત્ર કરવાનું હોય છે. સંગ્રાહક વૃત્તિ બન્ને સંસ્થાઓમાં એકજ હોય છે. ફક્ત સંગ્રહનો દૃષ્ટિકોણ બદલાયેલો હોય છે. એવા પુસ્તકાલયના વિષય પર કેમ્બ્રિજ યુનિવર્સિટીની પુસ્તકાલયના અનાવરણ પ્રસંગે માજી શહેનશાહ પંચમ જ્યોર્જે કાઢેલા ઉદ્ગાર ખરેખર મનનીય છે. તેઓ કહે છે કેઃ—

**વિશ્વવિદ્યાલયનાં પુસ્તકાલય**

" A liabrary such as this is both a powerhouse and a testing-station of educational activities. It inspires and helps the work of specialists in every field of research and it provides from generation to generation stan-

dards of truth and sound learning by which the fresh products of science and scholarship are tried. It is a workshop of new knowledge and a storehouse of seasoned wisdom."

**વ્યાપારી તથા ઔદ્યોગિક પુસ્તકાલયો**

૮. વ્યાપારી તથા ઔદ્યોગિક પુસ્તકાલયો ખાનગી માલિકીનાં હોઇ તેનો સામાન્ય જનતા સાથે સંબંધ હોતો નથી, તેથી તેનું વિવરણ હું અહીં આપતો નથી. શહેર તથા ગ્રામ સાર્વજનિક પુસ્તકાલયો સામાન્ય જનતાના ઉપયોગ માટે હોય છે. તે મ્યુનિસિપાલિટી અગર લોકલ બોર્ડ તરફથી મફત ચલાવવામાં આવે છે. આનું વિવેચન આગળ ઉપર કરવાનું છે જ.

**ફરતાં પુસ્તકાલયો**

૯. ફરતાં પુસ્તકાલયો કસ્બા તથા ગ્રામ સાર્વજનિક પુસ્તકાલયોની પૂર્તિરૂપ પુસ્તકાલયો છે. જ્યાં પુસ્તકાલયો નથી હોતાં ત્યાં, તથા જ્યાં સ્થાનિક પુસ્તકાલયમાં પુસ્તકો પૂરતાં નથી હોતાં તેની પૂર્તતા કરનારાં હોય છે. કસ્બા પુસ્તકાલયો એક માઇલ સુધી દૂર રહેતા નાગરિકોની સેવા કરી શકે છે. તેનાથી દૂર શાખા પુસ્તકાલયો ખોલી, તે શાખામાં ફરતાં પુસ્તકાલયોની મદદથી પુસ્તકોની પૂર્તતા કરવામાં આવે છે. તેવી જ રીતે ૧૦૦૦૦ થી ઓછી વસ્તીવાળાં ગામોમાં સ્વતંત્ર પુસ્તકાલય ચલાવવું આર્થિક દૃષ્ટિએ મુશ્કેલ હોવાથી ત્યાં ફરતાં પુસ્તકાલયો દ્વારા ગ્રંથવાચન પૂરું પાડવામાં આવે છે.

**ભાડુતી તથા વર્ગણી પુસ્તકાલયો**

૧૦. ભાડુતી અથવા વર્ગણી પુસ્તકાલયો એ પણ ખાનગી માલિકીનાં હોય છે. પ્રત્યેક પુસ્તક ભાડેથી વાંચવા આપનાર ભાડુતી પુસ્તકાલયો અગર માસિક કે વાર્ષિક લેઇ દરેક વખતે એક કે બે પુસ્તકો વર્ગણીદારોને આપનારનો ભાડુતી પુસ્તકાલયોમાં સમાવેશ થાય છે.

**સંકલિત સેવા આદર્શ સેવા થાય છે**

૧૧. આ પ્રકારે પોતપોતાની રીતે જનતાની વાચનભૂખ ભાગનારી પુસ્તકાલયોની આ એક સાંકળ છે. પ્રત્યેક સંસ્થાનું સ્વતંત્ર કાર્યક્ષેત્ર તથા સ્વતંત્ર સાધનસામગ્રી હોય છે, પણ તેમના સંકલિત કાર્યથી જ આદર્શ સેવા થઇ શકે છે.

૧૨. આજે આપણે સાર્વજનિક પુસ્તકાલયોનો એ ભાગ જ પ્રસ્તુત હોવાથી તેનો જ વિચાર વિસ્તારથી કરીએ.

**સાર્વજનિક પુસ્તકાલયોનો ઇતિહાસ**

સાર્વજનિક પુસ્તકાલય સંસ્થાનો ઘણો લાંબો ઇતિહાસ નથી. વધારેમાં વધારે તેમાં સો વર્ષની પૂર્વપીઠિકા છે, એમ કહી શકાય. પ્રાચીન પુસ્તકાલયો સમગ્ર જનતાના ઉપયોગ માટે નિર્માણ થયાં નહોતાં. વેદકાળમાં જ્યારે ગ્રંથ જ નહોતા તો પછી ગ્રંથપાલો તો ક્યાંથી હોય! ઇ. સ.-પૂર્વ ૮૮ ની સાલમાં સિલોનમાં બૌદ્ધ-

ધર્મગ્રંથ લખી કાઢવાની શરૂઆત થઇ. ત્યારપછી, ઇ. સ. ના પાંચમા અને સાતમા સૈકામાં હિંદુસ્તાનમાં પુસ્તકાલયો હોવાનો ઉલ્લેખ ચીના લોકનાં પ્રવાસવર્ણનમાં મળી આવે છે. આ પુસ્તકાલયો, જેને આપણે વિશ્વવિદ્યાલયનાં પુસ્તકાલયો કહીએ એવા હતાં. તક્ષશીલા, નાલંદ, બનારસ, પાટલીપુત્ર, વિક્રમશિલા વગેરે ઠેકાણે તે હતાં. ત્યારપછી, અગીઆરમા સૈકામાં ચાલુક્ય વંશમાં રાય નારાયણ રાજાના પ્રધાન તથા સેનાપતિ મધુસૂદન, એમણે દક્ષિણમાં પાડી પાસે ૨૫૨ વિદ્યાર્થીઓની સગવડ થાય એવાં નગઇનાં દેવાલયમાં પુસ્તકાલય સ્થાપ્યાનો ઉલ્લેખ એક કાનડી શિલાલેખમાં મળી આવે છે. ત્યાર પછીનાં જે પુસ્તકાલયોનો ઉલ્લેખ મળી આવે છે તે રાજાઓનાં ખાનગી પુસ્તકાલયો સંબંધે છે. બારમા સૈકામાં ભોજ રાજા, ખિલજી વંશના અમીર ખુશરૂને ગ્રંથપાલ તરીકે નીમનાર જલાલુદીન બાદશાહ, તઘલખ વંશના નગરકોટમાં સંસ્કૃત પુસ્તકાલય સ્થાપનાર ફિરોજશાહ, અહમદનગરમાં પુસ્તકાલય સ્થાપનાર બ્રાહ્મણી રાજા, મોગલોમાં બાબર તથા અકબર એ બાદશાહોનાં નામ પુસ્તકાલયના ઇતિહાસમાં આવે છે; તથાપિ સાર્વજનિક પુસ્તકાલયોની કલ્પના અંગ્રેજી અમલ પછી જ થઇ એમ કહેવું પડશે સાર્વજનિક પુસ્તકાલયમાં સર્વની સમાનતાની ભૂમિકા સ્વીકારવામાં આવી છે. લોકશાહીના તત્ત્વ સાથે તે આપણા તરફ આવે એ અપરિહાર્ય હતું. પાશ્ચાત્ય દેશમાં પણ સાર્વજનિક પુસ્તકાલયોનો ઉદય સો વર્ષમાં જ થયો છે. ઇંગ્લંડમાં પહેલાં Public Library Act સન ૧૮૫૦ ના સુમારમાં થયો. ગત વર્ષે અહમદનગરમાં સાર્વજનિક પુસ્તકાલયનો ૧૦૦ મો વાઢદિવસ ઉજવવામાં આવ્યો અને આ વર્ષે આપણે નાશિકમાં પુસ્તકાલયની શતવર્ષ ઉજવણી કરીએ છીએ.

**સામાન્ય જનતાને ઉપયોગી તે સાર્વજનિક** કહી શકાય, પણ સર્વને મફત વાચન પૂરું પાડનારું જે પુસ્તકાલય તે જ સાર્વજનિક પુસ્તકાલય એવો રૂઢ અર્થ લઇએ તો આપણા નાશિક સાર્વજનિક પુસ્તકાલયનું વર્ગીકરણ વર્ગણી પુસ્તકાલય અથવા Subscription Library માં જ કરવું પડશે. અને વડોદરામાં ત્રીસ વર્ષ પહેલાં સ્થપાયેલા મધ્યવર્તી પુસ્તકાલયને જ હિંદુસ્તાનમાંનું પહેલું સાર્વજનિક પુસ્તકાલય લેખી શકાશે.

**પુસ્તકાલયોનું ભાવિ**

૧૩. આ પ્રમાણે સાર્વજનિક પુસ્તકાલયની સંસ્થાનો કંઇ લાંબો ઇતિહાસ નથી એમ આપણે જોયું. પણ ઇતિહાસ નથી માટે ભવિષ્ય પણ નથી એમ માનવાનું કંઇ કારણ નથી. લોકશાહીના સ્થાપન માટે શિક્ષિત જનતાની જરૂર છે અને જનતા શિક્ષિત થાય એ માટે Literacy campaign એટલે સાક્ષરતાપ્રચાર તથા તેને પૂરક બનેલી Adult education movement એટલે પ્રૌઢ શિક્ષણ પ્રવૃત્તિ આખા દેશમાં પ્રસારવા સર્વ લોકનેતાઓ હીલચાલ કરી રહ્યા છે આ બેઉ હીલચાલોનાં મુખ્ય સાધન પુસ્તકાલયો છે. અને તે શહેર તથા ગ્રામ સાર્વજનિક અને ફરતાં એ સ્વરૂપમાં જ વધારે મદદરૂપ થતાં છે. તો આજના જેવાં સમારંભનો ઉપયોગ કરી લઇ આપણે શહેરના સાર્વજનિક પુસ્તકાલયના કાર્ય વિષયનો ઉપન્યાસ કરી રહ્યાં છીએ, એ દેશકાલ પરિસ્થિતિની દૃષ્ટિએ અત્યંત અનુરૂપ છે.

**પુસ્તકાલયોનું ધ્યેય**

૧૪. સાર્વજનિક પુસ્તકાલયનું ધ્યેય શું હોવું જોઇએ, એ વાત આગળ બે વાર જણાવી ગયા છીએ; પણ એ જ ધ્યેયનો પુનરૂચ્ચાર કરવાથી કંઇ બગડવાનું નથી એમ ધારી હું ત્રીજીવાર કહું છું કે, સાર્વજનિક પુસ્તકાલયનું અંતિમ ધ્યેય સમાજની સાંસ્કૃતિક કક્ષા ઉન્નત કરવાનું છે. એ અંતિમ ધ્યેય સાધ્ય કરવા માટે પુસ્તકાલયનાં સાધનો કેવી રીતે વાપરવાં એ મહત્ત્વના મુદ્દા તરફ હવે આપણે વળીએ.

**ધ્યેય સાધ્ય કરવાના સાધનો**

૧૫. સઘળાં પુસ્તકાલયોનાં સાધનો, મદનનાં બાણ જેટલાં જ એટલે કે પાંચ જ હોય છે: ૧. પુસ્તકો, ૨. પુસ્તકાલયો, ૩. ગ્રંથપાલ, ૪. વાચક, અને ૫. પૈસા એટલાં છે. હાથની આંગળીઓ પ્રમાણે એક કરતાં એક પ્રત્યેક મહત્ત્વનાં છે. ફક્ત વિવેચનની સરળતા અર્થે એકેકનો વિચાર કરવો જોઇએ.

**પૈસા**

૧૬. પ્રથમ તો આપણે આ સર્વ સાધનોને ગતિમાન કરનાર પૈસા એ સાધનો વિચારીએ. હિંદુસ્તાનના સાર્વજનિક પુસ્તકાલયના જમા-ખર્ચના તત્ત્વ પ્રતિ જોઇએ તો આપણને જણાશે કે, જમા બાજુએ વર્ગણીની રકમ, બક્ષિસ, વ્યાજ અગર ભાડું તથા મ્યુનિસિપાલિટીની મદદ એટલાં છે. આ સર્વની સરેરાશ ૧૦૦૦ થી તે ૨૦૦૦ રૂપિયા સુધીની આવે છે. એક લાખની વસ્તીવાળા શહેરમાં આવાં વર્ગણી પુસ્તકાલયો ૨-૩ છે એમ માની લઇએ તો એકંદર પુસ્તકાલય માટે કરેલો ખર્ચ ૬૦૦૦ રૂપિયા ઉપર આવતો નથી. એટલે કે, માણસ દીઠ પ્રતિવર્ષ એક આનાથી ઓછો ખર્ચ આવે છે. ગામડાંમાં પુસ્તકાલયો ન હોવાથી ત્યાં કંઇ ખર્ચ થતો જ નથી.

વડોદરા રાજ્યમાંનાં બે ત્રણ શહેર તથા ગામડાના આંકડા નીચે જણાવ્યા પ્રમાણે છે:—

| | | | રૂ. |
|---|---|---|---|
| વડોદરા શહેર | વસ્તી એક લાખ | પુસ્તકાલયનો વાર્ષિક ખર્ચ | ૫૦,૦૦૦ |
| પેટલાદ | ,, ૧૯૦૦૦ | ,, | ૧,૫૯૦ |
| ડભોઇ | ,, ૧૫૦૦૦ | ,, | ૧,૭૦૦ |
| બિલોદરા | ,, ૨૮૦૦ | ,, | ૧૯૦ |
| વેમાર | ,, ૧૦૦૦ | ,, | ૧૯૦ |

એટલે કે વડોદરામાં માણસદીઠ આઠ આના, પેટલાદ અને ડભોઇમાં અનુક્રમે ૦-૧-૩ ૦-૧-૯ અને ગામડાંઓમાં ૦-૧-૧ અને ૦-૩-૦.

ઇંગ્લંડમાં માણસદીઠ સરાસરી ૨ શિલિંગ એટલે રૂ. ૧-૮-૦ ખર્ચ થાય છે. કેટલીક વાર શહેરમાં તેનાથી વધુ પણ થાય છે. તો પણ ગ્રંથપાલને લાગે છે કે, વધુ ખર્ચ કરવાથી આ કરતાં પણ વધુ સેવા પુસ્તકાલય કરી શકે.

ઇંગ્લંડમાં રહેવાનો ખર્ચ અહીંના ખર્ચ કરતાં ચારગણો મોટો છે, એમ માનીએ તો

પણ ત્યાંનાં પુસ્તકાલયો માટે કરેલા ખર્ચના આંકડા હિંદુસ્તાનમાં કરેલા ખર્ચના આંકડા કરતાં ઘણા મોટા છે આનું મુખ્ય કારણ એ છે કે, ઈંગ્લંડમાં પુસ્તકાલય માટે ખર્ચના પૈસા મ્યુનિસિપાલીટીના ઘરવેરા અગર ડ્રેનેજ વેરાની માફક ફરજીઆત લેવાય છે. ત્યાં વર્ગણી આપનારની મરજી પર કંઇ અવલંબન રહેતું નથી. મુલકી ખાતાનું જેમ subsoil નું ધોરણ હોય છે, તેમ આ પુસ્તકાલય માટે વેરાનું ધોરણ હોય છે. પુસ્તકાલય તમારા ઉપયોગ માટે ખુલ્લું છે. મરજી પડે તો ઉપયોગ કરો, યા તો ન કરો. પરંતુ એ ખુલ્લું રાખી તમને સગવડ કરી આપી છે તે બદલ પૈસા તો ભરો જ, એમ મ્યુનિસિપાલિટી નાગરિકોને હાકલ કરે છે, આપણે ત્યાં મ્યુનિસિપાલિટી અને લાઇબ્રેરી વચ્ચે કેટલાંક શહેરોમાં જાણે વૈર જેવું જ હોય છે. ( પોતાના ખર્ચે પુસ્તકાલયો ચલાવવાની વાત જ બાજુએ મૂકે છે. ) એટલું જ નહિ પણ પુસ્તકાલયોને મદદ કરવાની પણ મ્યુનિસિપાલિટીઓ સાફ ના પાડે છે. વડોદરા રાજ્યમાં પણ આ જ પ્રકાર ચાલે છે. **કેવળ વર્ગણી બક્ષિસ કે વ્યાજ ઊભાં કરીને પુસ્તકાલયનું ઉત્પન્ન વધારવાની આશા કરવી એ વ્યર્થ છે.**

**પુસ્તકો પસંદ કરવાનું મહત્વ**

૧૭. બીજું સાધન પુસ્તકોનું છે. **પુસ્તકો સિવાય પુસ્તકાલય ચલાવવું એટલે** વગર લોટે રોટલો ઘડવા બેસવા જેવું છે. પુસ્તકાલયમાં પુસ્તકો જોઇએ, પણ કયાં પુસ્તકો સંગ્રહવાં એ એક મહત્ત્વનો પ્રશ્ન છે. કારણ મનુષ્યના ચહેરા પરથી જેમ તેના સ્વભાવની પરીક્ષા થાય છે, તેમ ગ્રંથસંગ્રહ ઉપરથી પુસ્તકાલયની પ્રાથમિક કસોટી થાય છે. આ વધે ગમે તે પુસ્તકાલયમાં પુસ્તક પસંદગીના કામને મુખ્ય મહત્વ અપાય છે સાર્વજનિક પુસ્તકાલય માટે ગ્રંથસંગ્રહ કરતી વખતે કયી કયી બાબતોનું ધ્યાન આપવાનું છે તેનો આપણે વિચાર કરીએ. શું કરવું નહિ એનો વિચાર કરવાથી શું કરવું જોઇએ એનો બોધ થશે એમ લાગે છે.

**ઘણાં પુસ્તકો નિરુપયોગી હોય છે**

૧૮. **સાર્વજનિક પુસ્તકાલયમાં ખીચોખીચ પુસ્તકો ખડકાયાં એથી કંઇ કામ ન સરે.** પસંદગી કરવાની ભાંજગડમાંથી બચવા કોઇ એમ કહે કે બધાંયે પુસ્તકો લઇ લો એટલે પત્યું, પણ એ રીતે સાર્વજનિક પુસ્તકાલય માટે હાનિકારક છે. એમાં જગા અને પૈસાનો અપવ્યય થાય છે, એટલું જ નહિ પણ તેનાથી મોટું નુકસાન તો એ થાય છે કે વાચક આ વાંચું કે તે વાંચું એની ગડમથલમાં પડી જઇ છેવટે વાચનથી પણ વિમુખ બને છે. અમુક વિષય પરનાં સઘળાં પુસ્તકો રાખવાનું કામ વિશ્વ વિદ્યાલયના કિંવા વિદ્વદ્ભોગ્ય પુસ્તકાલયનું હોય છે અને અમુક ભાષાનાં સઘળાં પુસ્તકો રાખવાનું રાષ્ટ્રીય પુસ્તકાલયનું કામ હોય છે. આ બન્નેથી ભિન્ન એવા અમુક પસંદ કરેલા ગ્રંથોનો સમુચ્ચય રાખવાનું કામ સાર્વજનિક પુસ્તકાલયનું હોય છે. ફ્રેન્ચ લોકોની એક કહેવત ધ્યાનમાં રાખવા જેવી છે. અતિ ઓછું તેટલું જ અતિ વધારે ખરાબ છે, એવી તે કહેવત છે. હવે હિંદુસ્તાનમાં અંગ્રેજી પુસ્તકો સંબંધે આ પ્રશ્ન ઉદ્ભવશે. કારણ અમુક વિષય પર દેશી ભાષાનાં પુસ્તકો ઘણાં થઇ ગયાં છે, એવી વાત હજુ સાંભળવામાં આવી નથી. તો પણ જે પ્રશ્ન આજે અંગ્રેજી પુસ્તકો માટે છે, તે જ પ્રશ્ન હમણાં કે હવે પછી

દેશી ભાષાને પણ લાગુ થશે. માટે સામાન્ય રીતે આવું એક ધોરણ ઠરાવવા હરકત નથી કે સાર્વજનિક પુસ્તકાલય માટે અમુક વિષય પરનાં પુસ્તકોની પસંદગી કરવાનો પ્રસંગ આવે ત્યારે તે પુસ્તકોના ચાર વર્ગ પાડવા. ૧. પ્રાથમિક, ૨. મધ્યમ, ૩. ગહન તથા ૪. કોશરૂપ. ૧ લો તથા ૪ થો વર્ગ તત્કાલ સ્વીકારવો, અને બીજા અને ત્રીજા વર્ગને માગણીના પ્રમાણમાં લેતા જવું.

**પસંદગી યાંત્રિક ન હોવી જોઇએ**

૧૯. સાર્વજનિક પુસ્તકાલયમાં જેમ ભરપટ્ટે પુસ્તકો લેવાનો મોહ ઓછો રાખવો જોઇએ, તેમ Standard Books એટલે કે પ્રમાણભૂત ગ્રંથો તો બધાયે હોવા જ જોઇએ એવા આગ્રહથી ગ્રંથાધિકારીઓએ દૂર રહેવું જોઇએ. જે જે દેશમાં પુસ્તકાલયશાસ્ત્ર પ્રગલ્ભાવસ્થાએ પહોંચ્યું છે, ત્યાં ત્યાં આવા પ્રમાણગ્રંથોની યાદીઓ પ્રસિદ્ધ થતી જ રહે છે. અમેરિકામાં H. W. Wilson કંપનીના Standard Catalogue for Public Libraries એ પુસ્તકની આવૃત્તિ તીડના ટોળાની માફક બહાર પડયે જ જાય છે આવી યાદીઓનું અંધ અનુકરણ કરવાથી, પુસ્તકોની પસંદગીમાં કંઇ માલ રહેતો નથી. જેમ કોઇ શ્રીમંત માણસ ચામડાના પૂંઠા પર સુંદર સોનેરી અક્ષરવાળા એક ફર્મા પુસ્તકને શોભા માટે કબાટમાં મૂકી રાખે તે જેટલું નિઃસાર દેખાય, તેટલા જ પ્રમાણમાં ગ્રંથોની યાદીઓ પરથી સર્જેલું સાર્વજનિક પુસ્તકાલય નિઃસાર દેખાવાનું.

**સિફારસોની અસર**

૨૦. ત્રીજા એક કારણથી પણ આવું જડત્વ આવી જાય છે. પ્રકાશક અનેક પુસ્તક-વિક્રેતા, ગ્રંથપાલો પર અગર ગ્રંથપસંદગી કરનાર સમિતિના સભ્યો પર જે સંખ્યાબંધ સિફારસો લાવે છે તેનાથી દૂર રહેવું જોઇએ. ગ્રંથપાલનો સ્નેહી અગર પુસ્તકપસંદગી કરનાર સમિતિના સભ્યોના સ્નેહી ગમે તેવા મામુલી પુસ્તક માટે જો ભલામણ લાવે તો તેનો અસ્વીકાર કરવો, એ પુસ્તકાલયની કાર્યક્ષમતાની દૃષ્ટિએ અતિ જરૂરનું છે.

**પસંદ કરનાર સમિતિ અવરનવાર બદલાવી જોઇએ**

૨૧. ગ્રંથસંગ્રહ અનાકર્ષક બનાવવાનું બીજું એક પ્રબળ કારણ એ છે કે, જો ગ્રંથ પસંદગી કરનાર અધિકારીવર્ગ ઘણા વખત સુધી તે જ સ્થાને રહે તો, તેમાંની વ્યક્તિઓની પુસ્તકો સંબંધી રુચિ-અરુચિ ગ્રંથસંગ્રહમાં સ્પષ્ટપણે દેખાઇ આવે છે, ખરી રીતે તો સાર્વજનિક પુસ્તકાલયમાં સર્વ વિષયો માટે દ્વાર ખુલ્લાં હોવાં જોઇએ, અને તેટલા માટે પસંદગી કરનાર અધિકારીવર્ગ પણ અવારનવાર બદલવો જોઇએ.

**ચાળીસી વટાવી ગયેલા વૃદ્ધ જેવું**

૨૨. આ બધાયે કરતાં ગ્રંથસંગ્રહમાં મલિનતા લાવનાર બલવત્તર કારણ તો પુસ્તકોની બાંધણી છે. દેશી ભાષાનાં પુસ્તકોની બાંધણી એટલી બધી કમજોર હોય છે કે, વાચકોના હાથમાં ચારપાંચ વખત જા-આવ થયેલું પુસ્તક ચાળીસી વટાવી ગયેલા વૃદ્ધ જેવું જ દેખાય છે તે કહેવાની જરૂર રહેતી નથી. સાર્વજનિક પુસ્તકા-

લય એક વાર જો બજારમાં વેચાતાં જૂનાં પુસ્તકોની દુકાન જેવું દેખાયું કે તેની આકર્ષકતા ઘટી જ સમજવી. આમ ન બને એટલા સારૂ જૂનાં પુસ્તકો કમી કરતા જેવાં અને જો રાખવાની જ જરૂર હોય તો તેને સુઘડ દેખાવમાં રાખવા તજવીજ કરવી જોઇએ. સાર્વજનિક પુસ્તકાલયમાં જૂનાં પુસ્તકો કમી કરતાં જરાયે સંકોચ ન રાખવો જોઇએ. કારણુ સંગ્રહ કરવાનું કામ એ સંસ્થાનું નથી. તે કામ તો રાષ્ટ્રીય પુસ્તકાલય કર્યે જાય છે. સાર્વજનિક પુસ્તકાલયમાં જેમ **વધારે પુસ્તકો વધારે વાચકો પાસે જાય તેમ તેની કાર્યક્ષમતા વધારે દેખાઇ આવે.** આધુનિક પેઢી જેટલા વધારે પ્રમાણમાં પૈસાની લેવડ-દેવડ કરે, તેમ વધારે સદ્ધર ગણાય; તેવીજ રીતે સાર્વજનિક પુસ્તકાલય સંગ્રહ કરેલાં પુસ્તકોની સંખ્યા કરતાં, તેની આપ-લેની સંખ્યાથી ઓછાવત્તા પ્રમાણમાં કાર્યક્ષમ ગણાઇ શકે. અર્થાત્ **જૂનું પુસ્તક વધારે રુચિકર હશે તો નવી આવૃત્તિમાં** જન્મ લેશે અને પુસ્તકાલયમાં પોતાનું સ્થાન ટકાવી શકશે.

**સ્થાનિક સંગ્રહ અસ્થાને ન કહેવાય**

૨૩. સાર્વજનિક પુસ્તકાલયમાં એક જ બાબતનો સંગ્રહ અવશ્ય જરૂરનો છે અને તે સ્થાનિક સંગ્રહ. પુસ્તકાલયવાળા ગામમાં પ્રસિદ્ધ થયેલાં બધાં પુસ્તકો, સ્થાનિક ગ્રંથકારનાં પુસ્તકો અને ત્યાંનાં વર્તમાનપત્રો, માસિકો અને મેળવી શકાય તો મહત્ત્વના હસ્તલિખિત ગ્રંથો એ બધાને સાર્વજનિક પુસ્તકાલયે અવશ્ય સંગ્રહી રાખવાં જોઇએ. કારણ આવા સંગ્રહથી સ્થાનિક લોકોમાં પુસ્તકાલય વિષે મમત્વનો ભાવ જાગ્રત થાય છે આવા સ્થાનિક સંગ્રહ સિવાય બીજા કોઇ સંગ્રહકાર્યની ભાંજગડમાં સાર્વજનિક પુસ્તકાલયે પડવુ એ **अव्यापारेपु व्यापारः** થાય છે.

**પુસ્તકની પસંદગી અને તેનું સાહિત્ય**

૨૪. ઉપરના સર્વ અકરણરૂપ આદેશ પછી એક કરણરૂપ આદેશ ધ્યાનમાં રાખવા જેવો છે અને તે મિ. બેબોર્ડ પોતાના Book Selection નામના અતિ સુંદર વિવરણાત્મક ગ્રંથમાં આપેલું છે. તે કહે છે કે, પુસ્તકપસંદગી કરતી વખતે તેનો પુસ્તકાલયના વાચકોના અભિપ્રાય સાથે મેળ મેળવીને નિર્ણય કરવો.

**મકાનો**

૨૫. પુસ્તકસંગ્રહ પછી આપણે પુસ્તકાલયની ઇમારત તરફ વળીએ. સાર્વજનિક પુસ્તકાલયમાં નીચે પ્રમાણેના વિભાગોનો સમાવેશ થાય છે: ૧. આપ-લે વિભાગ, ૨. નિયતકાલક વિભાગ, ૩. અધ્યયન વિભાગ, ૩. સંગ્રહ વિભાગ, ૫. બાંધણી વિભાગ, ૬. વ્યવસ્થાપક વિભાગ, ૭. વ્યાખ્યાન વિભાગ, ૮. પ્રદર્શન વિભાગ, ૯. બાલવિભાગ, ૧૦. મહિલાવિભાગ વગેરે.

**મકાનની જગા**

૨૬. સાર્વજનિક પુસ્તકાલયની જગા શહેર અથવા ગામની લોકવસ્તીના મધ્યભાગમાં હોવી જોઇએ, કે જેથી બધાયે તેનો સુલભતાથી સરખો ઉપયોગ કરી શકે, તેમજ નાનાં બાળકો અને સ્ત્રીઓ સુદ્ધાં ત્યાં ગમે ત્યારે વિના હરકતે જઇ શકે. પુસ્તકાલયની ઇમારત મધ્યવસ્તીમાં હોવા છતાંયે રસ્તાની રાહદારીથી દૂર હોવી જોઇએ. આથી ધૂળ અને ઘોંઘાટથી

વાચકો સુરક્ષિત રહી શકે. ઇંગ્લંડમાં ઘણાં શહેરોના મધ્યભાગમાં શહેર પુસ્તકાલય આવેલાં છે. ન્યુયૉર્કનું સાર્વજનિક પુસ્તકાલય પાંચમા એવેન્યુ અને બેતાળીસમા રસ્તાના સંગમ પર એટલે ન્યુયૉર્ક શહેરના બરાબર મધ્યભાગમાં આવેલું છે.

**બહારનો દેખાવ**

૨૭. પુસ્તકાલયનો બહારનો દેખાવ ભલે નાટકશાળા જેવો ભપકાદાર ન હોય તો પણ આકર્ષક તો હોવો જ જોઇએ. પાશ્ચાત્ય દેશનાં ઘણાંક પુસ્તકાલયોના દર્શનીય ભાગ ગ્રીક સ્તંભ તથા પગથિયાંથી સુશોભિત કરેલા હોય છે. આ સંબંધમાં કોઇ રમુજી વાચકે એક વાર એવી ટીકા કરી હતી કે, ભાઇ ! આ તમારાં પગથિયાં તો શોભીતાં છે, પણ દરેક વખતે અમો વાચકોના પગ થકવી નાખે છે કસરત કરવાના અખાડાને યોગ્ય આ પગથિયાં અમારા મગજની તપાસ કરવા કરતાં પગની તપાસ કરી અમને પુસ્તકાલયમાં આવવા દે છે, એ કેવો વિપરીત ન્યાય !

**આપ-લે વિભાગ**

૨૮. આપ-લે વિભાગ સંગ્રહવિભાગ સાથે જોડેલો હોવો જોઇએ. એથી પુસ્તકો લેવા આવનાર વાચકોને લાંબી જા-આવ ન કરવી પડે અને આપ-લે વિભાગની વ્યવસ્થા કરનાર અધિકારીઓ પણ સંગ્રહ વિભાગમાં વાચકો પર નજર રાખી શકે આપ-લે વિભાગથી સંગ્રહ વિભાગમાં જવાનું જ્યાં દ્વાર હોય ત્યાં પુસ્તકોના કૅટલૉગની પેટી મૂકી રાખવી જોઇએ. સંગ્રહ વિભાગ મુક્તદ્વાર પદ્ધતિનો હોવો જોઇએ કે જેથી વાચકો જોઇતું ન જોઇતું પુસ્તક સ્વતઃ જોઇ શકે. આથી અધિકારીવર્ગનો સમય બચે અને વાચકોને આમથી તેમ ફરીને જોતાં પુસ્તકોની માહિતી આપોઆપ મળી શકે જો કે એથી પુસ્તકો અવ્યવસ્થિત થઇ જાય એ ખરૂં, પણ વાચકોને મળનારા શિક્ષણની દૃષ્ટિએ અધિકારીઓએ તે પુસ્તકો વ્યવસ્થિત રાખવાને પુનઃ પુનઃ શ્રમ પણ લેવો જોઇએ.

**પુસ્તકોને ખુલ્લી અભરાઇ પર ગોઠવવાથી તેને હવા અજવાળું મળે છે અને તે તાજાં રહે છે એવો અમારો વડોદરાનો અનુભવ છે.**

**નિયતકાલિકો માટે જગા**

૨૯. નિયતકાલિકો ( સામયિકો )ની જગા બનતાં લગી દરવાજા નજીક જ હોવી જોઇએ. કારણ ત્યાંથી વાચકોની એકસરખી આવ-જા રહે છે. બીજા ખંડમાં વાચકોને તેનો ઉપદ્રવ થવાનો સંભવ રહે છે. પાશ્ચાત્ય દેશોમાં નિયતકાલિક ( સામયિકોના ) ખંડનું મહત્ત્વ ઓછું થતું જાય છે; કારણ કે **વર્તમાનપત્રો વાંચવા માટે સાર્વજનિક પૈસાનો ખર્ચ કરવો એ ઠીક નથી એમ ઘણાનો મત થતો જાય છે.** મહત્ત્વનાં સાપ્તાહિકો, પાક્ષિકો, માસિકો વગેરે ત્યાંથી દૂર લઇ જઇ અધ્યયનવિભાગમાં રાખવાની પદ્ધતિ ઘણાં પુસ્તકાલયોમાં અમલમાં મૂકાઇ છે પ્રો. ફડકેએ રત્નાગિરિમાં વર્તમાનપત્રો પર કરેલી ટીકા પ્રમાણે ખરેખર તેનો બૌદ્ધિક દરજ્જો ઘટતો જાય છે; એટલે સુધી કે પુસ્તકાલયોમાંથી તેને ઉપાડી જવાનું પણ કેટલાક લોક ચૂકતા નથી.

**અધ્યયન વિભાગ**

૩૦. અધ્યયનવિભાગ એ સંગ્રહ વિભાગને જોડાયેલો હોવો જોઇએ. એક બાજુ આપ-લે વિભાગ હોય છે. અધ્યયનવિભાગમાં નીરાંતથી બેસીને વાંચવાની સગવડ હોવી જોઇએ અને વાચકોને પોતાના ઘરમાં જ વાંચવા બેઠા છીએ એમ લાગે એટલા સારૂ પુસ્તકાલયના સંચાલકોએ ત્યાં ઓછી અવરજવર રાખવી જોઇએ. એક અંગ્રેજ બાઇએ એકવાર એમ કહ્યું હતું કે સ્નાન લેતી વખતે કોઇ મારા તરફ જુએ ત્યારે મને એટલો ગુસ્સો ચઢે કે જાણે મારૂં શરીર લૂછી બહાર નીકળ્યા અગાઉથી જ તેણે સ્નાનગૃહનું દ્વાર ઉઘાડી નાખ્યું ન હોય ! આટલી વ્યવસ્થાવાળી એકાંત જગા કદાચ ન આપી શકાય તો નિદાન વધારે અવરજવર ન હોય અને બેસવા માટે સારી બેઠકોના સગવડવાળી સમૃદ્ધ હોય એવી જગાની અધ્યયન વિભાગ માટે યોજના રાખવી જોઇએ. ફિલેડેલ્ફિયાના સાર્વજનિક પુસ્તકાલયમાં આવી એકાંત જગાની સગવડ એકાદ કલબની સગવડને પણ શરમાવે તેવી છે.

**બાલવિભાગ**

૩૧. વ્યાખ્યાનો અને પ્રદર્શન એ નિત્યનાં નથી તો પણ સાર્વજનિક પુસ્તકાલયનાં નૈમિત્તિક કાર્યો તો ખાસ છે જ એટલે તેને માટે જગા રાખવી એ જરૂરની છે. તે જ પ્રમાણે નાનાં બાળકો અને સ્ત્રીઓ માટે સ્વતંત્ર વિભાગ હોય તો તેઓ ત્યાં છૂટથી આવી પુસ્તકાલયનો લાભ લઈ શકે. વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયનો બાલવિભાગ હિંદુસ્તાનમાં અજોડ છે. આનું કારણ એ છે કે વડોદરા રાજ્ય સિવાય બીજે કોઇ ઠેકાણે ફરજિયાત અને મફત શિક્ષણનો પ્રચાર છે જ નહિ. પ્રાથમિક શાળામાં બે-ચાર વર્ષ સુધી આપેલું ફરજિયાત શિક્ષણ ટકાવી રાખવા વાચન ચાલુ રાખવું એ ઘણું જ જરૂરી છે. વડોદરા સરકાર તો સ્પષ્ટ કહે છે કે, જો પ્રાથમિક શિક્ષણ પર કરેલો ખર્ચ વેડફી ન નાખવો હોય તો પુસ્તકાલયો ચાલુ રાખવાં જ જોઇએ. જ્યાં સ્વતંત્ર બાલ પુસ્તકાલય કાઢવા સગવડ ન હોય ત્યાં કસ્બા સાર્વજનિક પુસ્તકાલયે એક બાલવિભાગ અવશ્ય રાખવો જોઇએ.

**સંગ્રહવિભાગ**

૩૨. સંગ્રહ વિભાગ કેવો હોવો જોઇએ તે કહેવા માટે અમારા મધ્યવર્તી પુસ્તકાલયના સંગ્રહવિભાગનું વર્ણન કરૂં છું તે ઉપરથી ખ્યાલ આવશે. આવા સંગ્રહવિભાગ જગતનાં સારાં ગણાતાં પાંચ દશ પુસ્તકાલયોમાં જ છે. અમારો આ સંગ્રહવિભાગ ૧૯૬૨ની સાલમાં આશરે એક લાખ રૂપિયાના ખર્ચથી, એક લાખ વીસ હજાર પુસ્તકો રહી શકે એવી સગવડવાળો બાંધવામાં આવ્યો છે. તેની બાંધણી પૂર્વ પશ્ચિમ છે. લંબાઈ ૬૫ ફુટ અને પહોળાઇ ૩૪ ફુટ છે. વિભાગના બે મજલા પૈકીનો તળમજલો ૧૫ ફુટ અને ઉપરનો મજલો ૧૮ ફુટ ઉંચાઇનો છે. દરેક મજલાને સાત સાત ફુટ ઉંચાઈના બે પેટા મજલામાં વહેંચી નાખ્યા છે. તળમજલાની જમીન પથ્થરની છે; અને બાકીના ત્રણે પેટા મજલાની કાચની છે. સંગ્રહવિભાગની બહાર જે લોખંડી દાદર છે ત્યાંથી વાચક ગમે તે પેટામજલામાં જઈ શકે છે. સંગ્રહવિભાગને એક જ બાજુએ દરવાજા હોવાથી તે બંધ કર્યા પછી તેમાં પ્રવેશ કરવા બીજો કંઈ માર્ગ જ રહેતો નથી. વળી, તેને અગ્નિનો ભય નથી, કારણ કે તેમાં માત્ર

ચોપડીઓ સિવાય બીજો જળાઉ પદાર્થ વાપરવામાં આવ્યો જ નથી. અહીં પુસ્તકો ઓછા લીલા રંગના પોલાદી લોખંડના ઘોડાના ખાના પર ખુલ્લાં મૂકેલાં છે. વિભાગની વચ્ચોવચ ૪ ફુટ પહોળાઈનો રસ્તો રાખેલો છે, અને તેની બન્ને બાજુએ પુસ્તકો મૂકવા માટે હારબંધ ઘોડાઓ ગોઠવવામાં આવ્યા છે. બે ઘોડાઓની વચ્ચે ૪ ફુટનું અંતર છે. આવા લોખંડી ઘોડાની દશ હાર છે, અને તે દરેક હારમાં આઠ આઠ ઘોડા છે. દરેક ઘોડાને બેઉ બાજુએ ૩ ફુટ લાંબા તથા ૯ થી ૧૨ ઇંચ પહોળાં ખાનાં હોય છે. આ ખાનાંની ઉંચાઈ પુસ્તકોની ઉંચાઈના પ્રમાણમાં વત્તી ઓછી કરી શકાય છે. પૂર્વ અને પશ્ચિમ દિશાની ભીંતની લગોલગ જે ઘોડા મૂકેલા છે તેને ફક્ત એક બાજુએ ખાનાં છે. દક્ષિણોત્તર ભીંતોએ દરેક બાજુ ૩ ફુટ ૩ ઇંચ પહોળાઈની બારીઓ છે. આ બારીઓ જમીનથી બે ફુટ ઊંચી શરૂ થઈ ૩૦ ફુટ સુધી ઉંચી રાખવામાં આવી છે. પશ્ચિમ તરફની ભીંતના મધ્યભાગમાં એવી જ રીતની એક ઊંચી બારી છે. પૂર્વ તરફની ભીંતે દરેક પેટા મજલામાં ત્રણ એ પ્રમાણે એકંદર બાર દરવાજા છે. વચ્ચેના દરેક દરવાજાને બેઉ બાજુ સરકાવી શકાય છે અને બાજુના દરવાજાને એકજ બાજુ સરકાવી શકાય છે. આ બારણાં ૨ ફુટ ૧૧ ઇંચ પહોળાં અને ૫ ફુટ ૮ ઇંચ ઉંચાઈનાં છે. પુસ્તક સંગ્રહમાં જો કે હંમેશાં કૃત્રિમ પ્રકાશની જરૂર જણાતી નથી છતાં વચલા ખુલ્લા માર્ગમાં વિદ્યુત્ પ્રકાશની જોઈતી સગવડ રાખી છે.

**B. M. Headicarનું પુસ્તક**

૩૩. સંગ્રહવિભાગ સિવાયના બીજા વિભાગોની લંબાઈ, પહોળાઈ કેટલી જોઈએ, તેમાં કયી જાતનો સામાન ગોઠવવો જોઈએ, શહેર કે ગામની લોકવસ્તીના પ્રમાણમાં કયા કયા ખંડમાં કેટલા માણસોની સગવડ કરવી જોઈએ એનો વિચાર કરવા બેસીએ તો આખું પુસ્તક ભરાય. હું આજે ને આજે તે કાર્ય કરી નાખવા માગતો નથી; કારણ તે આપણને કંટાળારૂપ થાય. જો તેની આપને મનોરંજક માહિતી જોઈતી હોય તો B M. Headicar's Manual of Library organisation એ પુસ્તક વાંચવાથી મળી શકશે.

**ગ્રંથપાલ કેવો જોઈએ**

૩૪. સાર્વજનિક પુસ્તકાલયના ગ્રંથપાલ સુશિક્ષિત હોવા જોઈએ અને તેમને ગ્રંથ-વાચનનો શોખ હોવો જોઈએ, એ કહેવાની જરૂર નથી. પણ સુશિક્ષિતપણું એ શબ્દનો થોડો સ્ફોટ કરવાની જરૂર છે. **વિશ્વવિદ્યાલયની બે ત્રણ પદવી મેળવી એટલે શિક્ષણ-સમાપ્તિ થઈ એવી સુશિક્ષિતતા નિરૂપયોગી અને ઉપદ્રવકારક છે.** શિક્ષણશાસ્ત્રીઓ કહે છે કે શાળાઓ અને કૉલેજોમાં અમે ખરૂં શિક્ષણ આપતા જ નથી. પરંતુ જ્ઞાનસંપાદન કરવાનાં સાધનોનો કેવી રીતે ઉપયોગ કરવો તે શીખવીએ છીએ. એટલે આવી સ્થિતિમાં ખરૂં શિક્ષણ પદવી સંપાદન કર્યા પછી જ મેળવવાનું હોય છે. ગ્રંથપાલ જો વિદ્યાર્જન કરવામાં જ ગચ્યો રહે તો જ તે પુસ્તકાલયમાં આવનાર વાચકો સાથે સમરસ બની શકે, અને ત્યાર પછી જ તે વાચકોને ઇચ્છિત વાચન તરફ વળવા માર્ગદર્શન કરાવી શકે. આપણે સાર્વજનિક પુસ્તકાલયનો વિચાર કરીએ છીએ, વિદ્વાનો કે સંશોધકોનો નહિ. આ વાત જો લક્ષમાં રાખીએ તો સાર્વજનિક પુસ્તકાલયના ગ્રંથપાલ પર માર્ગદર્શનની જવાબદારી

આવી પડે છે, એ સહજ માન્ય કરીશું. સાર્વજનિક પુસ્તકાલયમાં ફક્ત " મા, ભૂ પા " કરતાં શીખેલા બાલકથી માંડીને તે નોકરીમાંથી નિવૃત્ત થએલા ડોસા ડગરા એમ સર્વ પ્રકારના વાચકો આવવાના. આ દરેકની પુસ્તકાલય વિષેની આકાંક્ષા સમજી જઈને ગ્રંથપાલે પોતાના ગ્રંથસંગ્રહનું ધોરણ તે પ્રમાણે બદલતા રહેવું જોઇએ, તો જ પુસ્તકાલયની ઉપયોગિતા વધી સ્વાવલંબી વિદ્યાર્થીઓનું તે ખરેખરૂં વિશ્વવિદ્યાલય બની જાય. વિદ્યાર્જનમાં સદૈવ તત્પર રહેતા ગ્રંથપાલનો હુકમયાચનથી જ દહાડો વળતો નથી, તે ઉપરના વિવેચનથી સ્પષ્ટ સમજી શકાય છે. બીજા શબ્દોમાં તે જ ગુણોનું વર્ણન કરીએ તો કહેવું પડશે કે પુસ્તકપ્રીતિ ઉપરાંત ગ્રંથપાલમાં માણુસાઇ પણ હોવી જોઇએ; અતડાપણું નહિ

**ગ્રંથપાલ કેવો હોવો જોઇએ ?**

૩૫. ગ્રંથપાલનો એક ત્રીજો ગુણ એ છે કે, તેને પોતાના કામ પર વિશ્વાસ હોવો જોઇએ. **સાર્વજનિક પુસ્તકાલય સાક્ષરતાપ્રચાર તથા પ્રૌઢ શિક્ષણનું કામ કરનાર હોય છે** આ કામો તે જ સાધ્ય કરી શકેશે એવા દૃઢ વિશ્વાસથી તેણે કાર્ય કરવું જોઇએ. પુસ્તકાલયના ઇતિહાસમાં હવે ત્રીજો તબક્કો આવ્યો છે. પ્રથમાવસ્થામાં પુસ્તકાલયો ગ્રંથસંગ્રહનું કામ કરે છે. દ્વિતીયાવસ્થામાં, જે કોઈ પુસ્તક માગવા આવે તેને આપવાનું કામ કરે છે અને હવે તો ગ્રંથપાલોએ ગ્રંથાલયોના ઉદ્દેશ, ગ્રંથાલયમાં ન આવનાર દરેક માણસને પોતે જાતે સમજાવવો જોઇએ, એ ફરજ જરૂરી-આતભરેલી છે. આને માટે લોકસંખ્યા કેટલી છે, તેમાંથી કયી સ્થિતિના લોકો પુસ્તકાલયોનો લાભ લે છે, અને કોણ અને કયી સ્થિતિના લેતા નથી, એ વિષે ચાંપ રાખી, ગ્રંથપાલે પુસ્તકાલયનો સંદેશ ઘેર ઘેર પહોંચાડવો જોઇએ.

**શાસ્ત્રીય જ્ઞાન ધરાવનાર**

૩૬. ચોથો ગુણ તે પુસ્તકાલયશાસ્ત્રનું શાસ્ત્રીય તથા વ્યવહારૂ જ્ઞાન. પુસ્તકાલયો એ જ્ઞાનપ્રચારનાં અત્યુત્કૃષ્ટ સાધનો ગણાયેલાં હોવાથી પાશ્ચાત્ય દેશોમાં તે સાધનોનો વધુમાં વધુ કાર્યક્ષમતાથી કેમ ઉપયોગ કરવો તેનું શાસ્ત્ર નિર્માણ થયું છે. અમેરિકાના લાયબ્રેરી એસોસીએશને તો પોતાનું અંતિમ ધ્યેય એ ઠરાવ્યું છે કે, ઉત્તમમાં ઉત્તમ પુસ્તકો, વધારેમાં વધારે લોકોને, ઓછામાં ઓછા ખર્ચમાં અમે મેળવી આપીશું. પ્રત્યેક ગ્રંથાલય અને ગ્રંથપાલનું પણ આ જ ધ્યેય હોવું જોઇએ, અને તે ધ્યેય સાધ્ય કરવા માટે પુસ્તકાલયનાં શાસ્ત્ર તથા તંત્ર પણ ગ્રંથપાલે જાણવાં જોઇએ.

**વાચકો બાબત અપેક્ષા**

૩૭. પુસ્તકાલયનાં સાધનોમાંનું પાંચમું સાધન તે વાચક. વાચક કેવા હોવા જોઇએ તે કહેવાનો અધિકાર ગ્રંથાધિકારીનો નથી, પણ વાચક કેવી રીતે વર્તે અને પુસ્તકાલયના હેતુ પાર પાડવા તે કેવી રીતે મદદરૂપ બને તેનું દિગ્દર્શન કરીશું. પુસ્તકાલય પર પોતાના જેટલો જ બીજા વાચકોનો હક્ક છે, એ જવાબદારી તેમણે ધ્યાનમાં રાખવી જોઇએ. ગ્રંથાધિકારીના ઓળખીતાઓ પુસ્તકાલયમાંથી સારાં પુસ્તકો પ્રથમ લઇ જાય અને વખતસર પરત ન કરતાં ખાનગી રીતે બીજાને વાંચવા આપે, નિયમથી ઠરેલાં હોય તેનાથી વધારે

પુસ્તકો કોઈ ને કોઈ બહાને લઇ જાય, પોતાને જોઈતું પુસ્તક તેના ક્રમથી આઘુંપાછું કરી ગમે તે જગ્યાએ ઘુમાડી દે, પુસ્તકાલયમાંનાં પુસ્તકોમાં નિશાનીઓ કરવા તથા તેનાં ચિત્રો ફાડી લેવા તે પોતાનાં જ છે એમ માને, પરંતુ તે પુસ્તકો આપણાં નથી એમ ધારી તેના પર ડાઘા પાડવા, અગર તેમને વાળી દેવાં ઇત્યાદિ બાબતોથી આપણા વાચકો અલિપ્ત રહે તો પુસ્તકાલયોનું ધ્યેય પ્રાપ્ત કરવાનો માર્ગ મોકળો થાય એમાં શંકા નથી

અહીં સુધી આપણે સાર્વજનિક પુસ્તકાલયોનું કાર્યક્ષેત્ર તથા તેની સાધનસંપત્તિનો વિચાર કર્યો. હવે તેનો અભ્યુદય તથા ઉત્કર્ષ કરવા આપણે હંમેશાં શું ધ્યાનમાં રાખવું જોઇએ એટલું કહી હું મારું ભાષણ સમાપ્ત કરીશ.

ઉપસંહાર

**૩૮. સાર્વજનિક પુસ્તકાલયો જનતાનાં વિદ્યાલયો છે.** બીજાએ આપેલું નહિ પણ જાતે મેળવેલું જ્ઞાન જનતાને સાક્ષરતામાંથી સુશિક્ષિતતા તરફ લઇ જાય છે. લોકશાહીમાં જનતા કેવળ સાક્ષર રહે તે ચાલે નહિ મનુષ્યને માનવતા દેનાર બુદ્ધિને જાગ્રત કરે એવું શિક્ષણ મેળવેલી સુસંસ્કૃત જનતાની જરૂર છે. શાળા–પાઠશાળાઓ તો અંગ્રેજીના ત્રણ 'આર' Reading, Writing તથા Arithmetic શીખવે છે, પણ પુસ્તકાલયો તો તેમને ચોથો 'આર' એટલે Reasoning શીખવે છે. આ પુસ્તકાલયો, કંઇ મોજ-શોખની વસ્તુઓ નથી. પુસ્તકાલયો માટે પૈસા નથી એવું બહાનું આત્મઘાતક છે. ચોખ્ખું મબલખ દૂધ જોઇતું હોય તો ઘાસચારો નીરવામાં જીવચોરી કર્યે કેમ પાલવે ?

---

# (૨૦) પુસ્તકાલયો અને સુધરાઇઓ તથા ગ્રામપંચાયતો

પુસ્તકાલયો સ્થપાયે આજે પચીસ વર્ષ થઈ ગયાં છે. પુસ્તકાલય સ્થાપનાના નિયમોની છેલ્લી કલમ એવી છે કે કોઇ ગામની કે કસ્બાની કે પ્રાંતની રૈયત પોતાનાં પુસ્તકાલયોની નિભાવણી માટે કંઇ રકમ દરેક ભણેલા પુખ્ત ઉમરના પુરુષ દીઠ લેવાનું ઠરાવશે તે તો સરકાર યોગ્ય વિચાર કરશે. હજી આ બાબતમાં આપણે કંઇજ કરી શક્યા નથી.

આ માટે નીચેના પ્રશ્નો ઊઠે છે:—

(૧) આપણી પ્રવૃત્તિ આપણે યોગ્ય રીતે ધપાવી છે ?
(૨) લોકો પાસે નાણાં ખર્ચવાની શક્તિ નથી ?
(૩) સુધરાઇ અને ગ્રામપંચાયતોએ મદદ શામાટે આપવી જોઇએ ?

આ પ્રશ્નોના જવાબમાં હું જણાવીશ કે પૂજ્ય સ્વ. અમીન સાહેબના અવિરત પ્રયાસોથી કોઇ અણજાણ નથી. તેમની ઊંડી ધગશને પ્રેરણા આપવા પ્રજાએ પણ પુસ્તકાલયો સ્થાપવા બનતું કર્યું છે. કસ્બાની સામાન્ય રૈયતને સામાન્ય જ્ઞાનના ફેલાવા માટે શક્ય તે

પ્રયાસો કર્યા છે, પણ તે વ્યાપક થયા નથી. એટલે હાલ જે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ છે તે આ પુસ્તકાલયો માટે વધુ ખર્ચ કરે તેમ રૈયત ઇચ્છે છે. પણ તેમાં આવનાર સભાસદો આ નીતિ સ્વીકારતા નથી. બીજા પ્રશ્નનો જવાબ એ છે કે લોકો ગરીબ હોઇ જુદી જુદી રીતે જુદે જુદે સ્થળે કર ભરતા હોવાથી ત્યાંથી મદદ મળે તેવી અપેક્ષા રાખે છે. ગામ કે કસ્બાની વ્યવસ્થાપક સમિતિઓએ પુસ્તકવાચન વ્યાપક કેમ બને–સામાન્ય ગરીબ માણસોના લત્તામાં વાચનની ભૂખ કેમ ઊઘાડી શકાય તે માટે બનતું કર્યું નથી. પણ તે માટે અંદાજમાં પત્રો ખાતે કરકસર તેમજ વધારે નાણાંની જરૂર છે. પ્રયાસો કરવા છતાં રકમ જોઇતી ઊભી થતી નથી. 'પ્રચારકાર્ય' વધારે ધપે તે માટે કાર્નેગી જેવા ઉદાર દાનવીરોની જરૂર છે. છતાં થોડી થોડી રકમો આપી પોતાના દાનનો પ્રવાહ પુસ્તકાલયો તરફ વહેવરાવવા આપણે યથાશક્ય પ્રયાસો કરીએ છીએ. આપણે જાણીએ છીએ કે આપણો દેશ ગરીબ છે એટલે વિદ્યાદાનના દિવસો અગર પુસ્તકાલય પર્વણીદીનો ઊજવાય છે અને આ રીતે જે કંઈ થોડી ઘણી મદદ ઊભી થઇ શકે તે મેળવી તે ઉપર સરકાર, પંચાયત, અને બની શકે ત્યાં સુધરાઇ કે ગ્રામપંચાયત મદદ મેળવાય છે.

સુધરાઇના સંચાલકો કેમ જાણે આ પ્રવૃત્તિ વિષે થોડીથોડી ઉદાસીનતા કેટલેક સ્થળે બતાવે છે. જેમ 'શહેરનું' શારીરિક આરોગ્ય સાચવવાનું કામ સુધરાઇનું ને તેમ શહેરનું માનસિક આરોગ્ય સાચવવાંની ફરજીઆત ફરજ પરદેશોની સુધરાઇઓ પર પુસ્તકાલયોનાં સંચાલન દ્વારા નંખાઈ છે. આપણે ત્યાં આ સંસ્થાઓ સ્વતંત્ર રીતે ચાલી અને સુધરાઇઓની સ્થળસીમામાં આવેલાં પ્રજાજનોના માનસિક આરોગ્યને સુધારવા ઘટતું કર્યું છે. એટલે એક રીતે સુધરાઇને તે પૂર્ણ મદદગાર થઇ પડી છે. મને લાગે છે કે આ વસ્તુ સુધરાઇના સભ્યો તથા સુધરાઇના મતદારો સારી રીતે સમજી શકયા નથી. પુસ્તકાલય એ કોઇ એવી સંસ્થા નથી કે તે થોડા મોજ માણી શકે તેવાઓ માટે મનોરંજનનું સ્થાન જ હોય. તે તો સર્વ પ્રજાજનો માટે છે. તેના કાર્યકરો તો સેવાભાવે કામ કરનારા હોય છે. **આ બાબતમાં સેવાભાવે કાર્ય ન થતું હોય તો સુધરાઇના સંચાલકો તે જોઈ શકે, પણ તેઓ તેને મદદ આપવા વધારે ને વધારે પ્રેરાય અને ભવિષ્યમાં પુસ્તકાલયો અને સુધરાઇઓ જે પ્રજાકીય સંસ્થાઓ છે તે જાહેર પ્રજાનું માનસિક આરોગ્ય અને શારીરિક આરોગ્ય સારી રીતે સાચવે એવા પ્રયાસો કરે.** એવા પ્રયાસો લોકસમૂહો તરફથી થવા જોઇએ. અને એ બાબતમાં જાહેરમત કેળવાવો જોઇએ.

આ બાબતમાં પુસ્તકાલય ખાતા તરફથી પ્રયાસો થાય છે. શ્રીમંત સરકાર તરફથી પણ સહાનુભૂતિથી વિચારાય છે; પણ સુધરાઇઓ જ મોટે ભાગે આ સંસ્થાઓના ખર્ચને પોષવા તૈયાર થતી નથી એટલે મુશ્કેલી આવે છે. સુધરાઇનું ઉત્પન્ન દશ હજારથી ચાલીસ હજાર હોય અને તેના સાર્વજનિક પુસ્તકાલનો નિભાવણીમાં વર્ષે દહાડે રૂા ૧૦૦૦ સુધી પણ ખર્ચવામાં પાછું જૂએ, એ તો પુસ્તકાલયપ્રવૃત્તિને શોભે નહિ. પુસ્તકાલયોનીઃ વ્યવસ્થામાં ફેરફાર કરવાનું તેને વધારે પ્રજાકીય બનાવવાનું એ સંસ્થાઓના સભ્યો વિચારે એ જ ઇષ્ટ છે.

શ્રીમંત સરકાર તરફથી પુસ્તકાલયપ્રવૃત્તિ પાછળ જે ખર્ચ કરવામાં આવે છે તે ધીરે

ધીરે ગ્રામ વિસ્તારમાં વધતો જાય છે. કોઈપણ દેશમાં સરકાર તરફથી પુસ્તકાલયોને આટલી ઉદાર મદદ મળતી નથી. હવે આપણી જાહેર સ્વરાજ્યની સંસ્થાઓએ આ સંસ્થાઓને પોતાની કરવાની જરૂર છે. સુધરાઈઓએ યાદ રાખવું જોઈએ કે અમદાવાદ મ્યુનિસીપાલીટીએ હમણાં જ એક વિશાળ જાહેર પુસ્તકાલય મોટું દાન સ્વીકારી સ્થાપ્યું છે અને તેની નિભાવણી હાથ લીધી છે.

પ્રાંતપંચાયતો અને ગ્રામપંચાયતોએ પણ પોતે શ્રીમંત સરકારના હુકમ અનુસાર પૂરતા પ્રમાણમાં મદદ આપવી જરૂરી છે. પ્રાંતપંચાયતો કસ્બાઓને મદદ ન આપવાનો વિચાર કરે છે અને કેટલાક પ્રાંતમાં અમલ પણ થયો છે એ શોચનીય છે. કસ્બાઓને અમુક રૂપિયાનાં પુસ્તકો દરવર્ષે આપી તાલુકામાં ફરતાં પુસ્તકાલયો ચલાવવાનું કાર્ય આ કસ્બાઓને સોંપે તો ઓછાં પુસ્તકોવાળાં અગર પુસ્તકાલય વિનાનાં ઓછી વસ્તીવાળા ગામોને ઘણો લાભ થશે.

સુધરાઈઓએ આવાં પુસ્તકાલયો પોતાની દેખરેખ અને દોરવણી નીચે લેવા યોજનાઓ મૂકી પુસ્તકાલયખાતાની સહાયથી પુસ્તકાલયો પોતાનાં કરવાં જોઈએ. કાયમનિધિની રકમ મોટી જોઈ કેટલીક સુધરાઈઓ પુસ્તકાલયોને મદદ આપતી નથી. આ રકમ તો પુસ્તકાલયનું ટ્રસ્ટ છે. તેના ઉત્પન્નનો જ ઉપયોગ થઈ શકે; એટલે સુધરાઈના સંચાલકોએ પુસ્તકાલયોને મદદ આપતી વખતે કેટલું ઉત્પન્ન આવે છે ને કેવી રીતે ચલાવવામાં આવે છે તેનો યોગ્ય વિચાર કરવાની જરૂર છે.

અલબત્ત પુસ્તકાલયોના સંચાલનમાં ખામીઓ હશે જો આમ ખામીઓ ચોક્કસપણે જણાઈ આવે તો તેવી ખામીઓની સ્પષ્ટ ચર્ચા થવી જોઈએ અને તેવી ચર્ચા કરી તેને સુધારવા જે તે કસ્બાની કે ગામની રૈયતે પ્રયાસો કરવા જોઈએ. આ સ્વતંત્ર સંસ્થાઓ છે સિદ્ધાંતપર તેનો વહીવટ છે એટલે એમાં જે ઊણપો સામાન્ય દેખાતી હોય તે જરૂર વધુ અને લોકશાહીના મતે દૂર થઈ શકે છે; પણ શહેરના તમામ કેળવાયલી ભણેલી વ્યક્તિઓએ એક યા બીજી રીતે પુસ્તકાલયોમાં દાખલ થઈ આ પ્રવૃત્તિ સુધરાઈઓ અને પ્રજાનીજ છે અને તે માટે હવે પ્રજાએ પોતે વધારે નાણાં ખર્ચવાની જરૂર છે અને તે માટે પ્રજા પાસે સભ્યોદ્વારા કે ઉઘરાણીદ્વારા રકમ પૂરતી ન થઈ હોય તો સુધરાઈઓએ તેમને અવશ્ય તેમનું કામકાજ જોઈ યોગ્ય મદદ આપવી જોઈએ.

ગ્રામ પંચાયતો બાબતમાં વસ્તુસ્થિતિ એ છે કે શાળાના શિક્ષક જેઓ પુસ્તકાલયના મંત્રી છે તેઓ જો ગામના મુખી પટેલને પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળમાં લેઈ તેમની સલાહ લઈ યોગ્ય મદદ માગે તો મળે છે. કેટલેક સ્થળે હજી પંચો અજ્ઞાન હોઈ અગર આવી બાબતો સમજતા ન હોય તો તેમને કેળવવાનું અને તેમની મનોવૃત્તિ બદલવાનું કાર્ય પુસ્તકાલયના હિતચિંતકોનું છે શાળા અને પુસ્તકાલયના તપાસનીસોએ ગામ પર જવું થાય ત્યારે આવા પંચો અને આગેવાનોની મુલાકાત લઈ પુસ્તકાલય પ્રવૃત્તિમાં ગ્રામ-પંચાયતો સારી મદદ આપે તેવા પ્રયાસ કરવા જરૂરી છે.

---

# (૨૧) પ્રૌઢશિક્ષણમાં હરિકિર્તન અને લોકવાર્તાઓનું સ્થાન

**કથાકારો અને લોકવાર્તાઓ કહેનારા ગામડાનાં પુસ્તકાલયો હતાં**

પુસ્તક પ્રકાશન યુગની શરૂઆત થઇ તે પહેલાં હરીકથા કહેનારાઓ, રામાયણ મહાભારતના કથાકારો, તેમજ લોકવાર્તા કહેનારા ભાટચારણો વગેરેનો ગામડામાં બહુ સારો પ્રચાર હતો. સાહિત્ય પ્રવૃત્તિના વિકાસમાં જોઇશું તો આપણા ધણાખરા પ્રેમાનંદ યુગના કવિઓ આ કોટીના જ હતા.

**કથાકારો અને વાર્તા કહેનારા નીતિમય જીવન ફેલાવનારાં જીવતાં ફરતાં પુસ્તકાલયો હતાં**

આ જ્ઞાનની ફરતી જીવતી સંસ્થાઓએ ગામડામાં નીતિ, સદાચાર અને સંપની ભાવના ધણા સમય સુધી જાગૃત રાખી છે એમ મને લાગે છે. કેટલીક વખત તો આવા કથાકારો ભાટચારણોને શ્રીમંત, જમીનદાર, ઠાકોર કે રજવાડાઓમાં સારૂં પોષણ મળતું. પણ પુસ્તક પ્રકાશનના આ યુગે તેમની બધી વાણી પુસ્તકમાં આવી જતી હોવાથી પુસ્તક વાંચી સંતોષ માનવાનું રાખ્યું; અને માત્ર કોઇ કોઇ વખત મઝા, વિનોદ કે શ્રીમંતાઇ બતાવવા માટે હાલમાં રંક થઇ બેઠેલા આ લોકસાહિત્યકારો પાસે કથાવાર્તાના પ્રસંગો ગામડાંમાં યોજાવવામાં આવે છે. આશા રાખીએ આપણે ગામડામાં આ પ્રવૃત્તિ પુનઃ શરૂ કરી જ્ઞાનપ્રચારનો ફેલાવો કરીએ.

**એમને સજીવન કરવાની જરૂર છે**

ગામડામાં આજે આપણે અક્ષરજ્ઞાન પ્રચાર માટે પ્રૌઢશિક્ષણ પ્રચારની યોજનાઓ વિચારી રહ્યા છે. એવે પ્રસંગે આવા કથાકારો અને લોકવાર્તા કહેનારા યુવાનો ઉભા કરવાની જરૂર છે. અલબત્ ધંધા તરીકે ફરનારા કથાકારો અને ભાટચારણોને સ્થાન તો નથીજ; છતાં દરેક ગામડામાં કોઇને કે કોઇ ગામડાની રીતે સારી કથા કહેનારા કે વાર્તા કહેનારા લોકો હોય છે. આપણા ગામડાંના સાંપ્રદાયિક મંદીરોમાં ઉજવાતા ઉત્સવો કે હીંડોળા વખતે થતાં ભજનોમાંથી આ પ્રવૃત્તિ માટે ઘણું જાણવાનું મળે તેમ છે. વળી ગામડામાં, મજૂરો અને ખેડુતોના અમુક વર્ગોની પણ ભજન મંડળીઓ હોય છે તેમાંના કેટલાક તો સાવ નિરક્ષર હોવા છતાં વેણુપદ્ધતિએ આવાં ભજનનાં પદોનો મુખપાઠ કરેલો હોય છે.

જ્યારે અક્ષરજ્ઞાન પ્રચાર માટે આપણે શાળાના શિક્ષકો નિરક્ષરોને ભણવા બોધ કરે છે, ત્યારે તેઓ નાખુશી બતાવે છ એમ વડોદરા રાજ્યના પ્રૌઢ શિક્ષણ પ્રચારકોનો અનુભવ થયો છે. ગુજરાતના ઇતર ભાગોમાં પણ એ અનુભવ છે. તેનાં મૂળ ધણાં ઊંડાં છે;

**અક્ષરજ્ઞાનના પ્રચાર માટે પ્રાથમિક ભૂમિકા રૂપ છે**

અને તે માટે પ્રથમ ઘણા પ્રચારકાર્યની જરૂર છે. આ પ્રચાર કાર્યમાં આ કથાકારો અને વાર્તા કહેનારાઓ સારો ફાળો આપી શકે તેમ છે. પુસ્તકાલય અને શાળા મંડળોએ કોઇ વાર્તા કે કથા કહેનારને અઠવાડિયામાં એકાદ દિવસ વાર્તા કહેવા કે કથા કહેવા યોજના કરવાની જરૂર છે. જુદાં જુદાં આખ્યાનો, અગર ભજનો અને ગરબીઓ લોકોની સાંભળવા તરફ રૂચિ વધુ ને વધુ ઉત્પન્ન થાય તેવી રીતે થોડો સમય રાખી પ્રચાર કરવો જોઇએ.

**સાથે સાથે ચાલુ બનાવોની માહિતી કહેવી**

વળી આ પ્રસંગોએ આપણી આજુ બાજુ ગામડામાં અગર દેશ કે દુનીઆની સાચી બનેલી વાતો પણ આ નિરક્ષર ભાઇબ્હેનોને કાને પડે તેમ કથા કે વાર્તા થયા પછી કહેવી જોઇએ. આ રીતે તેઓ જો આ કાર્ય ઉપાડે તો આ અભણ ભાઇબહેનો તેમના તરફ ભાવનાથી જોશે. સમય જતાં જ્યારે તેઓ અક્ષરજ્ઞાન મેળવે ત્યારે આવા બનાવો કે પ્રસંગો આલેખતી હકીકતની છાપેલી મોટા ટાઇપ વાળી ચોપડીઓ, ચિત્રો અને વર્તમાનપત્રોની હકીકત પણ આપવી જોઇએ.

**આ માટે અનુકૂળ સમય શોધો**

ગામડામાં આવા કાર્ય માટે પ્રથમ સમયની અનુકૂળતા શોધવી જોઇશે. આપણા લોકો આષાઢ, શ્રાવણ, ભાદરવો, આસો એ માસોને ધાર્મિક માને છે; એ માસમાં ખેડૂત લોકોને કામ પણ હોય છે. પરંતુ અનિયમિત વર્ષાઋતુના કારણે, તેમજ કામ કરી થાકયા પછી થોડો વખત જો કોઇ કથા વાર્તા કહેનાર હોય તો સાંભળવા ઘણી બ્હેનો અને ભાઇઓ ભેગાં થાય છે એ લેખકે પોતે જોયું છે. આ માટે ગામડામાં જુદા જુદા ફળીઆમાં આવું પ્રચાર કરવું ઇષ્ટ થશે.

**આથી તેમને કંઇક નવુ નવું જાણવાની જીજ્ઞાસા ઊભી થશે**

આ પ્રમાણે કરવાથી તેમનામાં નવું નવું જાણવાની અને પુસ્તકોમાં પણ સારૂં ધાર્મિક, નીતિમય, તેમજ આપણા રોજના જીવનની વાતો જાણવાની મળે છે એવી ભાવના ઊભી થશે–તેવે પ્રસંગે તેમને ગામડામાં ચાલતા કુસંપ, કૌટુમ્બીક કલહો, સામાજીક કલહો વગેરે તરફ તેમનું ધ્યાન ખેંચવા આપણા પૌરાણિક ગ્રંથોની વાતો કહેવી ઘણી ઇષ્ટ થશે.

**પુસ્તકાલયોને વાર્ષિક દાન રૂપે મદદ પણ મળશે**

આ રીતે પુસ્તકાલયમાં રસ લેનાર જુવાનો જો પ્રયાસ કરે તો હાલ જે બ્હેનો કે અભણ લોકો તેમના તરફ અરૂચિ રાખતા હશે તે બંધ પડશે. અને એમના આ સત્કાર્ય તરફ સારી લાગણીથી જોશે અને વરસ દહાડે ફૂલ નહિ ને ફૂલની પાંખડી પોતાનાથી બનતી મદદ આપશે.

**ભણવાની ઇંતેજારી પણ બતાવશે**

આમ કરવાથી થોડાં જુવાનો જેમને ભણવાની ઇચ્છા હશે તે ભણવા માટે પોતાની ઇચ્છા બતાવશે. આપણે જાણવું જોઇએ કે આપણા ગામમાં નિરક્ષરો છે તેનો મોટો ભાગ બ્હેનો છે. વળી થોડોક ભાગ કેવળ ગરીબાઇને લીધે ખરાં ખોટાં બ્હાનાં હેઠળ કેળવણીથી વંચિત રહ્યો છે. વળી આપણી નિરક્ષરોની જે યાદી હશે તેમાંથી કેટલાક તો ચાલીસ વર્ષની ઉપરના હશે; તેમને બહુ ભણવાનું રૂચતું નથી. કવચિત્ કોઇક જ ઇસમ ભણવાની ઇચ્છા બતાવશે. શિક્ષકો અને ગ્રામયુવકો આમ કથાવાર્તામાં રસ પેદા કરાવી આ રીતે લોકમાનસ કેળવી તેમાંથી ભણવાની ઇંતેજારી રાખનારાં માટે નવીન નોંધ કરી શકશે.

**ધાર્મિક અને લોક-સાહિત્યના પ્રચારથી આમ ત્રિવિધ ફાયદો થશે**

ઉપર પ્રમાણે આપણે જોયું કે આપણાં પુસ્તકાલયો જે મોટે ભાગે આપણા શિક્ષકોની દોરવણી નીચે છે તે ગામના સહકારથી આવી યોજનાઓ કરી ગામમાં નીચેના ત્રણ લાભો ગામને અપાવી શકશે.

(૧) ગામના સમગ્ર જીવનને નીતિમય, અને સાચા જીવન તરફ દોરશે.
(૨) પુસ્તકાલય તરફ પ્રેમ અને આકર્ષણ વધી દાનની થોડી ઘણી રકમ ઊભી થશે.
(૩) ભણી શકે તેવા નિરક્ષરોમાં ભણવાની પ્રેરણા જગવી શકશે.

---

# (૨૨) વડોદરા રાજ્યની ફરજીઆત કેળવણી અને અક્ષરજ્ઞાનનો ફેલાવો

**અક્ષરજ્ઞાનનું પ્રમાણ વધતું જાય છે**

વડોદરા રાજ્યની છેવટની વસ્તી ગણતરીના આંકડાઓ જોતાં આપણા રાજ્યમાં પુરુષો ૧૪,૭૨,૯૦૯ સ્ત્રીઓ ૧૩,૮૨,૧૦૧ મળી કુલ વસતી ૨૮,૫૫,૦૧૦ છે. આ પૈકી શાળાવાળાં ગામોની વસતી અંદાજે બાવીસ લાખની છે. એટલે વસતીના લગભગ ૮૦ ટકા જેટલા લોકો શાળાઓમાં જવાનું ધોરણ ફરજીઆત છે. શિક્ષિત તરીકે વસતી ગણતરીમાં સારી રીતે લખતાં વાંચતાં આવડવું જોઇએ એ ધોરણ છે. તેથી પણ આપણે ત્યાં થોડુંક ભણેલાંમાં તેમની જુદી ગણતરી થાય છે. આ રીતે આપણા રાજ્યની કુલ વસતી સાથે સરખાવતાં દર હજારે ૨૨૯ માણસો પૂર્ણ શિક્ષિત છે અને થોડું ભણેલાં ઉમેરતાં તે લગભગ ૨૮૭ માણસોનો થાય છે. તેમાં પુરુષો ૪,૮૨,૩૫૪ પૂર્ણ શિક્ષિત અને ૯૭,૦૨૫ વાંચી શકે તેવા અને સ્ત્રીઓ ૧,૭૦૧૨૨ પૂર્ણ શિક્ષિત અને ૬૩,૪૯૦ વાંચી શકે તેવી છે. આ માણસોને જાહેર વાંચનાલયો અને પુસ્તકાલયોમાંથી મફત વાચન મળવાથી પુનઃ નિરક્ષરતાનું પ્રમાણ આપણા રાજ્યમાં બહુ નથી. તેઓ પુનઃ નિર-

ક્ષરતામાં ઓછા ડુબે છે અને નિદાન થોડું વાંચતાં તો આવડે છે જ. આઠમા વર્ષથી કેળવણીની શરૂઆત થતી હોવાથી આઠ વર્ષ અને તે ઉપરાંતની તમામ વસતીની સરખામણીમાં કેળવણી પામનારનું પ્રમાણ વાંચતાં જાણનારાની સંખ્યા ઉમેરતાં દર હજારે

**ફરજીઆત શિક્ષણનું કાર્ય મુશ્કેલીઓનું સામનો કરતું આગળ વધે છે.**

ફરજીઆત કેળવણીનો કાયદાથી અમલ કરવા છતાં ગામડામાં એક ગામથી બીજે ગામ રખડતી કોમો, તદન પછાત કોમોના માબાપોએ ગરીબાઇના કારણે, મા કે બાપના મરણના કારણે, પોતાની શારીરિક અશક્તિના કારણે દર વર્ષે ભણવા પાત્ર ઉમરનાં બાળકો પૈકી લગભગ દર હજારે બાળકો પચાસ તો તેમાંથી છૂટી જાય છે. વળી આઠમા વર્ષ સુધી શાળામાં ભણવા જવાની છૂટ હોતી નથી એટલે તેટલી ઉમર સુધીનાં બાળકો શાળામાં જતાં નથી. દેશની ગરીબાઇ અને મુશ્કેલીઓ છતાં વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ છેલ્લા દશ વર્ષમાં શિક્ષણ પ્રચારના કાર્યમાં જે ફાળો આપ્યો છે તે અવશ્ય પ્રશંસનીય જ છે.

**વડોદરા ફરજીઆત કેળવણી અને શિક્ષિતોના પ્રમાણ સંબંધે મારા વિચારો**

આપણા ફરજીઆત કાયદાના અમલથી ભણેલાંઓનું પ્રમાણ કેટલું હોવું જોઇએ તે નીચે પ્રમાણે દર્શાવેલા વિચારોથી સહજ સમજી શકાશે.

આપણે ત્યાં સને ૧૯૦૬-૦૭ થી પ્રાથમિક કેળવણી દાખલ થઈ. પરિણામે તે વખતે જેની ઉમર ૮ વર્ષની શરૂ હોય તે શાળામાં દાખલ થાય એમ માનીએ તો હાલ જેમની ઉમર ૪૪ વર્ષની હોય તે તમામ સ્ત્રી પુરુષો ભણેલાં હોવાં જોઇએ. એટલે આપણી વસ્તી પત્રકના આંકડાઓ ઉપરથી ૧૩-૪૪ વર્ષની ઉમરનાં સ્ત્રીપુરુષોના આંકડા જોઈશું તો લગભગ સાતલાખ બાર હજાર પુરુષો અને ૭ લાખ છપ્પન હજાર સ્ત્રીઓ મળી કુલ તેર લાખ અડસઠ હજાર માણસો હોવાં જોઇએ એમ લાગશે. પરંતુ રાજ્યની વસ્તીના ૨૦ ટકા જેને કેળવણીની બીલકુલ સવડો નથી એટલે તે વરાડે એ વસ્તીનાં આ ઉમરનાં સ્ત્રીપુરુષો ઉપરની સંખ્યામાં શિક્ષિતો તરીકે કમી હોઇ શકે એ સ્વાભાવિક છે. ૧૩ થી ૪૪ વર્ષ આ ઉમરનાં લોકોની વસ્તી કુલ વસ્તીના લગભગ ૪૮ ટકા જેટલી હોય છે એટલે શાળા વિનાનાં ગામોની વસતીના લગભગ ત્રણ લાખ માણસો ભણતર માટે સવડ નહિ હોવાથી નિરક્ષરો હોય એ સ્વાભાવિક છે. એટલે ૧૦૬૮ હજાર માણસો ભણેલાં હોવાં જોઇએ. પરંતુ કાયદાની બારીકાઇથી છટકી જઇ નિરક્ષરતામાં સબડેલાં કેટલાંક હજારો ગરીબ માણસો કે જેમણે કેવળ ફરજીઆત દંડ ભર્યો છે કે નિર્વાહના કારણે કમી થયાં છે તેમને ફરજીઆત કાયદો હોવા છતાં ભણેલાં બનાવી શકાયાં નથી. બાકી ખેતી, અને એવાં બીજા સ્થાયી રીતે કારીગરીની મજૂરી કરનારાંઓ તથા બીજી ઉજળીઆત કોમોમાં પુરુષોનું શિક્ષિત પ્રમાણ ઘણું મોટું આવશે. આ રીતે જોતાં આપણી પાસે હાલ જે અક્ષરજ્ઞાનવાળા આંકડા કુલ ૮૧૩ હજાર છે તેમાંથી ચૌદ વર્ષની અંદરના આશરે ૮૦ હજાર અને ૪૪ વર્ષ ઉપરાંતના આશરે ૯૦ હજાર જેટલાં માણસો ભણેલાંઓમાંથી બાદ કરતાં

લગભગ ૬૬૩ હજાર માણસો ભણેલાં છે. એટલે લગભગ ચાર લાખ માણસો નિરક્ષર રહી ગયાં છે. તેઓ મોટે ભાગે શાળામાં એકાદ વર્ષ રહ્યાં હશે અગર બેત્રણ વર્ષ રહી કંઇ નહિ ભણવાથી કમી થયાં હશે; કેટલાંક આ ગામથી બીજે ગામ નાસી જનારાં પણ હશે એટલે **ગરીબાઈ કે આર્થિક કારણો જ્યાં સુધી સુધરે નહિ ત્યાં સુધી બધાં જ માણસો ભણેલાં બનાવવાનું કાર્ય મુશ્કેલ છે.** બ્રીટીશ કે બીજા ભાગોમાં શાળામાં ભણવા દાખલ થવા માટે છઠ્ઠા વર્ષથી શરૂ થઇ શકે છે ત્યારે આપણે અહીં આઠમા વર્ષથી ગામડામાં શિક્ષણ શરૂ થાય છે એટલે બે વર્ષ આ બાળકો નિરક્ષર જ રહે છે. શહેર કે મોટા કસ્બામાં જૂજ ઉજળીઆત કોમનાં ખાસ બાળકો જ આ નીચલા વર્ષોમાં નિશાળે જાય છે. એટલે શિક્ષિતોના આંકડા સરખાવવા હોય તો આપણે આઠ વર્ષ અને તે ઉપરાંતની ઉમરના આંકડા સમજવા જોઇએ. તો જ કેળવણી ખાતાના થતા ખરા પ્રયાસોનો આપણને ખ્યાલ આવે.

**ત્યારે અક્ષર પ્રચાર કેટલો શક્ય છે**

ઉપરની હકીકત ઉપરથી જણાશે કે રખડુ માણસો, કેવળ અશકત માણસો, અને ભીખારી જેવી સ્થિતિમાં રહેનારાંઓને ભણાવવાની વાત કરવી એ હાસ્યાસ્પદ છે. શાળાવાળાં સ્થળોએ ચાર લાખ માણસો જે ભણાવવાનાં છે તેમાં આવી સંખ્યા લગભગ એક લાખ માણસોની હશે. વળી ચુવાલી વર્ષ ઉપરના માણસોને ભણવાની જીજ્ઞાસા થાય એ આ બેકારી યુગમાં ઘરડા થઇ ગયેલાં આ માણસોને માટે માનવું ફોગટ છે. એટલે ત્રણ લાખ જેટલાં ભણાવવા લાયક નિરક્ષરોને ભણાવવાની કોશીષ કરનારાં મંડળો અને કાર્યકરો જો પ્રયાસ કરે તો તેમાં કંઇક ફલીભૂત થઇ શકે.

શાળાવાળાં ગામોએ જે ત્રણ લાખ નિરક્ષરો આપણી પાસે ભણાવી શકાય તેવા છે તેમને અક્ષરજ્ઞાન આપવાના પ્રયાસો થઇ જાય અને આ માણસોને લખતાં વાંચતાં શિખવી કાયમી ભણેલાં કરી આપવામાં આવે તો તથા હાલના શિક્ષણમાં છેલ્લા દશકામાં જેટલી કાળજીથી કામ લેવાયું છે તે પ્રમાણે તલસ્પર્શી કાર્ય ચાલુ રહે તો ગામની તમામ વસ્તીના લગભગ ૫૦ થી ૬૦ ટકા માણસો આપણે આવતી વસ્તી ગણતરીમાં ભણેલા જોઇ શકીશું.

**ભણેલાઓની તુલનાત્મક હકીકત.**

વડોદરાની ભણેલાઓની તુલનાત્મક હકીકત બીજા રાજ્યો સાથે સરખાવતાં નીચે પ્રમાણે આવે છે.

| અ. નં. | રાજ્ય. | ભણેલા. | દર હજારે પ્રમાણ. |
|---|---|---|---|
| ૧ | ત્રાવણકોર | ૨૮,૯૪,૪૧૬ | ૪૭૭ |
| ૨ | કોચીન | ૫,૦૩,૯૦૦ | ૩૫૪ |
| ૩ | બ્રી. ગુજરાત | ૯,૬૯,૭૦૦ | ૨૩૭ |
| ૪ | વડોદરા | ૬,૫૨,૯૭૫ (૧,૬૦,૫૧૫) | ૨૨૯ (૨૮૭) |
| ૫ | મુંબાઇ ઇલાકો | ૪૦,૬૭,૭૦૦ | ૧૯૫ |
| ૬ | માઇસોર | ૯,૪૮,૯૧૫ | ૧૨૯ |

ધર્મીઓનાં ચરિત્રો, મુસ્લીમ મહાત્માઓ, પટીઆરનાં પુસ્તકો, ભજનમંડળીઓમાં વંચાય તેવી પુસ્તિકાઓ તેમજ રોજની જરૂરીઆતની માહિતી પૂરી પાડનારી નાની નાની પુસ્તીકાઓ તેમને આપવાની યોજના કરવી.

**(૧૦) આ યોજના પુસ્તકાલયોના વ્યવસ્થાપકોની મદદથી કરવી જોઇએ. વ્યવસ્થાપકો વૃત્તપત્રો અને સામાયિકો પાછળ થતા વિશેષ ખર્ચને અટકાવી આવી યોજનાના સક્રિય ફેલાવા તરફ વધારે નાણાં વાપરવાં જોઇએ.**

(૧૧) દરેક ગામવાર આવા કયા નિરક્ષરોએ અક્ષરજ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેની હકીકત પત્રક રૂપે ' પુસ્તકાલય ' કે આજ્ઞાપત્રિકાના કેળવણી ભાગમાં પ્રસિદ્ધ કરવા જોઇએ, અને સ્થળપરના પુસ્તકાલયે તેમને કાયમના વાચક બનાવવા પ્રેરણા આપવી. આ યોજનામાં પુસ્તકાલયોના અંદાજોમાં જોઇતી સવડ રાખવા પુસ્તકાલય ખાતાએ સુચનાઓ કરી કાર્યકરોને સમજ આપી છે.

**શાળા વિનાનાં ગામોએ ફરતાં પુસ્તકાલયો મળી શકશે**

આવી શિક્ષણ પ્રચારની યોજના કરનાર શાળા વિનાનાં ગામોએ ઉપર પ્રમાણેનાં મોટી ટાઇપનાં પુસ્તકો આપવા પુસ્તકાલય ખાતા તરફ ફરતાં પુસ્તકાલયોની માગણી આવશે તો જરૂર મોકલી આપવામાં આવશે.

**આવા કાર્યમાં સેવાભાવી કાર્યકરોની ખાસ જરૂરીઆત છે**

આ કાર્ય વિશાળ છે તેટલું જ વિકટ છે. માટે સાચી સેવાવૃત્તિની ખાસ જરૂરીઆત છે. તેમાં કાર્ય કરનારની જેટલી કામ કરવાની સાચી વૃત્તિ તેમાં તેને તેટલી વહેલી સફળતા વરશે એ નિઃસંશય છે.

---

## (૨૨) ફરતાં પુસ્તકાલયોની યોજનાઓ

ફરતાં પુસ્તકાલયો એ પુસ્તકાલય પ્રચારનું અતિ અગત્યનું અંગ છે. આપણા દેશમાં નાનાં નાનાં ગામડાં ઘણાં છે. એક ગામથી બીજે ગામ જવાની સરળતા યૂરોપના દેશો જેવી અહિં હોતી નથી; જેથી ત્યાંની જેમ મોટરવાહન દ્વારા પુસ્તકો એક ગામથી બીજે ગામ લઇ જઇ શકાય નહિં; એટલે આ માટે કોઇ વ્યવહારૂ યોજના પુસ્તકાલયપ્રવૃત્તિની શરૂઆતમાં જ વિચારાયેલી. એના પરિણામે આપે આ અગાઉના પહેલા અને બીજા ખંડમાં વાંચી ગયા તેમ લાકડાની નાની નાની પેટીઓ ગામો ગામ પુસ્તકો, રમતો, દશ્યચિત્રો, અને દૂરબીનો મોકલવા માટે તૈયાર કરી. એ જે ગામે મોકલવામાં આવે ત્યાં નાનકડું પુસ્તકાલય થઇ રહે અને મંગાવનાર ઇસમ પોતે પુસ્તકાલયનો મંત્રી પ્રચારક-થઇ તેનો ફેલાવો ગામમાં કરે.

સમય જતાં આ પ્રવૃત્તિની મહત્તા સમજાતાં રાજ્ય પુસ્તકાલય મંડળના પેટામંડળોએ પણ આ યોજના સ્વીકારી અને કેટલાક કસ્બાઓએ પણ આ ફરતાં પુસ્તકાલયોની યોજના સ્વીકારી. વડોદરામાં જ્યારે પુસ્તકોની માગ થોડી હતી ત્યારે તો સહેલાઇથી પુસ્તકો મોકલવાનું બની શકતું. પણ હવે તેની માગ કરનાર લોકો વધી જતાં અને વડોદરાથી

તેમને જોઈતાં પુસ્તકો પહોંચાડવાની મુશ્કેલી જણાઈ ત્યારે સહકારી ધોરણે પુસ્તકાલયોનાં અંદાજે બનાવવાની ખાતા તરફથી એક ફરતા પુસ્તકાલયની પેટી મેળવી તેમજ એકબીજાને અંદર અંદર પુસ્તકોની આપ લે કરવા લોકોને સમજાવવામાં આવે છે. આ રીતે કેટલાંક જૂથનાં પુસ્તકાલયો તેમજ કેટલાંક કસ્બા પુસ્તકાલયો ગામડામાં પુસ્તક પેટીઓ મોકલે છે.

આપણા રાજ્યની અસર પ્રથમ સુરત જીલ્લામાં થઈ ત્યાં સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ તરફથી બાલોપયોગી પુસ્તકો શાળામાં ફરતાં કરવા યોજના થઈ છે. કાઠીઆવાડમાં પણ આ યોજના કેટલેક સ્થળે છે. અમદાવાદમાં પણ અમદાવાદ પુસ્તકાલય મંડળે આવી જાતનાં ફરતાં પુસ્તકાલયો શાખા પુસ્તકાલયો તરીકે ચલાવવા વિચાર્યું છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ આવી યોજના ઘડી છે.

આપણાં પુસ્તકાલયો પણ હવે ફરતાં પુસ્તકાલયો પોતાને ત્યાં વસાવે અને નજીકના મોટા ગામથી વધારે વાંચવા લાયક પુસ્તકો યોજના પુરઃસર મંગાવે તો મોટા પુસ્તકાલયોનો લાભ નાનાં પુસ્તકાલયોને મળવા સંભવ છે.

મોટાં જૂથ પુસ્તકાલયોએ પોતાને ત્યાં વાંચવા માટે જોઈતાં પુસ્તકો મહાલ કે પ્રાંત પુસ્તકાલયમાંથી મંગાવે; વળી ત્યાં ન મળી શકે તે પુસ્તકો પુસ્તકાલય ખાતાના ફરતાં પુસ્તકાલય શાખામાંથી મંગાવે તો પુસ્તક વાચનનો પ્રચાર પુષ્કળ થાય તેમ છે.

કસ્બાઓમાં પછાત કોમના લત્તાઓમાં, બ્હેનોમાં, અને બાળકોમાં વાચન વધારવા પ્રાથમિક શાળાઓમાં શાળાવાર તેમજ લત્તાવાર આવાં ફરતાં પુસ્તકાલયો આપવાની ફરજ બજાવે તો તેમના તરફથી સ્થાનિક રૈયતને જ્ઞાન તાજું રાખવા માટે ઉત્તમ સવલત થઈ ગણાશે.

વળી ફરતાં પુસ્તકાલયો દ્વારા કસ્બાઓએ અગર નજીકના મોટા પુસ્તકાલયે કે જ્યાં માત્ર થોડાં ઝુંપડાંનું શાળા વિનાનું ગામ હોય ત્યાં પણ આવાં ફરતાં પુસ્તકાલયો ભણેલા લોકો માટે મોકલવા પ્રબંધ કરવા ઇચ્છે. એ રીતે બીજા અભણ માણસોને પણ ભણેલાઓ પાસેથી ઉપયોગી માહિતી મેળવવાનું મન થશે, તેમનાં બાળકોને નજીકના ગામડે મોકલી ભણાવવાની જીજ્ઞાસા વધશે. પ્રૌઢ શિક્ષણના વર્ગો ચાલતા હોય ત્યાં અગર માગણી થાય તો બીજે સ્થળે થોડું ભણેલા પ્રૌઢો માટેનાં પુસ્તકોની પેટીઓ મોકલવી જોઈએ.

શાળાઓમાં ઇતિહાસ ભૂગોળના શિક્ષણ વખતે તેમજ વિનોદ અને કુદરતી દેખાવો જોવા માટે પણ દશ્ય ચિત્રો અને દુરબીન તથા રમતોવાળાં ફરતાં પુસ્તકાલયો કસ્બાઓમાંથી અગર વડોદરાથી મગાવવા તજવીજ કરવી જોઈએ ફરતાં પુસ્તકાલયના અધ્યક્ષક તરફથી આ બાબતમાં કાંઈક સાધન વસાવવા સૂચન કરવામાં આવે તો તેને પણ પુસ્તકાલયોએ આવકાર આપવો જોઈએ.

ફરતાં પુસ્તકાલયો દ્વારા નવીન પુસ્તકાલયો ઊઘાડવાના પ્રચારકાર્યમાં પણ પુસ્તકાલય સિવાયનાં શાળાવાળા ગામોના મુખ્ય શિક્ષકો ઘણી સારી મદદ કરી શકે તેમ છે. પોતાના ગામની સામાન્ય રૈયતને શું શું વાંચન આપવાથી તેઓ વધારે પ્રમાણમાં લોકમદદ આવી ભવિષ્યમાં પુસ્તકાલય ઊભું કરી આપે અને વધારે પુસ્તકો વાચવાનું મન તેમને સહજ થાય તેવા પ્રયાસો કરવા.

પુસ્તકાલયોમાં પુસ્તકો હોય છે તેમાંથી વાંચવા યોગ્ય પુસ્તકો બ્હાર કાઢી પ્રત્યેક મોટા ગામના મંત્રીએ જુદા જુદા લત્તાઓ જવાબદારીથી કામ કરનાર સ્વયંસેવકો ઊભા કરી તે દ્વારા વાચનનો ફેલાવો કરવો જોઇએ. વાચક મંડળો સ્થાપી તેમને વાચવાનાં પુસ્તકો નક્કી કરી તે પોતાના જૂથમાં ન હોય તો તે ફરતાં પુસ્તકાલયો દ્વારા મંગાવી વાચન માટે પૂરુ પાડવા ઘટતું કરવું એ પુસ્તકાલયના કાર્યકરોની ફરજ છે.

કોઇ ખેડુત, વેપારી કે ગૃહઉદ્યોગમાં રસ લેનાર વ્યક્તિને પોતાના ધંધા મદદરૂપ થાય અને બીજાને તેમાંથી માર્ગદર્શન કરાવી શકે તે ન હોય તેમને માટે પણ યોગ્ય બહોળી લઈ ફરતાં પુસ્તકાલયો મંગાવી આપવાની પુસ્તકાલયોના મંત્રીઓની ફરજ છે.

ઉપર પ્રમાણે વાચનપ્રચાર માટે ફરતાં પુસ્તકાલયોની યોજનાઓ દ્વારા પોતાના પુસ્તકાલયમાં અગર બ્હારના પુસ્તકાલયના કબાટોમાં ભરાઇ રહેલાં સારાં પુસ્તકો જાહેર જનતા સમક્ષ મૂકશે તો પુસ્તકાલયશાસ્ત્રના બીજા સિદ્ધાંત જે પુસ્તકો દરેકને માટે છે એ યથાર્થ રીતે પાર પડશે.

# (૧) જૂનું ગુજરાતી સાહિત્ય અને નવા યુગનાં મંડાણ

**વાચકની કક્ષાનો વિચાર**

હરકોઇ પુસ્તકાલયના ગ્રંથપાલે, પોતાને ત્યાં કઈ કક્ષાના વાચકો આવે છે તે તેણે જાણવું જોઇએ–તેનો તેણે અભ્યાસ કરવો જોઇએ–માનસ નિરીક્ષણ કરી શોધી કાઢવું જોઇએ કે પોતાને ત્યાં પુસ્તકો લેવા આવનાર વર્ગને કયી કક્ષાનું વાચન સુગમ થશે–તે પચાવી શકશે. ખાસ કરીને, ગ્રામપુસ્તકાલયના ગ્રંથપાલે તો આ પ્રશ્ન વિચારવાનો હોય જ છે. કારણ કે, આજે બહાર પડતાં પુસ્તકો સઘળાંજ ગ્રામજનતા પચાવી શકે તેવી કક્ષાનાં હોતાં નથી. ગામડાની પ્રજા થોડાક અપવાદ સિવાય, સામાન્ય રીતે બહુ ભણેલી હોતી નથી–તેણે માધ્યમિક શાળા કે કૉલેજનું શિક્ષણ પ્રાપ્ત કર્યું હોતું નથી. એ તો. ચાર–પાંચ ચોપડી ભણીને ઊઠી ગયેલો હોય છે; અને તે તેના ધંધામાં પડી જતાં તેનું તે ભણતર કાળક્રમે ભુલાઈ પણ જાય છે.

આપણા આવા ગ્રામજનોની સંખ્યા ગામડામાં મોટા પ્રમાણમાં મળી આવશે. તેમને તેમનું ભણતર વખતનું જ્ઞાન કાયમ રહે અને તેમાં તેઓ ઉત્તરોત્તર વધારો કરી વિશેષ જ્ઞાન મેળવવા પ્રેરાય તેવા પ્રયત્નો કરવાની દરેક પુસ્તકાલયના ગ્રંથપાલની અનિવાર્ય ફરજ છે.

**લોકભોગ્ય પુસ્તકોની તારવણી**

આ ફરજ અદા કરવા તેણે ગુજરાતી સાહિત્યમાં હાલ અસ્તિત્વ ધરાવતાં લોકભોગ્ય પુસ્તકોની તારવણી કરવી જોઇએ. જનતાને કેવું વાચન આપીશું તો તે વાંચવા આપ મેળે પ્રેરાશે તે તેણે વિચારવું જોઇએ અને તેવાં પુસ્તકો ગ્રામજનતાને પહોંચતાં કરવા માટે પ્રયત્ન કરવો જોઇએ.

**પ્રાચીન સાહિત્ય**

આજે થોકબંધ બહાર પડયે જતાં પુસ્તકોની જેમ અગાઉના વખતમાં ફૂદકે ને ભૂસકે પુસ્તક પ્રકાશનો બહાર પડતાં નહોતાં. છતાં તે વખતના ગામડાના સંસ્કાર કોઇ અજબ હતા. એ સંસ્કારદાતા આપણા પ્રાચીન કવિઓ હતા. અને એ કવિઓની વાણી કંઇ ગ્રંથસ્થ થયેલી નહોતી પરંતુ કંઠોપકંઠ એ ગવાતી. માણભટ્ટો જન જનસમૂહ સમક્ષ ગાઈ વગાડી એમાં રસ ઉત્પન્ન કરતા અને એ રીતે એ વાણી અમર બની ગઇ. પરંતુ આજે તો આપણી પાસે એ પ્રાચીન કવિઓનું ગ્રંથસ્થ સાહિત્ય પણ છે. તેમાં કવિ પ્રેમાનંદની કથાઓ, ગીરધરનું રામાયણ, દયારામની ગરબીઓ. અખા અને શામળના છપ્પા, પ્રીતમ અને છોટમનાં ભજનો, ભોજા ભગતના ચાબખા, ધીરા, નિરાંત, નિષ્કુલાનંદ અને બાપુ ગાયકવાડ તેમજ એવા જ બીજા સંપ્રદાય પ્રવર્તકોની વાણી આપણું ગામડાનું મોઘું ધન હતું.

**પ્રાચીન કવિઓ**

આ બધા કવિઓમાં કવિ પ્રેમાનંદ, શામળ અને ગિરધરે તો ગુજરાતનાં ગામડાંનાં ઘરઘરમાં વાસ કર્યો હતો. ચૈત્ર માસ આવે અને પ્રેમાનંદના ઓખાહરણને આપણાં ગામડાનાં નરનારીઓ યાદ કરતાં, જરાક નિવૃત્તિનો વખત હોય અને આપણા ગ્રામજનો શામળની સિંહાસન બત્રીસી, કે સુડા બહોતરીની વાર્તાઓ વાંચી કંઇક બોધ પામતા કે મનરંજન મેળવતા; જ્યારે ચોમાસાના પવિત્ર ગણાતા દિવસોમાં કવિ ગિરધરનું રામાયણ વંચાતાં. ઉત્તર

હિંદુસ્થાનમાં તુલસીકૃત રામાયણે જે સ્થાન પ્રાપ્ત કર્યું છે તેજ સ્થાન ગુજરાતના ઘરોમાં ગિરધરના રામાયણે મેળવેલું. જ્યારે આધ્યાત્મિક જ્ઞાનમાં ઊંડો રસ ધરાવનારાં ગામડાનાં વૃદ્ધો પ્રીતમછોટમનાં પદો કે સંપ્રદાય પ્રવર્તકોના આદ્ય પુરુષોની વાણીમાં અવગાહન કરી જ્ઞાન લાભ મેળવતાં.

**ત્યારના માણભટ્ટો**

ત્યારે આપણે ત્યાં પ્રાચીન સંસ્કૃતિનાં વહેણ આ કવિઓની કંઠોપકંઠ સંભળાતી વાણી વડે વિસ્તાર પામતાં. ત્યારે ભલે પુસ્તકો નહોતાં વંચાતાં વા અલ્પાંશે વંચાતાં છતાં ત્યારના એ માણભટ્ટોએ આપણા સદ્ગ્રંથોનું સારૂં કામ બજાવ્યું હતું. આમ જનતાની આમ કંઠોપકંઠ કથાવાતી સાંભળવાની અને પદો-ભજનો ગાવાની પરિપાટીથી તેમની પુસ્તક વાચન પરની રુચિ કેટલાંક તે વખતનાં ભણેલાંમાં પોષક બનતી. હાલ જ્યારે કેળવણીનું પ્રમાણ વધુ થતું ચાલ્યું છે ત્યારે આજ વર્ગને તે પુસ્તક રૂપે વાચન મળતું નથી અને માણભટ્ટો પણ ઓછા થતા ગયા છે. ગ્રંથપાલે આ સાહિત્યને થોડું ભણેલાં આગળ ધરવું જોઇએ.

**નર્મદ અને દલપત**

પરંતુ એ વખત-એ યુગ પૂરો થતાં અને નવા યુગનાં મંડાણ થતાં આપણા સાહિત્યમાં નવીન વેગ આવતો થયો. ત્યારે કવિ નર્મદે **ગરવી ગુજરાતનાં અને પ્રેમ-શૌર્યને લગતાં કાવ્યો** રચી ગુજરાતનો સાહિત્ય રસ કેળવ્યો. સૂરતથી નર્મદે એ રાગ આલાપ્યો, સામાજિક સુધારાનું રણશિંગું ફૂંક્યું ત્યારે બીજી તરફથી ગુજરાતના પાટનગરમાં કવિ દલપતરામે વ્યાવહારિક દોહરા અને સામાજિક કાવ્યો રચતાં દક્ષિણ ગુજરાતથી લઇને ઠેઠ ઉત્તર ગુજરાત અને કાઠિયાવાડ સુધી એ કાવ્યો પ્રચાર પામ્યાં. પરિણામે ત્યારના સમસ્ત ગુજરાતનું વાતાવરણ ગેય કાવ્યોથી ગુંજી ઊઠયું હતુ. ત્યારે ગામડે ગામડે દલપતરામની કવિતાઓ ગવાતી, અને સુધરેલા લોકોમાં નર્મદનું નામ સંભળાતું. આજે ગામડાંમાં સામાન્ય લોકોને આવું રૂઢ થયેલું ગેય સાહિત્યની જરૂર છે એમ ગ્રંથપાલ પોકારે છે.

નર્મગદ્ય અને નર્મકવિતા એ આપણને નવી દિશાની કવિતા આપી, જ્યારે કવિ દલપતરામે ગ્રામજીવનને સ્પર્શતા ધાર્મિક, સામાજિક અને આર્થિક વિષયોની છણાવટ કરતાં કાવ્યો ગુજરાતને આપ્યાં. આમ નર્મદ અને દલપત યુગ સુધીમાં આપણા સાહિત્યનો વિકાસ આટલી હદે આવી રહ્યો હતો.

**આજના યુગનો ઉષઃકાળ**

આજ અરસામાં સદ્ ભોળાનાથ ભીમરાવ દીવેટીઆ, મહીપતરામ રૂપરામ અને એવા જ દલપતરામના અન્ય સાથીદારોએ ગુજરાતી ભાષાની વૃદ્ધિ અર્થે એક પોતાનું મંડળ ઊભું કર્યું હતું. તેઓએ ભાષા વૃદ્ધિને અર્થે એક માસિક ચોપાનિયું ચાલુ કરેલું અને તેમાં અવાર નવાર એ બધા પોતપોતાના લેખો લખતા. અને જનતાને તે વાંચવા પ્રેરતા. એમની એ લખાવટ અને તત્કાલિન પ્રશ્નોની છણાવટને કારણે ત્યારે એ લખાણો વાંચવાની જિજ્ઞાસા જાગ્રત થયેલી અને એ ચોપાનિયાંના દર માસે બહાર પડતા લેખો વાંચવાને આમ જનતા ઉત્સુક રહેતી. આ સાહિત્ય ત્યારે, મુખ્યત્વે શહેરોમાં ચર્ચાનો વિષય થઇ રહેતું, છતાં ગામડાંમાં એમાં છપાતી કવિતાઓ શાળાના શિક્ષકો દ્વારા તો પહોંચી જ જતી. નાનાં નાનાં બાળકો પણ એ કવિતાઓ ગાતાં, એ ગેય કાવ્યોનો પ્રતાપ હતો.

---

# (૨) આપણી સાહિત્ય સંસ્થાઓ

**(૧) ગુજરાત વર્નાક્યુલર સોસાયટી**

દલપત રામ અને તેમના સ્નેહીઓના પરિશ્રમને પરિણામે, અમદાવાદમાં ગુજરાતી ભાષાની વૃદ્ધિ અને પ્રચારના હેતુ સાથે એક સંસ્થા સ્થપાઇ અને તે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના નામે આજે પણ જાણીતી છે. આ સંસ્થાના તાત્કાલીન સેવકોના પરિશ્રમ અને પ્રયત્નોના પરિણામે, ગુજરાતી ભાષા વધુ ખેડાણ પામી અને ગામડાની નિશાળોમાં પણ ત્યારે તો તે જાણીતી થયેલી.

**અંગ્રેજ વિદ્વાનનો સાથ**

આ સંસ્થાને ઉપર જણાવ્યા તે ઉપરાંત અન્ય એક અંગ્રેજ વિદ્વાનનો પણ સારો સાથ મળ્યો અને તે કિન્લોક ફાર્બસ સાહેબ. તેમણે જૂની ગુજરાતી ભાષાનું સંશોધન કરાવ્યું, ગુજરાતના ઇતિહાસનાં સદાને માટે કેમ જાણે ધૂળમાં મળી ગયેલા જેવાં પૃષ્ઠોને ઉકેલાવ્યાં, અનેક સ્થળેથી ઐતિહાસિક સામગ્રી એકઠી કરાવી અને **રાસમાળા** જેવો ગુજરાતના ઇતિહાસને સ્પર્શતો અતિ અગત્યનો પ્રથમ જ ઇતિહાસ ગ્રંથ ગુજરાતને આપ્યો આ રાસમાળા ઉપરાંત ગુજરાત-કાઠિયાવાડની લોકવાર્તાઓનું સંશોધન કરાવી તેને પ્રસિદ્ધિમાં આણી. અને પછી તો, સંસ્થાની પ્રતિષ્ઠા જાહેરમાં જામી જતાં લોકો વિદ્યાવૃદ્ધિને લગતાં ટ્રસ્ટ ફંડો પણ આ સંસ્થાને સોંપતા થયાં, જેનો વહીવટ આજદિન પર્યંત તેના બંધારણ અનુસાર સોસાયટી ચલાવ્યે જાય છે.

**એના પ્રકાશનો**

આ ટ્રસ્ટ ફંડોમાં મુખ્યત્વે વિવિધ વિષયનાં પુસ્તકો પ્રકટ કરવાને લગતી શરતો હોય છે, અને તેને અનુસરીને આ સંસ્થાએ લગભગ ૨ પુસ્તકો અત્યાર સુધીનાં પ્રકટ કર્યાં છે. અને બુદ્ધિપ્રકાશ નામનું (હાલ ત્રિમાસિક) સામયિક એના આજીવન સભ્યોને ભેટ આપે છે.

**એનો પુસ્તક ભંડાર**

આ સંસ્થાની એક વધુ વિશિષ્ટતા પણ છે, અને તે એનો પુસ્તક ભંડાર. ગુજરાતમાં, વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયને બાદ કરીએ તો આ સંસ્થા પાસે સારો એવો વિશાળ ગ્રંથભંડાર છે, જેનો લાભ અનેક અભ્યાસીઓ લઇ રહ્યા છે. વળી આ સંસ્થાએ અનેક જૂની હસ્તલિખિત પ્રતો જાળવી રાખી છે. છેલ્લાં બે-ત્રણ વર્ષથી અહીં ઉચ્ચ અભ્યાસને લગતું સંશોધન કાર્ય પણ ચાલે છે. એટલે આજે આ સંસ્થા વિદ્વાનો માટે ગુજરાતમાં એક સારા કેન્દ્રસમી થઇ રહી છે.

**-ફાર્બસ ગુજરાતી સભા**

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સ્થપાઇ તેજ અરસામાં વા તે પછી કેટલાંક વર્ષે મુબઇમાં પણ આવાજ પ્રકારની એક સભા ફાર્બસ ગુજરાતી સભા સ્થપાયેલી, જે પણ અવારનવાર વિવિધ વિષયનાં પુસ્તકો પ્રકટ કરતી રહી છે. આ સંસ્થા પણ એક ત્રૈમાસિક પત્ર પ્રકટ કરે છે અને એ દ્વારા પોતાની સંશોધનાત્મક પ્રવૃત્તિઓ ચલાવ્યે રાખે છે.

મુંબઇ-અમદાવાદની આ સંસ્થાએ ગુજરાતી સાહિત્યમાં પોતાનો ફાળો આપ્યો તેવોજ બલ્કે તેથી પણ વિશેષ પ્રશંસનીય અને અન્યસંસ્થાએ કે વ્યક્તિઓને માર્ગદર્શક નીવડે તેવો ફાળો અને ટેકો વડોદરામાંથી મળ્યો. ૧૯૧૨ની સાહિત્યપરિષદ વખતે વડોદરાના પુણ્ય શ્લોક કૈ. શ્રીમંત સર સયાજીરાવના તરફથી ઉદાર દેણગી વડે ઊભી થયેલી ભાષાન્તર શાખા તરફથી શ્રીમંત મહારાજા સાહેબને સાહિત્યના પ્રચારનો શોખ હોવાથી આ સંસ્થા સ્થપાઇ. તે પહેલાં પણ શ્રી **સયાજી જ્ઞાનમંજુષા** દ્વારા ઘણાં ઉપયોગી મરાઠી અને ગુજરાતી પુસ્તકો પ્રસિદ્ધ થયાં હતાં. વળી તે વખતના સાક્ષર શ્રી. હરગોવિંદદાસ કાંટાવાળાની મદદથી **પ્રાચીન કાવ્યમાળા** નામનાં જુના કવિઓના ગ્રંથો મેળવી પ્રસિદ્ધ કરવામાં ઉત્તમ સેવા બજાવી છે. શ્રી કાંટાવાળાએ ત્યારબાદ 'સાહિત્ય' માસિક દ્વારા પણ ગુજરાતી સાહિત્યની ઉત્તમ સેવા કરી છે. તેની નોંધ અત્રે આપણે લેવી જોઇએ.

**(૨) વડોદરા શ્રી સયાજી જ્ઞાનમંજુષા અને પ્રાચીન કાવ્યમાળા**

**ભાષાંતરશાખા વડોદરા**

આ સસ્થા દ્વારા ગુજરાતી સાહિત્યને અનન્ય સેવાઓ મળી છે. એના તરફથી પ્રસિદ્ધ થતી સયાજીસાહિત્યમાળા અને સયાજીબાલજ્ઞાનમાળા દ્વારા, જે વખતે ગુજરાતી સાહિત્ય એની આજની પરિસ્થિતિએ પહોંચવાના પહેલા પગથિયે હતું તેવા જમાનામાં શિક્ષણ, રાજનીતિ, સમાજશાસ્ત્ર, આરોગ્ય, વૈદક, ગૃહવ્યવસ્થા, વિજ્ઞાન પ્રવાસ, જીવનચરિત્રો, પૌરાણિક વાતો સ્થળવર્ણનો વગેરેનાં સુંદર પુસ્તકો આપી ગુજરાતી સાહિત્યની અનુપમ સેવા બજાવી છે.

આ સંસ્થાની તે સમયને અનુરૂપ સેવાઓ ઉપરાંત હવે આજના સમયને અનુરૂપ અને જનતાને ઉપયોગી નીવડે તેવી એક ગ્રંથમાળા પ્રકટ કરવાની યોજના આ સંસ્થાએ હમણા જ હાથ ધરી છે.

આજે જ્યારે સમસ્ત દેશનું ધ્યાન ગામડાંઓ તરફ વળ્યું છે તેવે વખતે આ સંસ્થાએ પણ વિદ્વાન્ અને અભ્યાસકોની સેવાઓ ચાલુ રાખીને, ગામડે વસતી પ્રજા પ્રતિ પણ તેનો હાથ લંબાવ્યો છે. હવે આ સંસ્થા તરફથી ગામડાની પ્રજાના પ્રશ્નોની છણાવટ કરતી ગ્રામજનો સમજી શકે અને તેનો લાભ લઇ શકે તેવી ભાષામાં પુસ્તિકાઓ પ્રકટ કરવાનું કાર્ય હાથ ધર્યું છે. એટલે, અત્યાર સુધી માત્ર વિદ્વાનોની જ સેવા કરતી ગણાતી આ સંસ્થા હવે લોકભોગ્ય સાહિત્ય આપવા તરફના પ્રયત્નો તેણે ગતિમાન કરવા માંડયા છે, એ સ્તુત્ય છે.

અને એની બાલજ્ઞાનમાળાએ તો એ જમાનામાં બાળકોનો વાચન રસ જાગ્રત રાખ્યો હતો. અને ત્યારથી એ પ્રેરણા ઉત્તરોત્તર વધી અને દક્ષિણામૂર્તિ ભવન અને ગાંડિવનાં પ્રકાશનોથી બાલસાહિત્યનો વિશેષ વિકાસ થતાં આજે બાળકોમાં ઠીક વાચન રસ કેળવાયો છે,

વડોદરાની સાહિત્ય પ્રચારક એવી એક બીજી પણ સંસ્થા છે, જે ગુજરાતને ગામડે ગામડે શિષ્ટ સાહિત્યનો પ્રચાર કરે છે. પુસ્તકો છપાવે છે, ગામડાંનાં પુસ્તકાલયોને પુસ્તકો પહોંચાડવાનું કામ બજાવે છે. અને તે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.

**(૪) પુસ્તકાલય સ.સ. મંડળ**

આ સંસ્થાએ અત્યાર સુધીમાં લગભગ ૬૬ પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે અને અત્યારે પણ એનું પ્રકાશન કાર્ય ચાલુ છે. અને એનું એક વિશિષ્ટ પ્રકાશન તે " પુસ્તકાલય " માસિક.

આ માસિક ગુજરાતનાં પુસ્તકાલયોને " પુસ્તકાલય " વિજ્ઞાનને લગતી વિવિધ માહિતી અને પ્રચારાત્મક લેખો આપી પુસ્તકાલયોના સંચાલન અને દોરવણીમાં પોતાનો ફાળો આપી રહ્યું છે.

ઉપરાંત દરમાસે, ગુજરાતી સાહિત્યમાં દરમાસે પ્રસિદ્ધ થતાં પુસ્તકોની નોંધ તથા પુસ્તકોનો પરિચય આપી પુસ્તકાલયોના સંચાલકોને વખતો વખત નવીન પ્રસિદ્ધ થતાં પુસ્તકોથી સદા વાકેફ રાખે છે.

આ ઉપરાંત દરમાસે ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થતાં સામયિકોમાંના વાંચવા જેવા લેખોનો નિર્દેશ પણ આપે છે, જેના આધારે કયો લેખ ખાસ વાંચવા જેવો છે તેને લગતું વાચક જનતાને માર્ગદર્શન મળે છે.

નોંધ પાત્ર બીના તો એ છે કે આ સંસ્થા પુસ્તકાલયોએ સહકારના ધોરણે ઊભી કરેલી છે અને પુસ્તકાલયોના હિતની બાબતોને પોતાના કાર્યક્ષેત્રમાં સ્વીકારેલી છે. એને માટે એટલું તો નિઃશંકપણે કહી શકાય કે, ગુજરાતભરમાં માત્ર નહિ પણ સમસ્ત હિંદભરમાં આવી એકે સંસ્થા નથી.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થપાયા પછી, કેટલાક વર્ષો બાદ, એક પુસ્તકપ્રેમી સાધુ સંન્યાસીને પુસ્તકોની મોંઘવારી ખટકી અને એણે જનતાને મળતાં મોંઘાં પુસ્તકો સામે જેહાદ જગાવી. એકજ માણસ સ્વપ્રયત્નના બળે સમગ્ર જનતાને લાભ કરી આપ્યો હોય તો આ આદર્શ સંન્યાસીનો એકજ દાખલો મળી આવશે.

**(૫) સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ**

એણે ભાગવતનો એકાદશ સ્કંધ, જાતમહેનત કરી, એને માટેની આર્થિક જોગવાઈ માગીભીખીને ભેગી કરી પ્રસિદ્ધ કર્યો. એણે બહાર પાડેલા આ સસ્તા મૂલ્યના પુસ્તકથી જનતા તો હેબતાઇ જ ગઇ અને આવા પવિત્ર વ્યવસાયમાં પણ કેટલી નફાખોરી ચાલે છે તેનો તાગ મેળવ્યો.

પછી તો એ સન્યાસીએ એજ ધ્યેયની પાછળ પોતાનું જીવન સમર્પણ કર્યું. એને તો કર્મયોગ જ આચરવો હતો અને એને આ કર્મનું ક્ષેત્ર મળી ગયું. એક પછી એક એણે સસ્તી કિંમતે પુસ્તકો બહાર પાડવા માંડયાં અને આમજનતા એનો આશીર્વાદ પૂર્વક લાભ લેતી થઇ; જ્યારે નફાખોર બુકસેલરો કાંડાં કકડતા રહ્યા. આ ધંધામાં હિત ધરાવનારા અનેકોએ એની સામે બળાપો કાઢયો, પરંતુ આ સ્થિતપ્રજ્ઞ સંન્યાસી કંઈ એમ એના ધ્યેયની ચલિત થાય તેવો નહોતો.

જનતાના લાભાર્થે, અને ખાસ કરીને ગામડે વસતી આમ જનતાને સસ્તુ વાચન

મળી શકે તે માટેના એના પ્રયત્નો એણે ચાલુ જ રાખ્યા અને ગામડાની લોકજનતાને એણે વાંચતી કરી. એણે વિદ્વાનો માટે-ગણ્યા ગાંઠયા વિદ્યાવ્યાસંગીઓ માટે આ પ્રવૃત્તિ કરી નહોતી; પરંતુ ગરીબ ગ્રામજનતા, જે પુસ્તકોના લાભોથી સદાય વંચિત રહેતી હતી તેના હિતાર્થે આ પ્રવૃત્તિ વેગપૂર્વક ચલાવી હતી. એણે સેંકડો પુસ્તકો, માત્ર લોકભોગ્ય પુસ્તકો-ગામડાની જનતા વાંચી-સમજી-વિચારી-પચાવી શકે તેવાં પુસ્તકો ગુજરાતને ગામડે ગામડે અને ઘેરેઘેર ફેલાવ્યાં અને તેના પરિણામે, ગુજરાતનું ભાગ્યે જ એવું કોઈ સંસ્કારી ઘર હશે જ્યાં એ સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલયનું એકાદ પણ પુસ્તક નહિ હોય.

ગુજરાત એ ગુજરાત સાહિત્ય વિભૂતિનું સદાકાળ ઋણી રહેશે.

**ગાંધીજીની છાપ અને (૬) નવજીવન પ્રકાશન મંદીર, અમદાવાદ**

અને તે પછી તો આજનો આપણો યુગ આવી પહોંચે છે. એમાં-જનતા પર કોની છાપ છે? જેમ નર્મદ-દલપત યુગમાં સમસ્ત ગુજરાત પર એ નર્મદ-દલપતનાં કાવ્યોની દક્ષિણ ગુજરાતથી લઇને ઠેઠ ઉત્તર ગુજરાત અને કાઠિયાવાડથી લઇને પૂર્વ ગુજરાત સુધી છાપ હતી, તેમ આજના ગુજરાતના વાતાવરણમાં ગાંધીવાદી છાપ સહેજે જણાઇ આવે છે. ગાંધીજીની સત્ય અને અહિંસાની નીતિએ ગુજરાતને એ વિષયને લગતું તેમજ કેટલુંક રાજદ્વારી સાહિત્ય આપ્યું છે, છતાં તેમાં તેમની સામાજિક, આર્થિક અને ધાર્મિક વિચાર શ્રેણી માટે સમસ્ત ગુજરાતને બહુ માન છે. આજે આશ્રમ ભજનાવલિ, ધર્મમંથન, ગીતાબોધ, મંગળ પ્રભાત, વ્યાપક ધર્મભાવના, અહિંસા, અનાસક્તિ યોગ, ગીતામંથન વગેરે ધાર્મિક પુસ્તકો અને વર્ણવ્યવસ્થા, ત્યાગમૂર્તિ વગેરે સામાજિક તેમજ તેમના આત્મચરિત્રનું પુસ્તક એ બધાં ઠીક ઠીક પ્રમાણમાં વંચાય છે.

ગાંધી સાહિત્યની છાપ ગુજરાતનાં શહેરોમાં ઠીકઠીક પ્રસરી અને ગાંધીજીનાં પુસ્તકો ઉપરાંત તેમના અંતે વાસીઓ કાકા કાલેલકર, કિશોરલાલ મશરૂવાળા, મહાદેવ દેસાઇ તેમજ ગુજરાત વિદ્યાપીઠના અન્ય અભ્યાસી લેખકોમાં પુસ્તકો પ્રકટ કરતી ગુજરાતને એક વધુ સંસ્થા મળી.

આ સંસ્થા દ્વારા ગુજરાતને સંખ્યાબંધ પુસ્તકો મળ્યાં, પરંતુ જેમ સસ્તું સાહિત્ય કાર્યાલયનાં પુસ્તકો ગુજરાતના ઘરઘરનાં થઇ ગયાં તે પ્રમાણે હજુ એ પુસ્તકો ઘરઘરનાં-ગુજરાતને ગામડે ગામડે પહોંચી શક્યાં નથી. સંભવ છે કે આના કારણમાં, પહેલી સંસ્થાની ધર્મપ્રધાન પુસ્તકોની પ્રશસ્ત હોય. એ ગમે તેમ હોય . પરંતુ નવજીવન કાર્યાલયનાં સસ્તામાં સસ્તી કિંમતે પૂરાં પાડવામાં આવતાં લોકભોગ્ય પુસ્તકો ગામડે ગામડે વંચાતાં થાય તેવો વધુને વધુ પ્રચાર તે સંસ્થા તરફથી થઇ રહ્યો છે.

**(૭) અન્ય પ્રકાશક અને વિક્રેતા સંસ્થાઓ**

આ તો આપણે ત્યાં ચાલતી સાહિત્ય પ્રચાર કરતી બંધારણીય સંસ્થાઓ છે. પરંતુ ઇતર પુસ્તક વિક્રેતાઓનો પણ આપણા સાહિત્ય પ્રચારમાં સારો ફાળો છે. એવા વિક્રેતાઓમાં અમદાવાદના ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, પ્રસ્થાન કાર્યાલય, ભારતી સાહિત્ય સંઘ, જીવનલાલ એન્ડ સન્સ તેમજ મુંબઇના એન. એમ. ત્રિપાઠી, આર. આર. શેઠ અને એન. એમ. ઠક્કર જેવા પુસ્તક પ્રકાશકો અને વિક્રેતાઓ ઠીકઠીક ગ્રંથપ્રચાર કરી રહ્યા છે.

# ( ૩ ) કવિતા સાહિત્ય

આપણું કવિતા સાહિત્ય નરસિંહ-મીરાંબાઇના યુગથી શરૂ થયું ગણાય. એમનાં 'ભક્તિપ્રધાન-કાવ્યો બ્હારના કોઇની પ્રેરણા સિવાય આપોઆપ સ્ફુર્યાં છે. અને ગુજરાતીજનોને તેથી મોટો લાભ થયો છે.

**મીરાં-નરસિંહ યુગ**

પંદરમા શતકની આ બે મહાવ્યક્તિઓએ ગુજરાતી સાહિત્યમાં સુંદર ફાળો આપ્યો છે. મીરાંબાઇનાં ભજનો, ગરબીઓ આપણે સંગ્રહાયેલાં આજે વાંચીએ છીએ ત્યારે ભક્ત સ્ત્રીકવિ માટે આપણને સંપૂર્ણ આદર અને માન ઉપજે છે. એની ખ્યાતિ એકલા ગુજરાતમાં નહિ પણ હિંદના એકખુણેથી બીજા ખુણા સુધી પ્રસરી હતી. મીરાંબાઇનાં 'ગોવિંદો પ્રાણ અમારો રે' 'બોલમા બોલમા રાધાકૃષ્ણ વિના બીજું બોલમા,' 'અમો અબળાને મોટી મીરાંતરે, બાઇ સામળો ધરેણું સાચું રે'; 'પ્રેમની પ્રેમની પ્રેમનીરે મને લાગી કટારી પ્રેમની' વગેરે પદો ગુજરાતમાં આજે ઘેર ઘેર ગવાય છે. એનો જન્મ મેવાડમાં સને ૧૪૦૩ માં થયો ગણાય છે અને અવસાન સને ૧૪૭૦ માં થયાનું કહેવાય છે. નરસિંહ મહેતો પણ મીરાંબાઇ જેટલો જ ભક્તિપ્રિય કવિ એજ અરસામાં થઇ ગયો. એનો જન્મ ૧૪૧૫ માં જુનાગઢના નાગર કુટુંબમાં થયો હતો. એનું જીવન દુઃખદ અવસ્થામાં પસાર થયું છે. છતાં એ મોટા ભકતકવિએ એમાં સુખ માની ઇશ્વર ગુણ ગાયા છે અને સમાજને બોધક અને ભાવવાહી ભજનો અને પદો અર્પણ કર્યાં છે. "ભલું થયું ભાંગી જંજાળ સુખે ભજીશું શ્રીગોપાળ." "એવા રે અમો એવા, તમો કહો છો વળી તેવા રે," "વૈષ્ણવજનો તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે" વગેરે કાવ્યો આજે ગામડામાં બહુજ લોકપ્રિય થઇ પડયાં છે. સમાજના તિરસ્કૃત લોકો તરફ પણ તેને સમભાવ હતો એ ઢેડ લોકોને સાં તેણે કરેલાં ભજનો પરથી જણાય છે. એમના પ્રભાતિયાં 'સમરને શ્રીહરિ, મેલ મમતા પરહરિ' જેવાં પદો લોકો હોંશથી ગાય છે. આજ અરસામાં બીજા કવિઓમાં ભાલણ, ભીમ અને પદ્મનાભ મુખ્ય હતા, પણ આજે આપણે નરસિંહ અને મીરાં બેને જ વધારે ઓળખીએ છીએ.

**સોળમા શતકના કવિઓ**

આમાં ખેડાનો પાટીદાર વરતો, નરસિંહના ઢબનાં કાવ્યો લખી ગયો છે. એમાં મુખ્ય 'શુકદેવ આખ્યાન' અને 'સુભદ્રાહરણ' છે. જંબુસરનો વચ્છરાજ કબીરપંથી હતો; તેણે 'રસમંજરી' નામે સાંસારિક વિષયો પર ગ્રંથ લખ્યો છે. શામળની ઢબની કવિતાનું અહિં જન્મ દેખાય છે. જુનાગઢ પાસેના કુતીઆણુનો કવિ તુલસીએ આજ અરસામાં થઇ ગયો. તેનું મુખ્ય આખ્યાન 'ધ્રુવચરિત્ર' છે.

પ્રેમાનંદ સમયમાં ધાર્મિક ગ્રંથો પરથી કાવ્યો રચનારા બીજા પણ ઘણા કવિઓ થઇ ગયા છે, તેમાં વડોદરાનો નાકર, અને વલ્લભ, દ્વારકાનો ગુગળી બ્રાહ્મણ મુકુંદ, સોજીત્રાનો દેવદાસ, ખંભાતનો શિવદાસ અને પાટણના વિશ્વનાથ જાની છે.

સત્તરમા શતકના કવિઓમાં આપણે પ્રેમાનંદને કવિ શિરોમણિ તરીકે ઓળખીએ છીએ. પણ એના જ સમયમાં એનાથી થોડો સમય આગળ જન્મેલો કવિ અખાને આપણે ભૂલી શકીએ નહિ. એ જાતે સોની અને અમદાવાદ પાસેના જેતલપુરનો વતની હતો. એના જીવન સંબંધે કેટલીક દંતકથાઓ છે તેનું બ્યાન અત્રે જરૂરનું નથી. એની કવિતાનો મુખ્ય હેતુ સમાજમાં રહેલા પાખંડને બહાર પાડવું, સંસારના અલ્પ પણાનો ખ્યાલ લોકોને આપવો, અને વેદાંતવાદનો ફેલાવો કરવો. એના મુખ્ય ગ્રંથોમાં ' અખે ગીતા ', ' ચિત્ત–વિચાર સંવાદ ', ' ગુરુ–શિષ્ય સંવાદ ', ' પંચીકરણ ', ' પંચદશીની વાર્તા ' એ છે. આજે પણ આપણા ગામડામાં આ પુસ્તકોની માગણી પુસ્તકાલયોમાં કેટલેક સ્થળે થાય છે. એના કાવ્યો જોતાં દુનીઆમાં બહારથી દેખાતા ડાહ્યાઓ, સાધુ–સંન્યાસીઓને ઉઘાડા પાડયા છે; એને એ સાબિતિ કરવા પ્રયાસ કર્યો છે કે દુનિયામાં આપણા બધા સંબંધીઓ લક્ષ્મીના સગા છે, ( રોજના વ્યવહારમાં પણ આપણે તે નથી જોતા ? ) આ બધું સમજાવવાને કટાક્ષ રીતે એણે પણ લખ્યું છે. એના છપ્પા પણ લોકોમાં બહુ પ્રચલિત છે.

**સત્તરમા શતકના કવિઓ**

**( ૧ ) અખો.**

**( ૨ ) પ્રેમાનંદ**

આ સૈકામાં ગુજરાતમાં રામાયણ અને મહાભારતની કથા કહેનારા માણભટ્ટો વિશેષ હતા. ' શું શાં બેસે જઇ ચાર 'એ ગુજરાતી ભાષાનું કલંક દૂર કરનાર કવિ પ્રેમાનંદનો જન્મ વડોદરામાં સને ૧૬૩૬ માં થયો. આ કવિએ ગુજરાતી ભાષાને ઉચ્ચ દરજ્જે લાવવાની ભીષ્મ પ્રતિજ્ઞા સંપૂર્ણપણે પાળવાથી તે ગુજરાતી કવિઓનો શિરોમણિ ગણાયો. " અખે તખે કા સોળ હી આને, અડે કડે કે બાર; ધકડ તિકડ આઠહિ આને, શું શાં પેસે ચાર " એ કથનને તેણે મોટું ઠરાવી આજીવન તેને ભેખનનું કાર્ય હોય ધર્યું અને ગુજરાતી ભાષાને સમૃદ્ધ બનાવી. એના કાવ્ય ગ્રંથો બત્રીસ છે. ' નળાખ્યાન ', ' ઓખાહરણ ', ' ચંદ્રહાસ આખ્યાન ', ' હુંડી ', ' દ્રૌપદી સ્વયંવર ', ' મદાલસા આખ્યાન ', ' અભીમન્યુ આખ્યાન ', ' માંધાતા આખ્યાન ', ' સુદામા ચરિત્ર ', ' હરિશ્ચંદ્રાખ્યાન ', ' શામળશાનો વિવાહ ', ' વિવેક વણઝારો ', ' સુભદ્રાહરણ ', ' મામેરૂં ', ' ધ્રુવાખ્યાન ' ' દસમસ્કંધ ' વગેરે છે. ગુજરાતના વાચકોને એ પ્રિય છે એ પુસ્તકાલયના ગ્રંથપાલો સ્હેજ કહી શકશે. કાવ્ય દેહનના જુદા જુદા ભાગોમાં આ ગ્રંથો છે. છૂટા છૂટા મોટી ટાઇપમાં હોય તો વાચન માટે લોકોને વધારે ઉપયોગી થઇ પડે તેમ છે.

પ્રેમાનંદના કાવ્યોમાંથી સારા અવસરોમાં ઘણાં ગીતો હજુ પણ ગવાય છે, તેના કાવ્યોમાં રસ અને અલંકારો ભરપૂર છે. એના તમામ કાવ્યોમાં જુદા જુદા મુખ્ય રસો પ્રધાનપણે છે. જેમકે ' ઓખાહરણ ' અને ' રણયજ્ઞ 'માં વીર રસ, ' મામેરૂં 'માં હાસ્ય રસ, ' સુદામાચરિત્ર 'માં શાન્ત રસ. ' દશમસ્કંધ 'માં કરૂણ રસ પ્રધાન છે.

**( ૩ ) શામળ**

પ્રેમાનંદે જે સમયમાં ગુજરાતી ભાષાને ઉચ્ચે લાવવા માટે પૌરાણિક ગ્રંથના વસ્તુનો આધાર લઇ મહાકાવ્યો લખ્યાં; તે જ અરસામાં ગુજરાતના ગામડે ગામડે ફરી ગુજરાતની પરિસ્થિતિ જોઇ સમાજની સાદી અને સરળ બાબતો વિષે કવિ શામળે ગાયું. શામળ

લોકવાર્તાઓમાંથી પોતાનાં કાવ્યોનો વસ્તુ લીધો છે. શામળની વાર્તાઓ લોકો બહુ લક્ષ દઇને સાંભળતા. તેને રવિદાસ નામના સુંજ ગામના પાટીદારનો સારો આશ્રય હતો. એનો જન્મ સને ૧૬૪૦ ના અરસામાં થયો અને અવસાન સને ૧૭૭૦ ના અરસામાં છે. એ અમદાવાદ નજીક ગોમતીપુરનો શ્રાગોળ માળવી બ્રાહ્મણ હતો. શામળની ભાષા છપ્પા રૂપે હતી. તેમાં વ્રજભાષાની છાયા છે. એનાં કાવ્યો ઢાળોમાં નહિ પણ છપ્પા, ચોપાઇ, દોહરાના રૂપે હતાં. એના મુખ્ય ગ્રંથો છવ્વીશ છે; એમાંના મુખ્ય ' સુડાબ્હોતેરની વાર્તા ', ' બત્રીસ પુતળીની વાર્તા ', ' રેવા ખંડ ', ' નંદ બત્રીસી ', ' રાવણ મંદોદરી સંવાદ ', ' ઉદ્યમ કર્મ સંવાદ ', ' બરાસ કસ્તુરી ', ' કાલી મહાત્મ ', ' શામળ રત્નમાળા ', ' મદન મોહના ' વગેરે છે. એના ગ્રંથો બે પ્રકારના છે કેટલાક વર્ણનાત્મક અને કેટલાક બોધ માટે. બોધક ગ્રંથોમાં ' શામળ રત્નમાળા ', ' ઉદ્યમ કર્મ સંવાદ ' એ ઉત્તમ પ્રકારના છે. વાર્તામાં ' મદન મોહના ', ' બત્રીસ પૂતળીની વાર્તા ' વગેરે વધારે પ્રિય છે. શામળ ગામડામાં લોકપ્રિય હતો. શામળની કવિતા વિષે પોતે જ લખે છે તે વાસ્તવિક છે.

" સાદી ભાષા, સાદી કડી, સાદી વાત વિવેક,
સાદામાં શિક્ષા કથે, તેજ કવિજન એક. "

શામળ પ્રેમાનંદને સ્પર્ધા થતી. કવિ શામળ કાવ્ય સાહિત્યની દૃષ્ટિએ પ્રેમાનંદ કરતાં ચડે નહિ.

**( ૪ ) જૈન કવિઓ**

આજ અરસામાં કેટલાક જૈન કવિઓ પણ થઇ ગયા છે. ગુજરાતમાં જૈન કોમ વેપાર વાણીજ્યમાં આગળ હતી. તેમનું ધર્મસાહિત્ય ઘણું વિશાળ છે. અને ધર્મગુરૂઓ પાસે કેટલાય હસ્તલિખિત ગ્રંથો લખાવવાનો જૈનોને રસ હતો. લાભવિજયજી નામના કવિનું ' આનંદવન ચોવિશી ' એ તત્વજ્ઞાનનું અને નેમીવિજયનો ' શીલાવતી રાસો ' એ એક ઉત્તમ વાર્તા છે. જૈન સાહિત્યના ભંડારો આજે આપણા રાજ્યમાં પાટણ, વડોદરા, છાણી વગેરે સ્થળોએ સંગ્રહાયેલા જોવા મળે છે.

**( ૫ ) પારસી કવિ**

આજ અરસામાં સુરતના રહીશ એરવદ રૂસ્તમ પેશોતને " નામેહ " નામનો ગ્રંથ છે એમાં કવિતાના રૂપમાં જીવનકથાઓ છે. ભાષા પારસી ગુજરાતી છે. તેણે પોતાના ધર્મ અને સાહિત્યનું જ્ઞાન ગુજરાતીમાં ઉતારવા પ્રયાસ કર્યો છે. સામાન્ય ગુજરાતી માટે આ પુસ્તક નથી. પણ પારસીઓમાં તે સારૂં ગણાય છે.

**અઢારમા શતકના કવિઓ**

આ શતકમાં ગુજરાતી સાહિત્યનો વિકાસ સાધનારા ખાસ કવિઓ નથી. ખાસ કરીને દેવી સ્તુતિઓનો પ્રચાર વલ્લભ ભટે કર્યો, માતાના ગરબા, આ સમયમાં પ્રચાર પામ્યા અને હજુએ ગામડામાં આ ગરબાઓ પુષ્કળ ગવાય છે. કાલકા, બહુચરાજી, અંબા-

માતાના પુષ્કળ ગરબાઓ પ્રચલિત થયા છે. વળી વલભનો ઘરડા વર સાથે કુમળી બાળકીનાં દુઃખ વર્ણવતો કજોડાનો ગરબો સારી ખ્યાતિ પામ્યો છે. આ પછી કવિ ' પ્રીતમદાસ ' થઈ ગયા. સંજેસર તાબે ખેડાનો એ વતની હતો. ' પ્રીતમની વાણી ' નામના ગ્રંથમાં આ બધાં કાવ્યો મૂકી સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલયે ગુજરાતી ભાષાની સેવા કરી છે. એનાં મુખ્ય ગ્રંથો– ' સારસગીતા ', ' જ્ઞાનકક્કો ', ' ગુરૂમહિમા ', કૃષ્ણલીલાનાં પદો, ગરબીઓ વગેરે પુષ્કળ છે શ્રાવણ માસમાં હીંડોળા વખતે ભજનોમાં આ કવિનાં ઘણાં પદો ગામડામાં હજીએ ગવાય છે. ગામડામાં પ્રીતિ પામેલો બીજો કવિ ' નરભેરામ ' હતો.

**ઓગણીસમા શતકના પૂર્વાર્ધના કવિઓ :**

**(૧) સહજાનંદસ્વામી**

આ શતકમાં સ્વામીનારાયણ સંપ્રદાયના સ્થાપક સહજાનંદ સ્વામીએ સાંપ્રદાયિક ભજનો અને કાવ્યો રચવા મડયાં. તેમના શિષ્યોમાં ગઢડાના પ્રેમાનંદ સ્વામીએ પણ આવાં કાવ્યો રચ્યાં છે. આ કાવ્યો પ્રેમભક્તિ કાવ્યો કહી શકાય. પોતાને ' ગોપી ' અને કૃષ્ણને રસીઓ સંબોધી કૃષ્ણલીલા એને ગાઈ છે ' થાળ 'નું પદ અને ' વિજોગની ગરબી ' ઘણાં પ્રિય છે. આ પંથના બીજા કવિઓ બ્રહ્માનંદ, મુક્તાનંદ, નિષ્કુલાનંદ, દેવાનંદ વગેરે છે. એમાં બ્રહ્માનંદ અને નિષ્કુલાનંદનાં પદો વધારે ગવાય છે. આજે પણ ગુજરાતમાં આ સંપ્રદાયના લોકો ઘણાં ગામોમાં છે અને આનંદભેર તેમનાં પદો ગાયા છે. મુક્તાનંદની ' ઉદ્ધવગીતા ', ' સતીગીતા ' પણ પ્રશંસા પામી છે.

**(૨) ધીરો ભક્ત**

ધીરાની કાફીઓથી ગામડીઆઓ અજાણ્યા નથી. વડોદરાના સાવલી પાસેના ગોઠડા ગામનો એ વતની હતો. અને જાતે બ્રહ્મભટ હતો. અખા કરતાં પણ એની કાફીઓ લોકોમાં વધારે પ્રિય થઈ પડી હતી. એની ' સ્વરૂપની કાફીઓ 'માં એણે ગુરૂશિષ્યનો ધર્મ સમજાવ્યો છે. સ્ત્રી, લક્ષ્મી, કુટુંબ કબીલો સૌ ટૂંકી જીવી છે એમ એણે બતાવ્યું છે. એને ' જ્ઞાનકક્કો ' ' અવલવાણી ', ' મતવાદી ' વગેરે બીજા ગ્રંથો લખ્યા છે. આ ઉપરાંત ઘણા પદો અને ગરબીઓ પણ તેણે લખી છે.

**(૩) નિરાંત**

વડોદરા પાસેના દેથાણના નિરાંત ભગતનાં કાવ્યો પણ એટલાંજ પ્રિય છે. એ ઇ. સ. ૧૭૭૦માં જન્મ્યો છે. આજુબાજુનાં ગામડાંમાં તે ઘણો પ્રિય હતો. આપણાં પુસ્તકાલયો ' નિરાંત કાવ્ય 'ના સંગ્રહો ખરીદે છે તેનાથી એના પ્રત્યેના આદરની કલ્પના આપણને સહજ આવશે.

**( ૪ ) બાપુ સાહેબ ગાયકવાડ**

વડોદરાના ઉચ્ચ કુટુંબના મરાઠા સરદાર પૈકીના બાપુ સાહેબ ગાયકવાડ એ ભક્ત કવિઓની કોટીના થઈ ગયા. તેમનો સમય ૧૭૭૯–૧૮૪૩ નો છે. તેઓ સરદારને છાજે તેવા શારીરિક તાલીમ તેમજ ઘોડેસ્વારી, કુસ્તી, તરવાર ને પટાબાજીમાં પ્રવીણ હતા. એ ધીરા ભગતના શિષ્ય હતા. નરસીંહ મહેતાની માફક એ ભજન

મંડળીઓમાં જતા અને ભજનો ગાતા. ગામડામાં મરણ પાછળ ગવાતા ' રાજીઆ ' જોઇને તેમણે ગામડીઓનાં અજ્ઞાન દૂર કરવા ' રામ રાજીઓ " લખ્યો. નિરાંત અને ધીરો એના ગુરૂ હતા. એની ભાષા શુદ્ધ ગુજરાતી હતી ' રામ અને રહમાન તમે એક ભાઇઓ જાણજો ' અઇ હીંદુ મુસલમાન ઐક્ય સાધવા આજે વર્ષો પહેલાં આદેશ કર્યો છે. એનાં પદો છૂટાં છે. કોઇ કાવ્ય ગ્રંથરૂપે લખાયાં નથી.

**( ૫ ) ભોજો ભગત**

પાંચમો ભક્તકવિ તે ભોજો છે તેનો સમય ૧૭૮૫–૧૮૫૦ છે. તે અભણ છતાં જ્ઞાની હતો. એનાં પદો રાવળ કોમના તેમ જ એવા બીજા તંબુરો લઇ ફરતા અનેક ભિક્ષુકો ગામડે ગામડે ગાઇ ભોજા ભગતને અમર કરી ગયા છે. અસલ એના વડીલો ગુજરાતના રહીશ હતા. એનો જન્મ કાઠીઆવાડમાં થયેલો. જેમ ધીરાની કાફીઓ તેમ જ ભોજા ભગતના ચાબખા ઘણા પ્રખ્યાત છે. ' ચેલૈયા ' આખ્યાન સિવાય એમને બીજું લાંબુ કાવ્ય કોઇ લખ્યું નથી. ઢોંગ સામે એને સખ્ત વિરોધ હતો. ' દુનિયા ભરમાવા ભોળી, આવ્યો બાવો ભભુતિ ચોળી રે ', ' જોઇલો જગતના બાવા, ધર્યો ભેખ ધૂતીને ખાવા. ' તેની ભાષા ગામડીયા છે. એના પદો સંગ્રહ એ ગામડીઆઓને વાંચવા મળે તો તે જરૂર રૂચીકર થાય એ નિઃસંશય છે.

**( ૬ ) ગીરધર**

વડોદરાના માસર ગામનો વાણીઓ ગીરધર પણ એટલો જ પ્રિય ભગત થઇ ગયો. એનો સમય પણ ૧૭૮૭ થી ૧૮૫૨ સુધીમાં છે. એના મુખ્ય ગ્રંથો ' તુલસી વિવાહ ', ' રાજસુય યજ્ઞ ', ' ગોકુલ લીલા ', ' રાધા વિરહના મહિના ', ' રામાયણ ' અને છૂટકારો છે. રામાયણ તો આજે પણ લોકો માગે છે અને પુસ્તકાલયના ગ્રંથપાલો તેને સારી રીતે પીછાને છે.

**( ૭ ) રણછોડજી દિવાન**

આ કવિનું નામ કાઠીઆવાડના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે એનો સમય સન ૧૭૮૬–૧૮૪૧ છે. એ વખતમાં બાલહત્યા, સ્ત્રીહત્યા અને સતી ચાલ બંધ કરવામાં એણે સરકારને મદદ કરી હતી. સને ૧૮૦૫ માં કર્નલ વૉકરે કાઠીઆવાડમાં સર્વત્ર શાન્તિ ફેલાવી ત્યારથી ફારસી અને વ્રજભાષામાં ગ્રંથ લખવા ઉપરાંત ગુજરાતીમાં ' શીવ ગીતા ' અને ચંડીપાઠના ગરબા ' એણે લખ્યા છે.

**( ૮ ) દયારામ**

આ બધા કવિઓમાં વળી સૌથી વધારે લોકપ્રિય કવિ દયારામ છે. તેમનું સાહિત્ય, સૌથી વધારે આગળ પડતું છે. આ પૂર્વાર્ધના અંત ભાગમાં આ કવિએ દેખા દીધી છે. પ્રખ્યાત કાવ્ય સાહિત્યનો એ અંતિમ દીપ હતો. એની ગરબીઓ અને પદ એને પ્રાચીન ભક્તિ પ્રધાન કાવ્યને વધારે પ્રકાશિત કર્યું છે. એની કાંતિ નૈસર્ગિક રીતે જ આકર્ષક હતી એના પહેરવેશની ટાપટીપ પણ ફક્કડ હતી. એનો સ્વભાવ ચેષ્ટાખોર અને તીખો હતો. દયારામનું જીવનમાં રતનબાઇ નામની સ્ત્રી સાથેનો સંબંધ એને ઝાંખપ લગાડે છે. પાછલી અવસ્થામાં કવિ કાવકા થયા હતા. એણે પુષ્કળ ગ્રંથો લખ્યા છે. ગુજરાતીમાં

અડતાલીસ, અને વ્રજભાષામાં એકતાલીશ ગ્રંથો લખ્યા છે. એણે પુષ્કળ પર્યટન કર્યું છે. મહાન કષ્ટ વેઠ્યાં છે. અને એના પરિણામે ગુજરાતી ગ્રંથો ઉપરાંત વ્રજ, ગુજરાતી, મરાઠી, પંજાબી ઉર્દુ અને સંસ્કૃતમાં અનેક પદો રચ્યાં છે. એના ગ્રંથોના ત્રણ વિભાગ પાડી શકાય (૧) ધર્મ સંબંધી. (૨) નીતિ સંબંધી અને (૩) શૃંગાર સંબંધી. એની ગણતરી સુરી કવિઓમાં પણ ગણી શકાય. શ્રી હરિને પ્રીતમ ગણી પોતે પ્રિયાની જગાએ બેસી, આશુક માશુક માટે જે વાણી ઉચ્ચારે છે તેવી જ વાણી એણે લખી છે. ભક્તિના બધા પ્રકારો એણે સમજાવ્યા છે. શ્રી. ત્રિપાઠી કૃત 'દયારામનો અક્ષર દેહ'માં એમના સિદ્ધાંતો સારી રીતે સમજાવે છે એમના મુખ્ય ગ્રંથો–'ગીતા મહાત્મ્ય' 'રસિક વલ્લભ' 'કામ જ્ઞાન સાર' 'ભ્રાંતિભંજન,' શ્રીકૃષ્ણ નામાવલિ,' 'પ્રશ્નોત્તર માલિકા' 'ઓખાહરણ,' 'નરસીંહ મહેતાની હુંડી,' 'મોહમર્દન' 'રૂકમણી સ્વયંવર' 'સત્યભામા વિવાહ' 'ભક્તિ પોષણ,' 'ભક્તિ દ્રઢત્વ' વગેરે છે. દયારામની ગરબીઓ બીજા કાવ્યો કરતાં વધારે લોકભોગ્ય થઇ છે.

**ઓગણીસમાં શતકના પૂર્વાર્ધની સ્ત્રી કવિઓ**

આ શતકની વિશિષ્ટતા સ્ત્રી કવિઓની છે. આ સ્ત્રી કવિઓમાં મુખ્ય દિવાળીબાઇ, રાધાબાઇ, કૃષ્ણાબાઈ પુરીબાઈ અને ગવરીબાઇ છે. આ સ્ત્રી કવિઓમાં કાવ્યો તેમને મધ્યદહિનના ભાગોમાંથી જોરા મળશે. દીવાળીબાઇ ડભોઇના વતની હતાં. તેમને સ્ત્રીહૃદયનું આબેહુબ ચિત્ર આલેખ્યું છે. એ રામ ભક્ત હોઇ રામજીના જ સંબંધે પદો લખ્યા છે. એનાં કાવ્યો ઉપદેશાત્મક અને કૃષ્ણલીલાનાં પદો કરતાં વધારે તાજગી આપનારાં છે. રાધાબાઇ વડોદરાનાં દક્ષિણી બ્રાહ્મણ હતાં એના પદોમાં મરાઠી ભાષાનો ભેળ છે. કૃષ્ણબાઇ વડનગરની નાગર બાઇ હતી. તેની 'સીતાજીની કાંચળી' બહુજ પ્રસિદ્ધ છે. પુરીબાઈનું 'સીતા મંગળ' કાવ્ય પ્રખ્યાત છે. ગવરીબાઇએ વેદાંતી કવિ હતાં. તે ડુંગરપુરનાં વતની હોઇ ડુંગરપુર, જેપુર, અને કાશીના રાજાઓમાં એનું સારૂં સન્માન હતું. ગવરીબાઇએ લગભગ છસો પદ રચ્યાં છે.

**અર્વાચીન યુગની શરૂઆત : ઓગણીશમા શતકનો ઉત્તરાર્ધ**

કેળવણીનું મોજું આખા જગત પર આ સદીના ઉત્તરાર્ધમાં ફરી વળ્યું છે. આપણા દેશમાં બીજા સ્વતંત્ર દેશોની માફક પ્રાથમિક કેળવણી ફરજીઆત નહોતી થઇ પણ ગુજરાતના મોટા ગામોમાં કેળવણીનો ફેલાવો ઠીક શરૂ થયો હતો. મુંબાઇ સરકારે પણ પ્રાથમિક શિક્ષણ માટે રકમ ખર્ચવી શરૂ કરી હતી. શિક્ષકોની તાલીમ આપનારી સંસ્થાઓ ઊભી કરી હતી; અને ગુજરાતના વિકાસમાં અંગ્રેજ અમલદારોએ પણ ઠીક રસ લીધો હતો. માધ્યમિક કેળવણીનો વિકાસ મોટા શહેરોમાં અંગ્રેજ સરકાર તરફથી ઠીક ઠીક થયો હતો. પરિણામે અંગ્રેજી વાચનની અસર આ સમયના યુવાન અને પ્રૌઢો પર થઇ હતી. શહેરના વાતારણમાં પણ અનેક સમાજીક અનિષ્ટ તત્વો ઘર કરી બેઠેલાં આ શિક્ષિત જુવાનોએ જોયાં. તેમાં સુધારો સુચવતા નવા જુવાનોના વિચારો તે વખતના શરૂ થયેલાં ચોપાનિયામાં પણ દેખા દે છે. ગુજરાતી ભાષા માટે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અને ફાર્બસ સભાની સ્થાપના આજ અરસામાં થઇ. પ્રાથમિક

શાળામાં વાચન માટે આજ અરસામાં હોય વાચનમાળાની યોજના થઇ. આ બધામાં પ્રાચીન કાવ્યોને બદલે સાદાં સરળ બોધદાયક કાવ્યો અમદાવાદથી દલપતરામે લલકાર્યાં અને સુરતથી નર્મદાશંકરે જુવાનીનું જોમ બતાવે તેવા કાવ્યોની શરૂઆત કરી. આ કવિઓ વિષે એક પછી એક અહિં પ્રથમ આપણે નોંધ લઇએ.

**( ૧ ) દલપતરામ**

દલપતરામ વઢવાણના શ્રીમાળી બ્રાહ્મણ હતા. તેમનો જન્મ ઈ. સ. ૧૮૨૦ માં થયો હતો. તેમનો એક વિદ્વાન જૈન સાધુ પાસેથી કાવ્ય, રસ, અલંકારશાસ્ત્ર વગેરેનો સારો અભ્યાસ કર્યો હતો. અંગ્રેજ અમલદાર ફાર્બસ સાહેબ પાસે સબંધમાં આવ્યા પછી તેઓ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં કામ કરવા લાગ્યા. તે વખતના સમાજિક કુરિવાજો, વ્હેમો, કન્યાકેળવણી વિરૂદ્ધ દુરાગ્રહ, વિધવા વિવાહનો નિષેધ, બાળલગ્ન આ બધા સામે ભારે ઝુંબેશ ઊડી હતી. કવિ કે ગદ્ય લેખક બધા જ આ પ્રશ્નો પાછળ પડયા હતા. તેમણે સ્વદેશ તરફ પ્રેમભાવ ઉત્પન્ન કરવા તથા ઉપદેશાત્મક ઘણું લખ્યું છે. એમના કાવ્યોનો સંગ્રહ દલપત કાવ્ય નામે બે ગ્રંથોમા બ્હાર પડયો છે. એમનાં કાવ્યો સાદાં અને સરળ હતાં. રોજના અનુભવો પરથી સાદી ભાષામા તેમને કવિતા લખી છે જે ગામડાંમાં આજે પણ અતિ પ્રિય છે. સમય જતાં આ સાહિત્ય લોકોથી અળગું થવા લાગ્યુ છે, પણ ગ્રામજનતાના ૮૦ ટકા જેટલા લોકોની ભાષા સમૃદ્ધિ હજી દલપતના કાવ્યો સમજવાથી આગળ ગઈ નથી. આવી કવિતા થોડું ભણેલાં પ્રૌઢો અને શિક્ષિતો—જે ગામડામા મજુરી અને ખેતી કરી જીવન પૂરું કરે છે—તેમને માટે જરૂરી છે. સમાજસુધારાના વિષયો તેમને સ્પર્શે છે, અને જરૂર એવી સાદી કવિતા રૂપે તેમને બોધ મળે તો તે રૂચિકર થશે. ભલે એમાં ઉચ્ચ કવિતાની સાહિત્યકારોને ઉણપ જણાતી હોય પણ હજી ગામડાને સુધારવા આવી સાદી સમજની કવિતાની ઘણી જરૂર છે. એમનાં કાવ્યોની પંક્તિઓ " ઘટા તણા ચાર ટકોરા વાગ્યા, ઊદ્યોગી લોકો જન સર્વ જાગ્યા. " " સુંદરબાઇ ચાલ્યાં સાસરીએ " " આવજો, આવજો આજે વહેલાં નિશાળે આવજો. " " કુણજી તમે પુલાવ્યા કેમ બહુ ફૂલ્યા રે, કુનણજી. " એવી ઢબનાં કાવ્યોની હજી ગામડાના ગુજરાતને નવજીવન આપવા ઘણાં જરૂરનાં છે.

**( ૨ ) નર્મદાશંકર**

સુરતના નાગર કુટુંબમા સને ૧૮૩૩ મા એમનો જન્મ થયેલો. અગ્રેજી કેળવણીને લીધે શેક્સપિયર, બાયરન, વગેરે કવિઓનાં કાવ્યો તથા બીજા અગ્રેજોનાં ગદ્ય લખાણો એણે વાંચેલાં. સંસ્કૃત મરાઠી, હીન્દીનો પણ તેમને સારો અભ્યાસ કરેલો યુવાવસ્થામાં તેઓ વિલાસી હતા તેમજ અગ્રેજી કેળવણીથી પ્રવર્તતા નવીન વિચારોથી રંગાયલા હતા. આજના જુવાનમાં જે અપરિકવ વિચારો હોય છે તેવા જ વિચારો તેમના હતા. પણ તે સમયે તે આવકાર પાત્ર ગણાયા. આદર્શ પ્રેમ, અને શૌર્યનાં ગીતો એમને ગાયાં. આ કવિની દશા છેવટ સુધી નિર્ધન રહી છે અનેક રીતે જીવન ગાળી પોતાનો સંસાર ચલાવ્યો હતો. એમનું મુખ્ય જીવન લોકરૂઢિ વિરૂદ્ધ વર્તન; એના જ કારણે એઓ દુ:ખી પણ રહ્યા છે. તેઓ નિર્ણયી હોઇ પોતાના ધ્યેય અને કાર્યમાં અડગ રહેતા. એમના મુખ્ય કાવ્યોનો પરિચય 'નર્મ કવિતા' નામના પુસ્તક પરથી આવે છે. ગદ્યમા પણ એમને લખ્યું છે. એમનાં મુખ્ય કાવ્યોમાં 'ઋતુ વર્ણન' 'વનવર્ણન' 'પ્રવાસ વર્ણન' ( સૃષ્ટિ સૌન્દર્ય

આલેખતું કાવ્ય ) છે. દેશની અવદશાનો ચિતાર આપનાં કાવ્યો પણ એમણે લખ્યાં છે. હિંદને પ્રગતિમાં વિઘ્નરૂપ થાય તેવાં તત્વોનું નિરૂપણ એણે સારી રીતે કર્યું છે " ભણે નહિ પુરુષ જ્યાંહ, કેમ સ્ત્રી ભણતી દીસે ? " " વિના દેશ અભિમાન દેશ જ કર્યે ન થાયે. " " દિવસ હતો છે રાત, વળી પાછો દી ઉગશે. " એવાં કાવ્યો દ્વારા દેશનું ભવિષ્ય પણ તેમણે ભાખ્યું છે. સુરત વિષે એમને હૃદયસ્પર્શી કાવ્ય લખ્યું છે. અંગ્રેજી કવિઓમાં કાવ્યોનાં ભાષાન્તર પણ એમણે કર્યાં છે. તેમજ હિન્દી અને સંસ્કૃત ગ્રંથોનો અભ્યાસ કરી ' પિંગળ પ્રવેશ ' ' અલંકાર પ્રવેશ ' તથા ' રસપ્રવેશ ' નામના ગ્રંથો લખ્યા છે. ગુજરાતી ભાષાની શ્રેષ્ઠ કૃતિ તરીકે " નર્મ કોષ " નામનો ગુજરાતી ભાષાના શબ્દાર્થ બનાવતો સંગ્રહ પુષ્કળ શ્રમ લઈ તૈયાર કર્યો છે.

**દલપતરામ અને નર્મદા-શંકરના અનુયાયીઓ**

દલપતરામના અનુયાયીઓમાં હરજીવન કુબેર, કવિ ભવાનીશંકર, શ્રી. કેશવરામ, દલપતરામ દુર્લભરામ, છોટાલાલ સેવકરામ, શિવલાલ ધનેશ્વર અને ગણપતરામ મુખ્ય હતા. હરજીવનનું ' ચાવડા ચરિત્ર ' કેશવરામનું ' શિવકૃતિ ' ' ગરબાવળી ', તથા ' ભાષાભૂષણ ', છોટાલાલ સેવકરામનું ' તુલસી શતસાઇ ' તથા શિવશંકરનું તુલસીદાસના રામાયણનું ભાષાન્તર એ મુખ્ય છે. આ બધા જ શિક્ષકો હતા. એ રીતે દલપતરામની કવિતા શિક્ષકોદ્વારા ગામડે ગામડે પહોંચી હતી.

નર્મદાશંકરના અનુયાયીઓમાં સવિતાનારાયણ અને વિજયાશંકર હતો. તેમાં સવિતાનારાયણની નીતિ 'સુધા તરંગિણી' સારી ખ્યાતિ પામ્યું છે.

**( ૪ ) હિરાચંદ**

આ સમયમાં હીરાચંદ નામે મોરબીનો શ્રીમાળી વાણીઓ એક કવિ થઇ ગયો. તેણે નર્મદાશંકરની માફક શબ્દાર્થકોષ, પિંગળ પર ગ્રંથો, સટીક યોગાવશિષ્ટ અને 'કાવ્યકનાપ' વગેરે ગ્રંથો લખ્યા છે. તે પોતાને નર્મદાશંકર કરતાં ચઢીઆતો ગણતો. અખાના કાવ્યોનો સંગ્રહ એણે બહાર પાડયો હતો.

**(૫) ભોળાનાથ સારાભાઇ**

ભોળાનાથભાઇ અમદાવાદના વતની હતા. તેઓ જૂના વિચાર ધરાવતા પણ સંસ્કારી અને ધનાઢ્ય નાગર હોઇ અંગ્રેજી, મરાઠી, ફારસી, સંસ્કૃત વગેરે ભાષાઓ જાણતા. મૂર્તિપૂજામાંથી અમૂર્ત સ્વરૂપની આરાધનામાં થયેલા પરિવર્તનના એ પ્રવર્તક હતા. એઓથીએ રા. બા. મહિપતરામ રૂપરામ સાથે મળી અમદાવાદમાં પ્રાર્થના સમાજની સ્થાપના કરી ભોળાનાથે ભકિતરસનાં કાવ્યો લખ્યાં છે. પણ એમનાં કાવ્યો જૂનાં પ્રેમભકિતનાં કાવ્યોથી જુદાં હતાં. કોઇ અગાધ શકિતને લઇને આ સૌ ચાલી રહ્યુ છે એમ માની તેઓ તેને પાયતા હતા. " દીનદયાળ છોડી કોને શરણે જાઉં ? " " વિધાતા ધન્ય છે તારી રચના જગતની અનંત " " તારો અરે દયાળ મને દીનગણી તારો રે, " આ પંકિતઓજ એમની ભાવના બતાવે છે. એમની કવિતાઓ પ્રિય થવાનું કારણ ઇશ્વર પ્રાર્થનામાળા નામના બે ગ્રંથો છે. એમાં ગદ્ય લખાણ ઉપરાંત આરતિ, છંદો, સંગીતમય કાવ્યો, સમૂહમાં ગાવાનાં ગીતો, કોઇ ધર્મ કે પંથનું ખંડન કર્યા સિવાય કેવળ ઇશ્વરને સંબોધીને જ લખાયાં હતાં.

ગુજરાતના શિક્ષિત જુવાનોમાં આ કવિએ પોતાનું સ્થાન ઠીક પેદા કર્યું છે. કાઠીઆવાડના લાઠી સંસ્થાનના ઠાકોર શ્રી સુરસિંહજી ગોહેલ જેઓ

**( ૬ ) કલાપી**

'કલાપી'ના નામથી લખતા તેમનો જન્મ સને ૧૮૭૪ માં થયો હતો. માત્ર ૨૫ વર્ષની યુવાન વયે તેઓ ગુજરી ગયા. એમના અકાળ અવસાનને લીધે એમને અંગ્રેજ કવિ કિટસ સાથે સરખાવવામાં આવે છે. રાજવીઓમાં ભાગ્યે જ નિપજતા કવિઓમાંના આ એક છે. એમની કેળવણી ઉચ્ચ હતી. પ્રવાસ પણ એમણે આખા હિંદનો કર્યો હતો. એમના જીવનની આજુબાજુ વણાયેલા બનાવોથી જ એમનું ટૂંકું પણ આખું જીવન કવિમય બની ગયું હતું. એમના મુખ્ય લાંબા કાવ્યમાં "હમીરજી ગોહેલ" નામનું ઐતિહાસિક કાવ્ય છે. એમની કવિતાઓનો સંગ્રહ 'કલાપીનો કેકારવ' એ નામે પ્રસિદ્ધ છે. આપણે એમના આ પુસ્તકના ખાસ પરિચયમાં આવ્યા છીએ. એમનાં કાવ્યો પ્રેમ અને ફીલસુફી પર વધારે છે. કુદરતનું ચિંતન કવિ સફળતાથી કરે છે. એમની કવિતા મોટે ભાગે આત્માનુલક્ષી વાર્તા જેવી છે. એમનાં ઘણાં ખરાં કાવ્યો ગઝલોમાં છે. ગઝલો એ ફારસી કવિઓની પ્રસાદી છે. ફારસી જ્ઞાન જાણ્યા સિવાય આજે શાદી કે હાફેઝની ગઝલોનું અનુકરણ આપણા ગામડામાં ગવાય છે; અને એવી જ અસર એમના કાવ્યોની પણ થઇ છે. ગઝલો દ્વારા હૃદયના ઉભરા એમણે ઠાલવ્યા છે. એમનામાં દયાભાવ પણ બહુ હતો. એમને શરૂઆતમાં કેટલાંક અંગ્રેજી કાવ્યોના પણ ભાષાંતરો કર્યાં હતાં. દાખલા તરીકે 'ટેનીસન'માંથી 'પ્રેમ અને મૃત્યુ' વર્ડઝવર્થના 'એકસકરઝન'માંથી 'વૃદ્ધ ટેલીઆ'માં થોડો ભાગ લીધો છે. ગોલ્ડસ્મીથના 'હરમીટ'નો તરજુમો 'પહાડી સાદ'માં તેમણે આપ્યો છે.

**(૭) પ્રો. મણિલાલ ત્રીવેદી અને બાલાશંકર કંથારીઆ**

પ્રો. મણિલાલ દ્વીવેદી નડીઆદના સાઠોદરા નાગર બ્રાહ્મણ હતા. તેમનો જન્મ ૧૮૫૮ માં થયો. તેઓ કેળવણી ખાતામાં નોકરી કરતા અને છેવટે ભાવનગરની સામળદાસ કોલેજના પ્રીન્સીપાલ થયેલા. એમનાં કાવ્યો વેદાંતના સિદ્ધાંતો પર રચાયેલાં છે. એમને બધાથી જુદી રીતે વેદાંત ફીલસુફી સમજાવી છે અને 'કંઇ લાખો નિરાશામાં અમર આશા છૂપાઇ છે' એ કાવ્ય પંક્તિઓ આપણે ઘણી વખતે ગાઇએ છીએ તે આ કવિની છે. સુફી શૈલીની એમની ગઝલોને એમણે 'પ્રેમજીવન' નામ આપ્યું છે. એમના બીજાં કાવ્યોને એ 'અમેદોર્મિનું' નામ આપે છે.

એમની માફક બાલાશંકર કંથારીઆ (૧૮૫૯–૧૮૯૮) નડીઆદના જ હતા. ફારસી જ્ઞાન તેઓ ધરાવતા હતા. તેમનાં 'હરિપ્રેમ પંચદશી' અને 'કલાંત કવિ' નામનાં કાવ્યકૃતિઓમાં માધુર્ય અને સુજનતા જણાય છે. એમણે કેટલીક ફારસી ગઝલોમાં ભાષાનીરોપણ કર્યાં છે. એમના બીજા ગ્રંથમાં 'સૌંદર્ય લહરી' 'કર્પુર મંજરી' વગેરે છે.

**(૮) ગોવર્ધનરામ ત્રીપાઠી**

સરસ્વતીચંદ્રના લેખક સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઇએ પોતાની નવલકથા માટે જે કાવ્યો લખ્યાં છે તે ઉપરાંત 'સ્નેહમુદ્રા' નામનું કાવ્ય પણ તેમણે લખ્યું છે તેમની કવિતા ઉચ્ચ તત્વજ્ઞાનના ધોરણ પર છે. એમનાં બ્હેનને અંજલી રૂપે લખાયેલી 'નિવાપાંજલિ' કરૂણરસથી ભરપુર કાવ્ય છે.

**( ૯ ) શ્રી. દેરાસરી**

શ્રી. ડાહ્યાભાઈ પી. દેરાસરીએ ' બુલબુલ ' એક આત્મોક્તિ પ્રયત્ન શ્રી દયારામની ગરબીઓને યાદ કરાવી ગયા છે. આ ઉપરાંત ગુજરાત વર્નાક્યુલર સોસાયટી દ્વારા કેટલાંક સંશોધનો કરી અભ્યસનીય ગદ્ય સાહિત્ય એમણે આપણને આપ્યું છે.

**(૧૦) હરિલાલ ધ્રુવ**

શ્રી હરિલાલ હર્ષદરાય ધ્રુવ સુરતના સાઠોદરા નાગર હતા. તેઓ ૧૮૯૯માં પૌર્વાત્ય ભાષાના પંડિતોની પરિષદ્માં અહિંથી પ્રતિનીધિ તરીકેની સ્ટોકહોમ ગયેલા. સંસ્કૃત અને પ્રાકૃતનો ઉંડો અભ્યાસ કરી મોટામાં મોટી પદવીઓ એમને મેળવી હતી. પ્રાચીન તામ્રપત્રો, શીલાલેખો વાંચવાનો તેમને સારો શોખ હતો, એઓ વડોદરા રાજ્યના ન્યાયખાનામાં ન્યાયાધીશપદે હતા. એમની કાવ્યકૃતિમાં ' કુંજ વિહાર ' ઉત્તમ ગ્રંથ છે. એમની કવિતામાં પ્રજાની રાજકિય અભિલાષાના વિચારો એમણે વર્ણવ્યા છે.

**પારસી કવિઓ**

**( ૧ ) શ્રી. મનસુખ**

મંચેરજી કાવસજી શાપુરજી નવસારીના વતની હતા. એમણે ઘણાંખરાં કાવ્યો ફારસી ઉપરથી રચ્યાં છે. એમનું મુખ્ય પુસ્તક ' ગંજનામુ ' છે. જગતના ઐતિહાસિક કાવ્ય ' ફીરદોસ્ત શાહનામા 'ના સોરાબ અને રૂસ્તમના પ્રસંગનું અંગ્રેજીમાં મેથ્યુ આર્નોલ્ડે ' સોરાબ અને રૂસ્તમ ' નામથી લખ્યું છે. તેનું ભાષાન્તર મનસુખજીએ કર્યું છે. એના સમકાલીન નર્મદાશંકર દલપતરામ હતા. એણે પણ એમની માફક જ પારસી સમાજને સંબોધી લખ્યું હતું.

**( ૨ ) શ્રી. મરઝબાન**

ગુજરાતી છાપુ પ્રથમ કાઢનાર શ્રી. ફરદુનજી મરઝબાન ( ૧૭૮૭–૧૮૮૭ ) સુરતના વતની હતા. એમને કુલ ૪૭ પુસ્તકો પારસી ગુજરાતીમાં લખ્યાં છે. એમના પદ્ય ગ્રંથોમાં ' ફૂલેસ્તાન પોથી ' સાદીના ગુલેસ્તાનના પદ્ય ભાગનું ભાષાન્તર છે.

**(૩) શ્રી. જમસેદજી નસરવાનજી પીટીટ અને**
**(૪) શ્રી. મલબારી**

શ્રી. જમસેદજી નસરવાનજી પીટીટ ઉચ્ચ કુટુંબના પારસીનબીરા હતા. તેમણે ઉચ્ચ પ્રકારની કેળવણી મેળવી હતી. તેઓ જ. ન. પી.-ની સંજ્ઞાથી લખતા. પ્રાસ વિનાની કવિતાઓ ગુજરાતીમાં લખવાની શરૂઆત આ કવિએ કરી છે. એમનું મુખ્ય પુસ્તક " માહરી મજેહ " નામથી પ્રસિદ્ધ થયું છે.

શ્રી. બેરામજી મેરવાનજી મલબારી સુરતના પારસી હતા. સ્થિતિએ ગરીબ હતા. મેટ્રીક સુધી ભણ્યા હતા. પ્રાચીન ગુજરાતી સાહિત્ય માટે એમને બહુ માન હતું અને હિંદુ મિત્રોના ગાઢ સંસર્ગમાં રહેતા. એમના મુખ્ય ગ્રંથોમાં ' નીતિ વિનોદ ' ' વિલસન વિરહ ', ' અનુભવિકા ' અને ' સંસારિકા ' મુખ્ય છે. આ બધાં કાવ્યો સાદા ગુજરાતી ભાષામાં જ છે. તેની કવિતાઓ દલપતશાહી છે એટલે તે લોકપ્રિય પણ નીવડી છે.

**વીસમીસદીના કવિઓ**

**(૧) શ્રી. ખબરદાર.**

શ્રી અરદેશર ફરામજી ખબરદાર પારસી કવિઓ પૈકી ગુજરાતીઓને બહુ જાણીતા કવિ છે. ૧૯૪૧ મા મુબાઇમા ભરાયેની છેલ્લી ગુજરાતી સાહિત્ય પરિષદના તેઓ પ્રમુખ હતા તેજ તેમની લોકપ્રિયતા બતાવે છે. એમનો જન્મ દમણમા ઇ સ. ૧૮૮૧મા થયો હતો. તેઓ વેપાર અર્થે મદ્રાસ જઇ વસેલા. હમણાં તેઓ મુબાઇ રહે છે. તેમના મુખ્ય કાવ્ય સંગ્રહોમા ' કાવ્યરસિકા ', ' વિનાસિકા ', ' પ્રકાશિકા ', ' સન્દેશિકા ', ' કલિકા ', ' ભજનીકા ', ' રાસચદ્રિકા ', ' ભારતનો ટંકાર ' છે. સ્વદેશભિમાન, પ્રકૃતિની પુજા, અને અધ્યાત્મિક અનુભવો એમના કાવ્યોના મુખ્ય વિષયો છે ગુજરાતી પરિષદના પ્રમુખ સ્થાનેથી **એમને ગરીબ ગામડીઆંને જ્ઞાન આપવા અને જ્ઞાન પ્રાપ્તિ ચાલુ રહે તે માટે ધાર્મિક સાહિત્ય લોકભાષામાં મૂકી તેમને સમાજમાં આગળ લાવવા ટહેલ મૂકી છે**

**(૨) શ્રી નરસિંહરાવ.**

શ્રી નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ અમદાવાદના નાગર છે તેમનો જન્મ સને ૧૮૭૨ મા થયો હતો તેઓએ સરકારી ઉચ્ચ હોદ્દાથી નિવૃત્ત થઇ સાહિત્યની ઠીક સેવા કરી છે. એમના ગુજરાતી કાવ્યો ઘણી ઉચ્ચ પ્રતિના છે. ગામડામા તેને ઝીલે તેવો સમાજ નથી. માધ્યમિક કેળવણી પામેલા અને કાવ્યકલાના ઉપાસકો તેમની કવિતાનુ ખરૂ હાર્દ સમજી શકે એમના મુખ્ય કાવ્ય ગ્રથો ' કુસુમમાળા ', 'હૃદયવીણા' અને 'નૂપુરઝંકાર' છે. ' સ્મરણસંહિતા ' નામનું કરૂણ રસ પ્રધાન કાવ્ય પોતાના પુત્રના મૃત્યુ બાદ લખ્યુ છે જે ગુજરાતી ભાષાને ગૌરવંતી બનાવે છે. એમણે ગદ્ય સાહિત્ય પણ તેટલુજ ઉચ્ચ પ્રકારનું લખ્યું છે.

**(૩) શ્રી મણીલાલ, રતનજી ભટ્ટ**

શ્રી મણિલાલ ' કાન્ત' નામથી વધારે પ્રખ્યાત છે. તેમનો જન્મ ૧૮૬૭ મા થયો હતો. તેમનામા ખ્રીસ્તી ધર્મ માટે પક્ષપાત હતો અને એ ધર્મનો સને ૧૯૦૦ મા તેમણે સ્વીકાર પણ કરેલો. પાછળથી તેઓ આર્ય બન્યા હતા પણ હવે ખ્રીસ્તીજ રહ્યા 'વસતવિજય' નામનુ ખડકાવ્યમા તેમણે ભાવ પ્રમાણે છદ ફેરવવાની નવી ધાટી દાખલ કરી. એમના કાવ્યો થોડાં છતાં નૈસર્ગિક છદોમા તેમની ભાષા વિશેષતાને લઇને આપણે ચકિત થઇ જઇએ છીએ એમના મૃત્યુ પછી ' પૂર્વાલાપ ' નામનો ગ્રથ પ્રકટ થયો છે ' વ્હાલાંની વિદાય ' એ એમના કાવ્યોનું એક ઉત્તમ રત્ન છે. એમને નાટકો પણ લખ્યા છે.

**(૪) પ્રો. ઠાકોર તથા**

પ્રો ઠાકોર અગેય પદ્ય લખવાની તરફેણ કરનાર કવિ છે. એમના કાવ્યોનો સગ્રહને ' ભણકાર ' નામ આપી બહાર પાડયું છે. અને બીજા વિવેચનાત્મક સાહિત્ય અને ઐતિહાસિક ગ્રથો પણ લખ્યા છે.

**(૫) રા. બ કાંટાવાળા**

રા. બ હરગોવિંદદાસ કાંટાવાળા કવિ તરીકે ખ્યાતિ પામ્યા નથી પણ તેમને ' પ્રાચીન કાવ્ય માળા 'ના ૩૫ ભાગો બહાર પાડી પ્રાચીન કાવ્યની મોટી સેવા કરી છે. તેમનુ એક કાવ્ય ' પાણીપતે ' એ એક મહત્વનો શ્લોક છે. ભાષા જોરદાર, સરળ, અને સ્વદેશપ્રીતિથી ઉભરાતી છે.

**(૬) શ્રી. બોટાદકર**

શ્રી. દામોદર ખુશાલદાસ બોટાદકર અંગ્રેજી કેળવણી પામેલા હતા પણ તેમના કાવ્યોના કેટલક સંગ્રહો આપણને સુંદર કવિતાના નમૂના આપેછે. તેમનાં ગ્રંથોમાં 'કલ્લોલિની', 'સ્રોતસ્વિની' અને 'નિર્ઝરણી' મુખ્ય છે.

**(૭) કવિ છોટાલાલ નરભેરામ**

શ્રી. છોટાલાલ નરભેરામ અસીંદ્રા તા. માતરના રહીશ. તેમનો જન્મ ૧૮૫૦ માં મહેમદાવાદ થયો હતો. એમને ગુજરાતી શાળામાં શિક્ષકની નોકરી કરી છે. નિવૃત્ત થયા પછી શેષ જીવન વેદાન્ત મનન અને લેખનમાં વડોદરા રહીનેજ ગાળ્યું છે. એમણે ઘણા ગ્રંથ લખ્યા છે, તેમાંનાં ઘણાં ખરાં ભાષાન્તરો છે. 'કેળવણી' નામના માસિકના તેઓ અધિપતિ હતા. પ્રાચીન કાવ્ય માળામાં તેમને લેખનનું કાર્ય કર્યું હતું તેમનું 'શાન્તિસુધા' એ મહાકાવ્ય તેમની કવિત્વ શક્તિનો ખરો ખ્યાલ આપે છે.

**શ્રી નાનાલાલ**

અર્વાચીન ગુજરાતના મહાન નામાંકિત કવિ છે. તેઓ કવિ દલપતરામના પુત્ર છે. તેમનો જન્મ સંવત ૧૯૩૩ના ચૈત્ર માસમાં અમદાવાદમાં થયો હતો. એમનું પ્રથમ લાંબુ કાવ્ય "વસંતોત્સવ" સને ૧૮૯૯માં બહાર પડેલું. તેમની અગદ્યાપદ્ય શૈલી સામે વિરોધ વંટોળ ઉપડયો હતો. પણ એ ડોલન શૈલીએ ગુજરાતી કાવ્યને નવો રાહ આપ્યો. વળી દયારામની ગરબીના ઢબના ગુજરાતી રાસગરબા પણ એમણે લખ્યા છે અને તેમાં સંપૂર્ણ સફળતા મેળવી છે. એમની રાસ પદ્ધતિનું બીજા અનેક લેખકોએ અનુકરણ કર્યું છે. પ્રચલિત લોકગીતોનો રાહ લઇ નવીન કાવ્ય ગરબીઓ અને રાસો રચી એમણે ગુજરાતી કાવ્યસાહિત્યમાં માધુર્ય, પ્રસાદ અને તાનબદ્ધતા આણી છે. અર્થાત્ ગુજરાતી કવિઓમાં તે અગ્રસ્થાને છે. એમના ગદ્ય કાવ્યોનો અનુસરણ શ્રી. મેઘાણી, શ્રી. ગોકુલદાસ રાયચૂરા, શ્રી. વિવિત્સુ, શ્રી. મૂળજીભાઇ પી. શાહ, વગેરે અનેક વર્તમાન રાસલેખકોએ કર્યું છે.

એમના ડોલન શૈલીનાં કાવ્યો સામાન્ય વાચકથી એકદમ સમજાય તેવાં નથી. અને એનું અનુકરણ હજી થયું નથી. કદાચ અગેયતાને લીધે એ લોપ થવાનો પણ સંભવ છે. પણ કવિએ એ શૈલીમાં જે સાહિત્ય પીરસ્યું છે તે ચીરકાલ રહેશે એ નિઃસંશય છે. એમનામાં અપૂર્વ કવિત્વ શકિત, સમર્થ લેખન શૈલી, તેજસ્વી શ્રદ્ધા અને નૈસર્ગિક રચના છે. એમના ગ્રંથોમાં સૌથી વધારે પ્રિય 'ઉષા' નામની નવલકથા અને 'જયા ને જયન્ત' નામનું નાટક, 'વસંતોત્સવ' અને 'નાના નાના રાસ' એ મુખ્ય છે. એમના રાસોની છ આવૃત્તિઓ થઇ છે. એમના બીજા ગ્રંથોમાં "સારથી" કુરુક્ષેત્ર,' 'એકાદશ કાંડ' 'ગીત મંજરી,' 'સંસાર મંથન,' 'વિશ્વગીતા' 'વસંતોત્સવ' 'કેટલાંક કાવ્યો ભા. ૧' 'ઇન્દુકુમાર અંક ૧-૨' 'જહાંગર નૂરજહાન,' 'પ્રેમભકિત ભજનાવલી' 'શ્રીમદ્ ભગવદ્ગીતા' વગેરે છે.

**આપણા આજના કવિઓ**

આપણા કવિઓમાં શ્રી રામનારાયણ પાઠક, શ્રી ઝવેરચંદ મેઘાણી, શ્રી લલિત, શ્રી. રાયચુરા, શ્રી ત્રીભુવન વ્યાસ, શ્રી સુંદરમ્, શ્રી દેશળજી પરમાર, શ્રી મૂળજીભાઇ શાહ, સોમાભાઇ ભાવસાર, મુળજીભાઈ ભકત, અને દુહાની રમઝટ જમાવનારા અને લોકગીતોમાં આપણા જીવનની નવી 'જરૂરીઆતોને' લોકકાવ્ય દ્વારા 'વાચા' ખુતાવનાર

શ્રી મેરૂભા અને શ્રી. રાયચુરા આપણને જાણીતા છે. તે સૌનાં લખેલાં કાવ્યો તેમ-કાવ્યો-સંગ્રહો જુદાં જુદાં સામાયિકોમાં તેમજ સ્વતંત્ર રીતે બહાર પડયાં છે. કાવ્યસંગ્રહોમાં શ્રી મેધાણીનાં 'ચૂંદડી ભા. ૧-૨' 'કિલ્લોલ', 'ઋતુગીતો', 'એકતારો' શ્રી રાયચુરાના 'રસપાના રાસ,' 'કુંચગીતો' 'દુહાની રમઝટ' 'રાસમંદિર' શ્રી દેશળજી પરમારનાં 'ગૌરીનાં ગીતો,' શ્રી રામનારાયણ પાઠક 'કાવ્ય સમુદાય ભા. ૧-૨' 'શેષનાં કાવ્યો' શ્રી નવલરામ ત્રીવેદીનું 'કેતકીનાં પુષ્પો,' શ્રી સુંદરમ્‌નાં 'કોયા ભગતની કડવી વાણી,' 'કાવ્ય મંગલા,' ત્રિભુવન વ્યાસનાં 'નવાં ગીતો ભા. ૧-૨' શ્રી મુળજીભાઇ શાહનાં 'રાસ કૌમુદી', 'ફૂલવેણી', 'રાસપદ્મ', શ્રી શ્રીધરાણીનાં 'વડલો' વગેરે.

આ ઉપરાંત શ્રી. સોમાભાઇ ભાવસાર, મૂળજીભાઈ ભકત, શ્રી ત્રીભુવન વ્યાસ, શ્રી. ઝવેરચંદ મેધાણી, શ્રી. ગુલાબસિંહ બારોટ, વગેરે એ સુંદર બાલકાવ્યો આપણને આપ્યાં છે.

**વીસમી સદીની શ્રી કવિઓ**

કેળવણીના ફેલાવાના પરિણામે અને શહેરોના વિભાગમાં સ્ત્રીઓ સમાજનાં જૂના બંધનો છોડી જાહેર જીવનમાં રસ લેતી થવાના કારણે આપણને સારી સેવા અર્પનારી લેખિકા બ્હેનો મળી છે. છેલ્લા મહાયુદ્ધ પછી અને ગાંધીજીની અહિંસક અને સત્યની નીતિએ તથા ન્હાનાલાલની કાવ્ય શક્તિએ ઘણી બ્હેનોને રાસ-ગરબાના કાવ્યો રચવા પ્રેર્યો છે તે ભૂલવા જેવું નથી. આમાં શ્રી જયમનગૌરી પાઠકજી, શ્રી. જ્યોત્સના શુકલ, શ્રી દીપકબા દેસાઇ વગેરે મુખ્ય છે. આ ઉપરાંત અવારનવાર સ્ત્રી સામયિકોમાં તેમજ બીજાં લોકભોગ્ય માસિકમાં ઘણી બહેનો પોતાનાં કાવ્યો પીરસે છે.

**નવો યુગ પ્રવાહ**

ઓગણીસો એકત્રીસ પછીના આપણા તમામ સાહિત્ય પર રાજકારણની ઊંડી છાપ પડી છે. આપણે એ પહેલાંના સાહિત્યમાં જોયુ કે ઓગણીસમા શતક સુધી ધર્મ-નીતિ, અને સંસાર વ્યવહાર માટે ઘણી રીતે કવન થયું. વીસમીસદીમાં અંગ્રેજી શિક્ષણે તેના પર અસર કરી ઉંચી જાતનાં કાવ્યો તરફ લેખકને દોર્યો. જેથી ગામડાંને લોઇતી કવિતા સામગ્રી ઓગણીસમી સદીના છેલ્લા દશકામાં અને વીસમીસદીની પહેલી વિશીમાં ઘણી ઓછી જણાઇ. ગાંધીયુગે કૂચગીતો, સ્વરાજ્ય અને સ્વદેશ પ્રીતિનાં નવાં ગીતો, નાનાલાલે રાસ-સાહિત્ય, શ્રી. ત્રીભુવન વ્યાસે બાલગીતો અને શ્રી મેધાણીએ લોકગીતોનો પ્રવાહ વહેતો મૂકયો. આજનો બાળક અને કિશોર આ સાહિત્યથી તરબોળ છે; પણ જુવાનીના જંગ ખેલી કરીકામ વસનાર ગ્રામજનોને હજી ધાર્મિક સાહિત્ય નવા રૂપમાં જોઇએ છે? એને સાદાં લાંબા કાવ્યોની જરૂર ખૂબ જણાય છે. બહેનો માટે ન્હાનાલાલે રાસસંગ્રહ બહાર પાડી તેના અનુયાયીઓએ પુષ્કળ સાહિત્ય પીરસ્યુ છે એમ કહી શકાય. છતાં બ્હેનો પણ સાદાં "ઓખાહરણ" જેવાં કાવ્યો ગામડામાં વધુ પસંદ કરે છે.

---

# (૪) વાર્તા—નાટક

[ નવલકથા, ટુંકી વાર્તા, બાળવાર્તાઓ, નાટકો વગેરે ]

**આપણું શરૂઆતનું વાર્તા સાહિત્ય**

ગુજરાતી સાહિત્યમા ગદ્ય વાર્તાનુ સ્થાન છેક ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં શરૂ થાય છે. તે પહેલાંની વાર્તાઓ કંઠસ્થ સાહિત્યમાં મળે છે; વળી કેટલીક વાર્તાઓ આખ્યાનો રૂપે કહેવાતી. એટલે તે લખાતી ન હતી વાર્તાનુ સાહિત્ય એ મનુષ્ય માત્રને પોતાના મનના રંજન તેમ જ વિકાસ માટે જરૂરી ગણી શકાય ગુજરાતી છાપકામની શરૂઆત થતાં સામયિકો ઘણા નીકળવા લાગ્યાં અને તેમા વાર્તા સાહિત્ય ક્રમશઃ ચિત્રો સહિત વાચકોના મનરંજન માટે આવવા લાગ્યુ; પણ ગામડામાં રામાયણ મહાભારત પુરાણો પરથી રચાયેલા આખ્યાનો, તેમજ શામળ જેવાની વાર્તાઓ, અગર ભાટ ચારણોની વાતોમા આપણું વાર્તા સાહિત્ય સમાયેલુ હતું.

**અંગ્રેજી કેળવણીના પ્રતાપે નવલકથાનો જન્મ અને વિકાસ**

આપણા સાહિત્યમા વાર્તાઓમા ઉપરના યુગ પછી સાહિત્યની દ્રષ્ટિએ રોજના ચાલુ સામાજીક બનાવો પરથી કાલ્પનિક વાર્તાઓ લખવાનુ કાર્ય તો " સાસુ વહુની લડાઇ " એ વાર્તાથી કહી શકીએ. આ એક સામાન્ય હિંદુ ઘર સંસારનુ વર્ણન રાવ બહાદુર મહિપતરામે સાઠ વર્ષ પૂર્વે લખેલ. ગામડામા આજે પણ અર્ધ ભૂખ્યા, બીન કેળવાયલા સમૂહોમા હજી આ વાર્તાએ બતાવેલી સામાજીક સ્થિતિનો ખ્યાલ વાચકને આવ્યા વિના રહેશે નહિ

નવલકથાનો હેતુ સામાજીક પ્રશ્નો લઇ તેથી થતુ અનિષ્ટ દૂર કરવા અને તેમાથી વાચકને બોધ આપવાનો હેતુ છે. નવલકથાના પછી ઉત્તરોત્તર કેટલાક પ્રકાર થયા. ઐતિહાસિક બનાવો ઉપરથી વસ્તુ લઇ તે સમયનો ખ્યાલ આપતી નવલકથાઓનુ સર્જન સાથે સાથે થવા લાગ્યુ; વળી સામાજીક કે ઐતિહાસિક બનાવો સિવાયની નવલકથાઓ કેવળ કલ્પના કરી અદ્‌ભુત રસ કે સાહસ બતાવવા માટે કથાઓ લખાઇ. છેવટે અંગ્રેજી જાસુસી કથાઓ ઉપરથી જાસુસી કથાઓ ગુજરાતીમા લખવાનુ શરૂ થયુ. શ્રી રમણભાઇ લખે છે તેમ કેટલાક નવલકારોએ ' આત્મ લક્ષી ' નવલકથાઓ લખવાનુ શરૂ કર્યું. આત્મલક્ષી નવલકથાઓ અને સામાજીક નવલકથાઓ એક બીજામા ભળી જાય છે. માત્ર પાત્રવિધાન એ આત્મલક્ષી નવલકથાઓમા પ્રધાનવસ્તુ હોય છે.

**આપણી સામાજીક નવલકથાઓ અને તેના લેખકો**

પ્રથમ આપણે સામાજીક નવલકથાઓના લેખકો અને તેમનાં પુસ્તકો આપણને ઉપયોગી છે તે રીતે જાણી લઇશુ ગુજરાતી સાહિત્યમા શ્રી. ગોવર્ધનરામભાઇએ ચાર ભાગમાં લખેલી સરસ્વતિચંદ્ર નામની નવલકથા એ આપણી સામાજિક નવલકથાનો ઉત્તમ નમૂનો છે. અને સામાજીક નવલકથાઓના વડીલ તરીકે તેની ગણના થઇ શકે. ભાષા સંસ્કૃતમય છે, છતાં ઠેકાણે ઠેકાણે એમને ગૃહ-

જીવન, ખટપટ, રાગદ્વેષ, વગેરે એવી સુંદર રીતે વર્ણવ્યાં છે કે ઉચ્ચ પ્રાથમિક શિક્ષણ પામેલો દરેક ગુજરાતી તે વાંચ્યા સિવાય ભાગ્યે જ રહ્યો હશે. આ નવલકથાએ ગુજરાતી સાહિત્યની મોટામાં મોટી સેવા કરી છે અને ગુજરાતી સાહિત્યમાં તેનું સ્થાન અવિચળ રહેશે. નજર આગળ જે સ્થિતિ છે તથા તે કેવી હોવી જોઇએ એ બન્નેનો ખ્યાલ રજૂ કરવાનો એમની નવલકથાનો હેતુ છે. આ પછી શ્રી. ભોગીન્દ્રરાવ દીવેટીઆની નવલકથાઓ આવે છે. તેમની નવલકથાઓ શુદ્ધ ભાવવાહી અને ભાષાની સરળતાથી ભરપૂર છે. ગામડાંના શિક્ષકોની મૂર્ખાઇ, સામાજીક કુરિવાજો, બ્રાહ્મણોની વૃત્તિ, કેળવણીના ઓપથી રંગાયેલા યુવાનની મનોદશા, પરદેશગમનથી તેના મનપર થતી અસર, વગેરે બાબતોનું સુંદર દર્શન એમની વાર્તાઓમાં થાય છે. એમની મુખ્ય નવલકથાઓમાં 'મૃદુલા', 'તરલા', 'અજામિલ', 'સરસ્વતીનો જીવન સુધારો' 'અલક્ષ્ય જ્યોતિ', 'કૉલેજીયન', વગેરે છે. આજ અરસામાં ઇચ્છારામ સુર્યરામ દેસાઇએ પણ 'ગંગા એક ગુર્જર વાર્તા' નામની નવલકથા લખી છે. ત્યારપછી આવે છે આપણા હાલના નવલકથાકાર શ્રી. કનૈયાલાલ મુન્શી. એમની 'વેરની વસુલાત' એ સરસ્વતીચંદ્રની માફક ગુજરાતીઓનું કૌટુંબિકજીવન અને રાજખટપટ રજૂ કરે છે. હાલ તેમની બીજી ઘણી નવલકથાઓ પ્રસિદ્ધ થઇ છે તેમાં 'કોનો વાંક ?' 'સ્વપ્ન દ્રષ્ટા' એ મુખ્ય નવલકથાઓ છે. ન્હાનાલાલ કવિની એક નવલકથા 'ઉષા,' એ ઉગતા જુવાનોનો આદર્શવાદ સમજાવતી નવલકથા છે. આ પછી આવે છે રમણલાલ વસંતલાલ દેસાઇની સામાજીક નવલકથાઓ, જેમાંની મુખ્ય 'કોકિલા', 'જયંત', 'શિરિષ', 'હૃદયનાથ', 'દિવ્યચક્ષુ', 'ગ્રામ લક્ષ્મી ભા. ૧–૪' છે. હાલના યુગના ગ્રામોન્નતિના આદર્શો ગ્રામલક્ષ્મીમાં પણ રજૂ થાય છે. શ્રી ધનશંકર ત્રીપાઠીની સામાજીક નવલકથાઓમાં 'દિવ્ય જ્યોતિ', 'અનુપમ ઉષા', 'જન્મભૂમિની જય ગર્જના' એ મુખ્ય છે. શ્રી ઝવેરચંદ મેઘાણીની સામાજીક નવલકથાઓમાં 'ધુપછાયા', 'ખીડેલાં દ્વાર', 'પુરાતન જ્યોત' એ મુખ્ય છે. શ્રી ગોકુળદાસ રાયચૂરાની સામાજીક નવલકથાઓમાં 'લખેશરી', 'નવલખ સોરઠ' એ મુખ્ય છે. વર્તમાન રાજકરણથી સંસારિક જીવનપર જુવાનોને જે અસર થઇ છે તેને સ્પર્શતી શ્રી સોપાનની 'મંગલમૂર્તિ' છે. બીજા સામાજીક નવલકથાના લેખકોમાં શ્રી. ગુણવંત આચાર્ય છે.

ગુજરાતીમાં ઘણી સામાજીક નવલકથાઓ બીજી ભાષામાંથી ભાષાન્તર રૂપે રજૂ થઇ છે.

**ભાષાન્તર થયેલી સામાજીક નવલકથાઓ.**

તેમાં મુખ્ય બંગાળી છે. બંગાળી લેખકોની વાર્તાઓ પ્રથમ નારાયણ હેમચંદ્ર ઊતારેલી. હાલમાં તો પ્રખ્યાત બંગાલી નવલકથાકાર શરદચંદ્રની નવલકથાઓ 'સાવકી મા', 'અનુરાધા', 'રેણુની મા', 'ચરિત્રહીન', 'અલકા', 'દત્તા', 'વિપ્રદાસ', 'છબી', 'પથરેદાબી', 'જીવન યાત્રા', 'ભૈરવી', 'શુભદા', વગેરે; શ્રી નિરૂપમા દેવીની–'અન્નપૂર્ણાનું મંદિર'; ડૉ. ટાગોરની નવલકથાઓમાં 'આંખી', 'કુમુદુની', 'ભાઇબ્હેન'; બંકીમચંદ્રની– 'કપાલ કુંડલા', 'રાજમોહન', 'કૃષ્ણકાન્તનું વીલ', એ જુદા જુદા લેખકોએ ભાષાન્તર કરી મૂકી છે. મરાઠી નવલકથાઓમાંથી આપ્ટે કૃત 'ઉષઃકલા'નું પ્રથમ ભાષાંતર થએલું. હિંદી લેખક પ્રેમચંદજીની–'કર્મભૂમિ ભા. ૧–૨', 'પ્રેમાશ્રમ ભા. ૧–૨', 'ગરીબની ગૃહલક્ષ્મી ભા. ૧–૨' એ સામાજીક નવલકથાઓનું ભાષાન્તર થયું છે.

**ઐતિહાસિક નવલકથાઓ**

ઐતિહાસિક નવલકથા ' કરણઘેલા 'થી શરૂ થાય છે. એ નવલકથાના લેખક શ્રી નંદશંકર તુળજાશંકર છે. કરણઘેલાના સમયનો ગુજરાતના રજપુત જીવનસંધ્યાનો સમય લઇ રાજાના દુરાચરણ અને પ્રધાનની વેર લેવાની વૃત્તિ વડે ઊભી થયેલી ખટપટથી રાજ્યની અને રાજાની કેવી દુર્દશા થાય છે તે તેને વર્ણવી છે. આ નવલકથામાં ગુજરાતના પાટનગરની ખ્યાતિ, તે વખતના રીતરીવાજ, રહેણીકરણી વગેરેનું સુંદર વર્ણન લેખકે કર્યું છે. આ પછી ' પૃથુરાજ ચૌહાણ અને ચંદબરદાયી ', ' ઝાંસીની રાણી ' એ મણિલાલ છગાભાઇનો લોકપ્રિય પુસ્તકો છે. રા. સા. મહિપતરામની ' વનરાજ ચાવડો ', ' સિદ્ધરાજ જયસિંહ ' કાંટાવાળાનો ગામડાના લોકોને ઉપદેશ આપતી કલ્પિત વાર્તા ' અંધેરી નગરીનો ગર્ધવસેન ' દેશી રાજ્યોનાં પ્રપંચો બતાવે છે. માઇસોરના પુરાતન હિંદુ વડીઆર રાજ્યના નાશ ઉપરથી કલ્પેલી ' રત્નલક્ષ્મી ' અને ' મુદ્રાકુલીન ' નામની વાર્તાઓ જ. અ. તાલીઆરખાનની છે. આ બન્ને નવલકથાઓ પારસીપણાના સ્હેજ પણ અંશ સિવાય સંસ્કારી રીતે લખાઇ છે. મહમદ ગઝનવીના સોમનાથ પરના આક્રમણ પરથી શ્રી ચુનીલાલ વર્ધમાનની ઐતિહાસિક નવલકથા " સોમનાથનું શીવલીંગ " છે. શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ ' ગુજરાતી ' પત્રની ભેટ તરીકે ઐતિહાસિક વાર્તા લેખકોને પુષ્કળ ઉત્તેજન આપ્યું છે. લગભગ વીશ જેટલી ઐતિહાસિક નવલકથાઓ એને આપી છે. મોટે ભાગે તે બંગાળી, મરાઠી અને હિન્દી ઐતિહાસિક નવલકથાનાં ભાષાન્તરો છે. તે એકલા ગુજરાતને સ્પર્શતી નથી પણ આખા હિંદના પ્રદેશને સ્પર્શે છે. મુખ્ય નવનકથાઓમાં ' પાણીપતનું યુદ્ધ, ' ' શિવાજીનો વાઘ નખ, ' ' હેસ્ટીન્ગસની સોટી, ' 'દીલ્હી પર હલ્લો', ' ઔરંગઝેબ અને રજપુતો', 'ટીપુ સુલતાન', 'કતલેઆમ,' 'હમીર હઠ', 'વલભીપુરનો નાશ', 'હલદીઘાટનું યુદ્ધ', 'હિંદ અને બ્રીટાનિયા', વગેરે છે. વળી ' કરણઘેલા 'ની માફક જોરદાર વેગભરી સંસ્કારી અને શુદ્ધ શૈલીના પ્રતાપે શ્રી. કનૈયાલાલ મુન્શીની ઐતિહાસિક નવલકથાઓનો ઉમેરો થાય છે. તેમની મુખ્ય નવલકથા (૧) ' પૃથ્વી વલ્લભ ', (૨) ' ગુજરાતનો નાથ ', (૩) ' રાજાધિરાજ ', (૪) ' ભગવાન કૌશલ્ય ', (૫) ' જય સોમનાથ ' એ મુખ્ય ઉમેરો છે. આ પછી સોરઠના ઇતિહાસપરથી ઐતિહાસિક નવલકથામાં શ્રી રાયચુરાની કૃતિઓનો ઉમેરો થાય છે. ' સોરઠપતિ ', ' સોમનાથની સખાતે ' વગેરે તેમની મુખ્ય નવલકથાઓ છે. આ ઉપરાંત થોડી પાશ્ચિમાત્ય કૃતિઓના તરજુમા થયેલા જોવામાં આવે છે પણ ગુજરાતને તે વધુ આદરણીય થયા નથી.

**અદ્દભૂત રસની નવલકથાઓ**

અદ્દભૂત રસથી નવલકથાઓમાં પ્રથમ સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતાની કૃતિઓ નજરે પડે છે પણ તેમાં બે ત્રણ સિવાય બીજી બહુ રૂચીકર નથી. જો કે તે વખતે તે સમાજમાં બહુ વંચાયાં છે એ સાબિત છે. આ પછીથી આપણી પાસે અંગ્રેજી જાસુસી કથાઓના તરજુમાઓ આવે છે. 'સફેદ શયતાન', 'સોનેરી સંદૂક', 'ભેદી જાસુસ', 'મધરાતનો સહેમાન', વગેરે નવલકથાઓ છે. પણ એ બધાં ગામડામાં જે લોકો વાંચે છે તેમને માટે બહુ ઉપયોગી ગણી ન શકાય. આ જાસુસી કથાઓનું વાચન ગ્રામ પુસ્તકાલયોમાં ઓછું થતું જાય એ વધતી જતી સામાજીક નવલકથાનો પ્રતાપ છે,

**હાસ્યરસ પ્રધાનવાર્તાઓ**

આપણું બધુ જ સાહિત્ય ઠરેલપણે જ લખાય છે એમ નથી. સાહિત્યમાં પણ હળવું, આનંદી, વિનોદાત્મક, અને ટીખળી સાહિત્ય લખાય છે. આપણને એવું સાહિત્ય પ્રથમ પારસી લેખકો તરફથી મળેલું. કારણ તેઓ સ્વભાવે જ એવા હોય છે. એમાં જહાંગીરજી એરામજી મર્ઝવાન કૃત 'કાતુક સંગ્રહ' પ્રથમ છે. વળી બાદશાહ અને બીરબલની વાતો પણ હાસ્યરસથી ભરપુર હોય છે. જુનાં પુસ્તકોમાં સુરતના દેશીમિત્રના અધિપતિ મંછારામના 'મૂર્ખો' એમાં બધી મૂર્ખાઇઓનો સંગ્રહ કર્યો હતો. ત્યારબાદ સર રમણલાલ નિલકંઠ હાસ્ય લેખકમાં મુખ્ય ગણાતા. તેમની કૃતિ 'ભદ્રંભદ્ર' તે પૂરવાર કરે છે. વળી તેમની પત્ની વિદ્યાબહેનના સહકારથી "હાસ્ય મંદિર" પ્રસિદ્ધિમાં આવ્યું છે. ધનસુખલાલનું 'હું સરલા ને મિત્રમંડળ' અને 'વિચારો અને ભૂખનો ભોગ' એ બે પુસ્તકો છે. હાલના હાસ્ય લેખકોમાં ઓલીયાજોશી કૃત 'ઓનીયા જોશીનો અખાડો' 'નકો નગરિયો' મસ્તફકીર કૃત 'મસ્ત ફકીરની મસ્તી' જદુરામ ખંધડીયાનું 'બુદ્ધિનું બજાર' બેકાર કૃત 'હું રાજા હોઉં તો' શ્રી રાયચુરા કૃત 'દાલચીવડાની દશ વાતો' વગેરે કેટલીક હાસ્યરસ પ્રધાન વાર્તાઓ આપણને મળી છે.

**ટૂકી વાર્તાઓ**

સામાયિકો જેમ જેમ વધારે નીકળવા લાગ્યાં તેમ તેમ ટૂંકી વાર્તાઓનું લખાણ વધ્યું; પણ તેમાં ચિરકાલ રહે તેવું થોડું છે. ટૂંકી વાર્તા લેખકોમાં આપણને સર રમણભાઇની વાર્તાઓ 'કાવ્ય અને સાહિત્ય'માં સંગ્રહાયેલી જોઇએ છીએ. શ્રી રામનારાયણની 'દ્વિરેફની વાતો ભા. ૧-૨', શ્રી ધુમકેતુનાં 'તણખામંડળ', અને શ્રી મુન્શીની 'મારી કમળા અને બીજી વાતો'. એ મુખ્ય છે. આ ઉપરાંત હિન્દીમાંથી શ્રી પ્રેમચંદ્રજીની ટૂંકી વાર્તાઓનાં ભાષાન્તર થયાં છે. એ ઉપરાંત બંગાળીમાંથી ડૉ. ટાગોરની વાતો, તેમજ શરદબાબુની ટૂંકી વાર્તાએના સંગ્રહોના તરજુમા થયા છે. વળી ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી ટૂંકી વાર્તાઓના ગ્રંથો બહાર પડયા છે. આ બધા લેખકો પોતાની વાર્તા સાથે સહૃદય થતા હોવાથી જાણે પ્રસંગ આપણી આંખ આગળ ન બનતો હોય, અને આપણે તેમાંના જ એક હોઇએ એમ વાર્તા વાંચતાં સહજ ગમે તેવી વાચકને હોઇ સમાજમાં બહુ લોકપ્રિય થઇ પડી છે.

**લોકવાર્તાઓનો વિકાસ**

આ સ્થળે આપણે ગામડામાં કહેવાતી ટૂંકી વાર્તાઓને ભૂલી શકીએ નહિ. ગુજરાતના જુદા જુદા ભાગમાંથી લોકવાર્તાઓ મેળવી ગુજરાત કાઠીયાવાડની વાર્તાઓનો સારો સંગ્રહ ત્રણ ભાગમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ બહાર પાડયો છે. આ ઉપરાંત લોક શિક્ષણનો પ્રચાર થતાં નીચલા થરના લોકોને વાચનથી પ્રચુર બનાવવાના હોવાથી તેમના સાહિત્યનું ખેડાણ થયું. આ સાહિત્યમાં સોરઠ કાઠીઆવાડના લેખકોએ સારો ફાળો આપ્યો; અને કાઠીઆવાડની લોકવાર્તાઓને નવું સ્વાંગ આપી ના ને રૂચે તેવી રીતે મૂકી. ઝવેરચંદ મેઘાણીએ 'સોરઠી બહારવટીઆ ભા ૧-૩', 'સૌરાષ્ટ્રની રસધાર ભા. ૧-૫' વગેરે લોકવાર્તાઓ સમાજ આગળ ધરી શ્રી રાયચુરાની 'સોરઠી વિરાંગનાઓની વાર્તાઓ',

'સોરઠી લોકવાર્તાઓ', 'કાઠીઆવાડની લોકવાર્તાઓ', લોકપ્રિય થઇ પડી, શ્રી અડાલજાએ પણ ' વીરની વાતો ' લખી શ્રી. મેઘાણી માફક વીરરસની કાઠીઆવાડી લોકકથાઓને આગળ આણી છે. આ ઉપરાંત 'ભારત લોકકથા' એ સંગ્રહમાંની કથાઓ પણ લોકવાર્તાઓનું જ સાહિત્ય છે.

**બાલ વાર્તાઓ**

આ ઉપરાંત વીસમી સદીમાં પ્રાથમિક શિક્ષણમાં ફેરફાર થયો. શિક્ષણમાં વાર્તાને મહત્વનું સ્થાન અપાયું. બાલમાસિકો પણ પુષ્કળ નીકળ્યાં. મોન્ટેસોરી સિદ્ધાંતની ઘોષણા શ્રી ગીજુભાઇએ ભાવનગરથી કરી અને ગુજરાતને નૂતન બાલ સાહિત્ય મળ્યું. તેમની નવીન રીતે લખાયલી બાલ વાર્તાઓ, બાલવાર્તાના સાહિત્યમાં ચીરકાલ સ્થાન પામશે. શ્રી. ઝવેરચંદ મેઘાણીએ ' દાદાજીની વાતો ' અને ' ડોશીમાની વાતો ' લખી પૂર્તતા કરી આપી. આ બધી વાર્તાઓ પણ આપણા લોકસાહિત્યમાંથી લેવાએલી છે. આ પછી અંગ્રેજી વાતો પરથી ગુજરાતીમાં ઘણીય બાલવાતો લખાઇ છે. ગાંડીવ પ્રકાશન', ' ચરોતર એજ્યુકેશન સોસાયટી', 'બાલજીવન પ્રકાશન' વગેરે સંસ્થાઓએ આ બાબતમાં બહુ પ્રકાશન કર્યું છે. ગાંડીવ પ્રકાશનના પ્રયાસોમાં ' બકોર પટેલ 'ના જે ભાગો છે તે ચિરકાળ બાળવાચન માટે ઉપયોગી થઈ પડશે. શહેર અને ગામડાંના જીવનને એમાં સુમેળ સાધવા પ્રયાસો થાય છે અને શહેરી જીવનની માહીતિ ગામડીઆઓને તે દ્વારા આપી છે.

**નાટકોની શરૂઆત : રામલીલા અને ભવાઈ**

નાટકોનો ઉદ્દેશ વાર્તાઓની માફક જુદા જુદા સમયની સામાજીક અને સંસારિક અનિષ્ટ તત્વોને દૂર કરી સમાજને પ્રગતિમાન રાખવાનો છે. એનો ગૌણ હેતુ શ્રોતાજનો કે જોનારાઓને મનરંજન કરવાનો પણ હોય છે. તેથી જ કેટલીક વખત અનિષ્ટ તત્વોને હાંસી પાત્ર ઠરાવવા માટે હાસ્ય પાત્રોદ્વરા તે જુના સમયમાં રજૂ કરવામાં આવતું. આપણા ગુજરાતી સાહિત્યમાં નાટકોની લખવાની શરૂઆત ક્યારથી થઈ તે નક્કી કરવું મુશ્કેલ છે. પણ સંસ્કૃત ભાષા જે આપણા આર્યાવર્તની સંસ્કૃતિના વર્ષેતમાં મુખ્ય ભાષા હતી તે વખતે નાટકો ઘણાં લખાયાં છે; અને તે નાટકો ભજવવાના હેતુથી રંગભુમિને અનુલક્ષી રચવામાં આવેલા છે. ગુજરાતમાં આવાં રંગભૂમિને ભજવવા લાયક નાટકો પ્રાચીન સમયમાં નહોતાં. પરંતુ જેને આપણે પૌરાણિક આખ્યાનો કહીએ છીએ તે માણભટ્ટો પોતાની કથાના રૂપમાં ગામડામાં હાવભાવથી કહી બતાવતા. એ સમય પછી ઉત્તર હીંદથી ઉતરી આવેલી ' રામલીલા ' નામની નાટ્યકલામાં પ્રવેશતા ઊમેદવારોની જેમ 'જુદા જુદા રામાયણના પાત્રોને આલેખતા પ્રસંગોની કથાઓ વેશ ભજવીને થતી. ગામડાના ઘરડાંઓને આ રામલીલાનો ખ્યાલ ઘણો હોય છે. સાથે સાથે ભવાઇઓ પણ હલકા પ્રકારના પ્રયોગો સાથે ભજવાતી. સામાન્ય ગ્રામજનોના મનોરંજન માટે નાટક, ફારસ, કટાક્ષ જેવી તમામ બાબતોને મેળ સાધતાં મનુષ્ય કૃત્યોનું પ્રતિદર્શન એમાં થતું. આમાં બીભત્સપણું પણ આવી જતું. ઓગણીસમી સદીની છેલ્લા પચીસીમાં તેનો વધારે પ્રભાવ હતો. હાલના જમાનામાં ગામડામાં ભજવવા માટે તથા લોકોમાં વાચન માટે આખ્યાનો જેવી કૃતિઓ બાપાલાલ ભગતે બહાર પાડી છે અને તે 'અમર ચરિત્ર' નામ

પાંચ ભાગમાં પ્રસિદ્ધ થયા છે. સામાજીક પરિવર્તન, શહેર સાથે ગામડાનો વધતો સંબંધ, તેમજ નાટક કળામાં થતાં ફેરફારોને લીધે ભવાઇ કરનારાઓમાંથી જ ધીરે ધીરે નાટકમંડળી અને હાલની રંગભૂમિનો ઉદય થયો. આપણી રંગભૂમિના વિકાસમાં પણ પાશ્ચાત્ય દેશોની રંગભૂમિ અને નાટ્ય રચનાની પણ અસર થઇ છે.

**અર્વાચીન નાટકો**

આપણાં નાટકોની શરૂઆત આમ આપણે જોઇશું તો પ્રાચીન સમયની 'રામલીલા'થી થાય છે. સમય જતાં એ રચનામાં રહેલું અનિચ્છનીય તત્વ દૂર કરી તેમાં સમાજ જીવનને ઉન્નત કરવાના ઇરાદાથી નવાં વાચ્ય નાટકો લખવાનું શરૂ થયું. આ નાટકોમાં પ્રથમ આપણે પ્રેમાનંદનાં નાટકોને મૂકીએ. તે પછીનું પ્રથમ નાટક દલપતરામનું 'લક્ષ્મી' ગણાય. આ નાટક પણ ગ્રીક કવિના ' પ્લુટસ ' નામના પુસ્તકનાં અંગ્રેજી ભાષાન્તર પરથી રચાયુ છે. એનો હેતુ ધન કેમ પેદા કરવું, અતિથી ધનનો નાશ થાય છે, સદાચાર અને દુરાચારનાં શા પરિણામો હોય છે વગેરે બતાવવાનો હતો. તે સમયે તે એટલું પ્રખ્યાત હતું કે તેની ચાર આવૃત્તિઓ પ્રસિદ્ધ થયેલી. હાસ્યરસથી ભરપૂર બે નાટકો લખાયાં છે એક દલપતરામનું ' મિથ્યાભિમાન ' અને બીજું નવલરામનું ' ભટનું ભોપાળું ' અને તે પણ લોકોમા બહુ પ્રીય થઇ પડેલાં.

આ પછી નાટ્ય સાહિત્યમાં મોટો ફાળો આપનારા લેખક રા. રણછોડભાઇ ઉદયરામ છે. એમણે પ્રથમ શેક્સપીઅરનાં નાટકોની લખાયલી વાર્તાઓનાં ભાષાન્તર કર્યાં. પરંતુ તેમની ખરી શરૂઆત ' લલીતા દુઃખદર્શક નાટક 'થી થાય છે. તેમનાં અંગ્રેજી તેમજ સંસ્કૃતનાં ઉચ્ચ નાટકો સામાન્ય ગુજરાતી જાણનાર માટે અઘરાં છે. ભવાઇ તરફ તેમનો તિરસ્કાર હતો એટલે સ્વતંત્ર નાટકો તેમને લખવાં શરૂ કર્યાં. તેમનો હેતુ પોતે નિર્માણ કરેલા ઉચ્ચ આશયને પહોંચવા અને હલકા પ્રકારના તમાશાઓથી જનતાને બચાવી લઇ સામાન્ય જનતાને સંસ્કારનાં ઉચ્ચા ધ્યેય પર લાવવાનો હતો. તેમને લખેલાં નાટકોમાં મુખ્ય ' નળદમયંતી, ' ' હરિશ્ચંદ્ર, ' ' તારામતી સ્વયંવર, ' ' મદાલસા ઋતુધ્વજ, ' ' ગોપાલદાસ, ' ' વિક્રમોવર્શીય, ' ' બાણાસુર મર્દન ' અને ' માલવિકાગ્નિ મિત્ર ' મુખ્ય હતાં.

પ્રો. મણિલાલનું ' કાન્તા ' નામનું સ્વતંત્ર નાટક આપણી આગળ ત્યાર પછી રજૂ થાય છે. અને તે સમયની રંગભૂમિ પર સફળ રીતે ભજવી પણ બતાવવામાં આવ્યું હતું. અને તેમાં બહુ જ સફળતા મળી હતી. એમનાં બીજાં નાટકો પૈકી ' વ્યભિચાર ખંડન ', ' મદ્યપાન દુઃખદર્શક ચન્દ્રમુખી ' મુખ્ય છે. બીજા નાટ્ય લેખકોમાં આ વખતે હરિલાલ હર્ષદરાય ધ્રુવ, નર્મદાશંકર, કેશવલાલ મ. પરિખ એ મુખ્ય હતાં.

તેમનાં નાટકોમાં ખાસ ' આત્મોત્કર્ષ ', ' દ્રૌપદીદર્શન ', ' રામજાનકી દર્શન ' ' બાલ કૃષ્ણ વિજય ', ' કજોડા દુઃખદર્શન ', ' શિશુપાલ વધ ' એ મુખ્ય હતાં.

આ સમયમાં ઐતિહાસિક નાટકો નહિ જેવાં છે. પણ તેમાં સાહિત્યમાં ઉમેરો કરે તેવું શ્રી. નવલરામનું ' વિરમતી ' નાટક અગ્રસ્થાને છે. બીજુ નાટક કવિ ગણપતરામનું

' પ્રતાપ ', શ્રી. ભીમરાવ ભોળાનાથનું ' દેવળદેવી ' અને શ્રી. દોલતરામ કૃપારામ પંડયાનું ' અમરસત્ર ' એ સર્વ ઐતિહાસિક નાટકો ગણાય.

આ સમયનાં ભાષાન્તર નાટકોમાં ઘણાં અંગ્રેજી ઉપરથી થયાં છે. પારસી લેખકો તેમજ આપણા ગુજરાતી લેખકોએ પણ તરજુમા કર્યા છે. તેમાં સારી રીતે ખ્યાતિ પામેલા શ્રી નવલરામનાં ' મુંગી સ્ત્રી ' અને ' બનાવટી વૈદ ' એ બે છે. મરાઠી પરથી ભાષાન્તર થયેલું ' વિધવા વિવાહ ' એ પણ એક છે. સંસ્કૃત નાટકોમાં 'માલવિકાગ્નિમિત્ર' ' વિક્રમોવર્શી ' અને બંગાળીભાષામાંથી ઊતારેલું શ્રી. નારાયણ હેમચંદ્રનું ' અશ્રુમતિ ' છે.

**નાટક મંડળીઓ માટે લખાયેલાં નાટકો**

પારસી લેખકોમાં મુખ્ય કેખસ્રુ કાબ્રાજી, અરદેશર બમનજી અને અરશેદજી બી. ફરામરોઝ, વિ. લેખકોનાં મુખ્ય નાટકો ' ભોલીજાન ', 'વિનાશ કાળે વિપરિત બુદ્ધિ ', ' અરતાજી ', ' નવલી ભીલડણ ', ' ગામરેની ગોરી ', ' કલયુગ ', ' અંધારી રાતે મગ કાળા ', ' દોરંગી દુન્યા ', ' વાગે કહસી ' ' બાપના શ્રમ ' વગેરે છે. આમાનાં ઘણાં ખરાં પારસી નાટક મંડળીઓ તરફથી ભજવવામાં આવતાં અને નાટય સાહિત્યના વિશિષ્ટ પ્રકારના સાહિત્યમાં તેની ગણના નથી. રંગભૂમિને અંગે નાટકો લખવામાં આ સમયે બે ખાસ લેખકોને ભૂલવા ન જોઇએ. કે મોરબીવાળા શ્રી. વાઘજી આશારામ અને અમદાવાદના ડાહ્યાભાઇ ધોલશાજી. આ બન્નેએ ગુજરાતી પ્રેક્ષકવર્ગને ઘણાં નાટકો આપ્યાં છે. વીસમીસદીની શરૂઆતમાં ડાહ્યાભાઈ ધોળશાજીનાં નાટકો ઉપરાંત શ્રી. મણિલાલ પ્રભુરામ દ્વિવેદી, શ્રી વિશાટી કવિ, તથા શ્રી ત્રાપજકરે ગુજરાતની નાટક મંડળીઓ માટે કેટલાંય સામાજીક અને ઐતિહાસિક નાટકો અને તેના અંગનાં ગાયનો જમાનાને અનુકૂળ લખી આપ્યાં છે.

**સાહિત્યની દષ્ટિએ ઉચ્ચ નાટય કૃતિઓ**

વીસમીસદીમાં પણ સાહિત્યની દષ્ટિએ લખાયલા નાટકો ઘણાં છે. આમાંનાં મુખ્ય તો શ્રી. રમણભાઇનો ' રાઇનો પર્વત, ' ન્હાનાલાલનાં ' ઇન્દુકુમાર ' 'જયા ને જયન્ત', 'વિશ્વગીતા,' 'જાહાંગીર', 'નૂરજહાન', 'રાજર્ષિ ભરત', 'સારથી', શ્રી. ગજેન્દ્ર લાલશંકર પંડયાનાં ' જમાનાનો રંગ ', ' કોલેજની કન્યા ', ' કાશ્મીરનું પ્રભાત ', ' વિજય કોનો ?', ' કુલાંગાર કપુત ', ' કુદરતનો ન્યાય ', શ્રી. કનૈયાલાલનાં, ' કાકાની શશી ', ' બે ખરાબ જણ ', ' પુરંદર પરાજય ', ' અવિભક્ત આત્મા ', ' ધ્રુવ-સ્વામિની દેવી ', રમણલાલનાં ' શંકિત હૃદય ', ' સંયુક્તા ', ' અંજનિ ', શ્રી મેઘાણીનું ' પ્રતાપ ' વગેરે. શ્રી. ઉમીયાશંકર જોષીનું ' સાપના ભારા ', શ્રી. મૂળજીભાઇ શાહનાં, 'મંઝાભૂત', 'યુગદર્શન', વગેરે મુખ્ય છે. ઉપરની કૃતિઓ પૈકી કાકાની શશી, કોલેજની કન્યા, કુલાગાર કપુત, શંકિત હૃદય, મંછાભૂત, બે ખરાબજણ વગેરે પૈકી કેટલાંક રંગભૂમિ પર ભજવાયાં છે તો કેટલાંક ચલ ચિત્રો પર આવી ગયાં છે.

આ ઉપરાંત સંસ્કૃતમાંથી ભાષાન્તર થયેલાં ' શાકુન્તલ ' અને ' વિક્રમોવર્શી ' નાટકના ઘણા ભાષાન્તરકારોએ જુદી જુદી રીતે કર્યાં છે શ્રી. ખખ્ખર, શ્રી. ઝવેરીલાલ, પ્રો. બળવંતરાય ઠાકોર તેમજ શ્રી. મગનભાઇએ ' શાકુન્તલ 'નાં ભાષાન્તરો કર્યાં છે.

શ્રી. રણછોડલાલ, શ્રી, ફીલાભાઇ ભટ્ટ, શ્રી. કેશવલાલ ધ્રુવ એમણે 'વિક્રમોર્વશી' નાં ભાષાન્તરો પોતાની શૈલીમાં કરી ગુજરાતી સાહિત્યમાં સારો ઉમેરો કર્યો છે. આ ઉપરાંત પ્રો. મણિલાલે 'માલતી માધવ', શ્રી. કેશવલાલ ધ્રુવે 'મુદ્રારાક્ષસ' 'નાગાનંદ', 'રત્નાવલી', 'પ્રિયદર્શના'ના ભાષાન્તરો આપણને મળ્યાં છે.

આ બધામાં 'રાઇનો પર્વત'. 'જયા ને જયન્ત' એ નાટકો ગુજરાતી જનતાએ પ્રસિદ્ધિ થતાં જ સારી રીતે આવકાર્યાં છે. અને હજી તે તેટલાં જ લોકપ્રિય છે 'જયા ને જયન્ત'માં બ્રહ્મચર્યનો આદેશ છે. 'રાઇના પર્વત'માં વ્હેમ, કુરિવાજો, વૃદ્ધ લગ્ન વગેરે સામે જેહાદ છે. 'કાકાની શશી', 'સંયુક્તા', 'શંકિત હૃદય' એ નાટકો પણ આ જમાનાના સમાજજીવનને અનુકૂલ પ્રશ્નો ચર્ચે છે અને તેથી સફળ રીતે આવકાર પામ્યાં છે.

**બાળ નાટકો અને સંવાદો**

બાળપયોગી સાહિત્યના પ્રચાર સાથે સાથે બાળ નાટકો પણ લખાવા લાગ્યાં. અને સંવાદોનો પણ ઠીક ફાળો મળ્યો. બાળ નાટકોના લેખકોમાં શ્રી ચોધરીનું નામ આગળ આવે છે. દક્ષિણામૂર્તિ પ્રકાશન તરફથી પણ કેટલાંક 'બાળ નાટકો' પ્રસિદ્ધ થયાં છે. આ ઉપરાંત ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી 'ચાલો ભજવીએ'ના ભાગો પ્રસિદ્ધ થયા હોઈ બાળકોમાં અભિનય અને વાકપટુતા વધે તેવા પ્રયાસો થાય છે.

**બોલપટોનું આગમન**

રંગભૂમિ પર વધારે સારા ફેરફાર આપણે જોઇએ તે પહેલાં તો આ આગળ વધતા જમાનામાં ચિત્રપટ સૃષ્ટિએ નાટકોનું સ્થાન લઇ લીધું. શહેરોમાં બોલતાં ચિત્રપટોનું આગમન થવાથી તેમજ હવે હિન્દી બોલપટોનો વિશેષ પ્રચાર થવાથી જનતાનું આકર્ષણ દશ્ય નાટકો તરફ ઓછું થતું જાય છે.

---

## (૫) ઇતર ગદ્યસાહિત્ય

**ઇતર ગદ્ય સાહિત્ય**

ગદ્ય સાહિત્યમાં વાર્તા, નવલકથા, નાટક, સંવાદો ઉપરાંત બીજું ઘણા પ્રકારનું સાહિત્ય હોય છે. ભાષાને લગતું વિવેચન અને સંશોધનાત્મક, જીવન ચરિત્રો, ધર્મ અને તત્વજ્ઞાન, પ્રવાસ વર્ણન, વિજ્ઞાન, કેળવણી, હુન્નર કળા, રાજનીતિ, સમાજશાસ્ત્ર વગેરેને લગતું અનેક પ્રકારનું સાહિત્ય બહાર પડે છે. આ બધા સાહિત્યનો વિકાસ સને ૧૯૦૦ પછી જ થયો છે. અને એ સાહિત્યના ફેલાવામાં મુખ્ય યશ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, 'સસ્તુ સાહિત્ય પ્રકાશન, નવજીવન પ્રકાશન, ગુજરાતી પ્રેસ, અને શ્રીમંત વડોદરા સરકાર-કે

દ્વારા સયાજી સાહિત્યમાળા અને બાલજ્ઞાનમાળા જેવી મોટી ગ્રંથમાળાઓ છેલ્લા ત્રીસ વર્ષથી ચાલે છે—એમનો મુખ્ય ફાળો છે.

**ગુજરાતી ભાષાના વિકાસમાં કેળવણી ખાતાંઓનો ફાળો**

ગુજરાતી ભાષાને પ્રાથમિક શિક્ષણ પુરતી જરૂરીઆતો પૂરી પાડવા માટે વ્યાકરણ, વાચનમાળા વગેરે પુસ્તકોની જરૂર પડે છે. ગુજરાતમાં જુદાં જુદાં દેશી રાજ્યો અને અંગ્રેજ સરકારની હુકમત છે એટલે શરૂઆતમાં તો ગુજરાતી શિક્ષણ માટે હોય વાચનમાળાના યોજના મુંબઇ ઇલાકા સરકાર તરફથી થયેલી. ત્યારબાદ મુંબાઇ ઇલાકાના કેળવણી ખાતાએ એક સમિતિદ્વારા હોવન્ટન વાચનમાળા તૈયાર કરાવી. તે આજ સુધી ગુજગતમાં ચાલે છે. છેલ્લા વીશ વર્ષમાં આ સાહિત્યમાં પણ ઘણા ફેરફારો થયા. પ્રો. કમળાશંકરે તેમના સુપુત્ર શ્રી. અતિસુખશંકર-ભાઇના સહકારથી ત્રીવેદી વાચનમાળા તૈયાર કરી, ગોંડલમાં પણ ભગતસિંહજી વાચનમાળા નીકળી, ગુજરાત વીદ્યાપીઠે પણ પોતાની વાચનમાળા કાઢી, મુંબાઇમાં ખાનગી શિક્ષકો તરફથી નવયુગ વાચનમાળા નીકળી અને વાચનનાં પાઠય પુસ્તકો તૈયાર થયાં. આ ઉપરાંત હમણાં શ્રીમંત વડોદરા સરકાર પણ એવી વાચનમાળા પ્રાથમિક શાળાઓ માટે તૈયાર કરાવે છે. ઉપલા ધોરણોમાં સયાજી વાચનમાળા ચાલે છે. મુંબાઇ યુનિવર્સિટીએ મેટ્રીકની પરીક્ષા માટે દેશી ભાષા ફરજીઆત કરી હોવાથી સાહિત્ય સંસદ તરફથી તેમજ બીજા સંગ્રાહકો તરફથી જુદાં જુદાં પાઠય પુસ્તકો તૈયાર થયાં છે. આ રીતે વિદ્યાર્થીઓના ગુજરાતી સાહિત્યના વાચન માટે ઘણાં પુસ્તકો તૈયાર થયાં છે. આ ઉપરાંત જુદા જુદા વિષયોના શિક્ષણ માટે પુસ્તકો પણ તૈયાર થયાં છે. અને જુદા જુદા નિષ્ણાત લેખકોએ તે લખ્યાં છે. આ બધાંની ગણના અહિં થઇ શકે નહિ.

ગુજરાતી ભાષાના અભ્યાસની દૃષ્ટિએ વ્યાકરણની જરૂરીઆત પણ હોય છે. આ આ વ્યાકરણ જૂના વખતમાં એક દક્ષણીએ પ્રથમ તૈયાર કરેલું. પછીથી ગુજરાતી ભાષાનું વ્યાકરણ પ્રાથમિક શાળાઓને માધ્યમિક શાળાઓ માટે જુદાં જુદાં પ્રો. શ્રી. કમળાશંકર પ્રાણશંકર ત્રીવેદીએ તૈયાર કર્યાં.

**ભાષાને લગતું વિવેચનાત્મક અને સંશોધનાત્મક સાહિત્ય**

ગુજરાતી ભાષાના વિકાસ સંબંધી તેમજ તેનાં જુદાં જુદાં અંગોની ચર્ચા કરતું સાહિત્ય આપણે ત્યાં હવે પુષ્કળ થયું છે. ગુ૦ વ૦ સો૦ તરફથી લગભગ ઘણા ગ્રંથો સાહિત્યના અવલોકનાર્થે પ્રસિદ્ધ થયા છે. તેમજ ગુજરાતી સાહિત્ય સભાઓના ગ્રંથો પણ સાહિત્યની ચર્ચા તરીકે તૈયાર થયા છે. આ બધા પ્રકારની ચર્ચાત્મક તુલનાની શરૂઆત નવલરામે કરી છે. રણજીતભાઇ વાવા-ભાઇ મહેતા, શ્રી રામનારયણ પાઠક, શ્રી અનંદશંકર ધ્રુવ, શ્રી રમણલાલ મહિપતરામ, શ્રી વિજરામ વૈદ્ય વગેરે પ્રૌઢસાહિત્ય વિવેચકો છે. તે ઉપરાંત ગુજરાતી સાહિત્યની સમાલોચના કરતાં સામયિકો પણ નીકળે છે. શ્રી રમણભાઇએ પણ સાહિત્યના જુદા જુદા અંગો પર વિવેચનાત્મક નિબંધો લખ્યા છે. આ બધાં પૈકી સાહિત્યનો અભ્યાસ કરવા ઇચ્છનાર માટે પરિશિષ્ટ ખંડમાં એક યાદી મૂકી છે.

**કોષો અને ભાષાના આધાર ગ્રંથો.**

ગુજરાતી ભાષાને લગતો પ્રથમ કોષ નર્મદાશંકરે રચ્યો હતો. ભાષામાં ગમે તેમ જોડણીની લખવાની રીત હતી. સાક્ષરોમાં અંદરોઅંદર જોડણી માટે ઘણી તકરારો પણ પડેલી. છેવટે ગુજરાત વિદ્યાપીઠે જોડણીનું કામ હાથ લીધું અને જોડણીકોષ તૈયાર કરાવ્યો તથા જોડણીના સામાન્ય નિયમો પણ ઘડવામાં આવ્યા. હમણાં વિદ્યાર્થીઓ માટે નાનો જોડણીકોષ પણ તૈયાર થયો છે. એ રીતે ગુજરાતી ભાષાની વિશુદ્ધતા માટે પૂરતા પ્રયાસો થયા છે. આ ઉપરાંત ગુજરાતી–અંગ્રેજી અને અંગ્રેજી–ગુજરાતી કોષો પણ તૈયાર થયા છે. એમનાં મુખ્ય વ્યાસ અને દેશાઇ તથા શ્રી ભાનુસુખરામના છે. આ ઉપરાંત પુસ્તકાલયોને ઉપયોગી વર્ગીકૃત નામાવલીનાં પુસ્તકો, વાર્તાના પુસ્તકોનો પરિચય, બાળવાર્તા સર્વસંગ્રહ, પૌરાણિક કથાકોષ, ગુજરાતી જ્ઞાનકોષ, પારિભાષિક શબ્દકોષ, વગેરે નવીન ઉમેરો છે. તેમજ ગુ. વ. સો. તરફથી ગ્રંથ અને ગ્રંથકારો વિષે આધારભૂત માહિતિ એકઠી કરી પ્રસિદ્ધ થઇ છે.

**જીવનચરિત્રોનું સાહિત્ય**

ગુજરાતી ભાષામાં જીવનચરિત્રોનું સાહિત્ય પણ ઓછું નથી. પારસી લોકોમાં જીવન ચરિત્રો, તથા થોડાં આપણા લેખકોનાં જીવન ચરિત્રો સિવાય લગભગ ઓગણીસો દશ સુધી આવું સાહિત્ય નહિ જેવું હતું. હમણાં હમણાં જીવનચરિત્રો સારા પ્રમાણમાં લખાઇ તે વિભાગ સમૃદ્ધ થયો છે. આ બધા જીવનચરિત્રોમાં ગોખલે, રાનડે, રાજા રામમોહનરોય, કેશવ ચંદ્રસેન, ઇશ્વરચંદ્ર, વિદ્યાસાગર, શંકરાચાર્ય, ટોલસ્ટોય, મીસ ફ્લોરેન્સ નાઇટીન્ગલ, અબ્રહામ-લિંકન, જ્યૉર્જ વૉશિંગટન, ગેરીબાલ્ડી વગેરેનાં ભાષાન્તરો છે. ધીમે ધીમે આ પ્રયાસો વધારે સારી રીતે થવા લાગ્યા, અને ગુજરાતી ભાષાને કીર્તિરૂપ 'ગાંધીજીની આત્મકથા' મળી. આ ઉપરાંત શ્રી ગોપાલકૃષ્ણ ગોખલે, કાકા કાલેલકરની સ્મરણમાલા, મહાવીર, ઇસુ ખ્રીસ્ત, સહજાનંદ, તુર્કીનો તારણહાર, બાપુ, જવાહરલાલ નેહરૂ વગેરે ચરિત્રો નવજીવનપ્રકાશન તરફથી બહાર પડ્યાં છે. 'અમર મહાજનો', ભગવાન ચૈતન્ય, ગુરૂ ગોવિંદસિંહ, ભારતના ભડવીરો, વડોદરામાં ચાલીસ વર્ષ ( શ્રી ગોવિંદભાઇનું આત્મવૃત્તાંત ) વગેરે મુખ્ય છે. હજુ જીવનચરિત્ર વિભાગ વધારે ખીલવવાની જરૂર છે. સયાજી સાહિત્ય અને બાલજ્ઞાન માળા તરફથી નીચેનાં જીવનચરિત્રો બહાર પડ્યાં છેઃ (૧) અકબર, (૨) અશોક, (૩) નાના ફડનવીસ, (૪) મહમદ બેગડો, (૫) વીર શીવાજી, (૬) મહાન નેપોલીઅન ભા. ૧–૪, (૭) મણિશંકર કિકાણી, (૮) સમુદ્રગુપ્ત, (૯) ભાલણ, (૧૦) નરસિંહ મહેતો, (૧૧) મહિપતરામ, (૧૨) જીવબા દાદા કેળકર, (૧૩) રાજા છબીલરામ બહાદુર, (૧૪) મહાન વૈજ્ઞાનિકો, (૧૫) નેલસનનું જીવનચરિત્ર. (૧૬) યુરોપના શિક્ષણ સુધારકો, (૧૭) ચંદ્રગુપ્ત અને (૧૮) આપણા મહારાજા. શ્રી બાપુભાઇ વૈષ્ણવે 'નરસૈયો ભક્ત હરિનો' એ જીવનચરિત્ર હમણાં બહાર પડ્યું છે; આ ઉપરાંત પુ. સ. મ. મંડળ તરફથી દાનવીર કાર્નેગી, રમાબાઇ રાનડે, બુકર ટી વૉશીંગ્ટન, પ્રો. કર્વે, વગેરેનાં ચરિત્રો. ભારતી સંઘ અમદાવાદ તરફથી મહાન મુસાફરો, કમાલ આતાતુર્ક છે. સસ્તા સાહિત્યનાં જીવનચરિત્રોમાં ભારતનાં સ્ત્રી રત્નો, વીર દુર્ગાદાસ, નેપોલીઅન વગેરે, તેમજ ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી કિશોર ચરિત્રમાળાના ત્રણ ગુચ્છ અને વિદ્યાર્થી

વાચનમાળામાં પણ વિદ્યાર્થીઓને વાચન માટે ટૂંકમાં લખેલાં જીવનચરિત્રો બહાર પડયાં છે. આ ઉપરાંત ફોરમલહરી ભા. ૧ થી ૧૨ માં દેશના ઘણા મહા પુરૂષોના જીવનપ્રસંગો શ્રી વર્માએ બહાર પાડયા છે. કિશોર ચરિત્રમાળા, ફોરમલહરી અને વિદ્યાર્થી વાચનમાળાનાં પુસ્તકો બાળકોમાં પ્રિય થઇ પડયાં છે.

**ધાર્મિક અને નૈતિક ગ્રંથો.**

જૂના ધાર્મિક ગ્રંથો જોઇશું તો તેમાં આપણને સામાન્ય લોકો વાંચી શકે એવી રીતે લખાયલાં અમૃતલાલ પઢીયારનાં પુસ્તકો મળે છે. સ્વર્ગનાં પુસ્તકો ઘણાં બોધદાયી અને ધાર્મિક ઉપદેશથી ભરપૂર છે. વળી ગુજરાતી પ્રેસ તરફથી ધર્મ સંબંધી ઘણા ગ્રંથો પ્રકટ થયા છે. સસ્તા સાહિત્યે પણ રામાયણ, મહાભારતના તરજુમા, ગીતાનો તરજુમો, તથા પઢીઆરનાં પુસ્તકો તેમજ રામકૃષ્ણ કથામૃત, તથા સ્વામી વિવેકાનંદના ઉપદેશોના ઘણા ભાગો પ્રસિદ્ધ કર્યા છે. વળી મહાત્મા અરવિંદના ઉપદેશના ઘણા ગ્રંથો અંબાલાલ પુરાણીએ લખ્યા છે. આપણા હિંદુ ધર્મ સંબંધી ડૉ. આનંદશંકરભાઇએ કેટલાંક પુસ્તકો લખ્યાં છે. ગામડામાં ઉપરના લેખકોનાં પુસ્તકો ઘણે સ્થળે છે. તેનું વાચન અને મનન થવા માટે પૂરતી સવડ આપણા પુસ્તકાલયોમાં છે. આ ઉપરાંત નવજીવન પ્રકાશન દ્વારા, મશરૂવાળાનું ઉત્તમ કોટિનું ધાર્મિક લેખન આપણને મળે છે. કાકા કાલેલકર પણ સારો ધર્મોપદેશ આપે છે. નવજીવન પ્રકાશનનાં ધાર્મિક પુસ્તકો ગીતામંથન, જીવનશોધન, વ્યાપક ધર્મભાવના, રામ અને કૃષ્ણ, બુદ્ધ અને મહાવીર, આશ્રમભજનાવલી, ગ્રામભજનમંડળી, એ મુખ્ય છે. આનંદલાલ કુરનાં પુસ્તકોનાં ધર્મવર્ણન, નીતિશિક્ષણ, હિંદુધર્મની બાળપોથી, હિન્દુ વેદધર્મ, વગેરે મુખ્ય છે વડોદરા રાજ્ય તરફથી ધાર્મિક વ્યાખ્યાનમાળાનાં પાંચ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે જે દરેક પુસ્તકાલયને મળેલાં છે. એ ધર્મની ખરી સમજ લોકોમાં ફેલાવવા માટે છે. વૈષ્ણવ અને સ્વામીનારાયણ સંપ્રદાય, તેમજ કબીર અને બીજા પંથો તરફથી સાંપ્રદાયિક ઘણું ધાર્મિક સાહિત્ય બહાર પડે છે તેની નોંધની અહિં જરૂર જણાતી નથી

**પ્રવાસવર્ણનો, સ્થળવર્ણનો.**

પ્રવાસવર્ણનોનાં પુસ્તકો ગુજરાતીમાં બહુ થોડાં છે. પ્રથમ પુસ્તક તરીકે કરસનદાસ મૂળજીનો ' ઇંગ્લેન્ડમાં પ્રવાસ ' હતું. પછીથી પારસી પ્રવાસીઓનાં પુસ્તકો ' હીંદમાં મુસાફરી ' અને ' દક્ષિણ હિંદની મુસાફરી ' એ માલુમ પડે છે. ત્યારપછી ગોંડળનાં મહારાણીએ પ્રવાસનું એક પુસ્તક લખાવ્યું છે. છેલ્લા દશકામાં કેટલાં પ્રવાસવર્ણનો લખાયાં છે. તેમાં હિમાલયનો પ્રવાસ, ચીન-જાપાનની યાત્રા, કાશ્મીરથી કાન્યકુબ્જ ચાર પ્રવાસો, હિંદપર્યટન, નેપાળ અને આસામનો પ્રવાસ, ગુજરાતનાં તીર્થસ્થાનો, આબુ, કાશ્મીરથી નેપાળ, વગેરે મુખ્ય છે. આ ઉપરાંત ઘણાં સ્થળવર્ણનો લખાયાં છે. અમદાવાદ, વડનગર, વિસનગર, વડોદરા, સિદ્ધપુર, પાટણ, ભરૂચ, પાવાગઢ, શેત્રુંજે, વગેરે ઐતિહાસિક ગુજરાતી સ્થાનોનાં વર્ણનો સયાજી બાલજ્ઞાનમાળા દ્વારા આલેખાયાં છે. ગુજરાતી સાહિત્યમાં સ્થળ વર્ણનનાં પુસ્તકોમાં તેનું સ્થાન આગળ છે.

**કેળવણીને લગતાં પુસ્તકો.**

દક્ષિણામૂર્તિ પ્રકાશને કેળવણીને લગતાં મોન્ટેસોરી અને ડેલ્ટન યોજનાઓને અનુસરી ઘણાં પુસ્તકો બહાર પાડયાં છે. વાલીઓને કેળવણી આપવા તેને પુષ્કળ પ્રચાર કર્યો છે. એમનાં પ્રકાશનોમાં " પ્રાથમિક શાળાની શિક્ષણ પદ્ધતિઓ ", 'ડેલ્ટન યોજના', ' વસંત બાલશિક્ષણમાળાની દશ પુસ્તિકાઓ ', ' ઘરમાં મોંટેસોરી ', ' રખડુ ટોળી ', ' માબાપોને ', વગેરે છે. સયાજી સાહિત્યમાળા તરફથી પણ " વિદ્યાશાળા " " મોન્ટેસોરી પદ્ધતિનો આત્મા " " માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણકળા " " બાળકેળવણી " " શિક્ષણનો શાસ્ત્રાર્થ " વગેરે પુસ્તકો લખાયાં છે. વળી નવજીવન પ્રકાશન તરફથી પણ નૂતન શિક્ષણને લગતાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. ગાંધીજીના વિચારો પ્રમાણે ' નવી કેળવણી ' વિષે સાહિત્ય બહાર પડે છે. ખાસ કરીને ' વર્ધા શિક્ષણ યોજના ', ' ખરી કેળવણી ' વગેરે પુસ્તકો બહાર પડયાં છે.

**ગ્રામોન્નતિને લગતું સાહિત્ય.**

આ ઉપરાંત સાહિત્યમાં ગ્રામોન્નતિને લગતું સાહિત્ય ખાસ ધ્યાન ખેંચે છે. રેંટીઓ અને તેની પ્રવૃત્તિ સંબંધી નવજીવન પ્રકાશન તરફથી સારૂં સાહિત્ય બહાર પડયું છે. વડોદરા રાજ્યના ખેતીવાડી ખાતા તરફથી ખેડુતને બોધદાયક પત્રિકાઓ અને અખતરાઓની માહિતિ પણ મળે છે. આ ઉપરાંત ખેતીવાડીને લગતાં પુસ્તકો પણ સયાજી સાહિત્યમાળામાંથી બહાર પડયાં છે માર્તંડ શીવભદ્ર પંડયા, હિંમતલાલ ગણેશજી અંજારિયા એમનાં ખેતીવાડીને લગતાં ઉપયોગી પુસ્તકો બહાર પડયાં છે. ગ્રામોન્નતિમાં સહકારને પણ તેટલુંજ સ્થાન હોઇ તેને લગતાં ઘણાં પુસ્તકો વડોદરા રાજ્યના પ્રોત્સાહનથી પ્રસિદ્ધ થયાં છે. માત્ર તેનો ઉપયોગ થાય એજ ઇચ્છાજોગ છે. વળી બ્રેઈનના પુસ્તકનો 'ગ્રામ્ય હિંદની પુનર્ઘટના' નામનો ગુજરાતી અનુવાદ કરાવી સયાજી સાહિત્યમાળાએ ગામડે ગામડે પહોંચાડયું છે. આવાં બીજાં પુસ્તકોમાં ' ગ્રામહિંદનો ઉત્કર્ષ ' અને ' ગ્રામ હિંદનો વધુ ઉત્કર્ષ ' એવાં માર્ગદર્શક પુસ્તકો સમાજ આગળ છે, વળી ગ્રામોન્નતિને લગતું શ્રી. રમણભાઇનું 'ગ્રામોન્નતિ'નું પુસ્તક પણ બહાર પડયું છે. આ સિવાય ગામડાને લગતા, પંચાયત, કેળવણી, બાળલગ્ન, વિધવા, પુનર્વિવાહ, લગ્નવિચ્છેદ, જ્ઞાતિ ત્રાસનિવારણ વગેરેને લગતા કાયદાઓ ગુજરાતીમાં જ વડોદરા સરકારે પ્રસિદ્ધ કર્યાં છે.

**અંત.**

આ સિવાય ગુજરાતનું ઇતર સાહિત્ય જુદા જુદા વિષયોમાં ઘણું ખેડાયું છે. અને તેનો પ્રચાર પણ ગામડામાં ઠીક થયો છે. એ બધાની નોંધ અત્રે લેવાય તેમ નથી પણ એટલું તો ચોક્કસ છે કે ગુજરાતી ભાષામાં ઓછામાં ઓછા દર વર્ષે લગભગ એક હજાર જેટલાં પુસ્તકો, પુસ્તિકાઓ પત્રો, ચોપાનીઆં વગેરે થઇ બહાર પડતાં હશે. ગુજરાતની પ્રજાની વાચનભૂખ ઊઘડવાની શરૂઆત થઇ ચૂકી છે એની એ માહિતિ આપે છે

## (૬) આપણાં સામયિકો જૂનાં અને નવાં

**વિસમીસદીની શરૂઆત સુધીમાં વર્તમાનપત્રોનો વિકાસ**

ગુજરાતી વર્તમાનપત્રોની શરૂઆત આપણે મુંબાઇમાં 'મુંબાઇ સમાચાર' નામે એક અઠવાડીક પસિદ્ધ થએલું ત્યારથી ગણી શકીએ. આ પત્ર સને ૧૮૨૨માં શરૂ થયેલું. ત્યાર બાદ એક 'ચાબુક' નામનું પત્ર શરૂ થયેલું. તેના તંત્રીનાં લખાણો ચાબુકના જેવાં હતાં અને તે દ્વારા તે પૈસા કઢાવવામાં પ્રવીણ હતું. ખુશામત તાજે રોજગાર એ તેનું સૂત્ર હતું. મહારાજા લાયબલ કેસમાં તેને હલકટ ભાગ ભજવ્યો હતો. તેનું લખાણ કડક પણ એકપક્ષી, અન્યાયી અને ખોટી ખુશામત કરનારું અગર બીજાને ઊતારી પાડનારું હતું. સને ૧૮૩૨માં 'જામે જમશેદ' પત્ર સર જમસેદજી જીજીભાઇ તરફથી નીકળતું. તે પત્ર સને ૧૮૫૩માં દૈનિક થયું. તે એક કોમી પત્ર હતું; અને પારસી પંચાયતના મુખપત્ર તરીકે કામ કરતું. 'સત્યપ્રકાશ' નામનું સાપ્તાહિક સને ૧૮૫૫માં કરશનદાસ મૂળજીએ શરૂ કર્યું, તથા 'બુદ્ધિવર્ધક' નામનું માસિક પણ શરૂ કરેલું.

અમદાવાદમાંથી આજ અરસામાં ગુ. વ. સો. સને ૧૮૫૪ માં 'બુદ્ધિપ્રકાશ' માસિક કાઢવું શરૂ કર્યું. કવિ નર્મદે આજ અરસામાં 'દાંડીઓ' સને ૧૮૬૪માં કાઢેલું. પારસીઓના સામયિકોમાં જૂનામાં જૂનું સામયિક 'રાસ્ત ગોફતાર' સને ૧૮૫૧માં શરૂ થયેલું. ગુજરાતી શાળાપત્ર સને ૧૮૬૪માં શરૂ થયું. અને તેને શિક્ષણને લગતી ચર્ચાઓ શરૂ કરી. આ ઉપરાંત સુરતમાંથી 'ગુજરાત મિત્ર' અને ભરૂચમાંથી 'ભરૂચ સમાચાર' પત્રો પણ નીકળેલાં. સને ૧૮૮૦માં 'ગુજરાતી' પત્ર ઇચ્છારામ સુર્યરામ દેશાઇના તંત્રીપણા નીચે શરૂ થયું. સને ૧૮૯૮માં પ્રજાબંધુ અમદાવાદથી શરૂ થયું. વડોદરામાંથી આજ અરસામાં 'સયાજીવિજય' પત્ર શરૂ થયેલું આજ અરસામાં વડોદરાથી 'કેળવણી' માસિક પણ નીકળતું હતું.

કેળવણીનો પ્રચાર વધુ ને વધુ વેગવાન બનતાં આપણાં વર્તમાનપત્રો સામાયિકોને નવું જોમ મળ્યું. વડોદરા નરેશે ફરજીઆત કેળવણીનાં મંડાણ કર્યાં, તેની અસર ગુજરાતના બીજા વિભાગોને પણ થઇ અને મોટા ગામોમાં એવી શાળાઓ પણ ઉઘડી. બીટીશમાં મોટા શહેરોની સુધરાઇઓએ પ્રાથમિક શિક્ષણમાં વધુ ને વધુ કાળજી લેવા માંડી. શિક્ષિતોનું પ્રમાણ વધતાં દૈનિક અને અઠવાડિકોને વધારે ને વધારે સ્થાન મળવા લાગ્યું. પ્રાથમિક કેળવણીના પ્રચાર સાથે માધ્યમિક કેળવણીનો પણ વિકાસ થવા લાગ્યો અને પાશ્ચાત્ય પત્રકારિત્વના વધુ સંસર્ગમાં આવતાં આપણાં પત્રોના પ્રકાશન અને સંપાદનમાં નવીન ફેરફાર થવા લાગ્યો. સામાન્ય પ્રજાને ઉપયોગી એવાં પત્રોમાં 'ગુજરાતી', 'ગુજરાતી પંચ', 'પ્રજાબંધુ', વડોદરાથી નીકળતું 'સયાજીવિજય' એ પત્રો મુખ્ય હતાં. સને ૧૯૦૦ના અરસામાં દૈનિક પેપરોમાં 'જામે જમશેદ', 'ગુજરાતમિત્ર', 'મુંબાઇ સમાચાર' એ મુખ્ય હતાં. આ વર્તમાનપત્રો ગયા મહાયુદ્ધ પહેલાં ઘણું કરીને લોકોને જાણવાજોગ ખબરો અને તેનો પ્રચાર કરવા સાથે સાથે થોડું જ્ઞાન સાથે ગમ્મત મળે તેવું સાહિત્ય પણ આપતા. માસિકોમાં 'બુદ્ધિપ્રકાશ'

' પ્રિયંવદા, ', ' ચંદ્ર ', ' સુદર્શન ', ' ગુજરાતી શાળાપત્ર ', ' કેળવણી ' તથા ' મહાકાલ ' એ મુખ્ય હતાં

પણ ગયા મહાયુદ્ધની શરૂઆતથી સમાજમાં નવું ચેતન આવ્યું. આ પત્રો જેમ જેમ સમૃદ્ધ થતાં ગયાં તેમ તેમ તેમને માત્ર જૂની લોકરંજનની પ્રચાર યોજનાને ફગાવી નવાં નવાં તત્વો દાખલ કર્યાં. તેઓ માત્ર હકીકત આપનારાં છાપાં તરીકે જ ન રહેતાં મતપ્રચાર તરીકે પણ કામ કરવા લાગ્યાં. મતલબ કે લોકમત કેળવવાનું કાર્ય પણ તેમણે હાથમાં લીધું. અને તેથીજ આજે તે સમાજ જીવનના ઘડતર અને વિકાસનું મુખ્ય અંગ થઇ પડયું ગણાય છે. આજે ગુજરાતમાં વધારે વંચાતાં દૈનિકપત્રોમાં મુંબાઇ સમાચાર, સંદેશ, જન્મભૂમિ, ગુજરાત સમાચાર, સાંજવર્તમાન, વંદેમાતરમ્, જામેજમશેદ, ગુજરાતમિત્ર, સેવક વગેરે છે.

**દૈનિકો અને અઠવાડિકો પર નવા યુગની અસર**

અર્ધ સાપ્તાહિકો અને અઠવાડિકોમાં મુખ્ય વાચન 'સયાજી વિજય', ' ગુજરાતી ', 'પ્રજાબંધુ' 'મુંબાઇ સમાચાર', 'ફૂલછાબ', 'નવસૌરાષ્ટ્ર', 'નવગુજરાત', 'પ્રવાસી' વગેરે છે. આ ઉપરાંત 'બે ઘડી મોજ', 'રવિવાર' વગેરેની પણ ઠીક પ્રતો શહેરોમાં વંચાય છે.

નવા યુગની વિચારસરણી જેને સ્વીકારી છે તેમની અસર સમાજ પર ઓછી નથી. આપણાં દૈનિકોએ આજે ગુજરાતી મુદ્રણકળા, ઠઠ્ઠચિત્રો, કટાક્ષલેખન, વિવેચન, સંશોધન તેમજ સામાજિક બનાવોને એટલું મહત્વ આપવા માંડયું છે કે એકાદ દૈનિક હમેશાં વાંચનાર વાચકને માસિક સામયિકોમાં આવતું વાચન ફિક્કું લાગે. મારી વાચકોને વિનતિ છે કે સારૂ છે તે માટે પત્રને આવકારો પણ નબળું હોય તે માટે સૂગ પણ બતાવવા તેમણે વિચારશીલ થવાની જરૂર છે. છાપેલી તમામ વસ્તુઓ સાચી છે એવું માનવાવાળો હજી મોટો જન-સમુદાય છે. અને તેથી અતિશયોક્તિ ભરેલી કેટલીય હકીકતો સામાન્ય લોકોના માનસમાં ખોટી રીતે ઘુસી જાય છે. તેમને સામે રસ્તે દોરવાની જરૂર છે રાષ્ટ્રના ઘડતરમાં ઉપયોગી થાય તેટલી હદ સુધી જ સાચી પ્રચારાત્મક માહિતિ લોકોને આપવામાં આવશે તો સમાજની વિચારસરણી સમાન કક્ષાએ પહોંચતાં વાર લાગશે નહિ. પરંતુ લાગણીને જ માત્ર ઉશ્કેરવાની દૃષ્ટિથી લખાણો મૂકવાં ઇચ્છવાજોગ નથીઃ ' રચનાત્મક સામાજીક ઉન્નતિના સમાચારો અને વિચારોનો વધારે ફેલાવો કરનારાં નવા યુગના આંદોલનોને પ્રોત્સાહન આપવાની આવશ્યક્તા હજી ઘણી છે.

**બુદ્ધિપ્રકાશ.**

ગુ. વ. સો તરફથી સને ૧૮૫૪ ની શરૂઆતથી આ માસિક અમદાવાદથી નીકળે છે. તે ગુજરાતી ભાષાના ઉત્કર્ષ માટે અભ્યાસપૂર્ણ માહિતિ આપે છે. અને એ દિશામાં પોતાનું કાર્ય પોતાની ઢરેડી નીતિ પ્રમાણે આગળ ચલાવે છે. એના તંત્રી તરીકે હાલ શ્રી. રસિકલાલ પરિખ છે. હાલએ ત્રિમાસિક તરીકે બહાર પડે છે. ગુ. વ. સો.માં જોડાયલાં આજીવન પુસ્તકાલયોને તે મફત મળે છે. નવીન જોડાનારને તે માત્ર ત્રીશ વર્ષ સુધી મળે છે.

**પ્રિયંવદા, સુદર્શન અને ચંદ્ર**

આ સામાયિકોમાં પણ સાહિત્ય સંબંધે વિવેચનાત્મક લેખો, ચર્ચાઓ તેમજ ટૂંકી વાર્તાઓ આવતી. ગુજરાતના ઓગણીસમી સદીના ઉતરાર્ધના લેખકો તરફથી આ સામયિકો ચાલતાં. તે ટૂંક જીવન ભોગવી નાણાંના અભાવે બંધ પડયાં હતાં.

**વસંત**

ગુજરાતના વયોવૃદ્ધ અને યશસ્વી કારકીર્દી ધરાવનાર ડૉ. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ આપણી પ્રથમ નજરે સામયિકોના અભ્યાસમાં તરી આવે છે. તેઓ હિંદુ ધર્મના તેમજ પ્રાશ્ચાત્ય સાહિત્યના ઊંડા અભ્યાસી છે. ગુજરાત બીજી પુસ્તકાલય પરિષદના તેઓ પ્રમુખ હતા; તેઓએ 'વસંત' માસીક દ્વારા ગુજરાતની જનતાની અનુપમ સેવા બજાવી છે. વસંતની ફાઇલો લઇ અભ્યાસ કરનારને દેશના જુદા જુદા પ્રશ્નોનું, પરિસ્થિતિનું, આપણા સમાજ જીવનનું આલેખન તેમજ નવીન સંસ્કારિતાના ફેલાવવાનું વિચારપૂર્ણ માર્ગદર્શન મળે છે. આ સામાયિક હાલ બંધ પડયું છે.

**સાહિત્ય**

આ અરસામાં બીજાં સામાયિકો નીકળેલાં તે બધા પોતપોતાનું કાર્ય કરે જતાં પણ તેમાં 'સાહિત્ય' માસિક આગળ તરી આવે છે. 'પ્રાચીન કાવ્યમાળા'ની પ્રસિદ્ધિમાં જેમનો ખાસ હાથ હતો તેવા સાહિત્ય-માર્તંડ શ્રી. હરગોવિંદદાસ કાંટાવાળાના સુપુત્ર શ્રી. મટુભાઇ કાંટાવાળાએ એનું સંપાદન કાર્ય હાથ ધર્યું હતું. તેમનો આ માસિક ચલાવવાનો ઉદ્દેશ સાહિત્યના બ્હોળા અર્થમાં ભાષા, શૈલી કે કાવ્ય સંબંધી લેખો ઉપરાંત અર્થશાસ્ત્ર, કેળવણી, વિજ્ઞાન, વગેરે સંબધી ઉપયોગી જ્ઞાનનો ફેલાવો કરવાનો હતો; અને તે તેઓ જીવ્યા ત્યાં સુધી યથાર્થ રીતે પાર પાડી શકયા હતા. આ પત્રનું સ્થાન આજે કોઇ સામાયિકે લીધું જાણમાં નથી. માત્ર 'પુસ્તકાલય' માસિકે પુસ્તક પરિચય વિભાગ સારી રીતે આપવો ચાલુ રાખ્યો છે. તેમ જ સાહિત્યમાં આવતા પુસ્તકાલય સંબંધી લખાણો હવે 'પુસ્તકાલય' સ્વતંત્ર સામાયિક થવાથી તેમાં આવે છે.

**નવજીવન અને સત્ય, નવજીવન, યુગધર્મ, હરિજનબંધુ.**

દેશમાં નવું આંદોલન મહાયુદ્ધ પછી આવ્યું. દેશને ચેતનમય બનાવવા એક આશાવાદી યુવકે તે વખતે ઝંપલાવ્યું. દેશસેવાના વિચારોથી ભરત બનેલા શ્રી. ઇંદુલાલે નવજીવન અને સત્ય નામનું માસિક સને ૧૯૧૫માં કાઢયું. ઇંદુલાલે ભિન્ન ભિન્ન પ્રકારે જનસેવા દરી તેમને પોતાનું સમાજમાં વ્યકિતત્વ સારી રીતે પાડયું હતું. આ પત્રને સાપ્તાહિક બનાવી તેનું નામ 'નવજીવન' નામ રાખી તેનું તંત્રીપદ સને ૧૯૧૯માં ગાંધીજીએ સ્વીકાર્યું. આજ અરસામાં શ્રી યાજ્ઞિકે બીજા મિત્ર લેખકોના સહકારથી 'યુગધર્મ' માસિક શરૂ કરેલું. એ માસિક પ્રસ્થાનમાં આવતા લેખો જેવું ઉચ્ચ કોટિનું સાહિત્ય આપતું હતું. ગાંધીજીના 'નવજીવને' હિંદી પ્રજાને પોતાના હક્કોની માગણી કરવા, નિર્ભય બનવા, ન્યાય મેળવવા, સદાચારના પંથે વળવા, સામાજીક સુધારણા, સ્વદેશીનો પ્રચાર, અંત્યજોદ્ધાર તેમજ ગરીબાઇ દૂર કરી દેશની આબાદાની વધારવા યોગ્ય પ્રયાસો કર્યા છે. છેલ્લા અસહકારની ચળવળ પછી એ પત્ર સને ૧૯૩૧માં બંધ પડયું. અને સને ૧૯૩૧માં 'હરિજનબંધુ' નામનું ગુજરાતી

સાપ્તાહિક ગાંધીજીના તંત્રીપદે શરૂ થયું. તેમાં ખાસ કરીને હરિજનોદ્ધાર, ખાદીપ્રચાર અને ગ્રામોદ્ધાર સંબંધી તેમજ રાજકીય અને સામાજિક પ્રશ્નો સંબંધી પોતાની વિચારસરણી તેઓ રજૂ કરે છે. સાદુ સરળ અને પ્રમાણિક પત્રકારિત્વ તરીકે તેનું સ્થાન ઉંચું છે. હમણાં તે પત્ર ગાંધીજીએ બંધ કર્યું છે.

**વીસમીસદી**

આજ અરસામાં બીજુ નોંધવાલાયક પત્ર ' વિસમીસદી ' છે. આ અગાઉનાં સામાયિકો ચિત્રો વગેરેને સ્થાન આપતાં નહિ. અગાઉનાં સામાયિકો મોટે ભાગે જ્ઞાનપ્રચારના ઉદ્દેશથી નીકળતાં. અગ્રેજીમાં સારાં સુંદર માસિકો નીકળતાં, તેમજ હિંદના બીજા ભાગોમાં પણ મુદ્રણકળામાં સુંદર પ્રગતિ થવાથી સારા બ્લોક અને ત્રિરંગી ચિત્રો છાપવાની કળા લોકોએ કેળવી હતી. જમાનો કળાના આકર્ષણ તરફ વધતો જતો હતો. કળાની ઉણપ આપણાં મામિકોમાં જણાતાં હાજી મહમદ અલારખીઆએ ઉચ્ચકોટિનું સચિત્ર સામાયિક કાઢી તેનું યથોચિત ' વીસમીસદી ' નામ રાખ્યું હતું. તેમાં સારા લેખો, વાર્તાઓ, જીવનચરિત્રો, વર્ણનો વગેરે આવતાં. આ ખોજા ગૃહસ્થે ગુજરાતી સાહિત્યની અનુપમ સેવા બજાવી એટલું જ નહિ પણ તેમની ઇચ્છા મુજબ પારસી-ગુજરાતી, મુસલમાન-ગુજરાતી, હિન્દુ-ગુજરાતી એ ભેદોને તેમણે ટાળી દીધા. તેમની આસપાસ તે વખતના તમામ શિષ્ટ લેખકોનું મંડળ હતું.

**' ગુજરાત ', ' શારદા ', ' નવચેતન '**

આ પછી ' ગુજરાત ' શ્રી. કનૈયાલાલ મુન્શીના તંત્રીપદે થોડો સમય ચાલ્યું. તેના પર વીસમીસદીની પ્રતિભા તો ખરીજ. આવી રીતે બીજાં સામયિકો પણ નીકળ્યાં તેમાં હાલ મુખ્ય 'શારદા' અને 'નવચેતન' બે મુખ્ય છે. લોકભોગ્ય સામાયિકોમાં આ બે સામાયિકોનું સ્થાન આગળ છે. શારદાના તંત્રી શ્રી. ગોકળદાસભાઇ રાયચુરા છે; અને તેઓ વડોદરામાંથી તેનું પ્રકાશન કરે છે. લોકભોગ્ય સાહિત્ય આપવામાં તેમનો ફાળો સારો ગણાય. એમનું લેખક મંડળ પણ એમને જુદું જ ઊભું કર્યું છે. એમ તેના લેખો ઉપરથી જણાય છે. પણ તેમાં તંત્રી અંક, મહારાષ્ટ્રીય અંક, નવલિકા અંક વગેરે વિશિષ્ટ પ્રકારથી અંકો આપવાની તેમની શૈલી પણ નવીન ભાત પાડનારી છે.

પરદેશમાં વસતા ગુજરાતીઓ પોતાના દેશની મમતા ભૂલતા નથી અને પોતાની ભાષાના ઉત્કર્ષ માટે રચ્યાપચ્યા રહે એ ઓછા આનંદની વાત નથી. કલકત્તામાં વ્યાપાર અર્થે રહીને શ્રી. વિઠ્ઠલદાસ ચાંપશી 'નવચેતન'ના તંત્રી તરીકે કામ કરી રહ્યા છે. તેમના સામયિકમાં વિષયો જુદા જુદા છે એટલુંજ નહિ પણ તેમને હિંદુ, મુસલમાન, પારસી તમામ લેખકોનો સારો સહકાર છે. તેમને પોતાનું પત્ર ચલાવવામાં નાણાં અને મહેનતનો વિશેષ વ્યય કરવો પડે છે; છતાં ધ્યેય પુરઃસર પોતાનું કાર્ય કરે જાય છે. આ અરસામાં ' રંગભૂમિ, ' એ આપણી રંગભૂમિમાં સુધારા વધારા ઇચ્છતું અને ' સુવર્ણમાળા ' આપણી કલા સ્થાપત્યને સ્પર્શતાં સામયિકો નીકળેલાં પણ આર્થિક સંકડામણોને લઇને તે બંધ પડયાં.

**કુમાર**

શ્રી. રવિશંકર મહાશંકર રાવળે ઉછરતી પ્રજાને ચારિત્ર્યવાન અને સંસ્કારી બનાવવા તેમજ તેમનામાં કળાનો શોખ ખીલવવાની દૃષ્ટિથી ' કુમાર ' નામનું માસિક શરૂ કર્યું. આજે આ સામયિકે આપણી મુદ્રણ કળામાં નવો રંગ આણ્યો છે. આ સામયિકના યશસ્વી સંચાલનમાં શ્રી. વજુભાઈ રાવત અને શ્રી. કનુભાઇ દેસાઇ સરખે હિસ્સે ભાગીદાર છે. તેમાં આવતાં કાવ્યો, પ્રવાસ વર્ણનો પ્રાણી વર્ણનો, વિજ્ઞાન સાહિત્ય અને કળા સંબંધેના લેખો પ્રેરક નીવડે છે.

**વિવેચનાત્મક સામયિકો**
**પ્રસ્થાન, કૌમુદી, ઊર્મિ, માનસી**

ગુજરાતના સાક્ષર શ્રી. રામનારાયણ પાઠકના તંત્રીપદે સ્થાપિત થયેલું ' પ્રસ્થાન ' ગુજરાતનાં વિદ્દદ્ભોગ્ય સામયિકોમાં પ્રથમ નંબરે આવે છે. તેનું લેખક મંડળ અનોખું છે. તે ઉચ્ચ કોટીના વાચકોને સ્પર્શે છે. હાલ તેના તંત્રી તરીકે શ્રી. રણછોડજી મીસ્રી છે. આ ઉપરાંત વિજયરાય તરફથી ' કૌમુદી ' સને ૧૯૨૫ ના અરસામાં નીકળતું, તેમાં ગુજરાતી સાહિત્યને લગતા ઘણા અભ્યાસ પૂર્ણ લેખો લખાયેલા છે. આ પછી હાલમાં ' માનસી ' નામનું ત્રૈમાસિક તેઓ કાઢે છે. 'ઊર્મિ' નામનું માસિક ભારતી સાહિત્ય સંઘ તરફથી શ્રી. 'સોપાન'ના તંત્રી પદે નીકળે છે. તેમાં રાજકીય, કેળવણી, આર્થિક, નૈતિક, તમામ વિષયોનું સારી રીતે મનનીય વાચન મળે છે.

**બાલાપયોગી સામયિકો**

રૂ. ૬૦૦૦) ની ચોરવાડાવાળા શ્રી. જીવણલાલ મોતીચંદની ઉદાર દેણગીથી ' બાલમિત્ર ' નામના ઉચ્ચ કોટીના સામાયિકની શરૂઆત થઇ બાલ-ઉછેર, અને બાળકેળવણી નિમિત્તે એ ટ્રસ્ટ ચ. એ. સો. ને સોંપાયેલું. એ સામાયિક બાળકોની સેવા બજાવી રહ્યું છે.

વડોદરામાં શ્રી. ગીજુભાઇની પ્રેરણાથી રંગાયેલા શ્રી. રમણલાલ ' બાલજીવન ' નામેનું માસિક ચલાવે છે. તેમાં આવતા લેખો બાળકોને ઉપયોગી હોઇ. જુદા જુદા વિષયોનું રમુજી જ્ઞાન પણ બાલકોને આપે છે. તેની વાર્તા સાહિત્ય તેમજ ચિત્રકામ અને છપાઇ પણ બાળકોને રૂચે તેવી છે. વડોદરામાં ' બાળક ' નામનું બીજું માસિક નીકળે છે. તે પણ બાળકોને યોગ્ય વાચન આપે છે. અમદાવાદમાંથી બાળોપયોગી બે માસિકો નીકળે છે. એક ' બાલજગત્ ' અને બીજું ' બાલસખા ' બન્ને સામાયિકો બાળકો માટે ઉચ્ચકોટીનાં કલાત્મક ચિત્રો અને આકર્ષણો આપે છે. વાચન પણ બાળકોને રૂચીકર છે. સુરતમાંથી ' ગાંડીવ ' નામનું માસિક અને પાક્ષિક એ રીતે રજૂ થતું સામાયિક બાળકો માટે નીકળે છે. બાળકોના સામાયિકોમાં આ સામાયિક આગળ આવે છે.

**ગુણસુંદરી, સ્ત્રીબોધ**

સ્ત્રી ઉપયોગી સાહિત્યમાં આપણી પાસે બે સામયિકો ખાસ મોખરે આવે છે. આવે છે. ' સ્ત્રીબોધ ' અને ' ગુણસુંદરી ' એ બન્નેનો ઉદ્દેશ નવયુગની સ્ત્રી તૈયાર કરવાનો છે. એટલે સ્ત્રીઓને રસુજ પડે તેવા લેખો ઉપરાંત, સ્ત્રીઓનાં કર્તવ્યો,

સમાજમાં તેમનું સ્થાન, રાજકીય ક્ષેત્રમાં સ્ત્રીઓનો હિસ્સો, વગેરે પ્રશ્નો પણ છણાય છે. તે ઉપરાંત ગૃહવ્યવસ્થા, બાળઉછેર, પાકશાસ્ત્ર, જીવનચરિત્રો, ઘરગથ્થુ ઉદ્યોગો વગેરે સંબંધી ઉપયોગી માહિતી સાદી અને સરળ ભાષામાં આપવામાં આવે છે. આ બન્ને સામયિકોની સેવા સ્તુત્ય છે. સુરતમાંથી 'સ્ત્રીશક્તિ' નામનું સાપ્તાહિક પણ સ્ત્રીઓના પ્રશ્નો ચર્ચતું શ્રી. ઇશ્વરલાલ વીમાવાળાના તંત્રીપદે નીકળે છે. આ સામયિકમાં પણ બહેનોને ઉપયોગી ઘણું વાચન મળે છે. 'સ્ત્રીજીવન' નામનું છેલ્લા બે વર્ષથી શ્રી. મનુભાઈ જોધાણીના તંત્રીપદે અમદાવાદથી એક માસિક શરૂ થયું છે.

**પુસ્તકાલય**

આ ઉપરાંત પુસ્તકાલયોને પોતાના સંચાલનમાં યોગ્ય મદદ કરવા તથા પ્રકાશનો સંબંધે માહિતિ પૂરી પાડવાની ઇચ્છાથી 'પુસ્તકાલય' નામનું ત્રિમાસિક પ્રથમ સને ૧૯૨૭ માં શરૂ કરવામાં આવ્યું. ટૂંક સમય પછી તેને માસિક કરવામાં આવ્યું છે તેમાં મુખ્યત્વે કરીને ગ્રામ પુસ્તકાલયનું સંચાલન, વ્યવસ્થા, પ્રચાર, વગેરે સંબંધે લેખો; વર્ગીકરણ સંબંધે માહિતિ, પુસ્તકાલય મંડળોના હેવાલો, નિવેદનો, તેમજ નવીન પુસ્તકોની યાદી, તે સંબંધે અભિપ્રાયો, એ પ્રમાણે પુસ્તકાલયના ગ્રંથપાલોને ઉપયોગી માહિતિ આપે છે. આ ઉપરાંત તેમાં 'શું વાંચશો?' 'સામાયિક દોહન' અને 'સંસ્કારનાં વ્હેણ' એ મહત્ત્વનાં અંગો બીજા સામાન્ય વાચકોને ઉપયોગી માહિતિ આપવાના ઉદ્દેશથી અપાય છે. આ બધા વિભાગોમાં ગ્રામ જનતાને પોતાના જીવનનો આદર્શ ઉચ્ચ બનાવવા માટે પ્રેરણાત્મક જુદા જુદા વિષયોને લગતા લેખો, કે ટાંચણો, માહિતિ આપવામાં આવે છે. આ "પુસ્તકાલય"ના તંત્રી શ્રી નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી અને શ્રી. મણિલાલ પ્ર. વ્યાસ છે. "પુસ્તકાલય" માસિકનાં સંચાલનનું મુખ્ય કાર્ય હાલ શ્રી. મણિલાલ વ્યાસ કરે છે.

**શિક્ષણ વિષયક સામાયિકો.**

શિક્ષણ વિષયક સામાયિકોમાં જૂનામાં જૂનું 'કેળવણી' માસિક આપણા રાજ્યનું આપણને માલૂમ પડે છે. હાલ તે બંધ પડયું છે. વડોદરાથી આજ્ઞાપત્રિકાના કેળવણી વિભાગ તરીકે દર માસે રાજ્યના શિક્ષકો માટે ઉપયોગી માહિતિ પ્રસિદ્ધ થાય છે. તેમાં શ્રીમંત સરકારના હુકમો ઉપરાંત શિક્ષણોપયોગી લેખો પણ છપાય છે. આ ઉપરાંત તેટલુંજ જૂનું 'ગુજરાતી શાળાપત્ર' અમદાવાદથી પ્રસિદ્ધ થાય છે; શિક્ષણના વિષયો ચર્ચવામાં તે ઠીક ફાળો આપે છે.

નવીન યુગના મંડાણ સાથે આ વિષયનાં સામાયિકો પણ નવીન રીતે નીકળ્યાં. મેડમ મોન્ટેસોરીની શિક્ષણપદ્ધતિએ જેના આત્માને રંગી નાખ્યા હતા એવા શ્રી. ગિજુભાઇ અને તેમની મંડળીએ ભાવનગરથી 'દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિક દ્વારા શિક્ષણવિષયક નવીન સામાયિકની શરૂઆત કરી. વળી સામાન્ય લોકોમાં તેમની શિક્ષણશૈલી પહોંચે એ હેતુથી 'શિક્ષણપત્રિકા' નામનું માસિક પણ ચાલુ કર્યું છે. જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ શિક્ષણનો પ્રચાર વધ્યો અને માધ્યમિક શિક્ષણના પ્રશ્નો ચર્ચતું "નૂતન શિક્ષણ" નામનું સામાયિક શરૂ થયું. હમણાં અમદાવાદથી 'શિક્ષણ અને

સાહિત્ય ' સામાયિક એ વર્ષથી નીકળે છે. તેને પણ શિક્ષણવિષયક લેખો ઠીક ચર્ચવા માંડયા છે. આ ઉપરાંત ' સૌરાષ્ટ્ર શિક્ષક ' પણ એક અગત્યનું સામાયિકથી નીકળે છે.

**શારીરિક કવાયત, રમત અને આરોગ્યને લગતાં સામાયિકો.**

વડોદરા જેમ ફરજીઆત કેળવણી માટે જાણીતું છે, તેમ ગુજરાતમાં વ્યાયામના ફેલાવામાં પણ તેનું નામ હમેશાં અમર રહેશે. પ્રો. માણેકરાવજી તેમજ શ્રી. મજમુદારની વ્યાયામશાળામાં તાલિમ પામેલા ભાઇઓ ગુજરાતમાં અનેક સ્થળે વ્યાયામપ્રવૃત્તિમાં રસ લઈ રહ્યા છે. આજે તો અમદાવાદમાં ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ સ્થપાયું છે અને તે પોતાનાં પેટામંડળો માર્ફત આખાય ગુજરાતમાં પ્રચાર કરી રહ્યું છે. ' શારીરિક વિકાસની દષ્ટિએ સર્વાંગી તાલિમનો પ્રચાર કરતું સામાયિક " વ્યાયામ " આજે કેટલાંય વર્ષોથી વડોદરામાંથી નીકળે છે. આ ઉપરાંત ' નૂતન વ્યાયામ ' નામનું બીજું સામાયિક પણ નીકળે છે. આ ઉપરાંત ' આરોગ્ય વિજ્ઞાન ', ' વૈદ્ય કલ્પતરૂ ', અને ' ભાગ્યોદય ' એ વૈદકીય વિષયો પર જૂનાં સામાયિકો છે.

**ગ્રામોન્નતિને લગતાં સામયિકો**

છેલ્લા દશ વર્ષથી હિંદમાં ગામડાંઓની ઉન્નતિ અર્થે અનેક યોજનાઓ અને પ્રયાસો થઇ રહ્યા છે. તમામમાં આપણા વડોદરાનરેશ હિ. સર સયાજીરાવ ત્રીજાના પ્રયાસો ચિરકાળ સુધી ગુજરાતની અને હિંદની રાષ્ટ્રઘડતરની યોજનામાં અગ્રસ્થાને રહેશે. એઓશ્રીએ ફ. કેળવણી, પુસ્તકાલયો, આંટ વધારનારી ખેડૂતોની સહકારી મંડળીઓ, માલ એકજથ્થે ખરીદ અને વેચનારી મંડળીઓ, લેન્ડ મૉર્ટગેજ બેન્કો, આરોગ્ય સુધારણા, ખેતીવાડી પ્રચાર, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓનો વિકાસ, જમીન એકજથ્થે કરવાની યોજનાઓ વગેરે માટે અનેક પત્રિકાઓ કાઢી શિક્ષિતોમાં તેનો ફેલાવો કરવા બનતું કર્યું છે. વડોદરામાંથી નીકળતું " ગ્રામજીવન અને સહકાર્ય ", સુરતનું " સ્થાનિક સ્વરાજ્ય " અને અમદાવાદનું " નવરચના " લીંબડીનું ' ખેતીવાડી વિજ્ઞાન ' તેમજ જામનગરનું ' ખેતીવાડી ' સામાયિકો પોતપોતાની દિશામાં યથાશક્તિ ફાળો આપી રહ્યાં છે.

**ઇતર સામાયિકો.**

આ ઉપરાંત ચિત્રપટ, વીજળી, વેપાર વગેરેને લગતાં સામાયિકો નીકળે છે. જે તે પોતાની દિશામાં યોગ્ય માર્ગદર્શન કરે છે. અને તે કરનાઓને ઉપયોગી હોય છે. કેટલાંક જ્ઞાતિ અને કોમોની ઉન્નતિ અર્થે સામાયિકો નીકળે છે તેનો ઉલ્લેખ અહિં કરવો ઠીક નથી. તે સૌ પોતપોતાની જ્ઞાતિના ઉત્તેજન અર્થે ઠીક ઠીક કામ કર્યે જાય છે. બીજાં કેટલાંક સાંપ્રદાયિક માસિકો પણ નીકળે છે. આ બધાંનું વિવરણ કરવાનું સ્થાન અહિં નથી. પણ એકજ વસ્તુ નોંધવાની છે કે પુસ્તકાલય જે આખાય સમૂહને વાચન પૂરૂ પાડનારી સંસ્થા છે તે આવાં સામાયિકો પોતાના અંદાજમાં ખર્ચ પાડી લઇ શકે નહિ,

માત્ર તે પુસ્તકાલયમાં વાચકો માટે તે કોમ કે સંપ્રદાયના હિતેચ્છુઓ તરફથી ભેટ મેળવી લે. સાર્વજનિક હેતુ અને ગામડાના એકમને અનુલક્ષી આ પ્રમાણે કરવું વ્યાજબી છે. કારણ ગામડાના એકમમાં એક કરતાં વધારે જ્ઞાતિ અને એક કરતાં વધારે ધર્મના લોકો હોય છે.

---

## ( ૭ ) ઇતર ભાષાઓ અને આપણાં પુસ્તકાલયો

**આપણા પુસ્તકાલયોમાં ઇતર ભાષાનાં પુસ્તકો**

આપણાં સાર્વજનિક પુસ્તકાલયોમાં ઇતર ભાષાનાં પુસ્તકો ગામડામાં જવલ્લેજ હોય છે. માત્ર મોટાં ગામોમાં જૂના વખતમાં શ્રી સયાજી જ્ઞાન મંજૂષા શ્રેણીનાં મરાઠી પુસ્તકો, કે થોડાં કલ્યાણના વાર્ષિક અંકોનાં હિંદી પુસ્તકો સિવાય બીજાં પુસ્તકો હોતાં નથી. રાષ્ટ્રભાષાના પ્રચાર અંગે હમણાં કેટલેક સ્થળે હિન્દી વાચનમાળાને લગતાં તેમજ બીજાં હિન્દી પુસ્તકો સ્થાન મેળવે છે. કસ્બાઓમાં મરાઠી અને હિન્દી ઉપરાંત અંગ્રેજી પુસ્તકો જોવામાં આવે છે અંગ્રેજી ભાષાનાં પુસ્તકો પૈકી કેટલાંક અંગ્રેજી નવલકથાઓની સસ્તી આવૃત્તિનાં પુસ્તકો તથા હિંદી રાજકરણ અને બ્રિટિશ રાજકરણ કે આંતરદેશીય રાજકરણને લગતાં જૂજ પુસ્તકો મોટાં શહેરોના કસ્બામાં જણાય છે. ઉપરાંત હિન્દના રાજપુરુષોનાં અંગ્રેજીમાં જીવન, થોડી અંગ્રેજી નવલકથાઓ, સરકારી વાર્ષિક નિવેદનો એ મુખ્ય સંગ્રહો છે. અંગ્રેજી વાચનાર વર્ગ બહુ થોડો છે. માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓના વાચન માટે કેટલાંક બાળોપયોગી અંગ્રેજી પુસ્તકો પણ હોય છે.

**આ પુસ્તકો કેવી રીતે ખરીદવાં**

હાલના અંગ્રેજી કે મરાઠી પુસ્તકોની પસંદગી કરવા માટે અહિં કોઇ ખાસ ઇતિહાસ આપવાની જરૂર નથી. પણ ગ્રંથપાલોએ વડોદરા મધ્યવર્તી પુસ્તકાલયનો વાર્ષિક રિપોર્ટ પોતાના પુસ્તકાલયમાં આવે તેને સાચવી પુસ્તક પસંદગી કરનાર સમિતિને જરૂર પડે રજૂ કરવો; જેથી વાંચવા યોગ્ય જુદા જુદા વિષયમાંથી પોતાની પરિસ્થિતિને અનુકૂળ પુસ્તકો તેઓ મંગાવી શકે. વળી આ માટે પુસ્તકાલય ખાતા તરફથી ' Outstanding Books (stocked in Central Library) between 1934-39 ' નામની પુસ્તિકા પ્રસિદ્ધ કરી દરેક કસ્બા પુસ્તકાલયમાં મોકલવામાં આવી છે તેનો વખતોવખત ઉપયોગ કરવો. હિંદના જુદા જુદા સ્થળોના પ્રખ્યાત પ્રકાશકો તરફથી પ્રસિદ્ધ થતી સૂચિઓ જોઇ, સામાયિકોમાં આવતા અભિપ્રાયો વાંચી, અનુકૂળતા પ્રમાણે હિન્દી, મરાઠી, ઉર્દૂ અને અંગ્રેજી ભાષાનાં પુસ્તકો વાચકો અને સ્થળની જરૂરીઆત પ્રમાણે ખરીદવાં જોઇએ. આપણાં પુસ્તકાલયોમાં અંગ્રેજી ભાષાનાં સામાયિકો પૈકી The Indian Review, The Modern Review, Treasure Chest, Puspa, Indian Reader's Digest, Times Weekly, Daily Times, Bombay Chronicle-વગેરે મુખ્ય પત્રો આવે છે. તેનો પણ ઉપયોગ થઇ શકશે.

---

# (૮) પુસ્તક પસંદગી

**ઇતિહાસ**

સાર્વજનિક પુસ્તકાલયમાં પુસ્તક પસંદગી એ અતિ અગત્યનો વિષય છે. તેની અવગણના જેટલી કરીએ તેટલા આપણે પુસ્તકાલયથી સામાન્ય પ્રજાને વિમુખ કરવાના. આ માટે આપણે આપણી પુસ્તકાલય પ્રવૃત્તિનો ઇતિહાસ સમજવો જોઇએ. વિલાયત અને અમેરિકાના દેશોમાં જ્યાં પુસ્તકાલય પ્રવૃત્તિનો પુષ્કળ વિકાસ થયો છે. ત્યાં આ વિષયને ઘણું મહત્ત્વ અપાય છે. અંગ્રેજી જાણકાર કરવાના વ્યવસ્થાપકોએ Wellard's 'Book Selection' નામનું પુસ્તક વાંચી જવા જેવું છે. એ દેશમાં સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિ શહેરોમાંથી ગામડામાં ફેલાઇ છે. યાંત્રિક યુગે શહેરોના વિસ્તાર વધાર્યા. મજૂરી કરનારાઓની નવું નવું જાણવાની જિજ્ઞાસા વધારી અને તેના કારણે શહેરોમાં પ્રથમ મજૂરો, કારીગરો વગેરે માટે પુસ્તકાલયો તેના માલિકોએ ઊભાં કર્યાં. જ્યારે કેળવણીનો ફેલાવો પુષ્કળ થયો, ઉત્પાદન વધ્યું ત્યારે તેનો પ્રચાર ગ્રામવિભાગોમાં પણ વધાર્યો. આ રીતે જરૂરીઆતો પ્રમાણે આ પ્રવૃત્તિ વધી. અમેરિકામાં એન્ડ્રૂ કાર્નેગી જેવા દાનવીરોએ, અને ઇગ્લંડમાં પુસ્તકાલય સંબંધીના કાનૂનોએ આ પ્રવૃત્તિને જીવતી રાખી છે.

આપણે અહિં પુસ્તકાલયોની સ્થાપનાનું માન આપણા પૂજ્ય સ્વ. શ્રીમા સર સયાજીરાવને ફાળે જાય છે. અખિલ હિંદની સાર્વજનિક પુસ્તકાલયપ્રવૃત્તિના તેઓ પિતા ગણી શકાય. તેમનો હેતુ લોકોમાં જ્ઞાનનો બ્હોળો ફેલાવો કરવાનો હતો. મતલબ કે શાળામાં મેળવેલું જ્ઞાન સામાન્ય લોકો ભૂલી ન જાય અને તેમનું જ્ઞાન વધે અને તાજુ રહે તે માટે પ્રયાસો કરવા જરૂરી હતા, એટલે ફરજીઆત કેળવણીના પૂરક અને આમજનતાની વિદ્યાપીઠરૂપે આપણાં સાર્વજનિક પુસ્તકાલયોનો જન્મ થયો છે. એટલે આપણી પુસ્તક પસંદગી એ પ્રમાણે થવી જોઇએ.

**આપણે પુસ્તકો કેવાં પસંદ કરવાં**

*શ્રીમંત સરકારની ઉપરની નીતિને જો પુસ્તકાલયોએ અમલ કરવાનો હોય તો* તેમનાં પુસ્તકો એવી પસંદગીનાં હોવાં જોઇએ કે તે સામાન્ય લોકોમાં વધુમાં વધુ પ્રચાર પામેલાં હોવાં, જોઇએ અગર પ્રચાર કરવા યોગ્ય હોવાં જોઇએ એટલે આમાં નીચે પ્રમાણે પસંદગી થવી જોઇએ એવું મારૂં માનવું છે.

( ૧ ) બાળકો માટે ઇતર વાચનમાં આપી શકાય તેવા તમામ વિષયોનાં પુસ્તકો.

( ૨ ) થોડું ભણેલા લોકો વાંચી શકે તેવાં નીચે પ્રમાણેના વિભાગોનાં

( અ ) વાચકની નાગરિકત્વની અને સામાજિક ભાવના ખીલે તેવાં ગામડાના લોકો સમજી શકે તેવી ભાષામાં લખાયેલાં, કેળવણી, આરોગ્ય ઉદ્યોગ, વ્યવસ્થા વગેરે ગ્રામોન્નતિને લગતાં પ્રકાશનો.

( આ ) ધર્મ અને નીતિને સ્પર્શતાં લોકભોગ્ય પુસ્તકો, ધર્માત્માનાં ચરિત્રો સહિત

( ઇ ) ટૂંકી વાર્તાઓ, નવલકથાઓ, પ્રવાસવર્ણનો, જીવનચરિત્રો.

( ૩ ) માધ્યમિક શાળાનું જ્ઞાન પામેલાઓ માટે

( अ ) રાજ્ય, હિંદ અને પરદેશોના જુદા જુદા વિષયોની માહિતિ આપનારાં પુસ્તકો.

( आ ) ગુજરાતી ભાષાવિકાસ અને વિવેચનને લગતું સાહિત્ય.

( इ ) ટૂંકી વાર્તાઓ અને નવલકથાઓ.

( ई ) જીવન ચરિત્રો, પ્રવાસ વર્ણનો.

**પુસ્તક પસંદ કરતી વખતે સીફારસ કરતાં વાચક અને ભણેલાંનો વિચાર કરો.**

ઉપર પ્રમાણે પુસ્તકો પસંદ કરતી વખતે આપણે જે સ્થળને પુસ્તકાલય સ્પર્શતું હોય તેના શિક્ષિતોના ઉપલા વર્ગો પ્રમાણે લોકોની ગણના અવશ્ય કરવી જોઇએ. ઉપરના પૈકી જે લોકોની જેટલી જરૂરીઆત અને જ્ઞાનપ્રચારની જરૂર હોય તે પ્રમાણે પસંદગીમાં સ્થાન આપવું જોઇએ. આપણો હેતુ પ્રાથમિક જ્ઞાન ટકાવી રાખવાનો હોઇ આપણાં ગ્રામ પુસ્તકાલયોમાં બાળોપયોગી વાચન દર વર્ષે તાજું આવવું જોઇએ. બાલોપયોગી પુસ્તકોનું જીવન તેની બાંધણી જોતાં એકાદ વર્ષથી વિશેષ હોતું નથી; એટલે પુસ્તકની રકમના નિદાન ટ્રે રકમનાં પુસ્તકો બાળકો માટે આપણે વસાવવાં જોઇએ. જ્યાં વસ્તી વધારે હોય ત્યાં વાલીઓને આ બાબતનો ઉપદેશ યથાર્થ રીતે સમજાવી મદદ મેળવી આ સાહિત્ય વસાવવા આગ્રહ રાખવો જોઇએ.

પછી થોડું ભણેલાં છોકરા છોકરીઓ તેમ જ પ્રૌઢો માટે લોકવાર્તાઓનું માહિત્ય જે પ્રદેશમાં તેઓ રહેતાં હોય તેને લગતું હોવું જોઇએ. વડોદરા, નવસારી અને મહેસાણાનાં ગામડાંમાં લોકભોગ્ય ભજનો અને આખ્યાનોનાં પુસ્તકો વિપુલ પ્રમાણમાં સામાન્ય લોકો વાંચવા માગી શકે તેમ છે તો તે પુસ્તકો મેળવવા અને તેનો પ્રચાર કરવા ગ્રંથપાલે તજવીજ કરવી જોઇએ. આવાં પુસ્તકો મોટા ટાઇપનાં હોય તો જ લેવાં. સારાં પુસ્તકો થોડાં જ મળતાં હોય તો એક પુસ્તકની વધુ પ્રતો લઈ સમાજમાં વધારે વંચાતી કરવી જોઇએ.

વળી સામાન્ય ઉચ્ચ પ્રાથમિક શિક્ષણ અગર થોડું માધ્યમિક શિક્ષણ પામેલા લોકોને નવયુગની માહિતિ જોઇએ તો તેમને માટે પણ સાહિત્ય વસાવવું ઠીક પડશે. પણ **અહિં સાવચેતી બહુ રાખવાની છે. સાહિત્ય પુષ્કળ છે. પસંદગી કરવામાં સમિતિઓ અને ગ્રંથપાલોએ નિષ્પક્ષપાત રહેવું ઘટે.** યુવાનોના વાચનના પ્રમાણમાં જુદાં જુદાં પુસ્તકો ખરીદવાં ઘટે. **કોઇ મોટા લેખકથી મોહાઈ જઈ, અગર પ્રકાશકની સિફારસથી પ્રલોભનમાં પડી, અગર પોતાના મત વિચારને જ વળગી રહી ગામનાં બાકીનાં ભણેલાંઓના વિચારોનો ખ્યાલ કર્યા સિવાય પુસ્તકો ખરીદાશે તો તેનો ઉપયોગ થશે નહિ.** આજે ઘણાં ગામડાંમાં આ સ્થિતિ છે તો પુસ્તકોની માગણીની યાદી કરવાની હોય ત્યારે વિનતિ છે કે ઉપરના પ્રશ્નનો ખાસ અભ્યાસ કરી પુસ્તકોની માગણી ગોઠવે.

આ ઉપરાંત આધારકોષ કે કોઇ મહત્ત્વનો ગ્રંથ એકાદ પુસ્તકાલયમાં ઘણા માણસોની પૂછપરછના જવાબ આપવા માટે રાખવો પડે તો તે પણ વસાવવાની જરૂર છે.

પુસ્તકાલયની વ્યવસ્થા અને નિયમન અગર દોરવણી માટે પ્રસિદ્ધ થતું સાહિત્ય જરૂરીઆતના પ્રમાણમાં લેવું.

ઉપર પ્રમાણે નોંધ કરવા માટે ગ્રામ પુસ્તકાલયના ગ્રંથપાલભાઇએ ગામના ભણેલાં અને જુદી જુદી કક્ષાનાં વાચકોની તારવણી વખતોવખત કાઢી પુસ્તક પસંદ કરનાર સમિતિને વિચાર કરવા મૂકવી.

આ ઉપરાંત જુદા જુદા બાલોપયોગી, લોકભોગ્ય અગર વિવેચનાત્મક સામયિકોમાંના અભિપ્રાયો વાંચી આપના સ્થળની તુલના કરી પુસ્તકપસંદગી માટે કાચી નોંધ કરી વર્ષ અંતે વિવાદ કરી પુસ્તકોની યાદી તૈયાર થશે તો તે સંપૂર્ણ રીતે પુસ્તકાલયનું વધુમાં વધુ હિત જાળવશે.

**સંસ્થાઓએ કરવા જેવી તજવીજ**

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ અને રાજ્ય પુસ્તકાલય મંડળ જે કેવળ પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસ માટે જ સ્થાપયેલાં મંડળો છે તેમના કર્મચારીઓએ આ પ્રશ્નો હાથમાં લઈ પોતાના પ્રચારકો અને પગારદાર માણસો દ્વારા તથા રાજ્યના ગ્રંથપાલોની મદદથી ઉપયોગી પુસ્તકસૂચિઓ તૈયાર કરવી જોઇએ. જ્યારે આ કાર્ય સફળતાથી હાથ લેવાશે ત્યારે જ પુસ્તકાલયોની સંખ્યા કરતાં તેની ઉપયોગિતા માટે વિશેષ પ્રચારનું ખરું કાર્ય હાથ ધર્યું ગણાશે. રાજ્ય પુસ્તકાલય મંડળે બાળકો માટેના કરેલા પ્રયાસો આદરણીય છે. પણ આવા પ્રયાસોની અવિરત યોજના ચાલુ જ રહેવી જોઇએ. 'પુસ્તકાલય' જેવા માસિકના વ્યવસ્થાપકોની આ કાર્યમાં પ્રકાશનની દષ્ટિએ ઉપયોગી મદદ મેળવી શકાય તેમ છે.

---

## ( ૯ ) સાર્વજનિક પુસ્તકાલયમાં પુસ્તકો કમી કરવાની જરૂરીઆત

**પુસ્તકો કમી કરવાનાં મુખ્ય કારણો**

આ મથાળા નીચે આપણે અહિં સ્વતંત્ર ચર્ચા કરીએ છીએ તેનું કારણ એટલું જ કે હજી આપણાં પુસ્તકાલયો સાર્વજનિક પુસ્તકાલયમાંથી કયાં પુસ્તકો કમી કરવા જેવાં છે તે બરાબર સમજી શકતા નથી.

પુસ્તકાલયનો પુસ્તકો આપ-લે કરવાનો ખંડ કે કબાટ વાચકને વધારે ઉપયોગી થઈ પડે તેમ તેને પુસ્તકો વાંચવા સામાન્ય રીતે લઇ જવાનું રુચે તેવાં તો નિદાન હોવાં જ જોઇએ. પુસ્તકાલયમાં કોઇ નબળું પુસ્તક તેની દષ્ટિમાં આવવું ન જોઇએ; તેમ જ પુસ્તકાલયનું કબાટ કે આપ-લે ખંડ ગંદો અને જીર્ણ લાગવો ન જોઇએ.

( ૧ ) ઉપરના હેતુને પાર પાડવા માટે આપણે આપણાં પુસ્તકોને વખતો વખત

જોવાં જોઇએ. ફાટેલાં પુસ્તકો જુદાં પાડવાં જોઇએ. સારો બાંધનાર ન હોય તો નકામાં બંધામણીનાં નાણાં ન ખરચવાં જોઇએ. વડોદરા, પાટણ, મહેસાણા કે નવસારી જેવા સ્થળે સારી કાળજીથી બાંધણી કરી શકે તેવા પુસ્તક બાંધનારા પાસે જ પુસ્તકો બંધાવવાં જોઇએ; નહિ તો તે કમી કરવાં જોઇએ.

વળી ગ્રંથપાલ અને સમિતિઓએ સંકુચિત માનસ રાખી કામ ન કરવું જોઇએ. આપણાં પુસ્તકનો બાંધો એટલો નબળો છે કે તે નિદાન દશથી પંદર વાચકોના હાથમાં જાય તો નકામા જેવું થાય છે; અને તેને બંધાવવાથી તે માત્ર પાંચેક વિશેષ વાચકો મેળવી શકે, એટલે બંધામણીમાં નિરર્થક ખર્ચ કરવા કરતાં નવું પુસ્તક લેવાથી વાચકો વધારે લાવી શકાશે.

કસ્બાઓએ પુનઃ ન પ્રાપ્ત થાય તેવાં પુસ્તકો, જરૂરી સામયિકો, જરૂરી વાર્ષિક નિવેદનો અગર ઉપયોગી આધારગ્રંથો બંધાવવા ખાસ તજવીજ કરવી. વળી સારી નવલકથા અને ધાર્મિક પુસ્તકો ગામડા કે શહેરમાં હોય અને તેની કિંમત વધુ હોય તો બંધાવવા તજવીજ કરવી જરૂરી છે. પણ એકાદ વખત બંધાયા પછી જો તે વાંચવા લાયક પુસ્તક બહુ વાચનના કારણે ફાટી જાય તો ફરી નવું વસાવવું સારૂં છે.

( ૨ ) કેટલાંક અલ્પજીવી પુસ્તકોનું આયુષ્ય જૂના વિચારના વ્યવસ્થાપકો લાંબુ બનાવી દે છે અને પુસ્તકાલયને બેડોળ કરી મૂકે છે. નિરર્થક વાર્તા કે સૂચિપત્ર પુસ્તકાલયમાં દાખલ થયું હોય તેમ જ સામયિકો નિરૂપયોગી થયાં હોય તો તુર્ત તેમને કમી કરવાં જોઇએ.

( ૩ ) ઉધાઇથી ખવાયેલાં પુસ્તકો એક પણ મિનિટ પુસ્તકાલયમાં રાખવાં જોઇએ નહિ. અને ઉધાઇથી ખવાઇ ગયેલાં પુસ્તકોની આજુબાજુનાં તમામ પુસ્તકોની સંપૂર્ણ ઝીણવટથી તપાસ કરવી જોઇએ. ગમે તેવું પુસ્તક હોય પણ તે ઉધાઇથી ખવાયું હોય તો તે નિરૂપયોગી છે. મહેસાણા પ્રાંતના એક ગામડામાં કેવળ નિષ્કાળજીના પરિણામે સારામાં સારા અને ઉપયોગી ગ્રંથો ઉધાઇથી ખવાઇ ગયેલા મેં જોયા હતા. સાર્વજનિક પુસ્તકાલયની આવી સ્થિતિ આવે એ કેવળ શોચનીય છે અને વળી જ્યારે તેનો રક્ષક ઉચ્ચ શિક્ષિત માણસ હોય છે ત્યારે તો તે વધારે શોચનીય બને છે.

આ માટે પુસ્તકાલયનાં કબાટો જે પ્રદેશમાં ઉધાઇનો વધારે ભય હોય તો કબાટોને પાકા રંગથી રંગાવવાં જોઇએ. વળી તેમાં દવા નાખવી જોઇએ; અગર ઉધાઇ ન લાગે તે માટે રોજના રોજ પુસ્તકોની હેરફેર કરવી જોઇએ. ઉધાઇ જીર્ણ પુસ્તકોને વધારે લાગે છે, માટે તેવાં જૂનાં પુસ્તકો તેના વાચકો ન હોય તો ગામડાના સાર્વજનિક પુસ્તકાલયે રાખવાં જોઇએ નહિ.

( ૪ ) સરકારથી નિષિદ્ધ થયેલાં પુસ્તકો હોય તો તે પણ પુસ્તકાલય ખાતા તરફ મોકલી રજીસ્ટરેથી કમી કરાવવાં જોઇએ.

( ૫ ) પાનાં ચોપડીમાંથી છૂટાં પડી તે ખોવાઇ ગયાં હોય તો તેવાં પુસ્તકો પણ પુસ્તકાલયમાં રાખવાં હિતાવહ નથી. ખાસ કરીને વાર્તાઓ અને બાલોપયોગી પુસ્તકો આવી અધૂરી હકીકતવાળાં હોય તો પુસ્તકાલયોમાં રહેવાં જોઇએ નહિ.

સાર્વજનિક પુસ્તકાલય એ ગામડાના લોકોને જ્ઞાનામૃત પીવાનું વહેતું ઝરણું છે. તેમાં ઉપયોગી સાહિત્ય ઉપયોગ થતો હોય ત્યાં સુધી રહે. દરવર્ષે અનેક વાચકોના ઉપયોગથી જીર્ણ, ફાટી, અધૂરાં થયેલાં પુસ્તકો કમી કરી નવાં નવાં પુસ્તકો પુસ્તકાલયોના વ્યવસ્થાપકોએ વસાવવાં જોઈએ. તેથી વાચકને વાંચવા આવવાની, પુસ્તકાલય તરફ માન ઉત્પન્ન કરવાની અને તે માટે કંઈ દાન આપવાની વૃત્તિ પેદા કરી શકાશે અને પુસ્તકાલય વાચક, વંચાયલાં પુસ્તકો અને નાણાંથી સમૃદ્ધ થશે.

**સાર્વજનિક પુસ્તકાલય જ્ઞાનનું વહેતું ઝરણું છે**

---

# (૧૦) વર્ગીકરણ વિદ્યા

**વર્ગીકરણની વ્યાખ્યા અને વ્યાપ્તિ**

સમાન ધર્મો પ્રમાણે બાબતોને જુદા જુદા વર્ગમાં ગોઠવીઃ ગોઠવેલા વર્ગોને વધુ સમાન ધર્મો પ્રમાણે એથી વધુ મોટા વર્ગોમાં, અને નવા ઉપજેલા વર્ગોને એથી મોટા વર્ગમાં ગોઠવવાની વિધિને **વર્ગીકરણ** ( Classification ) કહે છે. જ્યારે તમામ બાબતો સૌથી મોટા સમાન ધર્મવાળા વર્ગમાં આવી જાય ત્યારે આ વિધિ પૂરી થઈ ગણાય. આપણે જેને વિભાજન ( Division ) કહીએ છીએ તે આથી ઊલટું છે. એક મુખ્ય વર્ગ લઈ તેના અમુક સામાન્ય ધર્મ લઈ તે ધારણ કરનાર અને ધારણ ન કરનાર એમ પેટાવર્ગોમાં વહેંચી, નવા આવેલા વર્ગોને વળી પાછા એ જ ધોરણે પેટાવર્ગો પાડતા જઈ છેવટે વર્ગો પાડવા અશક્ય થાય ત્યાંસુધીની જે વિધિ છે તેને **વિભાજન** વિધિ કહેવાય.

આપણા સામાન્ય ઉપયોગમાં આપણે વર્ગીકરણને આ બન્ને અર્થમાં સમજીએ છીએ; એટલે વસ્તુઓનું સમાન ધર્મોના ધોરણે સંયોજિત કરીએ છીએ અને અસમાન ધર્મોના ધોરણે છૂટી પણ પાડીએ છીએ.

વિશ્વની રચના જ એવી ગહન છે કે તેના બહુપણાને સમજવા માટે વર્ગીકરણ એ સાદામાં સાદી રીત છે. એ એક મનોવ્યાપાર છે. એટલે બાબતો વિષેના આપણા વિચાર કે બોધ ( Concepts ) પર આપણે તેમને ભેગી કરીએ છીએ કે છૂટી પાડીએ છીએ.

સામાન્ય રીતે વર્ગીકરણ જ્ઞાનના તમામ ક્ષેત્રોને આવરી લે છે. જ્યારે ખાસ વર્ગીકરણ એ જ્ઞાનના અમુક એક વિભાગને તેની જુદી જુદી શાખાઓમાં વહેંચવાનું કાર્ય કરે છે.

વિચાર, ગુણ, સમાનતા કે અસમાનતાના જે ધોરણ પર આપણે વસ્તુઓ ભેગી કરીએ છીએ કે જુદી પાડીએ છીએ તે વર્ગીકરણનું **મૂળતત્ત્વ** ( Principle ) કહેવાય છે. જે વર્ગીકરણમાં તેનું મૂળતત્ત્વ કુદરતના મૂળતત્ત્વ પરથી નિર્માણ કર્યું હોય તે વર્ગીકરણ કુદરતી ગણાય, જ્યારે મૂળતત્ત્વ આકસ્મિક ( Accidental ) હોય તો વર્ગીકરણ કૃત્રિમ ( Artificial ) બને છે. દાખલા તરીકે એક કાપડના ટુકડાનો ઢગલો છે. તેના કુદરતી

મૂળતત્વ પર વર્ગીકરણ કરીશું તો આપણે–રેશમી–ગરમી સુતરાઉ–શણનું વગેરે વિભાગો પાડી શકીશું. પરંતુ જ્યારે, રંગ, માપ, કે સ્વચ્છતાના મૂળતત્વઉપર તેના વિભાગો પાડીશું તો તે વિભાગો એવા હશે કે જેમાં રેશમી, ગરમ, સુતરાઉ કે શણના કાપડના કકડાના એક કે બધા વિભાગનો સમાવેશ તેમાં થશે મૂળતત્વ ગમે તે વખતે બાહ્ય ઉપાયોથી ફેરવી શકાશે; જેમ કે લાલ કકડો લીલો બનાવી શકાશે, સ્વચ્છ કકડો અસ્વચ્છ બનાવી શકાશે; અને આમ ફેરફાર કર્યાથી તે જુદા વર્ગમાં જઇ પડશે; પણ સુતરાઉ કાપડનો કકડો કદી ઉનનો કહેવાશે નહિ કારણ એ કુદરતી મૂળતત્વ પર વિભાગ પડેલો છે. આ ફેર કુદરતી અને કૃત્રિમ વર્ગીકરણમાં છે.

સંબંધ કરતી વ્યક્તિઓના પરસ્પર સંબંધો અને સૌથી મહત્વની વિશિષ્ટતાઓ (Characteristics) પર પરસ્પર પ્રતિબંધક અને સમૂહગત (Collectively) સંપૂર્ણ નામરૂપો (Categories) ઘડવાની યોજનાંના પ્રયાસને આપણે ભાવગમ્ય (Theoretical) વર્ગીકરણ કહી શકીએ; કૃત્રીમ અને કુદરતી એ માત્ર વર્ગીકરણના વર્ણનાત્મક શબ્દો છે. કુદરતી વર્ગમાં મૂળતત્વ કુદરતી તત્વ પર રચાએલું હોવાથી તેના બીજા ગુણ ધર્મોનું આપણે અનુમાન કરી શકીએ; જેમકે પાંખોવાળી કરોડવાળાં પ્રાણીઓ (Vertibrates )નો વર્ગ આપણે જોઇએ એટલે તેના બીજા ગુણધર્મો જેમકે બે આંખ, ચાંચ ગરમ અને વિપુલ લોહી, મજબુત હૃદય, ઝડપી શ્વાસોશ્વાસ, સંપૂર્ણ પાચનશક્તિ વગેરેનું આપણને ભાન થાય છે. ઉપર પ્રમાણે જે સંબંધ આપણે જોયો તેને ધર્મોનો પરસ્પર સંબંધ (Correlation of Properties ) કહે છે.

આપણે કાપડના કકડાની રંગ પ્રમાણે ગોઠવણી કરવાના વિચારોને કાગળ પર આમ મૂકી શકીએઃ—

| | |
|---|---|
| **વર્ગીકરણનાં મુખ્ય** | કાપડના કકડાઃ— |
| **વાચ્યપદો** | લાલ કાપડના કકડા |
| | ભૂરા કાપડના કકડા |
| | રાતા કાપડના કકડા |
| | ........વગેરે |

આમાં બધા લખેલા શબ્દો આખા વર્ગીકરણનાં **વાચ્યપદો** કહેવાય છે. અને આખી હકીકતને **યાદી** ( Schedule ) કહીએ છીએ; કકડાના વર્ગને આપણે (૧) **જાતિ** કહીએ છીએ અને રાતા કાપડના કકડા, લાલ કાપડના કકડા, ભુરા કાપડના કકડા વગેરેને (૨) **ઉપજાતિ** કહીએ છીએ. હવે કાપડના કકડા અને રાતા કાપડના કકડાનો સંબંધ 'રાતા' શબ્દથી આપણે જોડીએ છીએ. એટલે 'રાતો' એ કકડાનો (૩) **વ્યાવર્તક ધર્મ** ગણાય. 'જાતિ' વર્ગમાં ' વ્યાવર્તક ધર્મ ' ઉમેરવાથી ' ઉપજાતિ ' વર્ગ આપણે મેળવીએ છીએ. જે વિશેષ ગુણોથી ઉપજાતિ જાતિથી જુદી પાડીને ઓળખી શકાય તેને ઉપજાતિનો ' વ્યાવર્તક ધર્મ ' ગણાય.

આ જાતિ વર્ગની દરેક બાબતમાં જે સામાન્ય ગુણ હોય તેને (૪) **ધર્મ** (Property) કહે છે. જેમકે કાપડના કકડાનો ' વણી જવાનો ' જે ગુણ છે તે આખી જાતિમાં સામાન્ય છે. આ ધર્મ એ ઉપજાતિ માટે જરૂરી હોતો નથી.

જાતિ વર્ગની કોઇપણ વ્યક્તિમાં જે ગુણ હોઇ શકે અને ન પણ હોઇ શકે તે ગુણને (૫) ઉપાધિ (Accident) કહે છે. કાપડના કકડામાં રંગ, કદ, એ ગુણો 'ઉપાધિ' કહેવાય.

**બાબતનો વ્યંજનાર્થ અને દર્શનાર્થ**

કોઇ પણ બાબતનું વ્યાપકત્વ એટલે તેના અર્થથી જેટલી ચીજો ઓળખી શકાય તે બધાનો જેમાં સમાવેશ થાય તે અર્થ એ બાબતનો (denotation-extension) દર્શનાર્થ ગણાય; અને જે અર્થથી તેના ગુણધર્મોનો વિચાર થાય તેને વ્યંજનાર્થ (Connotation-intension) કહેવામાં આવે છે. આપણે કાપડના કકડાના દાખલાથી જોઇશું તો 'કાપડના કકડા' એ બાબતમાં દર્શનાર્થ વિશેષ છે. એટલે અનેક જાતના કકડાનો ખ્યાલ આવે છે. "લાલ કાપડના કકડા" એ પદથી આપણો દર્શનાર્થ સંકુચિત થાય છે અને તે માત્ર અમુક પ્રકારને જ લાગૂ પડે છે. પણ તેના ગુણધર્મ વધે છે. જેથી તે બીજા કાપડના કકડા જુદા પડે છે અને વળી કાપડના કકડામાં જે ગુણધર્મો છે તે પણ તેમાં છે. મતલબ કે વ્યંજનાર્થ એટલે બાબતની વ્યાખ્યા માટે જોઇતા તમામ ગુણોનો સમાવેશ.

'પુસ્તકાલય' એ શબ્દનો વ્યંજનાર્થ એટલે પુસ્તકાલયના તમામ જાતિવિશિષ્ટ ગુણો; મતલબ કે જે સ્થળે પુસ્તકો રાખવા, વાંચવા, અને આપ-લે કરવા દેવામાં આવતી હોય તે સ્થળ, વગેરે. તેનો દર્શનાર્થ એટલે એ શબ્દથી જેટલાં પુસ્તકાલયોનું જ્ઞાન થતું હોય તે બધાં જેમકે દુનિયાનાં ચાલતાં, બંધ પડેલાં, ઊઘડનારાં તમામ પુસ્તકાલયોનો એમાં સમાવેશ થાય છે. પણ 'સાર્વજનિક પુસ્તકાલય' કહીએ એટલે દર્શનાર્થમાંથી કેટલાય પ્રકારનાં પુસ્તકાલયો ઓછાં થઇ જાય છે. વિદ્યાપીઠોનાં, શાળા પાઠશાળાનાં, ખાનગી માણસોનાં, લવાજમવાળાં વગેરે. પણ તેનો વ્યંજનાર્થ વધે છે, એટલે કે જ્યાં પુસ્તકો સર્વને માટે ખુલ્લાં છે, જ્યાં જાતિ કે ધર્મનો ભેદ નથી, બધા વિષયનાં પુસ્તકો જેમાં હોઇ શકે, તેનું સ્થળ અમુક જગોએ મુકરર હોય વગેરે; તેથી આગળ વધી 'વડોદરા મધ્યવર્તી પુસ્તકાલય'નો ખ્યાલ કરીએ ત્યારે વળી આપણો દર્શનાર્થ ઘટે છે અને તે માત્ર હવે એક જ સાર્વજનિક પુસ્તકાલયને સ્પર્શે છે અને તેથી દુનિયાભરનાં બીજા પુસ્તકાલયો કરતાં તેના વિશિષ્ટ ગુણો વધતા હોઈ તેનો વ્યંજનાર્થ વધે છે. એ પ્રમાણેની આપણે જેમ જેમ મુખ્ય જાતિમાંથી ઉપજાતિ, અને તેની ઉપાંગજાતિ એમ શક્ય હોય ત્યાંસુધી વર્ગો પાડીએ તેમ તેમ પ્રત્યેક પેટા વર્ગનો વ્યંજનાર્થ વધે છે અને દર્શનાર્થ ઘટે છે અને માત્ર છેવટે એક જ વ્યક્તિને તે સંબોધે છે.

હવે આપણે એક લેખકે* નિર્માણ કરેલા વર્ગીકરણના ૭ મુખ્ય કાનૂનોની નોંધ આ નીચે કરીશું.

**વર્ગીકરણના મુખ્ય કાનૂનો**

(૧) ઓછા વ્યંજનાર્થ અને વધુ દર્શનાર્થવાળી બાબતોમાંથી વિભાજન શરૂ થઈ ઓછા દર્શનાર્થ વધુ વ્યંજનાર્થવાળી બાબતોમાં વર્ગો પડે છે.

* Sayers, W. C, Berwick, "Introduction to Library Classification 1935, P. 15

(૨) વિધિ ક્રમિક હોવી જોઇએ; દરેક વર્ગ તેના પછીથી આવતા વર્ગથી ચડતો ( modulating ) અને આખી વિધિ સરખા ગુણવાળી ( Coordinated ) હોવી જોઇએ.
(૩) વિભાજનના પાયારૂપે જે તત્વો નક્કી કરવામાં આવે તે વર્ગીકરણના હેતુ માટે ખાસ આવશ્યક હોવાં જોઇએ.
(૪) તત્વો વિચારોમાં મળતાં ( Consistent ) હોવાં જોઇએ.
(૫) વાપરેલાં પદો પરસ્પર પ્રતિબંધક હોવાં જોઇએ.
(૬) વિભાગોનું વર્ણન સંપૂર્ણ હોવું જોઇએ.

---

## (૧૧) પુસ્તકવર્ગીકરણ

હવે આપણે પુસ્તકોનું વર્ગીકરણ એટલે શું તેનો વિચાર કરીએ. ગ્રંથપાલને મન તે નીચે પ્રમાણે હોઇ શકે.

**પુસ્તકવર્ગીકરણ**

(૧) નિયત થયેલી પદ્ધતિ અનુસાર વર્ગોની છાપેલી યાદીઓ.
(૨) પ્રસિદ્ધ યાદી પ્રમાણે પુસ્તકોમાં વર્ગો સંબંધે નોંધ કરવી.
(૩) પ્રસિદ્ધ કરેલી યાદી પ્રમાણે પુસ્તક નોંધવહીની નોંધ તૈયાર કરવી.
(૪) કબાટ કે ઘોડા પર યાદીમાં જણાવેલા ક્રમાનુસાર પુસ્તકો ગોઠવવાં.

વિચારોના વર્ગીકરણ અને પુસ્તકના વર્ગીકરણમાં ભેદ છે. વિચારોનું વર્ગીકરણ **કેવલ** ( abstract ) કલ્પનાઓ પર અવલંબે છે, જ્યારે પુસ્તકોનું વર્ગીકરણ **સમવેત** (concrete) છે. પુસ્તકો એ વિચારોનું લેખિત રૂપ છે (written representation). વિચારોના વર્ગીકરણમાં આપણે અગાઉથી ધારેલા વિચારો-જે મોટે ભાગે સ્વાનુભવો અગર પ્રચલિત કેવલ કલ્પનાઓ પરથી બંધાયના હોય છે-તેને પાયા રૂપે લઇએ છીએ; એટલે આપણી પ્રચલિત કલ્પનાઓ કે મતોમાં પરિવર્તન થતાં આખું વર્ગીકરણ ફરી જાય છે; જ્યારે પુસ્તકોમાં તેમ નથી. પુસ્તકમાં જે વિચારો મૂકાયા હોય તે નક્કી જ છે. તેમાં વર્ગીકરણ પદ્ધતિ યોજનારની કલ્પનાને સ્થાન નથી. તેને તો છાપેલા વિચારોનું વર્ગીકરણ જ કરવાનું હોય છે. અહીં આપણને પુસ્તકના વર્ગીકરણમાં તેનું વ્યવહારિકપણું સમજાય છે. **એટલે વિચારોની એકલી ગોઠવણી નહિ પરંતુ એક સાથે વપરાતી બાબતો એક સાથે કેવી રીતે ગોઠવવી તેની પદ્ધતિને** આપણે પુસ્તકવર્ગીકરણમાં પાયારૂપે લઇ શકીએ.

**તેનું મહત્વ**

પુસ્તકો તેના વાચકોને જલદી મળી શકે અને પુસ્તકસંગ્રહમાંથી વાચક પોતે સહેલાઇથી શોધી શકે તથા ગ્રંથપાલ વાચકને તેના પુસ્તક સંબંધેના પ્રશ્નોનો ઊકેલ જલદીથી આપી શકે અને પોતાની કાર્યક્ષમતા વિધારી શકે તે માટે પુસ્તકોના વર્ગીકરણની ખાસ

આવશ્યકતા છે. ખરેખર **પુસ્તકોના વર્ગીકરણનું જ્ઞાન એ પુસ્તકાલયનાં ગ્રંથપાલ-પણા માટે લાયકાતનો પાયો છે.** પુસ્તકોના વર્ગીકરણથી શું કાર્યસિદ્ધિ થાય છે તે નીચેની કાર્યસિદ્ધિઓ પરથી સહજ સમજી શકાશે.

(૧) ગ્રંથપાલ અને વાચકને અનુકૂળ હોય તેવી રીતે પુસ્તકસંગ્રહો ગોઠવે છે.

(૨) પુસ્તકસંગ્રહો વખતોવખત જોઇ જવામાં, કમી કરવા જેવાં અને જુદા જુદા વાચકો માટે જુદાં જુદાં પુસ્તકો પસંદ કરવામાં મદદની મદદ કરે છે.

(૩) પુસ્તકાલયમાં આવેલાં પુસ્તકોને નિયત સ્થળે લઈ જવામાં મદદ કરે છે.

(૪) વાચકો માટેના વિષયોનું પૃથક્કરણ કરે છે; જાહેર જનતાને નોંધવહીઓ દ્વારા પુસ્તકો તરફ જલદી લઇ જાય છે. વળી તેનાથી જ પુસ્તકસંગ્રહોની સ્પષ્ટ અને કાર્યક્ષમ દોરવણી થાય છે.

(૫) ખાસ હેતુ માટે આખા પુસ્તકસંગ્રહમાંથી અમુક પુસ્તકો રજૂ કરવામાં અને ઘોડાઓ પરથી સહેલાઈથી મેળવવા કે ખસેડવામાં મદદ કરે છે; વળી તાબાનાં પુસ્તકાલયો માટે ફરતાં પુસ્તકાશ્રયો તૈયાર કરવામાં મદદરૂપ છે.

(૬) કેટલીક વખત આપણે નોંધવહીમાં કયા વિષયનાં કયાં પુસ્તકો વંચાય છે તે જાણી તેના આંકડાઓનો અભ્યાસ કરવામાં બહુ મદદરૂપ થાય છે.

(૭) પુસ્તક સંગ્રહની નોંધવહી અને પુસ્તક મેળવણીની ઘોડા કાપલીઓ ( Shelf slips ) અગર વિષયારી નોંધ દ્વારા પુસ્તકોની મેળવણીમાં મદદરૂપ છે.

(૮) પુસ્તકોના સંદર્ભગ્રંથોના અધ્યયનમાં તેમજ તેની સંદર્ભયાદીઓ, નોંધવહીઓ, તથા યાદીઓમાં ઉપયોગી છે.

(૯) ટૂંકમાં પુસ્તકાલય શાસ્ત્રના ચોથા સિદ્ધાંત **વાચકનો સમય બચાવો**—ના અમલ માટે અતિ ઉપયોગી ઉપાય છે.

**કેવું વર્ગીકરણ જીવે છે**

પુસ્તકોનાં વર્ગીકરણો જુદી જુદી રીતે થાય છે. પણ તે જ વર્ગીકરણ જીવે છે જે પુસ્તકોના વ્યવહારિક અનુકૂળ વર્ગો પાડી શકે છે પુસ્તકો એવી રીતે ગોઠાવવાં જોઇએ કે સામાન્ય માણસ તેમજ પુસ્તકવિદ્યામાં પ્રવીણ બન્ને તેને સહેલાઈથી મેળવી શકે. સાર્વજનિક પુસ્તકાલયોના **'પુસ્તકને તેના વાચકને પહોંચાડો'** એ સિદ્ધાંતનું યથાર્થ પાલન કરાવી શકે તેવી જ વર્ગીકરણની યોજના લાંબો કાળ જીવે છે. કારણ પુસ્તકો ઉપયોગ માટે જ સંગ્રહાય છે; તેની આપણે તેનો ઉપયોગ કરાવવા માટે જ છે; માટે ઉપયોગિતા વધે એ દષ્ટિએ તૈયાર થયેલી વર્ગીકરણ યોજના વ્યાજબી છે. પુસ્તકોનું વર્ગીકરણ આ રીતે કુદરતી કરતાં કૃત્રિમ વધારે હોવું જોઇએ. પુસ્તકો એ આપણે જોયું તેમ આપણી જરૂરીઆતો પૂરી પાડવા માટે છે; અને તેમનું ધ્યેય વિચારો—સંસ્કારોને ( ideas in association ) રજૂ કરવાનું છે. આ સંસ્કારો લેખકો અને તેમના વાચકોમાં સામાન્ય હોય છે એ સમજી વર્ગીકરણની યોજના ઘડવી જોઇએ.

# (૧૨) પુસ્તકવર્ગીકરણનાં ખાસ રૂપો

**મુખ્ય રૂપો**

વર્ગીકરણ પ્રમાણે તૈયાર થયેલી ખાસ વર્ગોની યાદીઓને આપણે પુસ્તકવર્ગીકરણ કહીએ તે પહેલાં પુસ્તકના પ્રાકૃતિક સ્વરૂપ અંગે કેટલાક સ્પષ્ટ રૂપો તેમાં દાખલ થવાં જોઇએ. આ મુખ્ય રૂપો નીચે પ્રમાણે છે.

(૧) સર્વસામાન્ય વર્ગ. ( Grenerlia Class )
(૨) રચના વર્ગો. ( Form Classes )
(૩) રચના વિભાગો. ( Form Division )

**સહાયક રૂપો**

આ ઉપરાંત નીચેના સહાયક રૂપોની જરૂર છે. પુસ્તકોને ઘોડા પર ગોઠવવા માટે વર્ગોની યાદીઓ વાપરતા પહેલાં યાદીમાં નીચેની બાબતો દાખલ થવી જોઇએ.

(૪) પરિમાણો.
(૫) સૂચિ.

**(૧) સર્વસામાન્ય વર્ગ**

સર્વસામાન્ય વર્ગના નામ પ્રમાણે જ તેમાં એવા પ્રકારનાં પુસ્તકો હોય છે કે તે વર્ગીકરણના બીજા વિભાગોમાં આવી શકે જ નહિ. તેમાં આધારકોષો, જ્ઞાનચક્રો, શબ્દકોષો, વાર્ષિક ગ્રંથો, સર્વસંગ્રહો વગેરેનો સમાવેશ થાય છે. આ પુસ્તકોમાં ઘણા વિષયોની માહિતિ હોઇ કોઇ એક વિષયમાં તેને મૂકી શકાશે નહિ. વળી આ વર્ગમાં પુસ્તકાલય શાસ્ત્રને લગતાં પુસ્તકો, સામયિકો, સંગ્રહસ્થાનો, અપ્રાપ્ય પુસ્તકો વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે.

**(૨) રચના વર્ગો**

આ વર્ગોને 'સાહિત્ય', 'લલિત વાઙ્મય', 'શુદ્ધ સાહિત્ય', વગેરે નામ આપવામાં આવે છે. આ વર્ગમાં ખાસ કરીને કવિતા, નાટક, અને નવલકથાઓ હોય છે. આ વર્ગનાં પુસ્તકો કોઇ જ્ઞાનના વિષયને માટે ખાસ ઊમેરા તરીકે લખેલાં હોતાં નથી, તેનો પ્રધાન હેતુ લખાણની રચના પર હોય છે આ વર્ગમાં સાહિત્ય પર લખાયેલા નિબંધો, પુસ્તકો વગેરેનો સમાવેશ થાય છે. એમાં સાહિત્ય, કાવ્ય, નાટક, નવલકથા, નિબંધ, ભાષણો, પત્રો, કટાક્ષ અને ઠઠ્ઠા લખાણો, પરચુરણ વગેરે વર્ગો પાડી શકાય. વળી આ બધાં લખાણો જુદા જુદા સમયમાં લખાયા પ્રમાણે તેના ઉપવર્ગો પણ પાડી શકાય.

**(૩) રચના વિભાગો**

અમુક એક વિષય પરનાં પુસ્તકો વિષયને જુદી જુદી રીતે, જુદા જુદા મુદ્દા પર, અને જુદી જુદી રચનામાં આલેખે છે; મતલબ કે એ વિષય આધારકોષ, શબ્દકોષ, પાઠ્ય પુસ્તક, શાસ્ત્રીય ગ્રંથ, વગેરે રૂપમાં લખાયો હોય; અથવા તે વિષય તેના ઇતિહાસ, તત્વજ્ઞાન કે નિબંધરૂપે લખાયો હોય; અથવા કોઇ બીજા સાહિત્યના રૂપમાં લખાયો હોય. દરેક પુસ્તક-

વર્ણનના સંદર્ભગ્રંથોના વર્ગીકરણમાં આ રચના વિભાગોનું ખાસ સ્થાન હોય છે. તેથી વર્ગીકરણ પદ્ધતિમાં તેમને પેટાવર્ગો તરીકે મૂકવામાં આવે છે.

**(૪) પરિમાણો** — પરિમાણ એટલે પુસ્તકવર્ગીકરણમાં વર્ગો, વિભાગ કે પેટાવિભાગોનાં નામો માટે જે સંજ્ઞાઓ નક્કી કરવામાં આવેલી હોય તેની શ્રેણીઓને પુસ્તક પરિમાણો કહેવામાં આવે છે. એ વર્ગીકરણની રચનાની ઓળખ માટે સગવડભર્યું સાધન છે.

આ પરિમાણો બે પ્રકારનાં છે. એક પુસ્તકના વિષયને સ્પર્શતાં અને બીજાં પુસ્તકોના કર્તાના સંબંધે. પુસ્તકના કર્તાના સંબંધે જે સંજ્ઞાઓ વપરાય છે તે તેના નામના માટે પણ વપરાય છે. હવે વર્ગીકરણના જુદા જુદા વર્ગો માટે જુદી જુદી સંજ્ઞાઓની જુદી જુદી યોજનાઓનો હોય છે. આપણે એ બધી યોજનાઓ પૈકી ગુજરાતી માટે શ્રી. દલાલની, મરાઠી માટે શ્રી. કુડાલકરની. અને અંગ્રેજી માટે શ્રી. બ્રૉઉન્ડને તૈયાર કરેલી યોજનાઓનો ઉપયોગ કરીએ છીએ. તેમાં વિષયો કે વર્ગોની સંજ્ઞા માટે જે તે ભાષાની લિપિના મૂળ અક્ષરોમાંથી વિષયોની સંજ્ઞાઓ નક્કી કરી હોય છે. એના પેટા વિભાગો માટે મરાઠીમાં સ્વર અને વ્યંજનોનું મિશ્રણ લીધું છે. ત્યારે ગુજરાતીમાં કેટલેક સ્થળે વ્યંજનોના મુખ્ય વર્ગના પ્રથમ અક્ષરને વિભાગનું નામ આપી પેટાવર્ગોમાં તેજ વર્ગના પેટા અક્ષરો લીધા છે અને એથી વધુ વિસ્તરણ માટે અંકની ૧ થી ૯ સુધીની સંખ્યા દરેકને માટે મૂકી છે. આ માટે શ્રી. દલાલની સંશોધન પામેલી **ગુજરાતી પુસ્તકોની વર્ગીકરણ પદ્ધતિ** નામના પુ. સ. સ. મંડળ, વડોદરા તરફથી પ્રસિદ્ધ થયેલા પુસ્તક પરથી જણાશે. મરાઠીમાં વ્યંજનના જુદા જુદા અક્ષરો જે સંજ્ઞા તરીકે મુખ્ય વિષયો માટે વપરાયા હોય તે તેના વિસ્તરણમાં સ્વર અને વ્યંજનના મિશ્રિત પદોમાં પરિણમે છે. એટલે 'क' વર્ગના પેટાવર્ગો 'क, का, कि, की...' વગેરે પ્રમાણે પડે છે. જ્યારે ગુજરાતી પુસ્તકોમાં પ્રથમ મુખ્ય વિષયોને અમુક સ્વર અને વ્યંજન અક્ષરો આપેલા છે. પૈકી કેટલાક વ્યંજનના મુખ્ય અક્ષરોને જરૂર પ્રમાણે મુખ્ય વિષય તરીકે ગણી પેટાવિષયમાં તેના પેટાવર્ગો પાડયા છે. જેમકે 'क' વર્ગના ઉપવર્ગો—'क', ख', 'ग', 'घ', 'ङ', 'च', વર્ગના, 'च' 'छ', 'ज', 'झ', 'ञ' એ પ્રમાણેના દરેક ઉપવર્ગો પડે છે આને પ્રથમ વિસ્તરણ કહેવામાં આવે છે. ઉપવર્ગોના ઉપાંગવર્ગો क$_{૧}$, क$_{૨}$, क$_{૩}$..., ख$_{૧}$; ख$_{૨}$, ख$_{૩}$. ख$_{૪}$, એ પ્રમાણે નવઅંક સુધી જરૂર પ્રમાણે પેટાવિષયો પ્રમાણે ઉપાંગવર્ગો પડે છે. આ ઉપરાંત વર્ગો પાડવાના હોય તો આપેલા અંકો સાથે પુનઃ ૧ થી ૯ સુધીના અંકો વધારી શકાય છે. જેમકે 'क$_{૧}$' વર્ગ હોય તે વર્ગમાં પુનઃ પેટાવર્ગ પાડવાની જરૂર હોય તો 'क$_{૧૧}$', 'क$_{૧૨}$', 'क$_{૧૩}$', 'क$_{૧૪}$' એ પ્રમાણે વર્ગો પડે છે, જેમ જેમ પેટા મુદ્દાઓમાં વિભાગો વધુ પાડવાની જરૂર હોય તેમ તેમ આ પદ્ધતિ પ્રમાણે ઉપવર્ગો પાડી શકાય છે. આ યોજના પ્રમાણે પુસ્તકોના પાડેલા પ્રથમ મુખ્ય વર્ગોની સંજ્ઞાઓ પુસ્તકાલયનાં એક હજાર ઉપરાંત પુસ્તકોનું વર્ગીકરણ માટે ઠરાવ્યું છે. એ પ્રમાણે પુસ્તકો કબાટમાં કે ઘોડા પર ગોઠવવાનાં છે.

પ્રથમ વિસ્તરણ પ્રમાણેનું વર્ગીકરણ પાંચ હજાર સુધીનાં પુસ્તકો માટે નક્કી થયું છે.

પાંચ હજાર ઉપરાંત પુસ્તકોવાળાં પુસ્તકાલયોએ દ્વિતિય વિસ્તરણ પ્રમાણે વર્ગીકરણ કરવાનું ઠરાવી તે પ્રમાણે પુસ્તકો ઘોડાઓ પર ગોઠવવાનાં છે. કસ્બાના ગ્રંથપાલો પોતાનાં કામની જરૂરીઆત પ્રમાણે આથી વધુ વિસ્તરણ પાડી પોતાના પેટા વિષયો વાચકને અનુકુળ થાય તેમ ગોઠવવાની છૂટ છે.

અંગ્રેજી અને મરાઠી પુસ્તકો મોટે ભાગે કસ્બાઓમાં હોય છે. તેમાં નાના કસ્બાઓમાં એટલે ત્યાં અંગ્રેજી પુસ્તકો માત્ર એક હજાર અંદર હોય ત્યાં વર્ગીકરણ 'બૉર્ડન' સાહેબે ગ્રામ પુસ્તકાલયો માટે જે અંગ્રેજીમાં વિભાગો પાડયા છે તે પ્રમાણે વિભાગો પાડવાના અને ગોઠવવાના ઠીક થશે જ્યારે એક હજારથી વધુ પુસ્તકો માટે તેઓશ્રીએ પ્રથમ વિસ્તરણ રૂપે આપેલી યાદી પ્રમાણે વિભાગો પાડી ગોઠવવાનાં છે.

અંગ્રેજી વર્ગો માટે જે યોજના શ્રી. બૉર્ડને નક્કી કરે છે તે તમામ કસ્બા પુસ્તકાલયોમાં હશે જ. એની છેવટની આવૃત્તિ સંશોધન કરી પુસ્તકાલય ખાતાના હાલના વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબે ૧૯૩૫ માં Scheme of Classification for the Libraries of Baroda State by W. A. Borden એ નામથી પુસ્તકાલય ખાતા તરફથી પ્રસિદ્ધ કરી છે. તેમાં આ સંજ્ઞાઓની સંપૂર્ણ માહિતિ છે.

ગુજરાતી પુસ્તકોનું દ્વિતિય વિસ્તરણ સને ૧૯૨૮ માં થયું છે. ત્યાર પછી આપણાં ગુજરાતી પુસ્તકોમાં ઘણા વિષયોનાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. આ માટે ગુજરાત પુસ્તકાલય મંડળે વર્ગીકરણ માટે એક વિસ્તૃત યાદી તૈયાર કરવા એક સમિતિ નીમી છે. તે જ્યારે કંઈ વિસ્તૃત અગર નવીન યોજના મૂકે ત્યાં સુધી આપણી ઉપરની યોજના પ્રમાણે આપણે સંજ્ઞાઓ વાપરવાની છે.

**(૫) કર્તાઓની સુચિ**

પુસ્તકો પ્રસિદ્ધ થયાના વર્ષો પ્રમાણે, અમુક વિષયમાં લખાયલા પુસ્તકોની મહત્તા પ્રમાણે, સામાન્ય નોંધવહીના અનુક્રમ પ્રમાણે તેમ જ કર્તાના અક્ષરો પ્રમાણે પુસ્તકોનું વર્ગીકરણ કેટલીક વખત કરવામાં આવે છે. ગુજરાતી, અંગ્રેજી અને મરાઠી માટે કર્તાની સુચિઓ તૈયાર કરવામાં આવી છે. આ સુચિ માટે કર્તાની અટકના મૂળ અક્ષરોના અનુક્રમ પ્રમાણે ગોઠવણી થાય છે. પ્રથમ અક્ષરને ત્રણ અંકની સંજ્ઞા આપવામાં આવે છે. અંગ્રેજીમાં 'A' ને '101' સંજ્ઞા આપી 'Z' ને '999' સંજ્ઞા આપી તે વચ્ચે બધા લેખકોના નામના પ્રથમ અક્ષરે મૂળાક્ષરના ક્રમ પ્રમાણે ગોઠવી સુચિ તૈયાર કરી છે. વડોદરા રાજ્યની "Scheme of Classification"માં આપેલી છે. વડોદરા રાજ્યમાં ગુજરાતી પુસ્તકોને પણ ઉપર પ્રમાણે કર્તાઓની અટકના પ્રથમ મૂળાક્ષરને 'अ' ને '૧૦૧' સંજ્ઞા આપી 'ज्ञ' ને '૯૯૯' નંબર આપ્યો છે. આ પ્રમાણે નંબર શોધી નક્કી કરવામાં જો અટક ન હોય તો નામનો મૂળાક્ષર નામ ન હોય અને ઉપનામથી જ લેખક લખતો હોય તો તે ઉપનામનો પ્રથમ અક્ષર લઇ નંબર નક્કી કર્યો છે. કોઇ પુસ્તકનો લેખક જડતો જ ન હોય તો તેનો કર્તા નંબર પુસ્તકના પ્રથમ અક્ષર ઉપરથી નક્કી કરી શકાય

પરિમાણો સારાં હોવા બદલ તેના આવશ્યક ગુણો નીચે પ્રમાણે હોવા જોઇએ.

**સારાં પરિમાણોના ખાસ ગુણો**

(૧) પુસ્તકોની વર્ગીકૃત યાદીઓનાં તે પૂરો હોવાં જોઇએ.

(૨) એ પરિમાણો પરિમિત હોવાં જોઇએ અને તે વર્ગોના સ્પષ્ટ અને સ્વયં નિર્દેશ કરનારાં હોવાં જોઇએ.

(૩) પરિમાણો બોલવા, લખવા અને યાદ રાખવા માટે સહેલાં હોવાં જોઇએ.

(૪) બને તેટલાં ટૂંકાં હોવાં જોઇએ.

(૫) શક્ય તે રીતે પેટાવર્ગો અગર મુદ્દાઓને સ્પર્શ કર્યા સિવાય યથાર્થ રીતે યાદ રહે તેવાં સમયક ( Mnemonic ) હોવાં જોઇએ.

પુસ્તકાલયના વર્ગીકરણના પરિમાણોનો ઉપયોગ નીચે પ્રમાણેનો છે:—

**પરિમાણોની ઉપયોગિતા**

(૧) વર્ગીકરણના શબ્દોને બદલે આ પરિમાણોનો ઉપયોગ થઇ શકે છે. જેમકે ' નવલકથા 'ને બદલે આપણે 'ચ' પરિમાણ વાપરી શકીએ.

(૨) વર્ગીકૃત યાદીના પૌર્વાપર્ય સંબંધ (Sequence) માટે ભોમિયાનું કામ કરે છે, અને યાદીઓની શ્રેણી બનાવવામાં યોગ્ય સ્થળે વિષયના શબ્દોને મૂકવામાં મદદ કરે છે. એકલા વિષયના નામ જાણવાથી યાદીમાં તેને પૂર્વાપર સંબંધમાં કયું સ્થાન મળશે તે નક્કી થઇ શકે નહિ. દાખલા તરીકે ' ખ્રિસ્તી ધર્મ 'નું પુસ્તક કયાં મૂકવું તે આપણને વિસ્તૃત યોજનામાં એકલા નામથી સમજાશે નહિ પણ '$ઘ_7$' એ વિષય સાથે જોડીશું તો સમજાશે કે 'ઘ' નામના '**હિન્દુ ધર્મ સિવાયના ધર્મ**' વિભાગમાં તેનું સ્થાન ' **મુસલમાન ધર્મ**, $ધ_૬$ ' પછી છે, અને તે સ્થળે તેને મૂકીશું.

(૩) આપણે જે શબ્દસૂચિઓ તૈયાર કરીએ તેમાં આ પરિમાણો મદદરૂપ છે. શબ્દસૂચિ સાથે આપણે આ પરિમાણોની સંજ્ઞાઓ બતાવીશું તો તે જે તે વિષયને આપણી વર્ગીકૃત યાદીની મદદ વડે સહેલાઇથી શોધી શકશે. જેમકે " સુધરાઇ " શબ્દ માટે આપણે શબ્દસૂચિમાં " સુધરાઇ, $ઠ_7$ " એમ જોઇ તેનો સંબંધ શોધીશું તો આપણે આપણી યાદીઓમાં ઠ નામના રાજપદ્ધતિ અને કાયદાના વિભાગમાં ' $ઠ_7$ ' સ્થાનિક સ્વરાજના વિભાગમાં આપણે એ વિષે તમામ માહિતિ મેળવી શકીશું.

(૪) ટૂંકી સંજ્ઞાઓ તરીકે પુસ્તકમાં તેમજ જુદા જુદા કામોમાં ઠેકાણે ઠેકાણે ઉપયોગ કરવામાં ગ્રંથપાલને ઉપયોગી છે.

(૫) કૃવર્ગીત નોંધવહીઓ બનાવવામાં અને વાચકોને મદદરૂપ થવા ઘણા ઉપયોગી હોય છે.

(૬) પુસ્તકાલયની કાર્યક્ષમતા વધારવામાં અને તેની ઉપયોગિતાનો બહાર ફેલાવો કરવામાં મદદરૂપ છે.

(૭) સમયક તરીકે યાદદાસ્તમાં મદદરૂપ છે.

**(૫) શબ્દસૂચિ**

વર્ગીકરણ માટે તૈયાર કરેલી યાદીઓના અંતે, તેમાં વપરાયેલા શબ્દો, તેને લગતાં પરિમાણ તેની સામે નોંધી અક્ષરાનુક્રમ પ્રમાણે તૈયાર કરેલી યાદીને શબ્દસૂચિ કહે છે આ શબ્દસૂચિમાં કેટલીક વખત નહિ નોંધાયલા પણ અગત્યના પેટાવિષયોના શબ્દો કયા વિષયના સંબંધે આવે છે તેની પણ પરિમાણોસહ નોંધ બતાવવામાં આવે છે. મતલબ કે તમામ મુદ્દાઓનું વર્ગીકરણ શબ્દસૂચિમાં હોય છે અને તેથી વર્ગીકરણમાં કયા વિષયમાં કયો મુદ્દો જણાવ્યો છે તે ચોકસાઇથી જાણી શકાય છે. શબ્દસૂચિ એ વર્ગીકરણનો એક વધારો માત્ર છે. વિષયોનો પરસ્પર સંબંધ બતાવતી શબ્દસૂચિઓ પણ તૈયાર થાય છે. તેથી કયો મુદ્દો કયા જુદા જુદા વિષયોને સ્પર્શે છે તે પણ બતાવવામાં આવે છે. આથી શબ્દસૂચિઓ ઘણી લાંબી થઇ જાય છે; વળી આ સૂચિઓ તૈયાર કરનારની વિવેચના અને પસંદગી પર તેમાં ફેરફાર પણ થાય છે. તેમાં બધાંજ શક્ય તે દૃષ્ટિબિન્દુઓ રજૂ થઇ શકતાં નથી.

આપણી પાસે વર્ગીકરણની જે યોજનાઓ હોય તેની આંકણી આપણે નીચેના ધોરણો પર કરવી જોઇએ.

**પુસ્તકવર્ગીકરણનાં નિર્ણયાત્મક ધોરણો**

(૧) પુસ્તકોના સ્વરૂપમાં રજૂ થતા જ્ઞાનના તમામ ક્ષેત્રોનો બની શકે તેટલી રીતે યોજનામાં સમાવેશ થવો જોઇએ.

(૨) યોજના સર્વસામાન્ય પરથી બાબતવાર પર આવતી પદ્ધતિસરની હોવી જોઇએ.

(૩) પ્રત્યેક પ્રકારના પુસ્તકનો સમાવેશ થાય તેવી રીતે યોજના વિસ્તૃત હોવી જોઇએ.

(૪) પુસ્તકોનો ઉપયોગ કરનારને સુલભ થાય તેવી રીતે યોજના ઘડાએલી હોવી જોઇએ.

(૫) વપરાયેલા શબ્દો સ્પષ્ટ અને અર્થસૂચક હોવા જોઇએ. વળી જરૂર પડે ત્યાં વર્ગીકરણ કરનારને સમજ મળે તે હેતુથી વિવરણ પણ આપેલું હોવું જોઇએ.

(૬) યોજનામાં (૧) સર્વસામાન્ય અને રચના વર્ગો હોવા જોઇએ (૨) રચના વિભાગો અને સ્થળના વિભાગો પણ હોવા જોઇએ. (૩) અસરકારક પરિમાણો વપરાયેલાં હોવાં જોઇએ. (૪) અક્ષરાનુક્રમવાળી શબ્દસૂચિ હોવી જોઇએ.

(૭) યોજનાનું વખતોવખત પુનરાવર્તન કરી, વર્ગીકરણ કરનારને તથા તેનો ઉપયોગ કરનાર તમામને જરૂરી માહિતિ સહેલાઇથી મળે તે માટે તે છપાયેલી હોવી જોઇએ.

**વર્ગીકરણની કેટલીક યોજનાઓ**

વર્ગીકરણની કેટલીક યોજનાઓ જુદા જુદા દેશોમાં જુદે જુદે સમયે પ્રસિદ્ધ થઈ છે. તેની ચર્ચા કરવાની અત્રે જરૂર નથી પણ ખાસ વધારે પ્રખ્યાત થયેલી થોડીક યોજનાનાં નામ નીચે પ્રમાણે છે.

(૧) મેલવીલ ડયુઇની દશાંશ વર્ગીકરણ પદ્ધતિ. ( અમેરિકા )

(૨) ચાર્લ્સ એમી કટરની વિસ્તારશીલ વર્ગીકરણ પદ્ધતિ. ( ,, )

(૩) લાયબ્રેરી ઓફ કોન્ગ્રેસની વર્ગીકરણ પદ્ધતિ. ( ,, )

(૪) જેમ્સ ડફ બ્રાઉનની વિષય વર્ગીકરણ પદ્ધતિ. ( ઇંગ્લૅન્ડ )

(૫) રંગનાયનની કોલન વર્ગીકરણ પદ્ધતિ. ( મદ્રાસ )

(૬) વડોદરાની ઓર્ડર વર્ગીકરણ પદ્ધતિ. ( વડોદરા )

# (૧૩) પુસ્તકવર્ગીકરણનો વ્યવહારિક પ્રયોગ

આપણે પુસ્તકોનું વર્ગીકરણ કરતી વખતે નીચેની મહત્વની બાબતો ધ્યાનમાં રાખવાની વર્ગીકરણ માટેનાં ખાસ જરૂર છે તેની પ્રથમ નોંધ લઇએ.
ધોરણો

( અ ) સર્વ સામાન્યઃ

( ૧ ) પુસ્તકને જે વિષયમાં તેનો ઘણો ઉપયોગ થશે તે વિષયમાં મૂકો અને તે માટે કારણ આપો. વાચકની ઉપયોગિતાની દૃષ્ટિએ જ આપણે વર્ગીકરણ કરવાનું છે.

( ૨ ) પહેલાં પુસ્તકનો વિષય નક્કી કરો, પછી તેની રચના કેવા પ્રકારની છે તે નક્કી કરો.

( ૩ ) જે પ્રકારના પુસ્તકાલય માટે પુસ્તકોનું વર્ગીકરણ કરીએ તે સંસ્થાનો ખ્યાલ કરી પુસ્તકોનું વર્ગીકરણ કરવું જોઇએ.

( આ ) પુસ્તકનો વિષય નક્કી કરવામાં નીચેની બાબતોનો વિચાર કરવોઃ

( ૧ ) પુસ્તકનું નામ. કેટલીક વખત પુસ્તકનું નામ ગેરસમજ ઊભી કરનારૂં અને અચોક્કસ વિષય બતાવનારૂં હોય છે; માટે બીજી બાબતો પણ ધ્યાનમાં લેવી.

( ૨ ) પુસ્તકમાં વર્ણવેલી બાબતોની અનુક્રમણિકા એ વિષય નક્કી કરવામાં વધારે ઉપયોગી થઇ પડશે.

( ૩ ) પ્રકરણોનાં મથાળાં અથવા પરિચ્છેદોની ટૂંકી નોંધ.

( ૪ ) પ્રસ્તાવના,

( ૫ ) પુસ્તકને છેડે શબ્દસૂચિ હોય તો તે.

( ૬ ) પુસ્તકોના વિષયોની છાપેલી વર્ગીકૃત યાદીઓ, અગર તેવાં બીજા અભિપ્રાયો બતાવતાં પુસ્તકો.

( ૭ ) પુસ્તકની છાપેલી હકીકત વાંચી જવી. છતાંય વિષય નક્કી કરવામાં સમજ ના પડે તો

( ૮ ) નિષ્ણાતની સલાહ લેવી.

( ઇ ) વર્ગ પરિમાણ નક્કી કરતી વખતે ધ્યાનમાં રાખવાની બાબતોઃ

( ૧ ) પુસ્તકનો પ્રત્યક્ષ ઉપયોગ કેમ થવાનો છે તે ઉપર તે કયા વર્ગ અગર પેટા વિષયમાં જશે તે નક્કી કરવું જોઇએ.

( ૨ ) પુસ્તકનું વસ્તુ શું છે તે ઉપરથી તેનું ખરૂં પરિમાણ શોધવું.

( ૩ ) પુસ્તકનું વસ્તુ એટલું જ નહિ પણ કેવા પ્રકારના પુસ્તકાલયમાં તે મૂકવામાં આવ્યું છે તેનો પણ ખ્યાલ કરવો જોઇએ. જરૂર પડે ત્યાં ફેરફારની સંપૂર્ણ નોંધ પણ મૂકવી જોઇએ.

( ૪ ) તરજૂમા, અભિપ્રાયો, કૂંચિઓ, વિવરણો, ઉત્તરપત્રો, અને એવી બીજી ચોપડીઓ જે મૂળ પુસ્તકને સંબંધ બતાવતી હોય તેના વિષય પ્રમાણે વર્ગનું પરિમાણ આપવું.

( ૫ ) જ્યારે પુસ્તક એક કરતાં વધારે વિષયો ચર્ચે ત્યારે જે વિષય પ્રથમ ચર્ચાયો હોય તે વિષયનું પરિમાણ શોધો. ખાસ કારણ હોય અને પેટા વિષય વધારે અગત્યનો હોય તો તેનું પરિમાણ આપતી વખતે કારણ ટૂંકમાં બતાવવું

( ૬ ) બન્ને વિષયો એકમેકમાં ભળી જતા હોય તો પ્રથમના વિષય ઉપરથી જ પરિમાણ શોધવું

( ૭ ) બે કરતાં વધુ વિષયો હોય તો જેમાં તેનો વધુ ઉપયોગ થઈ શકે તેમ હોય તે વિષયમાં મૂકો.

( ૮ ) કોઈ પુસ્તક એક વિભાગના ઘણા પેટા વિભાગોને સ્પર્શતું હોય તો તે પુસ્તકને તેના પેટા વિભાગોમાં ન લઇ જતાં જે વિભાગના તે પેટા વિભાગો ચર્ચતું હોય તે વિભાગમાં મૂકવું.

**ગ્રામપુસ્તકાલયોમાં વર્ગીકરણ પદ્ધતિ**

ગ્રામ પુસ્તકાલયોના બે વિભાગ પાડી શકાય. જે પુસ્તકાલયોમાં એક હજાર કરતાં ઓછાં પુસ્તકો હોય તે અને જેમનાં પુસ્તકો એક હજાર કરતાં વધારે અને પાંચ હજાર કરતાં કમી હોય તે. આ બે પ્રકારનાં પુસ્તકાલયો માટે શ્રી. બોર્ડનની વર્ગીકરણ યોજના અનુસાર શ્રી. દલાલની ગુજરાતી પુસ્તકોની વર્ગીકરણની યોજના પ્રમાણે બે વિભાગોનો ઉપયોગ કરવાનો છે; અને તે પ્રમાણે જે વિષયમાં પુસ્તક જતું હોય તે વિષય નક્કી કરવો. આ માટે તે પુસ્તકમાં તેમજ આ પુસ્તકમાં ત્રીજા ખંડમાં " વર્ગીકરણ પદ્ધતિ " નામના ત્રીજા મુદ્દામાં વર્ગોની સંજ્ઞાઓ સાથે તે આપ્યાં છે.

**ગ્રામપુસ્તકાલયનો પુસ્તકનો નંબર**

ગ્રામપુસ્તકાલયમાં ઉપરનો પ્રથમ વિભાગ માટે આપણે વિષય નક્કી કરી તેનું જે પરિમાણ હોય તે પૂર્ણાંકમાં લેવું, અને અંશમાં જે વિષયમાં જેટલા નંબરે તે પુસ્તક આવતું હોય તે વિષયવારી નોંધવહીનો નંબર મૂકવો અને છેદમાં સામાન્ય નોંધવહીનો નંબર મૂકવો. આ પ્રમાણે જે નંબર તૈયાર થશે તે પુસ્તકનો નંબર ગણાશે. અને તે પુસ્તકની પટ્ટીઓ પર, તેમજ મુખપૃષ્ઠના પાછળના ભાગ પર નોંધવો.

ઉદાહરણ—શાહ, ચુનીલાલ વર્ધમાન કૃત 'વિકાસ' નામનું પુસ્તક પુસ્તકાલયમાં આવ્યું તે વાર્તાનું પુસ્તક છે. તેનો વર્ગ ' च ' છે એટલે ' च ' વર્ગમાં તેનો અનુક્રમ વિષયવારી નોંધવહીમા ૩૭ મો આવતો હોય અને સામાન્ય નોંધવહીમાં ચડાવતી વખતે તેનો નંબર ૩૫૩ આવતો હોય તો તે પુસ્તકનો વિષય નંબર ગ્રામપુસ્તકાલયો માટે $च\frac{૩૭}{૩૫૩}$ થશે. આ પ્રમાણે તમામ પુસ્તકાલયોએ પોતાનો વર્ગીકૃત નંબર તૈયાર કરી સામાન્ય નોંધવહીમાં વર્ગ નંબરના આસનમા તે પૂરવો જોઇએ અને કક્કાવારી કે કર્તાવારી રજીસ્ટરમાં પણ નોંધવો જોઇએ.

કસ્બા પુસ્તકાલયો માટે શ્રી દીવાનજીએ શ્રી. દલાલની યોજનાનું દ્વિતીય વિસ્તરણ બીજા વિભાગનાં ગ્રામ કર્યું છે તે પ્રમાણે વર્ગીકરણ કરવું જોઇએ. પણ જે કસ્બામા પુસ્તકાલયો અને નાનાં પુસ્તકો ૫૦૦૦ કરતાં કમી હશે તેમણે ગ્રામપુસ્તકાલયોમાં કસ્બા પુસ્તકાલયો માટે બતાવ્યા પ્રમાણે પ્રથમ વિસ્તરણ પ્રમાણેનુ વર્ગીકરણ કરી તે વર્ગીકરણ પદ્ધતિ પ્રમાણે પુસ્તક પર પરિમાણ લખવા હરકત નથી.

દ્વિતિય વિસ્તરણની યાદી આ નીચે આપવામાં આવી છે. પ્રથમ વિસ્તરણ અને ૫૦૦૦ઉપરાંતના પુસ્તકો મુખ્ય વર્ગો ત્રીજા ખડમા આપેલા છે.

**મોટે વિષયોની યાદી**

**अ સર્વ સાધારણ**

- आ સર્વસાધારણસંગ્રહ અને પુસ્તકોની યાદીઓ ( General Bibliographies )
- इ કોશો, ગ્રંથકો
- ई ગાપેલા માસિકો
- उ સસ્થાઓના નિવેદનો
- ऊ સરકારી કાગળપત્રો, નિવેદનો વગેરે
- ऋ પુસ્તકાલય સબધી સાહિત્ય
- ए ... ... ... ...
- ऐ ... ... ... ...
- ओ જુદા જુદા વિષયોની પત્રિકાઓ
- औ ... ... ...
- अं છોકરાઓનુ સાહિત્ય
- अः સ્ત્રીઓનુ સાહિત્ય

**क તત્વજ્ઞાન**

- क१ સામાન્ય પુસ્તકો
- क२ અધ્યાત્મવિદ્યા (Metaphysics)
- क३ તર્ક અને ન્યાય (Logic)
- क४ હિંદુસ્તાનની તત્વજ્ઞાનની પદ્ધતિઓ– દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત વગેરે
- क५ અન્ય પદ્ધતિઓ, ( વિશ્વદેવવાદ pantheism ) જડવાદ ( materialism ) વગેરે
- क६ તત્ત્વવેત્તાઓ ( હિંદુસ્તાનના )
- क७ તત્ત્વવેત્તાઓ ( અન્ય દેશોના )
- क८ ... ... ... ...
- क९ પરચુરણ

**ख માનસશાસ્ત્ર**

- ख१ સામાન્ય પુસ્તકો
- ख२ મન તથા શરીર ( સ્વપ્ન, જાદુ, હિપ્નોટીઝમ મેસ્મેરીઝમ વગેરે )
- ... ... ... ...
- ख८ માનસિક શક્તિઓ
- ख९ પરચુરણ

**ग નીતિ**

- ग१ સામાન્ય નીતિ
- ग२ નીતિવાદો
- ग३ રાજ્યનીતિ (State ethics)
- ग४ કુટુબનીતિ (Family ethics)
- ग५ ધધાની નીતિ ( Professional ethics )
- ग६ જાતિસબધી નીતિ (Sexual ethics)
- ग७ સામાજીક નીતિ (Social ethics)
- ग८ મિતાહાર (Temperance)
- ग९ પરચુરણ

**घ ધર્મ ( હિંદુધર્મ સિવાય )**

- घ१ સાધારણ
- घ२ સૃષ્ટિજન્ય ઇશ્વરજ્ઞાન ( Natural theology )
- घ३ બૌદ્ધ ધર્મ
- घ४ જૈન ધર્મ
- घ५ થિયોસોફી
- घ६ પારસી ધર્મ
- घ७ મુસલમાની ધર્મ
- घ८ ખ્રીસ્તી ધર્મ

ઘ૯ અન્ય, પરચુરણ

ङ હિંદુધર્મ

ङ१ સાધારણ પુસ્તકો

ङ२ વેદ (including ઉપનિષદો)

ङ३ સ્મૃતિ

ङ४ પુરાણ ( Including epics )

ङ५ શૈવ

ङ६ વૈષ્ણવ-ભક્તિ

ङ७ ઇતર

ङ८ સમાજો વગેરે

ङ९ પરચુરણ

च વિજ્ઞાન; ગણિત તથા જ્યોતિષ

च१ સાધારણ

च२ ગણિત, વ્યાજ ગણિત

च३ જ્યોતિષ

च४ અંકગણિત, દેશી હિસાબ

च५ બીજ ગણિત

च६ ભૂમિતિ અને ત્રિકોણમિતિ

च७ ખગોળ

च८ પૃથ્વી

च९ આકાશ અને પરચુરણ

छ આધિભૌતિક વિજ્ઞાન

छ१ સાધારણ

छ२ પદાર્થ વિજ્ઞાન (Physics)

छ३ રસાયણ (Chemistry)

छ४ ભૂતળ વિદ્યા (Physiography)

छ५ ખનિજ વિદ્યા (Mineralogy)

छ६ ભૂસ્તર (Geology)

छ७ ... ... ... ...

छ८ ... ... ... ...

छ९ પરચુરણ

ज નૈસર્ગિક વિજ્ઞાન

ज१ સર્વસાધારણ

ज२ વનસ્પતિ શાસ્ત્ર ( Botany )

ज३ પ્રાણીવિદ્યા ( Zoology )

ज४ જીવજંતુ શાસ્ત્ર ( Entomology )

ज५ વિકાસવાદ ( Evolution )

झ માનવજાતિ શાસ્ત્ર ...

ञ વૈદકશાસ્ત્ર

ञ१ સર્વસાધારણ

ञ२ શરીરરચના અને દેહધર્મવિદ્યા

ञ३ ઔષધિકોશો અને ચિકિત્સા

ञ४ રોગનિદાન અને ઉપચાર

ञ५ અન્ય ઉપચાર પદ્ધતિઓ, ઉદા. (જીવન રસાયન, હોમીઓપેથી, જલોપચાર, વર્ણોપચાર વગેરે).

ञ६ શસ્ત્રવિદ્યા તથા દંતવિદ્યા

ञ७ પશુવૈદક અને પશુશસ્ત્રવિદ્યા

ञ८ આરોગ્યશાસ્ત્ર

ञ९ પરચુરણ

ट સમાજશાસ્ત્ર

ट१ સર્વસાધારણ

ट२ સમાજસુધારણા (વ્યક્તિગત) ઉદા. મદ્યપાન નિષેધ, મતસ્વાતંત્ર્ય અનેક સ્ત્રી વિવાહ, વિધવા વિવાહ વગેરે ).

ट३ સમાજસુધારણા ( જાતિ વિષયક ) ( ઉદા. જાતિભેદ નિષેધ, રોટીબેટી વ્યવહાર, જ્ઞાતિભોજન વગેરે, )

ट४ સમાજસુધારણા ( સમાજ વિષયક ) (ઉદા. પતિતોદ્ધાર, પરદેશગમન, અંત્યજોદ્ધાર, દેવસ્થાન સુધારણા, કલઓ કે મંડળો, સ્ત્રી શિક્ષણ વગેરે )

ट५ જાત્યુત્કર્ષ શાસ્ત્ર ( Eugenics )

ट६ પરોપકારી સંસ્થાઓ (Charitable institutions) (ઉદા. અનાથાશ્રમો, સેવાસદનો, પાંજરાપોળ, રેફમેંટરી, જેલસુધારણા, પ્રાથમિક મદદ, આરોગ્યભુવનો વગેરે)

ट७ રૂઢી તથા ચાલ ( Fashion or custom ) (ઉદા. દાગીનાનો ચાલ, કપડાંની ઢબછબ, જન્મ વા મરણ સંસ્કાર, ઓઓનો દરજ્જો, પડદાનો રિવાજ જાતિ બહિષ્કાર, અનેકપતિત્વ, સતી વગેરે)

ट८ ... ... ... ...

ट९ પરચુરણ

ठ રાજ્યપદ્ધતિ અને કાયદા

ठ१ સાધારણ

ठ२ રાજ્યદ્વારી હકો, સ્વતંત્રતા વિગેરે

ठ३ રાજ્યપદ્ધતિઓ

ठ४ ગ્રેટબ્રિટન અને આયર્લેંડનું રાજ્યશાસન

ठ५ હિંદુસ્તાનનું ,,

ठ६ અન્યદેશોનું ,,

ठ७ સ્થાનિક સ્વરાજ્ય, હિંદુસ્તાનનું

ठ८ ,, અન્યદેશોનું

ठ९ કાયદા

ड રાજ્યનીતિશાસ્ત્ર

ड१ સાધારણ

ड२ પ્રજાઓનો પરસ્પર સંબંધ; ફૂટરાજ-નીતિ અથવા ચાણક્યનીતિ

ड३ દેશાંતરવાસ; પરદેશીઓને સ્વદેશીના હક્ક આપવા (Naturalization)

ड४ રાજકીય અંકુશ

ड५ ... ... ... ...

ड६ હિંદુસ્તાનનું રાજ્યદ્વારી શાસ્ત્ર

ड७ ગ્રેટબ્રિટનનું ,, ,,

ड८ અન્યદેશોનું ,, ,,

ड९ પરચુરણ ,, ,,

ढ શિક્ષણ

ढ१ સાધારણ

ढ२ ગૃહશિક્ષણ

ढ३ પ્રાથમિક, કિન્ડરગાર્ટન, મોન્ટેસોરી

ढ४ માધ્યમિક

ढ५ હુન્નરનું ( Technical )

ढ६ વિશ્વવિદ્યાલયનું

ढ७ ધાર્મિક, નૈતિક અને સાંસારિક

ढ८ સ્ત્રી શિક્ષણ

ढ९ પરચુરણ

ण અર્થશાસ્ત્ર

ण१ સાધારણ

ण२ પેદાશ

ण३ મૂડી, મજુરી ધંધાદારી માણસોના હક્ક સાચવનારાં મંડળો

ण४ સહકારિતા અને નફાની વ્હેંચણી સામાન્ય સ્વામિત્વવાદ (Socialism)

ण५ વ્યાપાર, ધંધો અને વાણિજ્ય

ण६ નાણું, શરાફી, વ્યાજ પેઢી વગેરે

ण७ કર

ण८ મિલકત, જમીન, ભાડું

ण९ પરચુરણ

त ઉપયોગી કળાઓ, હુન્નરો વગેરે

त१ સાધારણ

त२ નિષ્કર્ષ (Extractive) ખેતી વિગેરે

त३ રસાયણિક ( ઉદા. રસાયણ, ધાતુ, રંગ, કાચકામ વગેરેની બનાવટ )

त४ બનાવટના હુન્નરો ( Manufacturing arts ઉદા. કાપડ, ઉન, રેશમ, રબ્બર કાગળ વગેરેની બનાવટ )

त५ સાંચાકામ

त६ વ્યાપારીકળાઓ

त७ પુસ્તકકળાઓ ઉદા. મુદ્રણ, પ્રકાશન, વિક્રય, વર્તમાનપત્ર વિગેરે

त८ ગૃહકળાઓ (ઉદા. સ્વયંપાક, ગૃહશિક્ષણ, ગૃહશણગાર, વગેરે )

त९ પરચુરણ

थ ફોજ અને શસ્ત્ર

द ક્રીડા અને વિનોદ

द१ સામાન્ય

द२ સાર્વજનિક નાટક, ગાયન સિનેમા વગેરે

द३ ઘરમાં રમવાની રમતો ઉદા. શેતરંજ, ગંજીફો, પાનાં વગેરે

द४ બહાર રમવાની રમતો ઉદા. ક્રિકેટ, ફુટબોલ, ખોખો વગેરે

द५ મૃગયા, અશ્વારોહણ તથા પોલો

द६ બંદુકવતી શિકાર, ધનુર્વિદ્યા મત્સ્યબંધન

द७ કસરત; અને મલ્લવિદ્યા

द८ જલક્રીડા
द९ અન્ય
ध લલિતકળા
ध१ સામાન્ય
ध२ રમણીય ઉદ્યાનકર્મ ( Landscape gardening )
ध३ શિલ્પશાસ્ત્ર ( Architecture )
ध४ કોતરકામ ( Sculpture )
ध५ આલેખન અને નકસી કામ (Drawing and Engraving)
ध६ ચિત્રકલા ( Painting and Decoration )
ध७ યાંત્રિક ચિત્રકલા (Photography)
ध८ સંગીત
ध९ પરચુરણ
प સાહિત્ય
प१ ભાષાશાસ્ત્ર, સામાન્ય
प२ જોડણી
प३ વ્યુત્પતિ
प४ શબ્દકોશો
प५ વ્યાકરણ
प६ છંદ
प७ લેખો
प८ તુલનાત્મક ભાષાશાસ્ત્ર
प९ અન્યભાષાનું ભાષાશાસ્ત્ર
फ અલંકાર
ब કાવ્ય-ધાર્મિક, પ્રાચીન અને આધ્યાત્મિક
भ કાવ્ય-અર્વાચીન અને રસિક
म નાટકો
य નવલકથા
य१ સાધારણ
य२ નાની ટૂંકી વાર્તાઓ
य३ તત્ત્વજ્ઞાનની, ધાર્મિક અને નૈતિક
य४ વૈજ્ઞાનિક
य५ સામાજિક
य६ સાહિત્યવિષયક
य७ ઐતિહાસિક
य८ પ્રવાસ વિષયક
य९ પરચુરણ
र કાવ્ય, નાટક અને નવલકથાથી ભિન્ન ગદ્ય સાહિત્ય ( વિનોદાત્મક સાહિત્ય સહિત )
ल ગુજરાતી સિવાયની ભાષાઓના સાહિત્ય સંબંધી પુસ્તકોનાં ગુજ-રાતી ભાષામાં મૂળ સાથે ભાષાંતરો
ल१ મરાઠી
ल२ હિંદી
ल३ બંગાળી
ल४ પ્રાકૃત
ल५ સંસ્કૃત
ल६ ફારસી
ल७ ઇંગ્રેજી
ल८ ... ... ... ... ...
ल९ અન્ય ભાષાઓ
व ... ... ... ...
श સર્વ સાધારણ ઇતિહાસ
श१ સર્વ સાધારણ ગ્રંથ
श२ પ્રાચીનકાલવિષયક વિદ્યા ( Archaeology ) પુરાણવસ્તુશાસ્ત્ર
श३ પ્રાચીન ઇતિહાસ
श४ લોકપ્રિય જૂની વાર્તાઓ; દંતકથાઓ
श५ ઐતિહાસિક સ્થળો
श६ વંશાવળી તથા ભાટો
श७ સામાન્ય ઐતિહાસિક દલીલો
श८ આધુનિક ઇતિહાસ
श९ પરચુરણ
ष પૌરસ્ત્ય ઇતિહાસ
ष१ સાધારણ
ष२ ચીન
ष३ જાપાન
ष४ જુડીઆ

જ૫ ફિલોસોફી, બેબિલોનિયા, ઇરાન
જ૬ ગ્રીક સામ્રાજ્ય
જ૭ ... ... ... ... ...
જ૮ આફ્રિકા
જ૯ પરચુરણ

ઝ ભારતીય ઇતિહાસ
ઝ૧ સાધારણ
ઝ૨ વૈદિક
ઝ૩ બુદ્ધિસ્ટ સમય
ઝ૪ મુસલમાન અને મોગલ સમય
ઝ૫ મરાઠા સમય
ઝ૬ અંગ્રેજ સમય
ઝ૭ દેશી રાજ્યનો ઇતિહાસ
ઝ૮ ગુજરાતનો ઇતિહાસ
ઝ૯ પરચુરણ

ઞ પાશ્ચાત્ય ઇતિહાસ
ઞ૧ સામાન્ય
ઞ૨ ગ્રેટબ્રિટન
ઞ૩ જર્મની, ઓસ્ટ્રિયા અને હંગરી
ઞ૪ ફ્રાન્સ
ઞ૫ રોમન સામ્રાજ્ય અને ઇટલી
ઞ૬ સ્પેન અને પોર્ટુગાલ
ઞ૭ રશિયા અને સ્કાન્ડીનેવિયા
ઞ૮ ગ્રીસ
ઞ૯ અમેરિકા અને અન્ય દેશો

ટ ભૂગોળ, સ્થળ, વર્ણન, પ્રવાસ
ટ૧ સામાન્ય પુસ્તકો, દરિયાઈ પ્રવાસો સંગ્રહો વગેરે
ટ૨ એશિયા
ટ૩ હિંદુસ્તાન
ટ૪ યુરોપ
ટ૫ આફ્રિકા
ટ૬ અમેરિકા
ટ૭ ઑસ્ટ્રેલિઆ વગેરે
ટ૮ નકશાઓ, માર્ગદર્શક પુસ્તકો વગેરે
ટ૯ પરચુરણ

ઠ ચરિત્ર સંગ્રહો
ઠ૧ હિંદુસ્તાનના પુરુષો ( Including other parts of Asia )
ઠ૨ યુરોપિયન
ઠ૩ અમેરિકન
ઠ૪ તત્ત્વજ્ઞાની અને ધાર્મિક પુરુષો
ઠ૫ સમાજશાસ્ત્રીઓ અને વિજ્ઞાનશાસ્ત્રીઓ
ઠ૬ કલાવિધાનો
ઠ૭ સાક્ષરો
ઠ૮ ઇતિહાસ, ચરિત્ર, પ્રવાસ વગેરે લખનારા પુરુષો
ઠ૯ પરચુરણ

ડ ચરિત્ર ( ચરિત્રસંગ્રહના પેટાવિભાગો પ્રમાણે )

**૫૦૦૦ ઉપરાંતનાં પુસ્તકોના નંબરો કેમ આપવા**

મોટાં પુસ્તકાલયોમાં ઉપર પ્રમાણેના મુખ્ય વિષયો અને પેટા વિષયો પ્રમાણે જે વિષયને સ્પર્શતું પુસ્તક હોય તે પ્રમાણે તેની સંજ્ઞા (પરિભાષા) શોધવી. આપણે ગ્રામપુસ્તકાલયોમાં આપેલું જ ઉદાહરણ લઇએ. શાહ સુનીલાલ વર્ધમાન કૃત 'વિકાસ' એ ચ૫ પેટા વિષયમાં આવશે. હવે તેનો વર્ગ નંબર નક્કી કરવામાં ગ્રામપુસ્તકાલય પ્રમાણે કરવાનું નથી પણ વર્ગીકરણ પદ્ધતિ નામના પુસ્તકમાં કર્તાઓની નામાવલિ આપેલી છે. તે ઉપરથી શાહ, સુ વ.નો નંબર આપણે શોધવો જોઇશે એમનો કર્તાનંબર કર્તાઓની નામાવલિ ઉપરથી તેમનો નંબર ૮૯૫ આવે છે. પુસ્તકના નામ પરથી પણ નંબર શોધવાનો હોય છે. અને નંબર પણ કર્તાની નામાવલિ પરથી શોધવાનો છે. કર્તાની નામાવલિમાં

' વિકાસ 'માંનો ' વિ ' અક્ષરનો કયો નંબર આવે છે તે શોધી કાઢવો જોઇએ. '૮૫૩૫' પછી આવે છે. ત્રણ અંક ઉપરાંતના જેટલા નંબરો આવે તે દર્શાંશ પદ્ધતિ પ્રમાણે જરૂર પડે તેથી વધારેલા હોય છે. એટલે આપણે તેને ' ૮૫૩૬ ' નંબર આપીએ. પણ આટલો બધો લાંબો નંબર આપવો ઠીક નથી; કારણ એકજ કર્તાનાં એક અક્ષરવાળાં ઘણાં પુસ્તકો હોવાનો સંભવ ઓછો છે. માટે કર્તાના અંકોમાં માત્ર ત્રણ અંક સુધી જ જવું હિતાવહ છે, માટે આપણે ' ૮૫૩ ' નંબર યાદ રાખીએ એજ ઠીક થઈ પડશે! એટલે આ પ્રસિદ્ધ થયેલી યાદીમાં પણ જ્યાં વધારે આગળ નંબર કર્તાનો આપ્યો હોય તે ન લેતાં ત્રણ અંક સુધીમાં તે નંબરો કોઈપણ પુસ્તક કે કર્તા માટે લેવામાં આવે તો ગુંચવાડો નહિ આવે એટલું જ નહિ પણ યાદ રાખવામાં ગ્રંથપાલને સરળતા થશે. કોઇ કર્તા કે પુસ્તકનો નામ યાદીમાં ન હોય પણ તે તેના મૂળાક્ષર પ્રમાણે અમુક સ્થળે આવી શકે તે અંકો પરથી નક્કી કરી લેવાનું છે. એટલે હવે આપણે ' વિકાસ ' પુસ્તકનો નંબર આપવા માટે પૂર્ણાંકમાં વિષયની સંજ્ઞા ' $ચ_{૫}$ ' અને અંશમાં કર્તા નંબર ૮૯૫ અને છેદમાં પુસ્તકનો નંબર ' ૮૫૩ ' આવે છે. પરંતુ પુસ્તકના નંબરના પહેલા બે અંક લેવાથી પુસ્તકનો નંબર પણ યાદ રહે તેમ હોવાથી ' ૮૫૩ ' ને બદલે ' ૮૫ ' નંબર લેવો. એટલે ' વિકાસ 'નો વર્ગીકૃત નંબર $ચ_{૫}\frac{૮૯૫}{૮૫}$ થશે. આ નંબર પુસ્તકની નંબર નાખવાની પટ્ટી પર તથા મુખપૃષ્ટ પાછળ તથા પુસ્તકના પૂઠાના અંદરના ભાગમાં ચોડવાની પુસ્તકાલયના નામની કાપલીમાં સામાન્ય નોંધવહીના નંબર સામે અવશ્ય લખવો જોઇએ.

**અંગ્રેજી પુસ્તકો માટે વર્ગીકરણ**

પુસ્તકાલયોમાં એક હજાર કરતાં કમી પુસ્તકો હોય ત્યાં નીચે આપ્યા પ્રમાણે વર્ગો પાડી પુસ્તકોનું વર્ગીકરણ સરળ પદ્ધતિએ કરવું અને એક હજાર ઉપરાંત અને પાંચ હજાર સુધીનાં પુસ્તકો હોય ત્યાં પ્રથમ વિસ્તરણ આ નીચે આપ્યું છે તે પ્રમાણે શાસ્ત્રીય રીતે વર્ગીકરણ કરવું જોઇએ. પ્રથમ યોજનામાં ગુજરાતીમાં બતાવ્યા પ્રમાણે જ વર્ગીકૃત નંબરો અંગ્રેજી પુસ્તકોને આપવાના છે.

## MAIN CLASSES FOR ENGLISH BOOKS.

( for Libraries with less than 1000 books )

A—General Works.
B—Philosophy.
C—Religion.
D—Pure Science.
E— „ „ continued.
F—Anthropology and Ethnology.
G—Psychology.
H—Medicine.
I —Social Sciences.
J —Useful Arts, Technology.
K—Military and Naval Arts.
L—Amusements and Recreative Arts.
M—Fine Arts.
N—Philology.
O—Literature, except English.
P—English Literature, except Poetry, Drama and Fiction.
Q—English Poetry.
R— „ Drama.
S— „ Fiction.

T—General History.
U—Original History, including Africa.
V—European History.
W—American „
X—Geogruphy, Description and Travel.
Y—Collective Biography.
Z—Individual „

## SCHEME FOR TOWN AND DISTRICT LIBRARIES.

( For Libraries with books above 1000 )

**A—General Works.**
- A 1-Bibliography.
- A 2-Cyclopædias
- A 3-Transactions of Societies.
- A 4-Bound Periodicals
- A 5- „ Newspapers.
- A 9-Annuals, Directories.

**B—Philosophy**
- B 1-General Works.
- B 2-Metaphysics
- B 3-Logic.
- B 6-Ethics.
- B 7-Astrology, Palmistry etc.
- B 9-Miscellanies.

**C—Religion**
- C 1-General Works
- C 2-Natural Theology.
- C 3-Hinduism.
- C 4-Buddhism.
- C 5-Jainism
- C 6-Mohammedanism.
- C 7-Zoroastrianism
- C 8-Christianity
- C 9-Other Religions.

**D -Pure Science.**
- D 1-General Works.
- D 2-Mathematics.
- D 3-Astronomy.
- D 4-Physics
- D 5-Chemistry
- D 6-Mineralogy.

**E—Pure Science (Continued)**
- E 2-Geology.
- E 3-Physical Geography.
- E 4-Meteorology.
- E 5-Palæontology.
- E 6-Biology.
- E 7-Botany.
- E 8 Zoology.
- E 9-Miscellanies.

**F—Anthrohology and Ethnology.**

**G—Psychology.**
- G 1-General Works
- G 2-Mental Faculties
- G 6-
- G 9-Miscellanies.

**H—Medicine**

**I—Social Science.**
- I 1-General Works
- I 2-Statistics
- I 3-Government and Law.
- I 4-Political Science.
- I 5-Demotics
- I 6-Political Economy.
- I 7-Associations and Institutions.
- I 8-War.
- I 9-Miscellanies.

**J—Useful Arts.**
- J 1-General Works.
- J 2-Extractive Arts
- J 3-Chemical „

J 4–Fabricative "
J 5–Constructive "
J 6–Commercial "
J 7–Recording "
J 8–Domestic "
J 9–Miscellanies

**K—Military and Naval Arts**

**L—Amusements and Recreative Arts.**

**M—Fine Arts.**

M 1–General Works
M 2 Landscape Gardening.
M 3–Architecture.
M 4–Sculpture and allied arts
M 5–Drawing and Engraving
M 6–Painting and Decoration
M 7–Photography.
M 8–Music,
M 9–Aesthetics

**N—Philology**

N 1–General Works
N 2–English.
N 3–German
N 4–French.
N 5–Italian.
N 6–Spanish.
N 7–Latin
N 8 Greek.
N 9–Other than Oriental.
Na to Nz Oriental philology

*Oriental Languages*

Aryan (Iranian) —
Na–Zend and Pehlvi
Nb–Persian including (i) Pustu (Afghan) and (ii) Baluchi
Aryan (indian) —
Nc—Sanskrit
Nd Pali and Prakit
Ne–Punjabi
Nf–Sindhi.
Ng–Hindustani including Hindi, and Urdu.
Nh–Gujarati.
Ni–Marathi.
Nj–Bengali.
Nk–Uriya.
Nl–Singhalese

Dravidian (South Indian)—
Nm–Tamil
Nn–Telugu.
No–Malayalam
Np–Kanarese

Indo-Chinese
Nq–Tibetan.
Nr–Malayan
Ns Chinese, including Manchu
Nt Japanese, including Korean and Aino

Semitic —
Nu–Turkish
Nv–Arabic
Nw–Hebrew
Nx–Cuneiforms and Hieroglyphics

African—
Ny–African

Others —
Nz–Others

**O—Literature.**

Subdivided like Nl to Nz.

**P—English Literature**

P 1–General Works
P 2–Collections
P 3–Literary criticism
P 4–History.
P 5–English Essays
P 6– " Speeches
P 7– " Correspondence
P 8– " Wit and Humour.
P 9– " Elocution maxims proverbs

**Q—English Poetry.**

English Poetry arranged alphabetically according to authors.

Q 1–General Works.

Q 2–Collections.

**R—English Drama.**

English Drama arranged alphabetically according to authors.

R 1–General Works.

R 2–Collections.

***S—English Prose Fiction.***

English Novels arranged alphabetically.

**T—General History.**

T 1–General Works

T 2–Archæology.

T 3–Ancient History.

T 4–Popular Antiquities, Folk-lore.

T 5–Historical Institutions or Collaterals. Stamps, Coins.

T 6–Genealogy and Heraldry.

T 7–General Historical Movements.

T 8–Modern History.

T 9–Miscellanies

**U—Oriental History.**

U 1–General Works.

U 2–China and Japan.

U 3–Arabia.

U 4–Judea.

U 5–India, Burma and Thibet

U 6–Medo-Persia, Babylonia, Persia etc.

U 7–Turkey (Empire)

U 8–Africa.

U 9–Miscellanies.

**V—European History.**

V 1–General Works.

V 2–Great Britain.

V 3–Germany and Austro-Hungary

V 4–France.

V 5–Roman Empire and Italy.

V 6–Spain and Portugal.

V 7–Russia and Scandinavia.

V 8–Greece.

V 9–Other, Eurhpean Countries

**W—American History.**

W 1–General Works.

W 2–British America.

W 3–United States, in general.

W 4– „ „ Northern States

W 5– „ „ Southern „

W 6– „ „ Western „

W 7–Central America and Mexico.

W 8–South America.

W 9–Oceanica and Polar Regions.

**X—Geography, Description and Travel.**

X 1–General and Collected Works.

X 2–Maps, Guide-books, Gazetteers etc.

X 3–

X 4–Europe.

X 5–Asia.

X 6–Africa.

X 7–North America.

X 8–South America.

X 9–Oceanica and Polar Regions.

**Y—Collective Biography.**

Y 1 to Y 9–Collections arranged by country, period etc

Ya to Yz–Collections arranged by subject.

**Z—Individual Biography.**

Z 100 to Z 999–Biographies arranged alphabetically.

Z 1 to Z 9–Biographies arranged by country, period, etc.

Za to Zz–Biographies arranged by subject.

મધ્યવર્તી પુસ્તકાલયમાં મરાઠી અને હિન્દી પુસ્તકોનું વર્ગીકરણ શ્રી. કુડાલકર સાહેબે યોજેલી વર્ગીકરણ પદ્ધતિ અનુસાર થાય છે. આમાં પણ જેવાં પુસ્તકાલયો તે પ્રમાણે સરળ, વધારે વિસ્તૃત, અને એથીય વધારે વિસ્તૃત એવી વિષયોની યાદીઓ તેમણે તૈયાર કરી છે.

**મરાઠી અને હિન્દી પુસ્તકોનું વર્ગીકરણ**

મરાઠી ૫૦૦ પુસ્તકોવાળાં પુસ્તકાલયો માટે પ્રથમના મુખ્ય વિષયો પ્રમાણે વર્ગીકરણ કરવું અને ૫૦૦ થી ૨૦૦૦ સુધીનાં પુસ્તકો માટે વર્ગીકરણના પ્રથમ વિસ્તરણ પ્રમાણે અને ૨૦૦૦ ઉપરાંત માટે દ્વિતીય વિસ્તરણ પ્રમાણે વિષયો નક્કી કરવાના છે વર્ગીકરણ કરતા પહેલાં જે બાબતો ગુજરાતી પુસ્તકોના વર્ગીકરણ કરતી વખતે જોવાની છે તે તમામ બાબતોનો વિચાર કોઇ પણ ભાષાના પુસ્તકના વર્ગીકરણ વખતે કરવાનો છેજ. હિન્દી પુસ્તકો માટે બીજી યોજનાના અભાવે મરાઠી પુસ્તકોના વર્ગીકરણની યોજનાનો જ અમલ ચાલુ રાખવાનો છે.

**મરાઠી કે હિન્દી ૫૦૦ સુધીના પુસ્તકો માટે વર્ગીકરણ યાદી**

૫૦૦ સુધીના મરાઠી કે હિન્દી પુસ્તકો માટે શ્રી. કુડાલકર સાહેબના નીચે પ્રમાણે મુખ્ય વિષયના પરિમાણને પૂર્ણાંકમાં લેવો. —જે તે વિષયમાં જે પુસ્તકનો અનુક્રમ નંબર આવતો હોય તે અંશમાં લઇ છેદમાં સામાન્ય નોંધવહીનો અનુક્રમ નંબર નાખવાનો છે. હિન્દી ભાષાના વિષયોનાં નામ હિન્દીમાં અને મરાઠીનાં મરાઠીમાં નોંધવાનાં છે.

(अ सर्वसाधारण (क) तत्वज्ञान व धर्म (च) शास्त्र व विज्ञान (ट) समाजशास्त्र (त) कलाहुन्नर (प) वाङ्मय (श) इतिहास (क्ष) भूगोल, स्थलवर्णन, प्रवास, वगैरे (ज्ञ) चरित्रें

**૨૦૦૦ સુધીનાં મરાઠી કે હિન્દી પુસ્તકો માટે વર્ગીકરણ યાદી**

બે હજાર સુધીનાં પુસ્તકો માટે પ્રથમ વિસ્તરણ આ નીચે આપ્યું છે તે પ્રમાણે વિષયો નક્કી કરવા અને તેનું પરિમાણ પૂર્ણાંકમાં લઇ કર્તાનો નંબર શ્રી. કુડાલકરની કર્તાની નામાવલિ જે मराठी पुस्तकों साठी वर्गीकरण-पद्धति એ નામના પુસ્તકમાં આપેલા કર્તાઓના નંબર પ્રમાણે કર્તાનો નંબર તેની અટકના મૂળ અક્ષર પરથી શોધવો અને તે અંશમાં લેવો અને તે ઉપરથી પુસ્તકનો નંબર પણ એજ નામાવલિના ક્રમમાથી શોધી તેને છેદમાં મૂકવો જેમકે 'उषकाल' નામની हरि नारायण आप्टेनी કાદમ્બરી નોંધવાની છે. એ કાદમ્બરીનો વર્ગ य આવે છે અને અંશમાં કર્તાના નામ પરથી ૧૪૨ અંક નીકળે છે અને છેદમાં પુસ્તકના નામ પરથી આવતો અંક ૧૬૪ છે. કર્તાનો નંબર ત્રણ અંક સુધી લેવો અને પુસ્તકનો નંબર બે અંક સુધી લેવો. એ પ્રમાણે કરવાથી य $\frac{૧૪૨}{૧૬}$ નંબર તૈયાર થશે.

વિષયોની યાદી આ પ્રમાણે આ પુસ્તકો માટે છે.

अ सर्वसाधारण.

ब बालवाचन.

चे महिलावाचन.

औ निषिद्ध व वर्ज्य पुस्तकें.

क तत्त्वज्ञान.

ख मानसशास्त्र व गुप्तविद्या.

ग नीति.
घ धर्म-हिंदेतर.
ङ धर्म-हिंदु.
च शास्त्रविज्ञान ( गणित, ज्योतिष. ).
छ आधिभौतिक शास्त्रें.
ज जीवशास्त्र ( Biology )
झ मानवजातिशास्त्र (Anthropolgy)
ञ वैद्यकशास्त्र.
ट समाजशास्त्रें
( सामाजिक संस्था व चालीरीति. )
ठ राजनीति.
ड अर्थशास्त्र.
ढ राजशासन व कायदा
ण शिक्षण.
त कला-हुन्नर.
थ फौज व आरमार विषयक कला.
द ललितकला.
ध क्रीडा व विनोद.

न संगीत.
प वाङ्मय व भाषाशास्त्र.
फ अलंकार.
ब काव्य, (प्राचीन व अध्यात्मिक).
भ काव्य, (आधुनिक व रसिक).
म नाटय
य कादंबरी.
र गद्य वाङ्मय (निबंध, टीका वगैरे).
ल भाषांतरित वाङ्मय.
व विनोदात्मक वाङ्मय.
श इतिहास.
ष पौरस्त्य इतिहास.
स भारतीय इतिहास.
ह पाश्चिमात्य इतिहास.
ळ अमेरिकन व अन्यदेशीय इतिहास.
क्ष भूगोल, स्थलवर्णन, प्रवास, वगैरे.
ज्ञ चरित्रें.

**२००० ઉપરાંતનાં પુસ્તકો માટે વર્ગીકરણ**

૨૦૦૦ ઉપરાંતનાં પુસ્તકો માટે વર્ગીકરણનું ઉપર જણાવેલું શ્રી. કુડાલકરનું પુસ્તક જોઇ વર્ગનું પરિમાણ અને તેનો નંબર કર્તાઓની તેમાં આપેલી નામાવલિના અંકો ઉપરથી શોધી નક્કી કરવો.

**વર્ગીકરણ પદ્ધતિનો ઉપયોગ તમામ પુસ્તકાલયોમાં થવાની જરૂર**

ઉપર પ્રમાણે આપણે જે તે ભાષાનાં વિષયવાર પુસ્તક ગોઠવીશું તો આપણને કયા વિષયમાં કયું પુસ્તક છે તે સહેલાઇથી જણાઇ આવશે તેમજ કર્તાવારી અને નામવારી નોંધવહીઓ બનાવીશું તો અમુક પુસ્તક પુસ્તકાલયમાં છે કે નહિ અગર અમુક લેખકનું પુસ્તક પુસ્તકાલયમાં છે કે નહિ તે સહેલાઇથી સમજી શકીશું. આપણાં શાળા પુસ્તકાલયો, માધ્યમિક તેમજ અધ્યાપન પાઠશાળા અને કોલેજ તેમજ ખાસ સંસ્થાઓ વગેરેમાં જે પુસ્તકાલયો છે તેનાં પુસ્તકોનું વર્ગીકરણ પણ આપણા રાજ્યે સ્વીકારેલી જુદી જુદી ભાષાના પુસ્તકોના વર્ગીકરણ પદ્ધતિ અનુસાર થવાની ખાસ જરૂર છે. અને ગ્રંથપાલને તેમાં તાલીમ મળે તો પુસ્તક શોધવાનું તેમજ વાચકને તેના ભોમિયા રૂપે પત્રકો કે કાર્ડ કેટેલોગ ઉપરથી પુસ્તકો શોધવાનું કે નક્કી કરવાનું ઘણું સહેલું થઇ પડશે.

## (૧૪) કાર્ડ કે નોંધવહીઓ કેમ તૈયાર કરવી

**પુસ્તકોના ભોમિયા**

પુસ્તકાલયનાં પુસ્તકો કયાં છે, તે કેવી રીતે ગોઠવ્યાં છે, કયારે આવ્યાં છે, કયા લેખકનાં પુસ્તકો છે, કયા કયા વિષયનાં કયાં કયાં પુસ્તકો છે તે જાણવા માટે તેના ભોમિયાની જરૂર પડે છે. વાચકને તેમજ ગ્રંથપાલને આ ભોમિયા સાથે જેટલો ગાઢો સંબંધ બંધાય તેટલો ઝડપી તેના કાર્યનો ઉકેલ આવે છે અને પોતાને મેળવવાનું પુસ્તક સહેલાઇથી તે કબાટ કે ઘોડા પરથી મેળવી શકે છે. આ ભોમિયા આપણા પુસ્તકાલયોમાં મુખ્યત્વે નીચે પ્રમાણે છે.

( ૧ ) જનરલ રજીસ્ટર (સામાન્ય નોંધવહી.) ( ૨ ) વિષયવારી રજીસ્ટર (નોંધવહી.) ( ૩ ) કર્તાવારી રજીસ્ટર (નોંધવહી.) ( ૪ ) નામવારી રજીસ્ટર (નોંધવહી.)

કેટલાંક મોટાં પુસ્તકાલયોમાં પુસ્તકના કદ કે તેની ઉપયોગિતાની દષ્ટિએ તે કબાટ કે ઘોડાના અમુક ભાગમાં ખાસ મૂકવામાં આવે છે તો ત્યાં વળી એ ઘોડા કે કબાટના સ્થળ પરથી શેલ્ફ રજીસ્ટર અગર કાર્ડ બનાવવામાં આવે છે. વળી કેટલાંક મોટાં પુસ્તકાલયોમાં ઘણાં પુસ્તકો હોવાથી અગર પુસ્તકાલયોનાં અમુક જુથોમાં અમુક પુસ્તકો છે તે જાણવા માટે સંયુક્ત કેટલોગ બનાવવામાં આવે છે, આ સંયુક્ત કેટલોગો એમાં કર્તા, નામ, અને વિષય ત્રણેને એકત્રિત કરી આદ્ય અક્ષર પ્રમાણે શબ્દકોષ પ્રમાણેનાં કેટલોગ તૈયાર કરી છપાવે છે. આ બધા સાથે હાલ આપણને સંબધ નથી. પ્રથમની ચાર નોંધવહીઓ કેમ બનાવવી અને તે બનાવતી વખતે સામાન્ય શું શું ધ્યાનમાં રાખવું તેની ચર્ચા જ આપણે કરીશું. કેટલાંક મોટાં પુસ્તકાલયોમાં ( કસ્બાઓનાં ) આ કેટલોગ પત્રકરૂપે રહેતાં નથી. પણ છૂટાં કાર્ડ ઉપર રાખવામાં આવે છે. અને તેથી વાચકને તે સહેલાઇથી જોઇ શકાય છે. જ્યાં શકય હોય ત્યાં કાર્ડ બનાવવા સૌ પુસ્તકાલયોના સંચાલકોએ પ્રયાસો કરવા જોઇએ. અને તેમ ન બને તો રજીસ્ટર તો અવશ્ય હોવાં જોઇએ. તે સિવાય પુસ્તકાલયનો પુસ્તકસંગ્રહ નકામાં છે.

**સામાન્ય નોંધવહી (જનરલ રજીસ્ટર)**

પુસ્તકોની સામાન્ય નોંધવહી તમામ સાર્વજનિક પુસ્તકાલયોમાં બાંધેલી જ હોય છે. છૂટા કાગળો પર લખીને તેને બંધાવે છે અગર પ્રથમથી જ બાંધેલા ચોપડામાં તેની નોંધ કરે છે. આ પુસ્તકાલયનું અતિ અગત્યનું પત્રક છે. તે બહુ જ કાળજી પૂર્વક ભરાવવું જોઇએ. આ માટે કામ કરનારમાં પુસ્તકનો ઝડપી પરિચય, સ્વચ્છ લખાણ, લખાણની નોંધ લેવાની ચોકસાઇ, તથા કામ કરવાની સરળતા પર આધાર રહે છે. આપણે ગ્રામપુસ્તકાલય માટે તથા કરવા માટે જુદાં જુદાં ફોર્મ છાપ્યાં છે. કારણ ગામડાના ગ્રંથપાલો સંપૂર્ણ તાલીમ પામેલા હોતા નથી. વળી તેમને પુસ્તકાલયનું કામ બીજાં કામો સાથે કરવાનું હોવાથી તે બને તેટલા સાદા અને સરળ કામની અપેક્ષા રાખે છે.

ગ્રામપુસ્તકાલયના ગ્રંથપાલ પુસ્તક આવે એટલે તરત જ જનરલ રજીસ્ટરમાં તેની

નોંધ કરે એ જરૂરી છે. નવા વર્ષની નોંધ કરતા **પહેલાં તેને પાછલા વર્ષની મેળવણી અને તારીજ કાઢી લેવી જોઇએ** એ મેળવણી ન થઇ શકી હોય તો તેટલી જગો રાખી પછી, લાલ સાહીથી નવીન વર્ષ વચમાં લખી નવી સાલનું પુસ્તક નોંધવું અને અધુરું કાર્ય વર્ષના અંત પહેલાં પૂરું કરવું. એનાં આસનો નીચે પ્રમાણે હોય છે.

| અનુ. નંબર | વર્ગીકૃત નંબર | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ; તે ન હોય તો પ્રકાશકનું નામ | છાપેલી કિંમત | તારીખ | બક્ષીસ કે મદદ | બક્ષીસ કે વેચાતું આપનારનું નામ | શેરો |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| | | | | | | | | |

વર્ગીકૃત નંબર આગળ જણાવવા પ્રમાણે પુસ્તકાલયના મગદુર પ્રમાણે નક્કી કરવો. પુસ્તકનું નામ, ગ્રંથકર્તા કે પ્રકાશક. કિંમત છાપેલી એ વસ્તુઓ પુસ્તક પર જેમ લખી હોય તેમ જ લખવાની ખાસ કાળજી રાખવી. છાપેલી કિંમત લખવાનું કારણ કે પુસ્તક ખોવાઈ જાય તો તેની કિંમત છાપેલી કિંમત વસુલ લેવાની છે. કારણ કે તે મેળવવા માટે પત્રવ્યવહાર, પોષ્ટેજ વગેરે વિશેષ ખર્ચ કરવો પડે છે. એટલે બેઠેલી કિંમત નોંધવાથી સંસ્થાને વધારે શોષવું પડે પુસ્તક જે તારીખે મળે તે તારીખ પુસ્તકના મુખપૃષ્ઠની પાછળ નોંધવી અને તેજ તારીખ રજીષ્ટરમાં નોંધવી. જેના તરફથી પુસ્તકોનું બીલ આવ્યું હોય તેનું નામ આસન ૮માં લખવું જોઇએ. શેરાના આસનમાં પુસ્તક કમી કરવામાં આવ્યું હોય અગર બાંધવા ગયું હોય તો તેની નોંધ લખવી જોઇએ. અને તેનો નંબર તારીખ જણાવવાં જોઇએ.

કસ્બા પુસ્તકાલયનું જનરલ રજીષ્ટર વધારે વિસ્તૃત હોવું જોઇએ. અને તે માહિતિ વધારે પૂરી પાડનારૂં હોવું જોઇએ. નોંધવહી પરથી પુસ્તક સંબંધે તમામ માહિતિ મળવી જોઇએ. આ માટે તેનાં આસન નીચે પ્રમાણે રાખવાં

| અનુ. નંબર | વર્ગીકૃત નંબર | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ. | પ્રકાશકનું નામ. | પ્રકાશનનું સ્થળ. | પ્રકાશનની સાલ | આવૃત્તિ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| | | | | | | | |

| કદ | પાન | બાંધણી | બક્ષીસ કે ખરીદ | બક્ષીસ કે વેચાતુ આપનારનું નામ | કિંમત | | એક કરતાં વિશેષ શાખાઓ હોય તો કયી શાખામાં મૂકવુ | શેરો |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | છાપેલી કિંમત | બેઠેલી કિંમત | | |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ |
| | | | | | | | | |

**સામાન્ય નોંધવહીની સમજુત**

સામાન્ય નોંધવહીનો ઉપરનો નમૂનો તમે જોશો તો તમને જણાશે કે તમારે નોંધ કરતી વખતે પુસ્તકની માહિતિ આપનારી નીચેની બાબતો ખાસ જોવી જોઇએ.

( ૧ ) પુસ્તક પરથી પુસ્તકનો વર્ગીકૃત નંબર વર્ગીકરણ પદ્ધતિ પ્રમાણે તૈયાર કરવો.
( ૨ ) પુસ્તક પરથી પુસ્તકનું કદ અને બાંધણી.
( ૩ ) પુસ્તકનું મુખપૃષ્ટ ઉપર આપેલી માહિતિ.
( ૪ ) પુસ્તક જેના તરફથી આવ્યું તેનું બીલ અગર પત્ર.
( ૫ ) પુસ્તક ક્યાં મૂકવાનું છે તે સંબંધી માહિતિ.

વર્ગીકૃત નંબર કેમ નક્કી કરવો તે આપણે જોઈ ગયા છીએ. હવે પુસ્તકનું કદ આપણે નક્કી કેમ કરવું તે જાણવું જરૂરી છે. પુસ્તકો જુદા જુદા પ્રકારનાં હોય છે, તેની લંબાઇ પહોળાઇ ઉપરથી તેની ફુલ્સ્કેપ સાઇઝ, રોયલ સાઇઝ, ડેમી સાઇઝ, વગેરે જુદી જુદી સાઈઝ નક્કી કરવામાં આવે છે. અને એક છાપવાના કાગળ પરથી તેનાં કેટલાં પાન થાય છે તે પરથી તે ૨ પેજી, ૪ પેજી, ૮ પેજી, ૧૬ પેજી, ૨૪, પેજી, ૩૨ પેજી, ૪૮ પેજી એમ જુદા જુદા પાનની સંખ્યા પ્રમાણે નામ આપવામાં આવે છે. આ માપ કાઢવા માટે પુ. સ. સ. મંડળ તરફથી પુસ્તક માપવાનું ફોર્મ મળે છે, તે પરથી તમે પુસ્તકનું માપ લઇ શકશો. પુસ્તકની લંબાઇ અનુક્રમે ૪, ૫, ૬, ૭, ૮, ૧૦, ૧૨ ઇંચ તથા પહોળાઇ ૫ કે ૬ ઇંચ ઉપરથી તેના કદના આસનમાં કેટલા પેજી લખવું તે બતાવ્યું છે. પ્રત્યેક પુસ્તકાલયે આ ફોર્મ મંગાવી તેનું બોર્ડ બનાવી પુસ્તક આવે એટલે તેના પર માપી તે માપ ઉપરથી કદ શોધી તે કેટલા પાનવાળું છે, તે કદના આસનમાં લખવાનું છે.

તેમજ પુસ્તકનું પુઠું, કોર્ડબોર્ડનું, કાગળનું, કાપડીપટ્ટીનું, કાર્ડબોર્ડ અને કાપડનું, અગર ચામડાનું છે કે કેમ તે જે જણાય તે પ્રમાણે બાંધણીમાં લખવાનું છે. નોંધ કરનાર પુસ્તક જોઇ સહેલાઇથી તે નક્કી કરી શકે છે.

પુસ્તક નોંધવહીની મહત્ત્વની બાબતો હવે આવે છે. પુસ્તકનું નામ, ગ્રંથકર્તાનું નામ, પ્રકાશકનું નામ, પ્રકાશનનું સ્થળ, આવૃત્તિ, કિંમત, તમામ વસ્તુઓ મુખપૃષ્ટના પાનેની બે બાજુ પર લખેલી માહિતિ ઉપરથી ઉપલબ્ધ થઇ શકશે તે જોઈ તેમાં જે હકીકત લખી હોય તે પ્રમાણે લખવાની છે.

**તમામ પ્રકારનાં કાર્ડ કે નોંધવહી માટે કેટલીક મહત્ત્વની સૂચનાઓ**

સામાન્ય નોંધવહી, વિષયવારી નોંધવહી કે કાર્ડ, નામવારી નોંધવહી કે કાર્ડ, તથા કર્તાવારી નોંધવહી કે કાર્ડ બનાવતી વખતે પુસ્તકના નામ, ગ્રંથકર્તા, તથા પ્રકાશક સંબંધે ખાસ જરૂરી સૂચનાઓ આ નીચે આપી છે તેનો ખાસ વિચાર કરી નોંધ કરવાની છે.

( ૧ ) કર્તાનું નામ લખવામાં પ્રથમ તેની અટક મૂકવી, તે પછી તેનું નામ તથા તેના પિતાનું નામ. રાજકર્તાના નામમાં પ્રથમ રાજાનું નામ લખવાનું છે.

( ૨ ) માનપાનના ખિતાબો, સન્માન ચિહ્નો તથા ઉપાધિઓ નોંધવાની નથી.

( ૩ ) વિશિષ્ટ ઉપનામો હોય અને તેથીજ લેખક પોતાની અટકને બદલે તેનો જ

અટક તરીકે ઉપયોગ કરતો હોય અને સમાજમાં તે તેજ ઉપનામથી ઓળખાતો હોય અને અટક દર્શાવેલી ન હોય, તો તે ઉપનામ, અટકની જગાએ લખવું. દા૦ કાંટાવાળો, હરગોવિંદદાસ દ્વારકાંદાસ.

(૪) સ્ત્રી લેખકો સા., કુ., મિસિસ કે મીસ એ શબ્દો વાપરે તો તે અટક લખ્યા પછી નામ પહેલાં લખવા. જેમકે મકાતી, મીસ પીલાં; મહેતા, સૌ. શારદા સુમન્ત.

(૫) લેખકે પોતાની અટક ન બતાવી હોય તો અટકસંબંધી આધારભૂત માહિતિ મળે તો અટક બતાવવી અને ન હોય તો તેનું નામ લખવું તથા તેના નામના મૂળ અક્ષર પરથી કર્તાનો અંક શોધવો.

(૬) કર્તાએ આદ્ય અક્ષરોથી જ પોતાનું નામ અને અટક આપ્યાં હોય તો છેવટનો અટકનો આદ્ય અક્ષર પ્રથમ લખવો.

(૭) તખુલ્લસનું સત્ય નામ જણાય તો તે નામ લખવું. નોંધવહી હોય તો શેરામાં તેનું તખુલ્લસ નામ આપવું અને કાર્ડ બનાવવાનું હોય તો આ માટે સંબંધ કર્તા બીજું કાર્ડ એ તખુલ્લસ પ્રમાણેનું બનાવવું અને તેમાં 'જુઓ' કરી સત્યનામનો સંબંધ બતાવવો.

(૮) કર્તા એક કરતાં વધારે હોય તો નોંધવહીમાં શેરામાં બીજા કર્તાઓનાં નામ બતાવવાં. અને કર્તાવારી કાર્ડ માટે બીજા લેખકોનાં કાર્ડ બનાવી તેમાં "જુઓ" અમુક લેખકનું કાર્ડ એમ લખવું.

(૯) સંગ્રહોમાં સંગ્રહ કર્તાને લેખકમાં મૂકવો. અને તેનું જ કાર્ડ બનાવવું.

(૧૦) ગ્રંથમાળાનાં પુસ્તકોમાં લેખક પ્રમાણે સામાન્ય નોંધવહીમાં મૂકવું. કર્તાવારી નોંધવહીમાં પણ તે જ પ્રમાણે કરવું. જો ગ્રંથમાળાથી પુસ્તકનો વધારે ઉપયોગ થતો હોય તો ગ્રંથમાળાના નામનું જુદું કાર્ડ બનાવવું અને નોંધવહી હોય તો શેરામાં તે હકીકત લખવી. બન્ને પ્રકારનાં કાર્ડ બનાવવાની જરૂર હોય તો તે બનાવવાં.

(૧૧) સમાજ કે સંસ્થા તરફથી લેખકના નામ સિવાય પુસ્તક પ્રસિદ્ધ થાય તો લેખકમાં એ સંસ્થા કે સમાજનું નામ લખવું, અને કર્તાવારી કાર્ડ પણ તેનું જ બનાવવું.

(૧૨) લેખક વિષે કંઇ જ સમજ ન પડે તો કર્તાવારી કાર્ડમાં પુસ્તકના નામને કર્તાનું નામ ગણી તે પ્રમાણે કાર્ડ બનાવવું. ત્યારે કર્તાવારી નોંધવહીમાં કર્તાના આસનમાં તેમજ પુસ્તકના આસનમાં પુસ્તકનું નામ લખવું.

(૧૩) કર્તાવારી કાર્ડ કે નોંધવહી બનાવતી વખતે જે પુસ્તક બીજી ભાષામાંથી ભાષાન્તર થયું હોય તો તેના મૂળ લેખકને કર્તા ગણવો અને તે પ્રમાણે નોંધ કરવી. અને સંબંધકર્તા બીજું કાર્ડ કે નોંધવહીના શેરામાં અનુવાદ કરનાર કે તરજૂમો કરનારનું નામ લખવું અને કાર્ડ બનાવ્યું હોય તો અનુવાદક કે તરજુમો કરનારનું નામ લખી 'જુઓ' લખી મૂળ લેખકનું નામ લખી બતાવવું.

**પુસ્તકાલયો માટે વિષયવારી તથા કર્તા અને નામવારી નોંધવહીઓ**

આમ પુસ્તકાલયો માટે વિષયવારી, કર્તાવારી અને નામવારી નોંધવહીઓના નમૂનાઓ નીચે પ્રમાણે છે,

## નામવારી નોંધવહી

મૂળાક્ષર ____________________

| અનુ. નંબર | સામાન્ય નોંધવહી-નો નંબર | વિષય અને વર્ગી-કૃત નંબર | પુસ્તકનું નામ | કર્તાનું નામ | પ્રસિદ્ધિ સ્થળ | કિંમત | આવૃત્તિ | શેરો |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| | | | | | | | | |

## વિષયવારી નોંધવહી

વિષય ____________________

| અનુ. નંબર | સામાન્ય નોંધવહી-નો નંબર | વર્ગી-કૃત નંબર | પુસ્તકનું નામ | કર્તાનું નામ | આવૃત્તિ | પ્રકાશક | પ્રકાશન સ્થળ અને સાલ | કિંમત | શેરો |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| | | | | | | | | | |

## કર્તાવારી નોંધવહી

કર્તાનું નામ ____________________

| અનુક્રમ નંબર | સામાન્ય નોંધ-વહી નંબર | વર્ગીકૃત નંબર | પુસ્તકનું નામ | શેરો |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | | | | |

નામવારી નોંધવહી દરેક મૂળાક્ષર માટે અમુક પાનાં રાખી તેની અનુક્રમણિકા નોંધવહીની શરૂઆતમાં બતાવવી. તે જ પ્રમાણે વિષયવારી નોંધવહી માટે પણ નોંધવહીની શરૂઆતમાં કયો વિષય કયા પાનથી કયા પાન સુધી છે તે બતાવવા અનુક્રમણિકા આપવી. કર્તાઓ નવીન દાખલ થાય તેમ તેમ આગળ નોંધ કરી તેની પણ અનુક્રમણિકામાં નોંધ કરવી.

આ નીચે કર્તાવારી, નામવારી, તથા વિષયવાર કાર્ડના નમૂના આપ્યા છે.

**કાર્ડના નમૂનાઓ**

### કર્તાવારી કાર્ડ

म १७४/४७

કવિ, ન્હાનાલાલ દલપતરામ

ન્હાના ન્હાના રાસ

આવૃત્તિ ૧લી
૧૪૦૦

રાજકોટ, ૧૯૧૦
રૂ. ૧-૦-૦

### નામવારી કાર્ડ

क ४१૯/२५

ચંદ્રકાન્ત

ભાગ ૧

દેસાઈ, ઇચ્છારામ સૂર્યરામ

આવૃત્તિ ૧લી
૧૦૨૦

મુંબઇ, ૧૯૦૮
રૂ. ૪-૦-૦

### વિષયવારી કાર્ડ

म १७४/४७

વિષય:—કાવ્ય

ન્હાના ન્હાના રાસ

કવિ, ન્હાનાલાલ દલપતરામ

આવૃત્તિ ૧લી
૧૪૦૦

રાજકોટ, ૧૯૧૦
કિં. રૂ. ૧-૦-૦

ઉપરના દરેક કાર્ડમાં 'આવૃત્તિ'ની નીચે જે નંબર છે તે સામાન્ય નોંધવહીનો નંબર છે. તે કાર્ડના આ સ્થળે બતાવવાનો છે. પણ એકજ પુસ્તકની વધુ પ્રતો હોય અને નંબર વધારે હોય તો તે કાર્ડની પાછલી બાજુએ પણ નોંધી શકાય.

સંબંધકર્તા કાર્ડ ( તજ્જુહલસ માટે )

| કાઠીઆવાડી |
| --- |
| જુઓ |
| દવે, નરભેરામ પ્રાણજીવન |
| O |

આ પ્રમાણે એક કરતાં વધારે લેખકો ભાષાન્તરકારો કે અનુવાદકોનાં સંબંધકર્તા કાર્ડ બનાવવામાં જોઇએ અને તેમાં મૂળ કાર્ડનો સંબંધ બતાવવો જોઇએ. તેજ પ્રમાણે એક મુખ્ય વિષયનું કાર્ડ બનાવ્યું હોય અને તેમાં બીજા વિષયો હોય અને તેનો સંબંધ બતાવવા જેવો હોય તો તે માટે પણ આવું સંબંધકર્તા કાર્ડ પ્રથમ ગૌણ વિષય લખી નીચે 'જુઓ' લખી જે વિષયનું મૂળ કાર્ડ બનાવ્યું હોય તેનો સંબંધ આપવો.

---

# (૧૫) પુસ્તકોનો ઉપયોગ કેમ થાય છે તે બતાવનારા ભોમિયા

આપણે પુસ્તકાલયમાં પુસ્તકોનો ઉપયોગ વધુ થાય, વાચક અને ગ્રંથપાલના સમયનો બચાવ કરી જોઇતી માહિતિ સહેલાઇથી અને ચોકસાઇથી મળે એ હેતુથી તૈયાર રાખવામાં આવતાં પત્રકો ને કાર્ડ કેટલોગ વિષે માહિતિ મેળવી. હવે એ પુસ્તકોનો ઉપયોગ કેવો થાય છે, કોણ ઉપયોગ કરે છે તે માટે નીચે પ્રમાણે પત્રકો આપણા પુસ્તકાલયમાં રાખવામાં આવે છે.

( ૧ ) આપ-લે નોંધવહી
( ૨ ) વાચકોની નોંધવહી.
( ૩ ) પુસ્તકોની ખતવણી
( ૪ ) વાચકોની ખતાવહી.

**પુસ્તક આપ-લે નોંધવહી અને ખતવણી.**

આપણાં ગ્રામપુસ્તકાલયોમાં પુસ્તક આપ-લે નોંધવહીમાં અનુક્રમ નંબર, પુસ્તકનું નામ, તેનો વર્ગ, લઇ જનાર ઇસમનું નામ, લઇ જવાની તારીખ, લઇ જનારની સહી, પુસ્તક પરત કર્યાની તારીખ, તથા ગ્રંથપાલની પુસ્તક પરત આવ્યા બદલની સહી એ અગત્યની માહિતિ આપનાર પત્રક હોવું જોઇએ. અને તેમાં તારીખ

દરરોજ વચમાં નાખી પુસ્તકોની આપ-લે કરવી જોઇએ. નાનાં પુસ્તકાલયો અમર ૧૦૦૦ કરતાં વધુ વસ્તી હોય ત્યાં વાચન પ્રચાર અર્થે વાંચવા ગયેલાં પુસ્તકોની રોજની ખતવણી કરવાની જરૂર છે. તે માટે મુખ્ય વિષયો પ્રમાણે કયા વિષયનાં પુસ્તકો વંચાય છે તેની માહિતી દરરોજ રાખવી જોઇએ અને માસ આખરે ખતવણી પરથી તારીખ શોધી કાઢવી જોઇએ; અને તે ઉપરથી મંત્રી કે ગ્રંથપાલે પોતાની કાર્યદિશા નક્કી કરી યોગ્ય દિશામાં લોકમાનસ કેળવવા પ્રયાસ કરવા જોઇએ. નાનાં પુસ્તકાલયોએ ખતવણી તો કરવી જોઇએ પણ તે માસ આખરે કાઢી તેની તારીજ કરી નવા માસનાં પુસ્તકો આપવાં જોઇએ. આ ઉપરથી વાર્તા, ધર્મ, જીવનચરિત્ર, ઇતિહાસ તત્ત્વજ્ઞાન, બાલોપયોગી વગેરે કયા વિષયોનું કેવું વાચન થાય છે તે સહજ સમજી શકાશે.

આ પત્રક ઉપરથી પુસ્તકાલયમાં આવેલાં પુસ્તકો તે સમાજને જરૂરીઆતનાં છે કે કેમ તે પણ નક્કી થઇ શકશે. અને નિરૂપયોગી કે બીન જરૂરી પુસ્તકો ન મંગાવવા ગ્રંથપાલ કે મંત્રીઓ કેળવાશે એટલું જ નહિ પણ સારાં પુસ્તકો તેના ઘોડા કે કબાટમાંથી બહાર કાઢી લોકોને વાંચવા આપવાની સૂચના પોતે થઇ કે બીજા તપાસનીસોની દોરવણીથી તે કરી શકશે.

**વાચકોની નોંધવહી અને ખાતાવહી**

ગ્રામપુસ્તકાલયમાં વાંચકોની નોંધવહી અવશ્ય હોવી જોઇએ. ખતવણીની અપેક્ષા નથી. આ નોંધવહી ઉપરથી, સ્ત્રી, પુરૂષો, શાળામાં ભણતાં બાળકો કે ઊઠી ગયેલા બાળકો કયાં છે, તેમની ઉમર શું છે, તેમનો અભ્યાસ શું છે અને તેમની જ્ઞાતિ કયી છે તે જાણી શકાશે. વળી પુસ્તકાલય કેટલા લોકોને લાભ આપે છે તે સમજી શકાશે. વસ્તીના નિદાન વીસ ટકા જેટલા માણસો પુસ્તકાલયનો ઉપયોગ કરતા હોય તો જ તે પુસ્તકાલયની સાર્થકતા ગણાય. આ માટે દરેક સમિતિએ પ્રચારાત્મક મહેનત કરવી જોઇએ અને આ પત્રકો બહુજ કાળજીપૂર્વક ચોકસાઇથી ભરવાં જોઇએ.

કસ્બાઓમાં ખતવણીઓ રાખવામાં આવે છે અને તે ઉપરથી કોના તરફ ઊઘરાણી કરવી તે સહેલાઇથી સમજી શકાય છે. અને અમુક વ્યકિત કેવા પ્રકારનું વાચન કરે છે તે પણ જાણી શકાય છે.

કેટલાંક પુસ્તકાલયોમાં આપ-લે નોંધવહી તથા વાચક નોંધવહી અને ખતવણીને બદલે વાચકનું કાર્ડ બનાવે છે અને તે પોતાના પુસ્તકાલયમાં જ રાખે છે. તેને દરરોજ તારીખવાર વાચકની અટકના મૂળાક્ષરના ક્રમે ગોઠવે છે. વાચકને પુસ્તક આપતી વખતે તેમાં સહી લેવામાં આવે છે. તેમજ પુસ્તકાલયમાં પરત કરતી વખતે ગ્રંથપાલ તે પર સિક્કો કે સહી કરે છે. સાંજના બીજા મદદનીશ ગ્રથપાલો તરફથી તે તારીખનાં નોધાયેલાં પુસ્તકો પરથી વિષયવાર ખતવણી કરી લેવામાં આવે છે. અને જેમની ઠરેલી મુદત થઇ ગઇ હોય તેવા વાચકો તરફ ઊઘરાણી કરવામાં આવે છે. કેટલાક આપ-લે નોંધવહીનાં છૂટાં પાનાં રાખી પાછી તેને બંધાવી લે છે. પણ આ બધાં બધાવી તેની સિકકા અને એકુણાત કરી વ્યવસ્થિત રાખવાની ફરજ વ્યવસ્થાપકોની છે.

# પરિશિષ્ટ ૧

## બાળવાચકો માટે કેટલીક રમતો

| અનુક્રમ નંબર. | રમતનું નામ. | કિંમત. |
|---|---|---|
| ૧ | જ્ઞાનપટની રમત. | ૦– ૦–૬ |
| ૨ | સોપાનપટની રમત. | ૦– ૦–૬ |
| ૩ | રંગના પત્તાની રમત | ૦– ૬–૦ |
| ૪ | હિન્દુસ્તાનના નકશાની રમત. | ૧– ૦–૦ |
| ૫ | બત્રીશ લખોટીની રમત. | ૦–૧૦–૦ |
| ૬ | ડ્રાફ્ટ્સમેન નામની અંગ્રેજી રમત. | ૧– ૮–૦ |

**ટીપઃ**—ઉપરની રમતો પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાંથી મળી શકશે. કિંમતમાં વખત પ્રમાણે યોગ્ય કારણે વધઘટ થતી રહેશે. આ ઉપરાંત બીજી સ્થાનિક ઘરમાં રમવાની રમતો યોગ્ય નિયમો સાથે સંચાલકો તૈયાર કરી બાલપુસ્તકાલય, કે સાર્વજનિક પુસ્તકાલયમાં રાખી શકશે.

### ( ૧ ) જ્ઞાનપટની રમત

આ રમત શ્રી જ્ઞાનેશ્વર મહારાજે બનાવેલી છે. આ રમત બે અથવા ચાર જણથી રમાય છે. જેટલા રમનાર હોય તેટલા રંગની કાંકરી યા સોગઠી પહેલા ઘરમાં મૂકવી. પછી સાત કોડી યા પાસા લઈને વારાફરતી દરેક જણે દાવ નાખવા. અને જેટલા પાસા ચત્તા પડે તેટલા દાવ આવ્યા સમજીને પાસા નાખનારે પોતાની કાંકરી તેટલાં ઘર આગળ ચલાવવી. આમ ચાલતાં ચાલતાં કાંકરી જો સર્પમુખવાળા ઘરમાં જઈ ઊભી રહે તો ત્યાંથી એકદમ જ તે સર્પ પૂછવાળા ઘરમાં આવી પડે છે. જેમકે ૧૪ મા કોઠામાં આવી પડે તો ત્યાંથી તે જ સમયે પાંચમા ઘરમાં તેને મૂકી દેવી જોઈએ કાંકરી ફરતી ફરતી જો સીડીવાળા ૫૬ મા ઘરમાં આવી ઊભી રહે તો એકદમ સીડીના ટોચવાલા ૮૦ મા ઘરમાં તે મુકાય છે. આ પ્રમાણે ક્રમે ક્રમે ચાલીને ૮૦ મા ' વૈકુંઠ 'ના ઘરમાં આવ્યા પછી એક દાવ પડે તો તે કાંકરી ૮૫ મા ' મોક્ષધામ 'માં જાય છે; આમ આ ચોર્યાસી ઘરના પટની રમત પૂરી થાય છે. જો ૧ દાવને બદલે વધુ દાવ પડી જાય તો તેને ૮૦ થી ૮૪ સુધીના ઘરોમાં દાવ પડે તેમ વારંવાર ફર્યાં કરવું પડે છે. કદાચ છેલ્લા ૮૪ મા ઘરમાં જતાં પણ દાવની ગણના અપૂર્ણ રહે તો બાકીની ગણત્રી પુનઃ ૮૦ મા ઘરથી શરૂ કરીને પૂરી કરાય છે. પુનઃ ' વૈકુંઠ 'ના ૮૦ મા ઘરમાં કાંકરી આવીને ઊભી રહે નહિ અને ત્યાંથી ૧ નો દાવ પડીને ' મોક્ષ 'માં જવાય નહિ ત્યાં સુધી આ પ્રમાણે એ પાંચ ઘરમાં ફર્યા જ કરવું પડે છે.

આ રમતમાંથી સાર એ લેવાનો છે કે, 'અવિવેક', 'દ્વેષ', 'જ્ઞાન' 'મોહ', 'અહંકાર', 'તામસ અહંકાર', 'રાજસ અહંકાર' અને 'ક્રિયાશક્તિ' એમાં જે પડોંચે એટલે કે એમાં જે લપટાય છે તે અનુક્રમે 'મહાપાતક', 'ક્રોધ', 'સમુદ્ર', 'સંસાર', 'સ્થુલદેહ', 'ક્રોધ' અને 'શુન્ય'માં આવી પડે છે. અને તે સર્પ જેવા દુઃખદાયક અને અધોગતિમાં નાખનારાં છે.

જે સમાધિ ( વાયુ )માં પહોંચે છે તે ત્યાંથી સીધો જ સીડી વાટે 'વૈકુંઠ'માં ચડી જાય છે. ત્યાંથી 'મોક્ષ'માં પહોંચે છે અને જ્યાં સુધી 'મોક્ષ'માં ન પહોંચે ત્યાં સુધી 'બ્રહ્મલોક', 'વિષ્ણુલોક', 'સત્યલોક' અને 'તપલોક'માં તે ફર્યા કરે છે.

## ( ૨ ) સોપાનપટની રમત

આ રમત જ્ઞાનેશ્વર મહારાજના નાના ભાઈ સોપાનદેવે બનાવેલી છે.

અને તે રમવાની રીત પણ ' જ્ઞાનપટ ' પ્રમાણે જ છે, રમત રમતાં રમતાં કાંકરી સર્પમુખવાળા ખાનામાં પહોંચે તો ત્યાંથી એકદમ સર્પપૂછવાળા ખાનામાં ઊતરી પડે છે તેવી જ રીતે સીડીવાળા ખાનામાં કાંકરી જઇ પહોંચતાં સીડી જે ખાનામાં પૂરી થતી હોય તે ખાનામાં ચડી જવાય છે. અને આ રીતે 'બ્રહ્મલોક', 'વૈકુંઠ', 'શિવલોક', 'આનંદલોક' એમાંના હરકોઇ એક ખાનામાં જે કાંકરી જઇ પહોંચે છે તેની રમત પૂર્ણ થાય છે.

આ રમતમાં સાર એ લેવાનો છે કે, સારા કર્મનું પરિણામ સારૂં આવે છે. અને ખૂરાં કર્મનું પરિણામ બુરૂં આવે છે. 'ઇર્ષ્યા', 'દ્વેષ', 'કુસંગ', 'અધર્મ', 'હિંસા', 'અહંકાર', 'દુર્બુદ્ધિ' અને 'તામસપણા'ના ઘરમાં જે જાય એટલે કે એમાં જે લપટાય તે 'મત્સર', 'લોભ', 'મદ', 'કામ', 'નરક', 'માયા', 'ક્રોધ', અવિદ્યા અને મોહમાં જઈ પડે છે. તે બધાં સર્પ જેવાં વિકરાળ અને અધોગતિ કરનારાં છે. અને 'તપ', 'દાન', 'ધર્મ', 'પરમાર્થ', 'સુધર્મ', 'જ્ઞાન', 'સર્વરક્ષા' અને 'ભક્તિ'ના ઘરમાં જે પહોંચે, એટલે કે એ સંપત્તિ જેનામાં આવે તે 'સ્વર્ગ', 'સત્ય', 'બ્રહ્મ', 'આનંદ', 'જય', 'સુબુદ્ધિ', 'શિવ', 'તપ', અને 'વૈકુંઠલોક'ને પામે છે.

## ( ૩ ) રંગના પત્તાની રમત

આ રમતમાં દરેક રંગનાં ૨૦ એ પ્રમાણે ચાર રંગનાં ૮૦ પત્તાં હોય છે. આ રમત બે ત્રણ અગર ચાર છોકરા રમી શકે છે.

**રીત ૧ લી**—બે જણ રમનાર હોય તો દરેક જણે બે રંગનાં વીસ વીસ પત્તાં લેવાં પણ જીતવાને માટે દરેકે બે પૈકી એકેક રંગ અગાઉથી નક્કી કરવો. ત્રણ જણ રમનાર હોય તો દરેક જણે એકેક રંગનાં ૨૦ પત્તાં અને ચોથા રંગનાં ૬ પત્તાં લેવાં, બે પત્તાં વધે તે બાજુ પર ઉંધાવાળાં રાખી મૂકવાં. ચાર જણ રમનાર હોય તો દરેક છોકરાએ પોતા પાસે એકજ રંગનાં વીસ પત્તાં લેવાં.

પ્રથમ એક છોકરાએ પોતા પાસેનું પત્તું મૂકવું. પછી તે પત્તાની હરકોઇ બાજુએ બીજાઓએ વારાફરતી એક એક પત્તાં મૂકતા જવું. એમાં દરેક જણે એટલી સાવચેતી રાખવી કે કોઇનાં પણ એક રંગનાં ચાર પત્તાં સાથે એક હારમાં આવે નહિ, કારણ કે જે છોકરાનાં એકજ રંગનાં ચારે પત્તાં એક હારમાં થાય તે જીત્યો ગણાય.

**રીત ૨ જી**—બે જણ રમવા ઇચ્છે તો દરેક જણ ચારે રંગનાં દશ દશ પત્તા લે, ત્રણ જણ રમનાર હોય તો દરેક જણ દરેક રંગનાં ૬ પત્તાં લે અને બીજાં આઠ પત્તાં વધે તો તેમાંથી બે પત્તાં વધારે લે અને છેવટે બે પત્તાં વધે તો બાજુ પર ઉલાવાળાં રાખી મૂકે. ચાર છોકરા રમનાર હોય તો દરેક જણે દરેક રંગના પાંચ પાંચ પત્તાં લેવાં. તેમાંથી દરેક જણે એક પછી એક પત્તુ એક એકની બાજુએ અડાડીને મૂકતા જવું. ચાર જુદા જુદા રંગનાં ચાર પત્તાં એક હારમાં જે પ્રથમ કરે તે જીત્યો ગણાય છે.

આ રમતમાં બે કરતાં ત્રણ અને ત્રણ કરતાં ચાર રમનાર હોય તો રમત રમતાં વધારે આનંદ અને રસ જામે છે.

આ રમત રમવાથી બાળકોને આનંદ થાય છે ને તેની સાથે તેમની વિચાર શક્તિ તથા અવલોકન શકિત કેળવાય છે, મોટાં માણસોને પણ આ રમત રમવામાં ઘણોજ આનંદ મળે છે.

ટીપઃ—રમનારને જીતવાને માટે પહેલી રીત કરતા બીજી રીતમા ચાલાકી વધારે બતાવવાની હોય છે. પહેલી રીતમાં ઘણે ભાગે પોતાનીજ બુદ્ધિથી જીતવાનું હોય છે, પરંતુ બીજી રીતમા બીજાઓની નજરદોષનો લાભ લેવાથી જીતી શકાય છે

## ( ૪ ) હિંદુસ્તાનના નકશાની રમત

**રમતનાં સાધન**—આ રમત રમવા માટે એક હિંદુસ્તાનનો નકશો ચિત્રેલું બોર્ડ, ચાર રંગનાં ચાર સોગટાં ને એક પાસો તથા એક ભૂંગળું હોય છે.

**રમનારની સંખ્યા**—આ રમત બે, ત્રણ અગર ચાર છોકરા સાથે રમે છે.

**રમવાની રીત**—રમનારા સામસામા બેસી વચ્ચે બોર્ડ ગોઠવે છે, ને દરેક રમનાર પેટીમાંથી એક એક સોગટું લે છે. રમત બોર્ડ ઉપર રમાય છે. રમવાના બોર્ડ ઉપર હિંદુસ્તાનનો નકશો કાઢેલો છે ને તે બોર્ડ પર ચોકડીઓ પાડી ખાનામાં ૧-૨-૩-૪ ઈત્યાદિ ૧૧૬ સુધી દરેક ચોકડીમાં નંબર પાડેલા છે. ચોકડીને ઘર કહે છે. રમનારાઓએ પોતાનું સોગટું તે ઘરોમાં ચલાવવાનું છે. નકશા ઉપર રેલ્વેના માર્ગ તથા સ્ટેશનો અને દરીઆ માર્ગ તથા બંદર બતાવેલાં છે. બેટ કે ખરાબાવાળી જમીન માટે આગબોટ કાઢેલી છે ને ડુંગરા કે ટેકરા માટે પર્વત જેવું કાઢેલું છે.

રમતની શરૂઆત પ્રથમ લાલ રંગના સોગટાવાળો કરે છે. તે પાસો લઇ ભૂંગળામાં નાંખી હલાવી ભૂંગળું ઊંધુંવાળી પાસો નાખે છે. એટલે એ પાસાની ઉપરની બાજુપર જેટલાં ટપકાં હોય તેટલાં ઘર પહેલો ચાલે છે. જેમ બે ટપકાં હોય તો સોગટું ૨ ના ખાનામાં મૂકે છે. પછી લીલા રંગવાળો, પછી પીળા રંગવાળો ને છેવટે ભૂરા રંગવાળો એમ અનુક્રમે વારાફરતી પાસા નાંખી ઘરો ચલાવે છે. ઘરો ચલાવતાં નીચેના નિયમો યાદ રાખવા.

૧ દરેક રમનારે એક જ વખત પાસો નાખવો. તેમાં જેટલાં ટપકાં આવે તેટલાં ઘર સોગટું ચલાવવું.

૨ જે ઘરમા સોગટું જવાનું હોય તે ઘરમાં જો બીજાનું સોગટું હોય તો પોતાથી ચાલી શકાતું નથી. એવે વખતે તેનો દાવ રદ જાય છે.

૩ સોગટું ચલાવતાં જો ૧૦, ૨૫, ૩૨, ૪૮, ૮૧, ૮૯, ૯૫ ને ૧૦૬ મા ઘરમાં સોગટું આવે તો તે જગાએ બેટ અગર ડુંગરાવાળી હોવાથી સોગટું નકામું થાય છે, એટલે શરૂઆતના ઘરમા પાછું આવે છે.

૪ સોગટું ચલાવતાં જો ૬૩, ૭૧, ૭૬, ૮૪, ૯૬, ૧૦૨ ને ૧૧૦ મા ઘરમાં આવે તો તે ઘરો સારાં નહીં હોવાથી સોગટું પાછું ફરે છે ને તે લાલ ઘરની સીધી લાઇનમાં નીચે લાલ ખાનામાં આવે છે. જેમ કે ૬૩ મા ઘરનું સોગટું પાછું ફરી ૨૫ માં, ૭૧ નું ૨૩ મા, ૭૬ નું ૧૯ માં, ૮૪ નું ૩૬ માં, ૯૮ નું ૧૯ માં, ૧૦૨ નું ૧ માં, ને ૧૧૦ નું ૫૭ માં પાછું આવે છે.

૫ સોગટું ચલાવતાં દરિયામાર્ગ હોય ને જો તે ઘર બંદરવાળું હોય તો તે સોગટું ત્યાંથી ઉપરના બીજા બંદરે ચઢી જાય છે. જેમકે શરૂઆતમાં ચાર પડે તો ચારના ખાનામાં 'કોલંબો' બંદર છે ત્યાં આવે છે અને ત્યાંથી સોગટું 'મેંગલોર'વાળા ૨૭ મા ખાનામાં બેસે છે તેવી રીતે જો ચાલતાં, ૧૯ મા ખાનામાં આવે તો તે 'પાંદિચરી' બંદર છે. ત્યાંથી ઉપરના બંદર 'વિજાગાપટણ' જવું રહે છે.

૬ નકશા પર કેટલેક ઠેકાણે રેલ્વે છે. તેથી જો સોગટું ચાલતાં સ્ટેશનવાળા ખાનામાં આવે તો ત્યાંથી ઉપરના એક સ્ટેશને જાય છે. જેમ ૨૯ મા ખાનામાંથી ૪૩ ઉપર, ૪૨ માંથી ૫૨ ઉપર એમ જાય છે.

૭ કેટલાંક સ્ટેશનેથી બે રસ્તે જવાય છે જેથી તેવે વખતે રમનાર પોતાની મરજી પ્રમાણે જાય છે. જેમ ૫૧ માં 'મુંબાઈ' છે ત્યાંથી ૬૮ એ 'વડોદરા' ને ૫૨ એ 'નાગપુર' જવાય છે તો રમનાર પોતાની ઇચ્છા મુજબ ૬૮ કે ૫૨ માં જાય છે.

ઉપર પ્રમાણે નિયમો ધ્યાનમાં રાખી દરેક રમનારાએ અનુક્રમે વારાફરતી પાસો નાખી સોગટું ચલાવવું. જે રમનાર પોતાનું સોગટું ચલાવતાં ચલાવતાં સૌથી પહેલો શ્રીનગરમાં એટલે ૧૧૬ મા ઘરમાં પહોંચે તે જીત્યો ગણાય છે.

ટીપઃ—આ રમત આપણા લોકો સ્વર્ગનિસરણી અગર સર્પબાજીની રમત રમે છે તેને મળતી છે.

આ રમત રમવાનો મુખ્ય હેતુ બાળકોને હિંદુસ્તાનના નકશાનું જ્ઞાન થાય તથા રમત રમતાં આનંદ થાય એ છે. બાળકો પોતાના નવરાશના વખતમાં આવી રમતો રમે તો તેમને ખાસ રીતે આનંદની સાથે જ્ઞાન મળે છે. આ રમત ચોથા ધોરણના છોકરાઓને ખાસ ઉપયોગી છે.

## ( ૫ ) બત્રીસ લખોટીની રમત

**રમવાનાં સાધન**—આ રમત રમવા માટે એક ચોરસ બોર્ડ, એકત્રીસ પથ્થરની લખોટી અને એક કાચની લખોટીવાળા પેટી. બોર્ડ પર ત્રણ ઊભી અને ત્રણ આડી લાઈનમાં એક બીજાને છેદે તેવી રીતે સાત સાત કાણાં પાડેલાં છે અને એકંદરે ૩૩ કાણાં પાડેલાં છે.

**રમનારની સંખ્યા**—આ રમત એકજ જણ રમી શકે છે.

**રમતની શરૂઆત**—આ રમતની શરૂઆત કરતી વખતે પ્રથમ કાચની લખોટી બોર્ડના મધ્ય ભાગના કાણામાં મૂકવી અને બાકી રહેલી ૩૧ પથ્થરની લખોટીઓ દરેક કાણામાં મૂકતા જવી, એવી રીતે કે છેવટે કોઇપણ ખુણા ઉપરનું એક કાણું ખાલી રહે. રમત શરૂ કરનારે ખાલી કાણામાં તેનાથી ત્રીજા કાણાની પથ્થરની લખોટી કુદાવીને મૂકવી, ને વચ્ચેની લખોટી લેઇ લેવી, આવી રીતે વારંવાર કર્યાં જવું ને વચ્ચેની લખોટી લેતા જવું. એકી વખતે એક કરતાં વધારે લખોટીઓ કુદાય નહિ તે ધ્યાનમાં રાખવું ને કાચની લખોટીને બીલકુલ અડકવું નહિ. આમ કરતાં કરતાં બોર્ડ પર **કાચની લખોટીની જોડના કાણામાં ફક્ત એક પથ્થરની લખોટી** રહે ત્યારે રમત પૂરી થાય છે. અને જો ન રહે તો તે રમત તેને ફરીથી રમવાની શરૂઆત કરવી.

હેતુ—આ રમત રમતાં વિચારશક્તિ ખીલે છે અને જ્યાં સુધી રમત પૂરી થાય નહિ, ત્યાં સુધી વારંવાર રમવાનું મન થયા કરે છે અને કેટલીક વખત આ રમત પચાસ કરતાં પણ વધુ વખત રમવી પડે છે.

## (૬) ડ્રાફ્ટ્સમેન નામની અંગ્રેજી રમત

**રમતનાં સાધન**—આ રમત રમવા માટે પેટીમાં અડધાં કાળાં ને અડધાં ધોળા રંગનાં ચોસઠ ખાનાવાળું બોર્ડ તથા સોળ કાળા રંગનાં તથા સોળ પીળા રંગનાં સોગટાં.

**રમવાની રીત**—આ રમત ઘણી રીતે રમાય છે પણ તેમાં જે ત્રણ રીતો મુખ્ય છે તે આ નીચે બતાવી છે.

**પહેલી રીત**—આ રમત બે જણ સામસામા બેસી વચ્ચે બોર્ડ ગોઠવી રમે છે. બોર્ડ એવી રીતે ગોઠવે છે કે દરેક રમનારની ડાબી બાજુએ ખૂણા પર કાળો ચોરસ આવે, આવી રીતે બોર્ડ ગોઠવ્યા પછી દરેક રમનાર પેટીમાંથી એક જ રંગનાં બાર સોગટાં લે છે. એટલે એક જણ કાળા રંગના બાર ને બીજો પીળા રંગના બાર લે. તે સોગટાં રમનાર બોર્ડ ઉપર પોતાના તરફની પહેલી ત્રણ લાઈનમાંના દરેક કાળા ચોરસ ખાનામાં મૂકે છે.

સોગટાં બોર્ડ ઉપર ગોઠવ્યા પછી કાળા રંગનાં સોગટાંવાળો પ્રથમ રમત શરૂ કરે છે ને તે પોતાનું સોગઠું ખસેડે છે તે પછી પીળા રંગવાળો ખસેડે છે એમ વારાફરતી અનુક્રમે એક પછી એક રમનાર પોતાનું સોગઠું ખૂણે ખૂણે એક કાળા ચોરસ ખાનામાં ખસેડે છે. દરેક રમનાર પોતાના વારામાં પોતાનું સોગઠું એકજ ખાનામાં ખસેડે છે. એકથી વધારે ખાનાં ખસી શકતો નથી ને તે દરેક કાળા ખાનામાં જ ખસે છે આ રમતમાં ધોળા ખાનાનો ઉપયોગ થતો નથી. સોગઠું આગળ જ ખસેડાય છે તે પાછું ખસતું નથી.

દરેક રમનાર ઉપર કહ્યા પ્રમાણે વારાફરતી પોતાનાં સોગટાં આગળ ખસેડે છે ને તેની પાછળનું ખાનું ખાલી હોય તો કૂદકો મારી સામાનું સોગઠું પોતે લઈ લે છે. આવી રીતે રમનાર એક જ સોગટાથી એકી વખતે એક કરતાં વધારે કૂદકા મારી સામાનાં સોગટાં લઈ લે છે. રમનાર ડાબી અગર જમણી બાજુએ પણ કૂદકો મારી શકે છે.

જ્યારે બન્ને રમનારનાં સોગટાં સાથે સાથે આવી જાય ત્યારે જેના સોગટાની પાછળનું ખાનું ખાલી હોય તેના સામાવાળો પોતાના વારામાં પોતાનું સોગઠું પેલા સોગટા ઉપર કુદાવી પાછળના ખાલી ખાનામાં મૂકે છે અને સામાવાળાનું સોગઠું ઉપાડી લે છે, આવી સ્થિતિ જે વખતે આવે તે વખતે જેનો રમવાનો વારો હોય તેણે પોતાનું સોગઠું કુદાવીને સામાવાળાનું સોગઠું ઉપાડી લેવું જ જોઈએ. એમાં જો ભૂલ કરે અગર જાણી જોઈને રહેવા દે તો સામાવાળો શિક્ષા તરીકે તેનું સોગઠું ઉપાડી લે છે. અથવા તો બીજી ચાલ પાછી ખસેડીને સામાવાળાનું સોગઠું ઉપાડી લે છે અથવા સામાવાળાની ચાલ કાયમ રાખી પોતાનો વારો લે છે.

રમનાર ઉપર જણાવેલી રીત મુજબ પોતાનાં સોગટાં ખસેડતાં ખસેડતાં અગર કૂદકા મારીને સામાની બાજુની પહેલી લાઇનમાં લઈ જાય તે સોગઠું રાજા કહેવાય છે. રાજાની

નિશાની માટે તેના ઉપર એક બીજું સોગટું મૂકે છે. આવી રીતે રાજા થાય તે રાજાને આગળ ને પાછળ બંને તરફ ખસવાનો તથા કુદકા મારવાનો હક પ્રાપ્ત થાય છે.

રાજાને પણ બીજાં સાદાં સોગટાંની માફક સોગટાંથી કુદાવી શકાય છે, પણ આવી રીતે રાજા એક નાકેથી બીજા નાકા સુધીમાં વચ્ચે બેત્રણ ખાનાં મુકીને જો સોગટું હોય અને તેની પાછળનું ખાનું ખાલી હોય તો તે સોગટું કૂદી શકે છે. જેમ રાજા વધારે કરી શકાય તેમ તેમ સારૂં અને જ્યારે સામાવાળાનાં બધાં સોગટાં એક રમનાર આ પ્રમાણે લઈ લે છે ત્યારે તે જીત્યો કહેવાય છે.

આ રમત રમવામાં રમનારે પોતાની બુદ્ધિનો ખાસ ઉપયોગ કરવાનો છે. પોતાનું સોગટું એવી રીતે વિચાર કરીને ખસેડવું કે સામાના પંઝામાં આવી મરે નહી. આ રમત કેટલો વખત પહોંચશે તે રમનારની હોશિયારી ને ચાલાકી પર આધાર રાખે છે, જો રમનારા ચાલાક ને હોંશિયાર હોય તો રમત ઘણો વખત ચાલે છે. તેમાં પોતાની બુદ્ધિનો ઘણો ઉપયોગ કરવો પડે છે. આ રમત રમવાથી બાળકોની બુદ્ધિ તેમ જ વિચારશકિત ખીલે છે અને ચાલાકી વધે છે.

**બીજી રીત**—આ રમત બે જણ સામાસામી બેસી રમે છે ને દરેક જણ એક જ રંગનાં સોળ સોળ એટલે એક જણ કાળા રંગનાં સોળ ને બીજો ધોળા રંગનાં સોળ સોગટાં લે છે. આ રમતમાં બોર્ડના ચોસઠે ખાનાનો ઉપયોગ થાય છે. દરેક જણ પોતાનાં સોગટાં બોર્ડ ઉપર પોતાના બાજુની પહેલી બે લાઇનના દરેક ખાનામાં ગોઠવે છે.

આ રમતમાં દરેક રમનાર પોતાનાં સોગટાં આડાં અવળાં ઊભાં ગમે તે દિશામાં વારાફરતી અનુક્રમે એક ચોરસ ખાનામાં ખસેડે છે ને ખસેડતા સામાનું સોગટું વચ્ચે આવે તો કૂદકો મારી લઇ લે છે.

ઉપર પ્રમાણે દરેક રમનાર પોતાનાં સોગટાં ખસેડતાં અગર કૂદકા મરાવતાં સામાની પહેલી લાઇનમાં લઇ જાય ત્યારે તે સોગટું રાણી કહેવાય છે, અને તે રાણીની નિશાની માટે ઉપર એક બીજું સોગટું મૂકે છે ને રાણી થાય એટલે તે રાણીને ગમે તેટલા ખાલી ચોરસ ખાનાં એક સાથે ખસવાનો હક થાય છે.

ઉપર પ્રમાણે રમત રમતાં જે રમનાર સામાનાં બધાં સોગટાં કૂદકો મારીને લઇ લે તે જીત્યો ગણાય છે.

**ત્રીજી રીત**—આ રમત પહેલી રીત મુજબ દરેક જણ બાર બાર સોગટાં લઇ રમે છે, ને દરેક કાળા ખાનાનો ઉપયોગ કરે છે ફેર માત્ર એટલો જ છે કે પહેલી રીતમાં સોગટું આગળજ ચલાવવાનું હોય છે, પણ આમાં આગળ ને પાછળ ખૂણે ખૂણે સોગટું ચલાવે છે ને વચ્ચે આવેલું સોગટું કૂદકો મારી લઇ લે છે. એમ ખસતાં ખસતાં કે કૂદકો મારતાં સામાની પહેલી લાઇનમાં જાય ત્યારે રાણી થાય છે ને રાણી થાય એટલે તે ગમે તેટલાં ખાલી ઘર ખસી શકે છે. આવી રીતે રમતાં રમતાં સામાનાં બધાં સોગટાં કૂદકા મારી લઇ લે એટલે તે જીત્યો ગણાયછે.

# પરિશિષ્ટ ૨

## પુસ્તકાલયપ્રવૃત્તિના ઇતિહાસની અગત્યની સાલવારી.

| સન | બાબત |
|---|---|
| ૧૮૮૦ | રાજમહાલ પુસ્તકાલયની સ્થાપના. |
| ૧૮૯૧ | શ્રીમંત સંપતરાવ ગાયકવાડે 'શ્રી સયાજી ફ્રી લાયબ્રેરી' સ્થાપી. |
| ૧૯૦૬ | પેટલાદ એ. વી. સ્કૂલના હેડમાસ્તર શ્રી. મોતીભાઈ અમીનને મિત્રમંડળ પુસ્તકાલયો ઊઘાડવાની શરૂઆત કરી. |
| ૧૯૦૭ | સરક્યુલેટીંગ લાયબ્રેરીઓ ઊઘાડવાની શ્રીમંત સરકારની યોજના અમલમાં મૂકાઈ. |
| ૧૯૦૭ | વડોદરા સ્ત્રી અધ્યાપન પાઠશાળામાં 'મહિલા પુસ્તકાલય'ની સ્થાપના. |
| ૧૯૧૦ | મધ્યવર્તી પુસ્તકાલયની સ્થાપના. શ્રી સયાજી ફ્રી લાયબ્રેરી તેમાં જોડી દઈ 'મધ્યવર્તી પુસ્તકાલય'ની સ્થાપના થઈ. શ્રી. ડબલ્યુ એ. બોર્ડન વ્યવસ્થાપક નિમાયા. |
| ૧૯૧૧ | શ્રી. મોતીભાઈ અમીન ખાતાના મદદનીશ તરીકે નિમાયા. |
| ૧૯૧૧ | ગ્રંથપાલ તાલીમ વર્ગ ઊઘડયો. |
| ૧૯૧૧ | ફરતાં પુસ્તકાલયોની સ્થાપના થઈ. |
| ૧૯૧૧ | સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવા સંબંધી નિયમો મંજૂર થયા. |
| ૧૯૧૨ | 'બરોડા લાયબ્રેરી મીસેલેની' નામનું પુસ્તકાલયવિષયક હિંદભરમાં પ્રથમ સામાયિકની શરૂઆત. |
| ૧૯૧૩ | પુસ્તકાલય ખાતા અંગે 'ચિત્રપટદ્વારા શિક્ષણ'ની શાખા ઊઘડી. |
| ૧૯૧૩ | શ્રી. બોર્ડન નિવૃત્ત થયા. |
| ૧૯૧૩ | શ્રી જે. એસ. કુડાલકરને શ્રીમંત સરકારે પરદેશોની પુસ્તકાલયપ્રવૃત્તિના અભ્યાસ માટે પરદેશોના પ્રવાસે મોકલ્યા. |
| ૧૯૧૪ | શ્રી. ન્યુટન મોહન દત્ત અવેજી વ્યવસ્થાપક નિમાયા. 'મહિલા પુસ્તકાલય' મધ્યવર્તી પુસ્તકાલય સાથે જોડાઈ ગયું. |
| ૧૯૧૫ | શ્રી. જે. એસ. કુડાલકર વ્યવસ્થાપક નિમાયા અને શ્રી. દત્ત સ્ટેટ લાયબ્રેરીયન નિમાયા |
| ૧૯૧૫ | શ્રી ગાયકવાડ પ્રાચ્ય પ્રકાશનમાળાની શરૂઆત થઈ. |
| ૧૯૧૮ | હિંદી સરકાર તરફથી ભરાયેલી હિન્દનાં પુસ્તકાલયોની પરિષદમાં શ્રી. દત્તે રાજ્યના પ્રતિનિધિ તરીકે ભાગ લીધો. |
| ૧૯૧૯ | મદ્રાસમાં પ્રથમ ભારતવર્ષીય પુસ્તકાલય પરિષદના પ્રમુખ તરીકે શ્રી. કુડાલકર ચૂંટાયા |
| ૧૯૨૧ | શ્રી કુડાલકરનું અવસાન. |
| ૧૯૨૩ | કોકોનાડામાં ભરાયેલી અખિલ ભારતવર્ષનાં સાર્વજનિક પુસ્તકાલયોની પરિષદમાં રાજ્યપ્રતિનિધિ તરીકે શ્રી. મોતીભાઈ અમીને ભાગ લીધો. |

૧૯૨૪ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લીમીટેડની સ્થાપના.
૧૯૨૫ વડોદરા રાજ્યનું પહેલું **'મહાલ પુસ્તકાલય મંડળ'** વાઘોડીઆ મહાલે સ્થાપ્યું.
૧૯૨૫ પહેલી રાજ્ય પુ. પરિષદ ગણદેવી મુકામે મળી. **વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળની** સ્થાપના.
૧૯૨૫ પુસ્તકાલય પ્રવૃત્તિના મુખપત્ર **'પુસ્તકાલય'** નામના ગુજરાતી સામયિકની શરૂઆત.
૧૯૨૬ બીજી રાજ્ય પુસ્તકાલય પરિષદ દ્વારકામાં મળી.
૧૯૨૭ મધ્યવર્તી પુસ્તકાલય અંગેનો 'સંસ્કૃત વિભાગ' **'ઓરિએન્ટલ ઈન્સ્ટીટ્યુટ'** **(પ્રાચ્યવિદ્યામંદિર)** નામે છૂટો પડ્યો.
૧૯૨૮ ત્રીજી રાજ્ય પુસ્તકાલય પરિષદ પેટલાદમાં મળી.
૧૯૨૯ છઠ્ઠી અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ કલકત્તામાં ભરાઇ તેમાં વડોદરા રાજ્યના પ્રતિનિધિ તરીકે શ્રી. મોતીભાઇ અમીને ભાગ લીધો.
૧૯૨૯ ચોથી રાજ્ય પુસ્તકાલય પરિષદ અમરેલીમાં ભરાઈ.
૧૯૩૦ પાંચમી રાજ્ય પુસ્તકાલય પરિષદ પાટણ મુકામે મળી.
૧૯૩૦ પુસ્તકાલય ખાતા અંગની 'દશ્યચિત્ર શિક્ષણ' શાખા આરોગ્ય ખાતાને સોંપાઇ.
૧૯૩૦ બનારસમાં મળેલી અખિલ હિંદ કેળવણી પરિષદમાં વડોદરા રાજ્યના પ્રતિનિધિ તરીકે ગયેલા શ્રી. દત્ત પરિષદના પુસ્તકાલય વિભાગના પ્રમુખ ચુંટાયા.
૧૯૩૦ રાજ્યમાં પ્રાન્ત પુસ્તકાલય પરિષદો ભરવાની પહેલ **વડોદરા પ્રાન્તે** કરનાળી ક્ષેત્રમાં પહેલી પરિષદ ભરી કરી.
૧૯૩૧ મી. ડબલ્યુ. એ. બોર્ડનનું મૃત્યુ.
૧૯૩૧ પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક મી. ન્યુટન મોહન દત્ત, તથા મદદનીશ વ્યવસ્થાપક મી. મોતીભાઇ ન. અમીનને અનુક્રમે રૂ ૨૫૦૦) અને રૂ. ૧૫૦૦) ની થેલી ઉપરાંત રૂ. ૧૦૦) અને રૂ. ૫૦) નો માસિક પગાર વધારો આપી તેમની સેવાની ખાસ કદર શ્રીમંત સરકારે કરી.
૧૯૩૧ 'શાળા ત્યાં પુસ્તકાલય'નો સિદ્ધાંત સત્વર બર લાવવા માટે દર વર્ષે ૧૦૦ નવીન પુસ્તકાલય ઉઘાડવાની રાજાજ્ઞા થઈ—જેનો અમલ બે વર્ષ થયા બાદ દર વર્ષે ૫૦ પુસ્તકાલય નવીન ઉઘાડવાનો ક્રમ ચાલુ છે.
૧૯૩૨ કાચના માળવાળું અને લોખંડી સળંગ અભરાઇઓવાળું મધ્યવર્તી પુસ્તકાલયનું નવીન મકાન તૈયાર થયું.
૧૯૩૩ કલકત્તામાં મળેલી અખિલ હિન્દ પુસ્તકાલય પરિષદમાં વડોદરા રાજ્યના પ્રતિનિધિ તરીકે મી. મોતીભાઇ અમીને ભાગ લીધો.
૧૯૩૩ મહાલ પુ૦ પરિષદ ભરવાની શરૂઆત વાઘોડીઆ મહાલે કરી.
૧૯૩૩ પુસ્તકાલય ખાતાના ભાવિ વ્યવસ્થાપક તરીકે શ્રીયુત્ ત્ર્યંબક દીનકર વાકનીસની પસંદગી થઇ. પાશ્ચાત્ય પુ૦ પ્રવૃત્તિના અભ્યાસ ને અનુભવ માટે શ્રીમંત સરકારે તેમને પરદેશ મોકલ્યા.
૧૯૩૪ નિવૃત્ત થતા વ્યવસ્થાપક મી. દત્તને 'રાજ્યરત્ન'ના સુવર્ણચંદ્રક સાથે ઉદાર નિવૃત્તિવેતન અને રૂ. ૧૦૦૦ બક્ષિસ મળ્યાં.

૧૯૩૪ શ્રી. અમીન અવેજી વ્યવસ્થાપક નિમાયાઃ અમદાવાદમાં પહેલી ગુજરાત પુસ્તકાલય પરિષદ મળી.

૧૯૩૪ શ્રી. અમીને પુસ્તકાલય ખાતાના પ્રતિનિધિ તરીકે પહેલી ગુજરાત પુસ્તકાલય પરિષદ–અમદાવાદમાં ભાગ લીધો.

૧૯૩૪ ૬ઠ્ઠી રાજ્ય પુસ્તકાલય પરિષદ વડોદરામાં ભરાઇ.

૧૯૩૪ વિલાયતથી પાછા ફરી શ્રી. વાકનીસે વ્યવસ્થાપકનો હોદ્દો સંભાળી લીધો.

૧૯૩૫ લખનૌમાં મળેલી અખિલ હિંદ પુસ્તકાલય પરિષદમાં રાજ્યના પ્રતિનિધિ તરીકે શ્રી. અમીને ભાગ લીધો.

૧૯૩૫ માજી વ્યવસ્થાપક શ્રી. ન્યૂટન દત્તનું અવસાન.

૧૯૩૫ પુસ્તકાલય વિનાનાં શાળાવાળાં ગામોને પુસ્તકપેટી સાથેનાં વાચનાલયો પૂરાં પાડી 'શાળા ત્યાં પુસ્તકાલય પ્રવૃત્તિ'નો સંદેશ પહોંચાડવાની યોજના અમલમાં મૂકાઇ.

૧૯૩૫ પુસ્તકાલય ખાતાના મદદ૦ વ્યવસ્થાપક શ્રી. મોતીભાઇ અમીન નિવૃત્ત થયા. તેમની જગોએ શ્રી. રાંગણેકર નિમાયા.

૧૯૩૬ હિંદભરની પુસ્તકાલય પ્રવૃત્તિના આદ્ય પ્રવર્તક શ્રીમંત સયાજીરાવ મહારાજના શુભ અમલનો હીરક મહોત્સવઃ અને મધ્યવર્તી પુસ્તકાલયનો રૌપ્ય મહોત્સવ.

૧૯૩૬ શ્રીમંતના હીરક મહોત્સવ પ્રસંગે 'રાજ્ય પુસ્તકાલય મંડળ' તરફથી શ્રીમંત મહારાજા સાહેબને માનપત્ર અર્પણ કરાયું.

૧૯૩૮ શ્રી. ઉમેદભાઈ પટેલ મદદનીસ વ્યવસ્થાપક નિમાયા.

૧૯૩૯ સાતમી રાજ્ય પુસ્તકાલય પરિષદ ઝારોળા મુકામે ભરાઇ.

૧૯૩૯ બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ આણંદ મુકામે ભરાઈ. તેમાં શ્રી. વાકનીસ તેમજ શ્રી. ઉમેદભાઇ પટેલે રાજ્યપ્રતિનિધિ તરીકે ભાગ લીધો.

૧૯૩૯ ગુજરાત પુસ્તકાલય મંડળની કારોબારીના સભ્ય તરીકે ભાગ લેવા શ્રી. ઉમેદભાઇ પટેલને પરવાનગી મળી.

૧૯૩૯ માજી મદદનીસ વ્યવસ્થાપક શ્રી. મોતીભાઇ અમીનનું અવસાન.

૧૯૩૯ પુસ્તકાલય પ્રવૃત્તિના આદ્યપ્રવર્તક શ્રીમંત સયાજીરાવ મહારાજનું અવસાન.

૧૯૩૯ પ્રૌઢ પ્રતાપ શ્રીમંત પ્રતાપસિંહ ગાયકવાડનું રાજ્યરોહણ.

૧૯૪૦ પટના મુકામે ભરાયેલી અખીલ હિંદ પુસ્તકાલય પરિષદમાં રાજ્યપ્રતિનિધિ તરીકે શ્રી. ઉમેદભાઇને મોકલ્યા

૧૯૪૧ હિરકમહોત્સવમાંથી પછાત કોમોના ૧૧ ગામોને લોકમદદ મળી.

૧૯૪૧ મદ્રાસમાં ભરાયેલી અખિલ હિંદ લાયબ્રેરી ફીલ્ડ વર્કર્સ કોનફરન્સમાં શ્રી વાકનીસે રાજ્યપ્રતિનિધિ તરીકે ભાગ લીધો.

# પરિશિષ્ટ ૩.

## પુસ્તકાલય પ્રવૃત્તિનું સરવૈયું
### ( સને ૧૯૪૦-૪૧ આખરે )

**(અ) સંસ્થાઓ**

મધ્યવર્તી પુસ્તકાલય (બાલ અને મહિલા સાથે)-૧; પ્રાન્ત પુસ્તકાલય-૪; કસ્બા પુસ્તકાલય-૪૨; ગ્રામ પુસ્તકાલય-૧૨૭૦; મહિલા પુસ્તકાલય વા વાચનાલય-૨૧; બાલ પુસ્તકાલય વા વાચનાલય-૧૨; પેઢી તથા ઇતર વાચનાલયો-૧૫૨; કુલ ૧૫૦૨.

**(આ) ફરતાં પુસ્તકાલયો**

| | |
|---|---|
| ( ૧ ) સહકારી ધોરણે આપેલાં ફરતાં પુસ્તકાલયો | ૬૯ |
| ( ૨ ) ફરતાં પુસ્તકાલયો છૂટાં | ૩૨૧ |
| ( ૩ ) કુલ | ૩૯૦ |

**( ઇ ) ગામ અને પુસ્તકાલય સંસ્થાઓ અને શાળાઓ**

| | |
|---|---|
| ( ૧ ) કુલ ગામો | ૨૯૬૧ |
| ( ૨ ) શાળાવાળાં ગામો | ૧૪૩૪ |
| ( ૩ ) શાળા તેમજ પુસ્તકાલય વા વાચનાલયોવાળા ગામો | ૧૪૧૬ |
| ( ૪ ) શાળા વિનાનાં પુસ્તકાલય વા વાચનાલયો | ૫૨ |
| ( ૫ ) પુસ્તકાલય કે વાચનાલય વિનાનાં ગામો | ૧૪૯૩ |

**( ઈ ) વસ્તી, ભણેલા, પુસ્તકો અને વાંચકો**

| | |
|---|---|
| ( ૧ ) રાજ્યની કુલ વસ્તી | ૨૮,૫૫,૦૧૦ |
| ( ૨ ) ભણેલાં સ્ત્રી પુરુષો ( વાંચી શકે તેવાં સાથે ) | ૮,૧૩,૩૯૦ |
| ( ૩ ) સાર્વજનિક પુસ્તકાલયોમાં પુસ્તક સંખ્યા | ૧૧,૪૯,૩૩૭ |
| ( ૪ ) સા. પુસ્તકાલયોમાં વંચાયલાં પુસ્તકોની સંખ્યા | ૧૦,૪૭,૫૦૯ |
| ( ૫ ) સા. પુસ્તકાલયોના વાચકોની સંખ્યા | ૧,૯૧,૧૩૭ |

**( ઉ ) પ્રાંતવાર વિગત ( ૧ ) ગામો**

| અ. નંબર | પ્રાંત | કુલ ગામો | પુસ્તકાલય-વાળાં ગામો | પેઢી વાચનાલય વાંળા ગામો | પ્રવૃત્તિ સિવાયના ગામો | શેરો |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧ | અમરેલી (ઓખામંડળ સાથે) | ૨૯૫ | ૧૨૧ | ૨૩ | ૧૫૧ | |
| ૨ | નવસારી | ૭૬૮ | ૨૧૦ | ૪૧ | ૫૧૭ | |
| ૩ | મહેસાણા | ૧૦૫૭ | ૪૭૨ | ૪૮ | ૫૩૭ | |
| ૪ | વડોદરા | ૮૪૧ | ૫૧૩ | ૪૦ | ૨૮૮ | |
| | કુલ | ૨૯૬૧ | ૧૩૧૬ | ૧૫૨ | ૧૪૯૩ | |

## ( ૨ ) વસ્તી

| અ. નંબર | પ્રાંત | કુલ વસ્તી | સાર્વજનિક વાચનના સાધનવાળી વસ્તી | વાચનના સાધન સિવાયની વસ્તી | શેરા |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૧ | અમરેલી (ઓખામંડળ સાથે) | ૨૪૯૧૩૦ | ૨૧૭૨૦૮ | ૫૨૯૨૧ | |
| ૨ | નવસારી | ૪૬૫૯૨૩ | ૩૨૦૪૦૮ | ૧૪૫૫૧૫ | |
| ૩ | મહેસાણા | ૧૧૮૦૫૪૧ | ૯૨૧૭૨૧ | ૨૫૯૮૨૦ | |
| ૪ | વડોદરા | ૯૬૨૪૧૬ | ૮૬૦૧૭૩ | ૯૯૨૪૩ | |
| | કુલ | ૨૮૫૫૦૧૦ | ૨૩૨૨૫૧૦ | ૫૫૭૫૦૦ | |

## ( ઙ ) દશ દશ વર્ષના અંતે પુસ્તકાલયની પ્રવૃત્તિનો વિકાસ ( મધ્યવર્તી પુસ્તકાલય સાથે )

| અ. નંબર | બાબત | સને ૧૯૧૧ | સને ૧૯૨૧ | સને ૧૯૩૧ | સને ૧૯૪૧ | શેરા |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧ | સા. પુસ્તકાલયો વા વાચનાલયો | ૨૬૭ | ૭૧૦ | ૧૦૬૯ | ૧૫૦૨ | |
| ૨ | સા. પુસ્તકાલયોનાં મકાનો | ૧૯ | ૭૭ | ૧૦૩ | ૧૭૭ | |
| ૩ | પુસ્તકો | ૧૫૫૭૩૬ | ૩૦૪૯૩૫ | ૫૭૩૯૩૦ | ૧૧૪૯૦૩૭ | |
| ૪ | વંચાયલાં પુસ્તકો | ૮૫૭૯૨ | ૨૪૭૩૫૩ | ૪૦૨૩૭૩ | ૧૦૪૭૫૦૯ | |
| ૫ | વાચકો | ૩૬૨૭૯ | ૫૯૩૬૦ | ૭૫૫૯૫ | ૧૯૧૧૧૭ | |
| ૬ | ખર્ચ | ૩૮૨૮૨ | ૧૨૭૬૫૬ | ૨૦૦૪૧૪ | ૧૭૨૩૮૦ | |

( च ) કાયમનિધિ. સને ૧૯૪૦–૪૧ આખરે રૂા. ૭,૩૭,૦૦૦ જેટલું થયું છે.

# પરિશિષ્ટ ૪.

**ગ્રામ, કસ્બા અને પ્રાંતના સાર્વજનિક પુસ્તકાલયો અને વાંચનાલયોની છેલ્લા દશ વર્ષની હકીકત**

( ૧૯૩૧-૩૨ થી ૧૯૪૦-૪૧ )

| અનુક્રમ નંબર. | સાલ | પુસ્તકોની સંખ્યા | વાચનાલયો પણ સાથેની સંખ્યા. | લોક મદદ: નિભાવણી માટે રૂપિયા. | લોક મદદ: નવીન પુસ્તકાલય માટે અને પુસ્તક ખરીદી માટે રૂપિયા. | લોક મદદ: મકાનો માટે રૂપિયા. | પંચાયત મદદ: નિભાવણી રૂપિયા. | પંચાયત મદદ: મકાનો માટે રૂપિયા. | સ્થાનિક અધિકારી મદદ નિભાવણી માટે રૂપિયા. | સરકાર મદદ: નિભાવણી માટે રૂપિયા. | સરકાર મદદ: નવીન પુસ્તકાલયો માટે પુસ્તક ખરીદી માટે રૂપિયા. | સરકાર મદદ: મકાનો માટે રૂપિયા. | કુલ ખર્ચ: નિભાવણી રૂપિયા. | કુલ ખર્ચ: નવીન પુસ્તકાલયો માટે પુસ્તક ખરીદી રૂપિયા. | કુલ ખર્ચ: મકાનો માટે રૂપિયા. | કુલ એકંદર ખર્ચ રૂપિયા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ |
| ૧ | ૧૯૩૧-૩૨ | ૮૭૫ | ૧૫૨ | ૨૦૦૮૧ | ૭૪૯૮ | ૧૧૭૯૭ | ૧૫૬૯૮ | ૫૨૪૭ | ૬૨૨૦ | ૨૦૦૮૧ | ૮૪૮૯ | ૧૩૯૩૭ | ૬૭૦૭૦ | ૧૮૯૭૮ | ૧૮૮૬૫ | ૧૧૦૯૨૨ |
| ૨ | ૧૯૩૨-૩૩ | ૯૭૭ | ૧૩૮ | ૩૨૯૯૬ | ૭૪૨૮ | ૫૦૦૦ | ૨૮૦૦૬ | ૧૫૬૫૭ | ૭૦૭૦ | ૩૪૪૩૬ | ૭૪૫૮ | ૫૦૦૦ | ૧૦૩૫૬૮ | ૧૪૯૯૬ | ૨૫૬૩૭ | ૧૪૪૨૦૧ |
| ૩ | ૧૯૩૩-૩૪ | ૧૦૨૮ | ૧૫૦ | ૨૧૪૩૯ | ૦ | ૧૫૦૦૦ | ૩૩૨૮૯ | ૮૩૩૬ | ૮૫૧૬ | ૩૩૦૦૦ | ૦ | ૧૫૦૦૦ | ૧૦૬૨૪૪ | ૦ | ૩૬૩૩૬ | ૧૪૨૫૮૦ |
| ૪ | ૧૯૩૪-૩૫ | ૧૦૬૩ | ૧૯૬ | ૩૬૮૫૬ | ૨૫૦૦ | ૧૦૫૪૫ | ૩૨૬૮૧ | ૧૦૪૪૫ | ૬૨૫૫ | ૩૩૩૯૯ | ૭૫૦૦ | ૭૫૦૦ | ૧૧૦૭૯૩ | ૧૦૦૦૦ | ૨૮૪૯૦ | ૧૪૯૨૮૩ |
| ૫ | ૧૯૩૫-૩૬ | ૧૧૧૬ | ૩૧૦ | ૩૭૧૬૮ | ૧૨૫૦ | ૧૦૦૦૦ | ૩૧૭૧૮ | ૮૦૧૨ | ૬૬૯૦ | ૩૪૮૮૨ | ૩૭૫૦ | ૧૦૦૦ | ૧૧૦૩૫૮ | ૫૦૦૦ | ૨૮૦૧૨ | ૧૪૩૩૭૦ |
| ૬ | ૧૯૩૬-૩૭ | ૧૧૭૩ | ૩૧૨ | ૩૮૩૦૩ | ૬૫૦ | ૧૦૦૦૦ | ૩૦૮૦૧ | ૫૫૯૧ | ૬૬૯૦ | ૩૩૩૦૧ | ૨૨૫૦ | ૧૦૦૦૦ | ૧૦૯૦૯૬ | ૩૦૦૦ | ૨૫૫૯૧ | ૧૩૭૬૮૭ |
| ૭ | ૧૯૩૭-૩૮ | ૧૨૨૩ | ૨૬૨ | ૩૬૫૯૮ | ૧૨૫૦ | ૧૦૦૦૦ | ૩૧૯૮૦ | ૭૮૯૬ | ૬૯૨૫ | ૩૪૮૫૦ | ૩૭૪૮ | ૧૦૦૦૦ | ૧૧૦૩૫૩ | ૪૯૯૮ | ૨૭૯૯૬ | ૧૪૩૩૪૭ |
| ૮ | ૧૯૩૮-૩૯ | ૧૨૭૩ | ૨૪૩ | ૩૧૩૬૩ | ૧૨૫૦ | ૧૦૫૭૮ | ૩૩૭૫૫ | ૮૨૦૦ | ૭૧૭૬ | ૩૬૪૪૨ | ૪૭૩૮ | ૧૦૦૦૦ | ૧૧૮૭૩૬ | ૪૯૯૮ | ૨૮૭૭૮ | ૧૫૨૫૧૨ |
| ૯ | ૧૯૩૯-૪૦ | ૧૨૯૪ | ૨૪૪ | ૪૩૫૭૬ | ૫૦૦ | ૫૦૦૦ | ૩૩૧૦૬ | ૯૦૦૦ | ૬૫૬૧ | ૩૬૩૦૦ | ૧૪૯૩ | ૫૦૦૦ | ૧૧૨૯૮૨ | ૧૯૯૨ | ૧૯૦૦૦ | ૧૩૩૯૭૪ |
| ૧૦ | ૧૯૪૦-૪૧ | ૧૩૪૬ | ૧૫૬ | ૪૧૬૬૨ | ૧૨૫૦ | ૨૭૧૯ | ૨૯૪૬૦ | ૬૯૫૮ | ૭૦૭૬ | ૩૫૭૯૪ | ૩૭૪૮ | ૧૪૦૦ | ૧૧૨૬૯૨ | ૪૯૯૮ | ૧૧૧૧૨ | ૧૨૮૮૦૨ |

# પરિશિષ્ટ ૫.

## ફરતા પુસ્તકાલયોની છેલ્લા દશ વર્ષની હકીકત.

( ૧૯૩૧-૩૨ થી ૧૯૪૦-૪૧ )

| વર્ષ. | ફ. પુ. ની પેટીઓની સંખ્યા | પેટી પ્રચાર. | કેન્દ્ર | પુસ્તક સંગ્રહ. | વંચાયેલા પુસ્તકો. | વાચકો. | ખર્ચ. પુસ્તકો ખરીદી. | ખર્ચ. રેલ્વે ખર્ચ. | ખર્ચ. શીલકી સામાન | કુલ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૧૯૩૧-૩૨ | ૩૯૦ | ૪૬૩ | ૧૭૬ | ૨૦૯૦૫ | ૨૨૦૬૭ | ૯૫૨૬ | ૮૯૯ | ૫૯૦ | ૧૭૯ | ૧૪૬૮ |
| ૧૯૩૨-૩૩ | ૩૯૦ | ૬૦૮ | ૨૭૩ | ૨૧૪૭૨ | ૨૯૪૨૫ | ૧૦૮૯૮ | ૯૦૦ | ૪૯૬ | ૯૯ | ૧૪૯૫ |
| ૧૯૩૩-૩૪ | ૩૯૦ | ૫૬૪ | ૨૬૬ | ૨૨૧૦૮ | ૩૦૧૧૪ | ૪૦૭૨૮ | ૮૯૯ | ૫૪૯ | ૪૯ | ૧૪૯૭ |
| ૧૯૩૪-૩૫ | ૩૯૦ | ૬૨૦ | ૨૮૧ | ૨૩૦૮૩ | ૩૫૬૧૨ | ૧૧૦૫૩ | ૯૩૪ | ૫૬૪ | ૦ | ૧૪૯૮ |
| ૧૯૩૫-૩૬ | ૩૯૦ | ૫૫૮ | ૨૩૭ | ૨૪૪૪૪ | ૨૪૧૯૭ | ૧૦૦૫૭ | ૧૦૭૬ | ૪૧૭ | ૦ | ૧૪૯૩ |
| ૧૯૩૬-૩૭ | ૩૯૦ | ૫૧૧ | ૨૨૩ | ૨૫૦૬૩ | ૨૨૬૬૮ | ૧૦૦૯૭ | ૯૮૨ | ૫૦૭ | ૪૯૮ | ૧૯૬૭ |
| ૧૯૩૭-૩૮ | ૩૯૦ | ૫૧૪ | ૨૪૧ | ૨૫૨૫૯ | ૨૦૨૮૦ | ૭૯૨૫ | ૯૦૨ | ૪૫૭ | ૬૦૦ | ૧૯૯૯ |
| ૧૯૩૮-૩૯ | ૩૯૦ | ૬૬૨ | ૩૩૮ | ૨૬૨૮૭ | ૩૦૩૧૫ | ૧૨૦૫૧ | ૯૪૫ | ૫૫૪ | ૦ | ૧૪૯૯ |
| ૧૯૩૯-૪૦ | ૩૯૦ | ૬૨૨ | ૩૭૫ | ૨૬૬૪૦ | ૨૬૭૭૮ | ૧૦૩૮૪ | ૮૪૬ | ૫૯૬ | ૫૭ | ૧૪૯૦ |
| ૧૯૪૦-૪૧ | ૩૯૦ | ૫૬૫ | ૪૦૫ | ૨૭૦૬૯ | ૧૭૮૫૦ | ૮૮૪૦ | ૯૬૭ | ૪૯૨ | ૦ | ૧૪૫૦ |
| કુલ એકંદર | ૩૯૦ | ૫૬૮૭ | ૨૮૧૫ | ૨૪૨૩૩૦ | ૨૫૯૩૩૦ | ૧૩૧૫૫૯ | ૯૩૫૦ | ૫૨૨૨ | ૧૪૮૨ | ૧૫૮૭૪ |

# પરિશિષ્ટ ૬.

## ( ૧ ) સાર્વજનિક પુસ્તકાલયનું વાર્ષિક નિવેદન મોટાં પુસ્તકાલયોએ છપાવવાની અગત્ય

( સ્વ. મોતીભાઈ ન. અમીન )

જે કોઈ વેપારી દરરોજનું નામું ન લખે ન વાર્ષિક સરવૈયું ન કઢાડે તે વહેલો મોડો ખોટમાં ઉતરે વા દેવાળું કાઢે માટે જેના હિસાબમાં ચોખવટ છે અને જેનો વેપાર પ્રમાણિકતાનો છે તેણે પોતાની અને સંબધીઓની માહિતિઓને માટે વાર્ષિક સરવૈયું તૈયાર કરવું અને લાગતા વળગતા આગળ રજૂ કરવું એ તેની આવશ્યક ફરજ છે. જે પેઢીઓ વા મંડળીઓ શેરોથી ઊભી કરવામાં આવે છે તેમના ઉપર સરકાર આ દષ્ટિથી જ મંડળી સરકારમાં નોંધતી વખતે જ ફરજ નાખે છે, કે નફાતોટાનો વાર્ષિક હિસાબ અને સરવૈયું દર વર્ષે ભાગીદારોની સભા સમક્ષ રજૂ કરવું. સાર્વજનિક પુસ્તકાલયો વેપાર નથી; કરતાં અને નફાનુકસાનના સંબધમાં કાર્યવાહકો જવાબદારી નથી એમ સમજે છે, છતાં આ સંસ્થાઓને મકાન, લાકડી સામાન, પુસ્તકો વગેરે સ્થાવર અને જંગમ મિલ્કત હોય છે, ઉત્પન્ન હોય છે અને ખર્ચ પણ હોય છે, પુસ્તકો અને વર્તમાનપત્રોના પ્રચારથી જનસમૂહમાં જ્ઞાનનો પ્રચાર કરવો એ આ સંસ્થાના વેપારનો મુખ્ય વિષય ગણાય છે, એટલે સરકાર તરફથી આવી સંસ્થાઓને માથે ભલે કાયદેસર ફરજ નાખવામાં આવી ન હોય, છતાં જાહેર ઉદારતાથી, સભાસદોનાં લવાજમથી, સરકારની વા સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ તરફની મદદથી આ સંસ્થાઓ પોષાય છે. એટલે તેમની નૈતિક ફરજ છે કે વર્ષમાં ઓછામાં ઓછું એક વખત તેમણે પોતપોતાનાં કામકાજનું અને ઉત્પન્નખર્ચનું સવિસ્તર નિવેદન સભાસદો અને જનસમૂહ સમક્ષ રજૂ કરવું. જો સાર્વજનિક સંસ્થાઓનાં નિવેદનો નિયમિત રીતે તૈયાર થઈ વર્ષમાં એક વખત સર્વ કોઈની જાણ માટે પ્રસિદ્ધ થતાં રહે તો જાહેર સંસ્થાઓના સંબંધમાં જે ગેરસમજ, અણવિશ્વાસ, અપ્રમાણિકતા વગેરેના આક્ષેપો થાય છે તે જરૂર દૂર થાય અને તેમને હાલ જે મદદ મળે છે તેમાં ઘણો મોટો વધારો થાય. સાર્વજનિક સંસ્થા એ તેના ખરા સ્વરૂપમાં સાર્વજનિક છે; તેનો વહીવટ ચોખ્ખો અને જાહેર રીતે ચૂંટાએલા વ્યવસ્થાપક મંડળના હાથમાં હોય છે; ભેદભાવ સિવાય જનસમૂહના તમામ વર્ગની ઉત્તમ રીતે સેવા બજાવે છે; અમુક વ્યક્તિઓને અમુક પ્રકારે તેનાથી ખૂબ લાભ થયો છે; દાતાઓનાં દાનનું અન્ય રીતે આવેલાં ઉત્પન્નનું જરૂરનાં કામોમાં જ ખર્ચ કરવામાં આવ્યું છે; અને સંસ્થાની સ્થાવર મિલકતના દસ્તાવેજો કોઈ ખાનગી માણસના નામના નહિ પણ સંસ્થાના નામના છે અને તેનાં ભંડોળો કોઈ ખાનગી વ્યક્તિને ત્યાં નહિ પણ સદ્ધર બેન્કોમાં વા સહકારી મંડળીઓમાં રોકાયેલાં છે; આ બધી હકીકતો જેટલા મોટા પ્રમાણમાં લોકો સમક્ષ વખતો વખત રજૂ થાય તેટલા પ્રમાણમાં લોકમદદ વધારે ને વધારે મળતી રહે, એ નિર્વિવાદ છે. પુસ્તકાલયોનાં વાર્ષિક નિવેદન નિયમિત રીતે પ્રસિદ્ધ કરવાની કેટલી જરૂર છે તે આ ઉપરથી સમજ સમજાશે.

વાર્ષિક નિવેદનનો એક સરખે ધોરણે પ્રસિદ્ધ થાય તો નકામી વિગતો દાખલ ન થાય.

ખાસ આવશ્યક બાબતો રહી ન જાય અને જરૂરી માહિતી સર્વ કોઇને સહેલાઇથી મળી શકે; આ કારણથી સરકાર સાથે સંબંધ ધરાવનારી સંસ્થાઓનાં નિવેદન માટે એક સરખું ધોરણ ઠરાવવામાં આવે છે. માટે જ રાજ્યની વિશિષ્ટ પંચાયતો વા સુધરાઇઓ વા પ્રાંતપંચાયતો અને રાજ્યનાં જુદાં જુદાં ખાતાઓનાં નિવેદનો વર્ષોવર્ષ એક સરખા ધોરણે પ્રસિદ્ધ થાય છે. **પુસ્તકાલયોનાં નિવેદનો બે પ્રકારનાં ઠરાવ્યાં છે. એકમાં પુસ્તકાલય ખાતાના સરકારી નિવેદનમાં દાખલ કરવા પૂરતા જ આંકડાઓ માગવામાં આવે છે.** અને બીજો પ્રકાર કસ્બા તથા મકાનવાળાં પુસ્તકાલયો માટે છે. આ સવિસ્તર નિવેદનમાં કઇ કઇ અને કેટલી બાબતો દાખલ કરવી તે ઠરાવી આપવામાં આવ્યું છે. લગભગ બધાં કસ્બા પુસ્તકાલયો આ ધોરણે પોતાનાં નિવેદન તૈયાર કરે છે, એટલે જરૂર પૂરતી બધી હકીકતોનો થોડી જગ્યામાં સમાવેશ થાય છે, અને પુસ્તકાલયે એક વર્ષ દરમ્યાન જુદી જુદી દિશાઓમાં કેવી અને કેટલી પ્રગતિ કરી છે તે એક જથે જણાઇ આવે છે.

વડોદરા રાજ્યની બહારના કોઈ પુસ્તકાલયનું વાર્ષિક નિવેદન જોવાથી જણાશે કે તેમાં ઘણી જરૂરી બાબતોનો પણ ઉલ્લેખ કરવામાં આવતો જ નથી. ઘણે મોટે ભાગે તેમાં ઉત્પન્ન ખર્ચનો હિસાબ હોય છે; નાણાંની અને બીજા પ્રકારની મદદ આપનારના ઉપકારની નોંધ હોય છે; કોઇ સરકાર મોટા અમલદારે કે શેઠીઆએ વર્ષ દરમ્યાન સંસ્થાની મુલાકાત લીધી હોય તો તેમના આભારની અને અભિપ્રાયની નોંધ હોય છે. કોઇ કોઇ વખત મકાનમાં ફેરફાર કર્યો હોય તેની હકીકત જણાવેલી હોય છે અને છેવટે મદદ મળવા માટેની માગણી હોય છે. પરંતુ પુસ્તકોની વિષયવાર અને કુલ સંખ્યા, તેમાં થયેલી વધઘટ, આવતાં વર્તમાનપત્રો, વાચકોની-સ્ત્રીઓ પુરૂષો ને બાળકોની સંખ્યા અને હકીકત, પછાત કોમની સ્ત્રીઓમાં અને વિદ્યાર્થીઓમાં વાચન વધારવા થયેલા પ્રયત્નો અને તેનાં આવેલાં પરિણામની વિગતો વગેરે હકીકતોનો કેવળ અભાવ હોય છે. વેપારને માટે સ્થપાયેલાં કારખાનાં વા પેઢીઓનાં વાર્ષિક નિવેદનોમાં પુસ્તકો, વર્તમાનપત્રો, વાચકો, પુસ્તકાધ્યક્ષો વગેરે બાબતો ન હોય તો તે અક્ષમ્ય ગણાય. પુસ્તકાલયોના સંચાલકો અન્ય સારાં પુસ્તકાલયોનાં નિવેદનો વાંચે અને તે પ્રમાણે ઘટિત ફેરફાર પોતાના નિવેદનમાં કરે એ ખાસ જરૂરનું છે.

વાર્ષિક નિવેદનો વખતસર અને સંપૂર્ણ રીતે તૈયાર ન થવાનાં કારણોમાં દોષ ગ્રંથપાલ વા મંત્રી વા બન્નેનો ગણાય. ગ્રંથપાલ સુશિક્ષિત અને કર્તવ્યપરાયણ હોય તો વર્ષની આખર તારીખે ( વડોદરા રાજ્ય માટે જુલાઇની તા. ૩૧ મીએ ) વાર્ષિક નિવેદનના આંકડા તૈયાર થઇ નવાં વર્ષની તારીખ પહેલીએ સર્વ કોઇની જાણ માટે પુસ્તકાલય નોટીસ બોર્ડ ઉપર મૂકી દે અને તેની એક નકલ પુસ્તકાલય ખાતા તરફ તે જ દિવસે રવાના કરે. વર્ષ આખરે હિસાબ બંધ થાય છે. નિયમિત કામ થતું હોય તો વંચાયેલાં પુસ્તકો વગેરેની સંખ્યા તૈયાર કરવાનું કામ કોઇ પણ સામાન્ય બુદ્ધિનો માણસ પણ સહેલાઇથી કરી શકે. મંત્રીની મદદની તેમાં જરૂર હોતી નથી. કોઇ પણ વાચક જરૂરી સલાહ અને મદદ આપી શકે. આ રીતે પૂરા થતા વર્ષની છેલ્લી તારીખે કે નવા વર્ષની પહેલી તારીખે વાર્ષિક નિવેદનના આંકડા તૈયાર થાય અને વડોદરે મોકલાય એ પુસ્તકાલયની સુવ્યવસ્થાની પરીક્ષા છે.

સવિસ્તર વાર્ષિક નિવેદન તૈયાર કરવામાં બહુ મહેનત અને વખતનું કામ નથી. ગયા વર્ષના નિવેદનમાં નવા વર્ષના આંકડા દાખલ કરવાના હોય છે અને વર્ષ દરમિયાન જે કંઇ બનાવ પુસ્તકાલયના સંબંધમાં બન્યા હોય તેટલી નવી હકીકત દાખલ કરવાની હોય છે. ગ્રંથપાળ તૈયાર થયેલા હોય અને મંત્રી ઉત્સાહી હોય તો આ સવિસ્તર નિવેદન વ્યવસ્થાપક મંડળ સમક્ષ નવા વર્ષના પહેલા અઠવાડિયામાં રજૂ થાય અને બીજા અઠવાડિયામાં પુસ્તકાલયની સાધારણ સભા સમક્ષ અને ત્રીજા કે ચોથા અઠવાડિયામાં એ નિવેદન છપાઇ રાજ્યનાં સર્વ કસ્બા પુસ્તકાલયને, ખાતાના અધિકારીને અને પુસ્તકાલયના ગામ પરગામના સર્વ સભાસદોને નવા વર્ષના પ્રથમ માસ આખર પહેલાં મળી જાય. આટલું કામ થાય તો ગ્રંથપાલ, મંત્રી, વ્યવસ્થાપક મંડળ અને પુસ્તકાલયના અન્ય સભાસભાસદોને માટે ઘણું માનભર્યું ગણાય. પુસ્તકાલયના કાર્યમાં ગામના ઘણા ભાઇઓ રસ લે છે અને ઉત્સાહ ધરાવે છે, તેનું ઉપર પ્રમાણેનું કામ એ પ્રત્યક્ષ પૂરાવો કહેવાય. આશા રાખીશું કે વડોદરા રાજ્યનાં અને ગુજરાતનાં પુસ્તકાલયોનાં કામકાજમાં રસ લેનાર, તેનું પોષણ કરનાર અને ઉપયોગ કરનારાઓ તેની વાર્ષિક સભાઓમાં હાજર રહેવા જેટલી સહાય તો જરૂર આપે.

મંત્રી વા પ્રમુખના અન્ય વ્યવસાયના કારણે વ્યવસ્થાપક મંડળની વા સાધારણ સભાઓ મુલતવી રહે, અને દરેલી મુદત બહાર નિવેદનો બહાર પડે અને અંદાજપત્રો મંજૂરીને માટે રજૂ થાય એ લોકસત્તાના યુગમાં શોચનીય ગણાય. સ્વરાજને માટે આપણે લાયક છીએ એમ આપણે પૂરવાર કરવું હોય તો આવી ઝીણી ઝીણી બાબતોમાં પણ આપણે રસ લેવો જોઇએ, સભાઓમાં જાતે હાજર રહી યથાશક્તિ સલાહ અને મદદ કરવી જોઇએ, અને સાર્વજનિક સંસ્થાનું કામકાજ કોઇ એક વ્યક્તિની સહાનુભૂતિ ઉપર અવલંબી રહેતાં બધારણપૂર્વક નિયમિત રીતે પ્રજાશાસનના ધોરણે ચાલવું જોઇએ વાર્ષિક નિવેદન પ્રસિદ્ધ થવામાં વિલંબ થાય તો સમજી લેવું કે ગ્રંથપાળની નાલાયકી અને મંત્રી વા પ્રમુખનો વ્યવસાય વા પ્રમાદ કારણ ભૂત હોવાં જોઇએ. પુસ્તકાલય પ્રવૃત્તિમાં ઉમંગ ધરાવનાર સભ્યો આ કારણો દૂર કરવા સાધો અને સબળ પ્રયત્ન કરશે ?

ખર્ચના બહાના હેઠે કેટલાંક પુસ્તકાલયો વાર્ષિક નિવેદન પ્રસિદ્ધ કરતાં નથી. અને કોઇ કોઇ પુસ્તકાલય તો ત્રણ વર્ષે પ્રસિદ્ધ કરવાનો રિવાજ રાખે છે. પરંતુ આમાં કાર્યવાહકોની ભૂલ થાય છે. દરેલે ધોરણે ટૂંકાણમાં નિવેદન તૈયાર કરવામાં આવે તો ડેમી સાઇઝનાં એટલે શિક્ષણ પત્રિકાના કદનાં ૭ પૃષ્ટમાં નિવેદનનો સમાવેશ થઇ શકે અને ૫૦૦ નકલનું ખર્ચ આશરે રૂ. ૧૨) થાય. આટલું ખર્ચ કસ્બાપુસ્તકાલયો અને રૂ. ૧૫૦ ઉપરાંતના અંદાજવાળાં ગ્રામપુસ્તકાલયો કરે તો ગામના તેમ જ પરગામના સર્વ શુભેચ્છકોને પુસ્તકાલયના કામકાજથી માહિતગાર બનાવે, તેમના સમક્ષ પુસ્તકાલયની જરૂરીઆતો અને નવીન યોજનાઓ રજૂ કરે અને પછી મદદ મેળવવા પ્રયત્ન કરે તો ખાત્રીથી આશા રાખી શકાય કે ખર્ચના પ્રમાણમાં બહુ સારી મદદ વધારાની તેમને મળી રહે. આશા છે મંદતા દૂર કરી જે તે પુસ્તકાલયોએ પોતાનાં નિવેદનો ન છપાવ્યાં હોય તે જાહેર જનતાની જાણ માટે પ્રસિદ્ધ કરશે.

## ( ૨ ) પ્રાંત, કસ્બા અને ગ્રામ પુસ્તકાલયો માટે ખાતામાં ઓગસ્ટ તારીખ ૧૦ મી સુધીમાં મોકલવાનું-નિવેદન

પુસ્તકાલયની સ્થાપન વર્ષ ________ ગામની વસ્તી : પુરુષ ________ સ્ત્રી ________
કુલ ________ ભણેલાં માણસની વસ્તી : પુરુષ ________ સ્ત્રી ________ કુલ ________ મોજે ________
તાલુકે ________ ના સાર્વજનિક પુસ્તકાલયનું સન ૧૯——નું વાર્ષિક નિવેદન

| સન | પુસ્તકોની સંખ્યા | | | | | વાચકોની સંખ્યા | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ગત વર્ષ આખરની સંખ્યા | ખરીદાયલાં નવીન પુસ્તકોની સંખ્યા | ખાનગી પ્રસંગો તથા સરકાર તરફથી ભેટ મળેલાં પુસ્તકોની સંખ્યા | કમી થયેલાં પુસ્તકોની સંખ્યા | સાલ આખર બાકી રહેલાં પુસ્તકોની સંખ્યા | પુરુષો | સ્ત્રીઓ | વિદ્યાર્થીઓ: હાલ ભણતા | વિદ્યાર્થીઓ: છૂટી ગયેલા | કુલ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૧૯— | | | | | | | | | | |
| ૧૯— | | | | | | | | | | |

| વંચાયલાં પુસ્તકોની સંખ્યા | | | | | લોકમદદની આવક | | | | કાયમની આવક | બીજી મદદો | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પુરુષોમાં | સ્ત્રીઓમાં | વિદ્યાર્થીઓ: હાલ ભણતામાં | વિદ્યાર્થીઓ: છૂટી ગયેલાઓમાં | કુલ | ગયા વર્ષ આખરે શિલક (લોકમદદની) | લવાજમની રકમ (સભાસદોની સંખ્યા સાથે) | લગ્ન, મરણ અગર બીજા પ્રસંગોએ મળેલી મદદ | કુલ લોકમદદ | કાયમનિધિ ખાતે રોકેલી મૂડીનું વ્યાજ વા જમીનનું ઉત્પન્ન વા મકાનનું ભાડું | અંદાજની બચત | સરકાર મદદ | પ્રાંત પંચાયતની મદદ | ગ્રામ પંચાયત કે મ્યુનિસિપાલિટી મદદ | પરચુરણ | કુલ વર્ષની આવક (ખાતાની) ૨૬ સુધીની |
| ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ |
| | | | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | |

| ખર્ચ | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પગાર | પુસ્તકો તથા છાપાંઓ | શિલકી સામાન, રાચરચીલાં, કાઉંટર, સિક્કો, રમત વગેરે | રાજ્ય પુ. મંડળનું લવાજમ | પુસ્તક બંધામણી | મકાનદુરસ્તી | નોકરખર્ચ | પરચુરણ તથા પ્રકીર્ણખર્ચ | ચાલુ સાલે કાયમનિધિ ખાતે મૂકેલા તે | પ્રકીર્ણ ખર્ચ | કુલ ખર્ચ (ખાના ૨૮ થી ૩૭ નું) | વર્ષ આખરે શિલક (બેંક-મદદમાંથી રહેલી શિલક) | મંડળમાંથી ખર્ચવાની બાકી રહેલી શિલક | કુલ ખાના (૩૯-૪૦) |
| ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ |
| | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | |

| કાયમનિધિ સ્થાવર અને જંગમ મિલકત | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કાયમ ફંડની રકમ સાલ આખરે કેટલી રહી અને ક્યાં મૂકી છે | મકાનની કિંમત તથા કઈ સાલ બંધાયું | પુસ્તકોની કિંમત | લાકડી સામાન, રાચરચીલાં, કાઉંટર વગેરેની કિંમત | પરચુરણ સામાનની કિંમત | કુલ (ખાના ૪૨ થી ૪૬ નું) | પુસ્તકો આપવા લેવાનો વખત | વર્તમાનપત્રો વાંચવાનો વખત | ખાનગી મંત્રી હોય તો મંજૂરીનો નંબર તારીખ | વર્ષમાં વર્તમાનપત્રોના વાચકોની સંખ્યા કેટલી થાય છે | મંત્રી શાળાના શિક્ષક છે કે ખાનગી વ્યક્તિ? | શેરા |
| ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ |
| | | | | | | | | | | | |
| | | | | | | | | | | | |

ટીપ:—૧ પુસ્તકોની સંખ્યાનાં ખાનાં ૨ થી ૬ ભરતા પહેલાં, પુસ્તકોની સામાન્ય નોંધવહીમાં દર વર્ષ આખરે જણાવ્યા પ્રમાણે તારીજ કાઢવી જોઇએ અને તે પછી સદર ખાનાં ભરવાં જોઇએ.

૨ વંચાયલાં પુસ્તકની સંખ્યાનો કુલ આંકડો તા. ૩૧-૭-૪૧ સુધીમાં પુસ્તકની આપ-લે નોંધવહીમાં જે છેલ્લો નંબર હોય તે ૧૬ મા ખાનામાં લખવો. અને તે પછી ૧૨ થી ૧૫ ના ખાનાની સંખ્યા નોંધવહીમાં જુદી જુદી તારવીને લખવી,

૩ આખા વર્ષમાં જુદા જુદા જેટલા ઇસમોએ પુસ્તકનો લાભ લીધો હોય તે સંખ્યા વાચક તરીકે ગણવી. એકજ વાચકે વર્ષમાં ઘણાં પુસ્તકો વાંચ્યાં હોય તો પણ એક જ વાચક ગણાય.

૪ જે વિદ્યાર્થી શાળા છોડી ઊઠી જાય તેને પાંચ વર્ષ સુધી ઊઠી ગયેલા વિદ્યાર્થી તરીકે ગણવો.

૫ પુસ્તકોની મેળવણી કરતાં ખૂટતાં પુસ્તકોની યાદી પણ કિંમતસહ આ નિવેદન સાથે જ ઘટિત તજવીજ કરવાના ઠરાવસહ મોકલવી.

૬ ભણેનાની સંખ્યા, શાળાના મહેતાજીઓ જુલાઇ આખરે જે સંખ્યા માસિક-પત્રક સાથે મોકલવાના પત્રકમાં બતાવે છે તે અગર કાચી યાદી તૈયાર કરીને આંકડો બતાવવાનો છે.

૭ વર્તમાનપત્ર કે માસિક પત્રો વાચનારની હસ્તાક્ષરની સહી વર્ષમાં એક વખત પુસ્તકાલયમાં લેવાનો વહીવટ રાખવાથી આસન ૫૧ ની હકીકત મળશે. આ હકીકત કે પોતાના પ્રત્યક્ષ અનુભવથી અંદાજી ભરવાની છે

**રવાના મે. રા૦ રા પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબ તરફ તા.**

**મંત્રી, સા. પુસ્તકાલય,**

**આમ ——— તા. ———**

---

# પરિશિષ્ટ ૭.

ગામે ———— સ્ટેશન ———— તાલુકે ———— પ્રાંત ———— ના

## સાર્વજનિક પુસ્તકાલયનું
## અંદાજપત્ર

સને—

૧ ખાતા તરફથી વખતોવખત થયેલા વટહુકમોનું અવશ્ય પાલન કરવું જોઇશે.

**મહત્વની સૂચનાઓ** ૨ અંદાજપત્રો માગણી પ્રમાણે પૂરેપૂરાં મંજૂર થઇ શકે તે માટે અંદાજપત્રની બંને ચોપડીઓ અગર આકેલા કાગળો પર હકીકત ભરીને મોડામાં મોડી સપ્ટેમ્બર આખર સુધીમાં પુસ્તકાલય ખાતા તરફ મંજૂર થવા મોકલી આપવી.

૩ સરકાર તથા પંચાયત મદદ મેળવવા માટે લોકમદદના ખાનામાં જેટલી રકમ મૂકી હોય તેટલી જ રકમ કાયમનિધિના બીજા ખાનામાં મૂકવાની છે. રકમ વધુ ઊતરાવી હોય તો તે પણ કાયમ નિધિ ખાતે મૂકવી અને વધારાની રકમ જરૂર પડે ઉપાડવા માટે નોંધ કરવી.

૪ અંદાજપત્રમાં મંજૂર થયેલી રકમનાં પત્રો, માસિકો, પુસ્તકો, લાકડી સામાન તથા ફોર્મો તથા ગ્રામ પુસ્તકાલયોએ બંધાવવા જેમાં પુસ્તકોની યાદી વગેરે વેળાસર મળે તે માટે **પેટામાં યાદીઓ રૂપે માંગણીઓ** મોકલવા ચૂકવું નહિ.

૫ ખાસ કારણ સિવાય વર્તમાનપત્રો–માસિકો અને પુસ્તકોની મંજૂર થયેલી યાદીઓમાં ફેરફાર થઇ શકશે નહિ. ( કસ્બા પુસ્તકાલયે કયા પત્ર, માસિકની કેટલી પ્રતો લેવી છે તે પણ સ્પષ્ટ જણાવવું અને જરૂર પડે સાથે વધારાના કાગળો જોડી મોકલવું. )

૬ **જેમના તરફથી અંદાજપત્રની સાથે પુસ્તકોની યાદી નહિ આવે તેમને છેવટે પુસ્તકાલય ખાતાની પસંદગીનાં પુસ્તકો મોકલી આપવાની તજવીજ થશે.** ( કસ્બા પુસ્તકાલયોએ પણ આ યાદીઓ પ્રથમ મોકલવાની છે. )

૭ નવીન અંદાજપત્ર મંજૂર કરતી વખતે, પાછલી સાલના **અંદાજ પત્રના મંજૂર થયેલા આકડા જાણવાની જરૂર હોવાથી** તે મંજૂર થયેલા આંકડા પણ અંદાજપત્રમાં જણાવવા. અને છેલ્લા વર્ષમાં કઇ કઇ બાબતની કેટલી બચત છે તે લાલ શાહીથી બતાવવી.

૮ ખાતા તરફથી અંદાજપત્ર મંજૂર થઇને આવે ત્યાર પછી અંદાજપત્રનાં ખાનાં ૧૫ થી ૨૦ સુધીની રકમ જે તે પુસ્તકાલયે, પોતે ખર્ચવાની હોવાથી તેટલી રકમ પુ. સ. સ. મંડળ તરફ મોકલવાની લોકમદદ તથા કાયમનિધિની રકમમાંથી કાપી, બાકીની રકમ મોકલી આપવી. કસ્બા પુસ્તકાલયોને આ કલમ લાગુ નથી; કારણ ઘણોખરો ખર્ચ તેમને પોતાને જ કરવાનો છે.

૯ તાલીમ પામેલા ગ્રંથપાલ કસ્બા પુસ્તકાલયોએ રોકવા પડશે.

૧૦ કસ્બા પુસ્તકાલયોએ તથા મકાનવાળાં ગ્રામપુસ્તકાલયો નિવેદન છપાવવું પડશે, અને વિધવિધ પ્રવૃત્તિઓ તથા નવીન પુસ્તકોની માહિતિ આપવી પડશે. તથા ગ્રામપુસ્તકાલયોને જરૂર પડે ફરતા પુસ્તકાલયોની પેટીઓ પૂરી પાડવી પડશે.

૧૧ વાચકોના આસનમાં અંદાજની સાલમાં આંકડો મૂકી શકાશે નહિ પણ પાછલી બે સાલના આંકડા આપવા જોઇએ.

૧૨ જ્યાં સ્વતંત્ર બંધાવેલાં મકાન નથી ત્યાં ખાનગી મકાન તથા નોકર ખર્ચ બન્નેનો

ખર્ચ કેવળ લોકમદદમાંથી પડશે તે માટે પંચાયત કે સરકાર મદદ મળી શકશે નહિ માટે કાયમ નિધિમાં મૂકવાની રકમ ઉપરાંત તેટલી વધારાની લોકમદદ ઊભી કરવી જોઈશે. લાકડી સામાન પણ કબાટ કે પત્રો મૂકવાના ઘોડા તથા શિક્ષણોપયોગી સામાન સિવાય બીજો સામન મકાન સિવાયનાં પુસ્તકાલયોને મળી શકશે નહિ.

મોજે ______ તાલુકે ______ પ્રાંત ______ ના

સાર્વજનિક પુસ્તકાલયનું સન ૧૯૪  -૪  ની સાલનું અંદાજપત્ર.

| સાલ | ગયા જુલાઈ આખર સુધીની કાયમ નિધિની રકમ ક્યાં કેટલી અને કેટલા વ્યાજથી મૂકેલી છે. | ગયા જુલાઈ માસ સુધીની મકાન દુરસ્તી નિધિની રકમ ક્યાં કેટલી અને કેટલા ટકાથી મૂકેલી છે. | ઉત્પન્ન | | | | | | | | ખર્ચ | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | કાયમનિધિનું વ્યાજ અથવા તેની જમીન કે મકાનનું ભાડું | લોકમદદ લોકમદદ તમામ પ્રકારની ઉઘરાવેલી | સરકારીમદદ | પ્રાંત પંચાયત મદદ | ગ્રામ પંચાયત મદદ | પસ્તી વેચાણ | સરકાર મદદથી બંધાવેલા મકાન કે તેના ભાગનું ભાડું | કુલ | પત્રો | પુસ્તકો | સિલકી સામાન, | રોશની. | રા. પુ. મંડળનું લવાજમ | પુસ્તક બંધામણી | મકાન દુરસ્તી ખર્ચ અગર મકાન દુરસ્તીનિધિમાં મૂકેલ હોય તો તે રકમ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ |
| ૧૯— | | | | | | | | | | | | | | | | | |
| ૧૯— | | | | | | | | | | | | | | | | | |
| ૧૯— | | | | | | | | | | | | | | | | | |

| નોકર ખર્ચ | પરચૂરણ ખર્ચ | પુસ્તકાલય શિક્ષણ ખર્ચ | શિક્ષણ ખર્ચ | નવીનવર્ષમાં કાયમનિધિમાં મૂકવાની રકમ | કુલ | પુસ્તકાલયની સ્થાપના સાલ | ઉપયોગી માહીતી | | | | | | | | શેરો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | સહકારી ધોરણે અંદાજ બનાવ્યું છે કે નહિ ? | વ્યવસ્થાપક સભા પાસે ગયા વર્ષનો હિસાબ તથા સદર ખર્ચ મંજૂર કરાવ્યાનો ઠરાવ અંક તારીખ | વસ્તી | મહોલ્લાઓની સંખ્યા | વાચકો | પુસ્તકાલય શાળામાં છે કે સ્વતંત્ર મકાનમાં | પુસ્તકાલયના મંત્રી તરીકે શાળાના શિક્ષક છે કે ગામની કોઈ બીજી વ્યક્તિ મંજૂરીના નંબર સાથે | પત્રવ્યવહાર માટે પૂરેપૂરું સિરનામું, ટપાલ, સાથે તથા ટપાલ અઠવાડીયામાં કેટલા વખત આવે છે. | |
| ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ |
| | | | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | |

| કાયમ નિધિની વિગત | | વ્યવસ્થાપક મંડળના સભ્યોની યાદી |
|---|---|---|
| (૧) કુલ | | પ્રમુખ |
| અ. સન ૧૯—આખરનું રૂ. | | મંત્રી |
| બ. સન ૧૯—માં મૂકેલું તે રૂ. | | |
| કુલ રૂ. | | સભાસદો |
| (૨) સ્થાવર મિલ્કત પર રોકેલી રકમની વિગત બાબતવાર | | ૧ |
| (૩) શેરોમાં રોકેલી રકમની વિગત | | ૨ |
| (૪) પુ. સ. સ. મંડળ, બરોડા બેંક, અ વર્ગની સહકારી મંડળી, પોસ્ટ ઑફિસ વગેરેમાં મુકાયલી રકમની વિગત. | | ૩ |
| | | ૪ |
| (૫) ખાનગી ઈસમને ત્યાં હોય તો કેટલી રકમ ક્યારથી કોને ત્યાં કોની મંજૂરીથી મૂકેલી છે તેની વિગત. | | ૫ |
| | | ૬ |

## વર્ષ આખરે હાથપરની શિલક

(૬) પાછલા વર્ષના અંદાજમાં જે તે ખાતે ખર્ચવામાં બાકી રહેલી રકમની વિગત.

(૭) વર્ષ આખરે લોકમદદની શિલક. કાયમ-નિધિ અને મકાનદુરસ્તીનિધિ સિવાયના તમામ ફંડોઃ જે ઉપર સરકારમદદ મેળવી નથી તે સાથે )

## તપાસણી

(૮) પુસ્તકાલયની દફતર તપાસણી કોણે ક્યારે કરી ?

રવાના મે. રા. રા. પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબ તરફ.

તારીખ

---

મંત્રી, સા. પુસ્તકાલય

# પરિશિષ્ટ ૮.

## ગ્રામપુસ્તકાલયનું ત્રિમાસિક નિવેદન

સાર્વજનિક સંસ્થાઓની પ્રગતિ સાધવી હોય તો તેનાં નિવેદનો નિયમિત રીતે પ્રસિદ્ધ થવાં જ જોઇએ. એ નિયમના ઉપર આ યુગમાં ખૂબ ભાર મૂકવો પડે છે એ જ બતાવી આપે છે કે આ વસ્તુની જરૂરિયાત પૂરતા પ્રમાણમાં સમજવામાં આવી નથી. સાચો વેપારી રોજનું નામું રોજ લખે છે, આપણે થાય કે તરત જ લખે છે અને શિલિક મેળવ્યા પછી જ દુકાન બંધ કરે છે. આ નિયમ સાચવે છે માટે જ તે વાર્ષિક સરવાયું નિયમિત રીતે સહેલાઇથી કાઢી શકે છે. સાર્વજનિક સંસ્થાઓની જવાબદારી જેમને શિર છે તેમની પવિત્ર ફરજ છે કે તેમણે તેમના કામકાજનો વહીવટ ચોખ્ખો અને ચોક્કસ રાખવો; એટલે કે ઉત્પન્ન ખર્ચની વિગતો રોજ લખવી અને થયેલા કામકાજની નોંધ લેખી સ્વરૂપમાં એકસરખા ધોરણે જોઇએ ત્યારે તૂર્ત જ મળી શકે તેવી રીતે રાખવી. આમ કરવાથી લોકોનો વિશ્વાસ વધે છે, આર્થિક મદદ મોટા પ્રમાણમાં મળે છે, અને થયેલા કામકાજની માહિતિ મળવાની મદદ આપનારને પૂરેપૂરો સંતોષ થાય છે.

સને ૧૯૧૧ માં સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવાના નિયમો કર્યા ત્યારે પ્રાંત, કસ્બા અને ગ્રામ પુસ્તકાલયોનાં ત્રિમાસિક નિવેદનો પુસ્તકાલય ખાતાને નિયમિત રીતે મળે એવી યોજના રાખી હતી, ગ્રામ પુસ્તકાલયોનાં નિવેદનો વ્યવસ્થિત રીતે આવે એવી યોજના ચુસ્તપણે અમલમાં મૂકી શકાઇ નથી. પરન્તુ ત્રીસ વર્ષના કામકાજ પછી, જે યોજના અને ધોરણ ૧૯૧૧ માં કલ્પ્યાં હતાં તે યોજના અને ધોરણ અમલમાં મૂકાય એવી સ્થિતિ હવે પ્રાપ્ત થઇ છે. એટલે ગ્રામ પુસ્તકાલયોનાં ત્રિમાસિક નિવેદનો નિયમિત રીતે જૂથમંડળો અને મહાલ પુસ્તકાલય મંડળો દ્વારા મળે એમ ઠરાવવામાં આવ્યું છે. જ્યાં શકય ન હોય ત્યાં પરબાર્યાં પણ મોકલવું જોઇએ.

રાજ્યમાં કસ્બા પુસ્તકાલયોની સંખ્યા ઓછી છે અને ગ્રામપુસ્તકાલયો તથા ગ્રામ-વાચનાલયોની સંખ્યા પ્રમાણમાં ઘણી મોટી છે; એટલે ગ્રામપુસ્તકાલયોની અનકૂળતા સાચવવા માટે જૂથમંડળો શાળાનાં સરકારી જૂથો પ્રમાણે રાખ્યાં છે માટે ગ્રામપુસ્તકાલયોનાં અને ગ્રામવાચનાલયોનાં ત્રિમાસિક નિવેદન જૂથમંડળના મંત્રીઓ તરફ જાય એવું ધોરણ રાખ્યું છે. તેથી કામમાં ઘણી સરળતા થાય છે.

ત્રિમાસિક નિવેદનમાં ખાસ જરૂર પૂરતી હકીકત જ અને તે પણ ટૂંકામાં જ મંગાવવાનું નક્કી કર્યું છે. તે માટે નમૂનો છેવટે આપ્યો છે. આ ત્રિમાસિક નિવેદન તૈયાર કરવાના સંબંધમાં નીચેની બાબતો લક્ષમાં રાખવી જોઇએઃ—

૧ જે કોઇ પુરુષ, સ્ત્રી કે વિદ્યાર્થી ઑગસ્ટની તા. ૧ લીથી પહેલવહેલી વખત પુસ્તકો લેવા આવે તેનું નામ વાચકની નોંધવહીએ દાખલ કરવું અને ઑક્ટોબર આખર સુધીમાં આ રજીસ્ટરમાં દાખલ થયેલો છેલ્લો નંબર તે જ વાચકોની સંખ્યા ગણવી અને આ સંખ્યા ત્રિમાસિક નિવેદનમાં દાખલ કરવી. બીજા અને ત્રીજા ત્રિમાસિક નિવેદનમાં

નોંધવહીનો છેલ્લો નંબર લખવો, એટલે વર્ષની શરૂઆતથી નિવેદન મોકલવાની તારીખ સુધીમાં પુસ્તકાલયમાં કેટલા વાચકો છે તે સંખ્યા સમજી શકાય.

૨ વાચકોમાં પુરૂષો, સ્ત્રીઓ અને ભણતા વિદ્યાર્થીઓ અને ઉઠી ગયેલાં વિદ્યાર્થીઓ એ પ્રમાણે ચાર ભાગ રાખવા અને નિવેદનમાં દરેકની સંખ્યા જુદી જણાવી પછી કુલ સંખ્યા મૂકવી. વિદ્યાર્થી વર્ગના છોકરા છોકરી બંનેનો સમાવેશ થાય છે. વાચકોની નોંધવહીમાં વ્યકિતના નામ સામે પુરૂષ, સ્ત્રી, કે ભણતો વિદ્યાર્થી અગર ઊઠી ગયેલો વિદ્યાર્થી, એવી સંજ્ઞા મૂકવાથી ત્રિમાસિક નિવેદન માટે દરેક વર્ગની સંખ્યા ગણવામાં સરળતા થશે.

૩ વર્તમાનપત્રો અને માસિકોની સંખ્યામાં દરરોજના વાચકોની સંખ્યાનો સરવાળો કરીને ગણવાની નથી હોતી. સરેરાશ આશરે વર્તમાનપત્રો અને માસિકો વાંચવાનો જેટલા માણસો લાભ લેતા હોય તેટલા જ માણસોની સંખ્યા ગણવી જોઇએ એટલે કે પહેલા માસમાં ૧૦ માણસો વાંચવા આવતાં હોય કે ઘેર પત્રો મંગાવી વાંચતા હોય અને બીજા કે ત્રીજા માસમાં પણ એટલી જ સંખ્યાના માણસો વાંચવાનો લાભ લેતા હોય તો વાચકોની સંખ્યા એની એ જ એટલે ૧૦ જ રહે. જો બે ત્રણ નવા વાચકો વાંચવા આવ્યા હોય કે આવતા હોય તો ૧૦ ને બદલે સંખ્યા ૧૨ કે ૧૩ ગણવી. અને એ જ પ્રમાણે બીજા ત્રિમાસિક નિવેદનમાં નવા વાચકો લાભ લેવા બહાર આવે તો જ વાચકોનો વધારો થાય. આ માટે નોંધવહી રાખવાની હોતી નથી; પણ અનુભવ ઉપરથી અનુમાન કરીને જ સંખ્યા મૂકવાની હોય છે. જ્યાં શકય હોય ત્યાં આ માહિતિ વાંચકની સહી રૂપ લેવી. કેટલાં બાળ માસિકો અને સયાજીવિજય જેવાં પત્રો વિદ્યાર્થીઓ પણ વાંચે છે; એટલે સ્ત્રી, પુરૂષો અને વિદ્યાર્થીઓ એ ત્રણેની જુદી જુદી સંખ્યા વર્તમાનપત્રોના વાચકોમાં ભેગી બતાવવાની છે. પત્રો કે માસિકો વાચનારની એક કાગળ પર નિદાન વર્ષમાં એકજ વખત સહી લેવાથી આ આંકડો સુગમતાથી તૈયાર થશે.

૪ પુસ્તકોની સંખ્યા એ પુસ્તકાલયના રજીસ્ટરમાં છેલ્લો નંબર હોય તે જ સમજવાની છે. નવીન પુસ્તકો નોંધવહીમાં દાખલ કરવામાં આવે અને વાચકોને વાંચવા આપવા માટે તૈયાર થાય ત્યાર પછી જ નવા નિવેદનમાં એ સંખ્યા ઉમેરી લેવાની હોય છે.

૫ આપણે નોંધવહીમાં વંચાયલાં પુસ્તકોનો અનુક્રમ નંબર ઑગસ્ટ માસની પહેલી તારીખથી શરૂ થાય છે અને ત્રીજા મહિનાની છેલ્લી તારીખનો જે નંબર હોય તે જ ત્રિમાસિક નિવેદનમાં વંચાયેલાં પુસ્તકોની કુલ સંખ્યા સમજવી. નવીન ત્રિમાસિકમાં નવાં વંચાયેલાં પુસ્તકો ઉમેરી લેવાનાં છે એટલે તે તારીખ સુધીમાં કેટલાં પુસ્તકો કુલ વંચાયાં તે જાણવાનું મળી આવે. અને તેમાં પણ વંચાયેલાં પુસ્તકો પૈકી પુરુષો, સ્ત્રીઓ અને ભણતા વિદ્યાર્થીઓ અને ઊઠી ગયેલાં વિદ્યાર્થીઓમાં વંચાયલાંની સંખ્યા જુદી જુદી ગણી ઉમેરી લેવી જોઇએ. આ માટે આપણે નોંધવહીમાં જુદા જુદા ભાગ પાડી તે પ્રમાણે નોંધવામાં આવે તો હરકત નથી.

૬ કાયમનિધિની રકમ તા. ૩૧ મી જુલાઇએ જમા મુકાયેલી હોય તે અને સાલ મજકુરમાં જે રકમ તેમાં ઉમેરાઇ હોય તે (+) એમ બંને રકમો બતાવવી.

૭ લોકમદદ નવી આવી હોય તો નવીન ઉત્પન્ન માટેના ખાનામાં મૂકવી. ફિરતોળ ખર્ચ પુસ્તક બંધામણી, મકાનદુરસ્તી વગેરે જે કંઇ ખર્ચ ગ્રામપુસ્તકાલયે બારોબાર કરવાનું હોય તે પૈકી અંદાજમાં મંજૂર થયેલી રકમ ખર્ચવાની બાકી હોય તે રકમ આસન ૧૪ માં મૂકવી.

૮ વિશેષ હકીકતના ખાનામાં અથવા કાર્ડની પાછલી બાજુએ જે કંઇ જણાવવા જેવી હકીકત હોય તે લખવી.

૯ ચોથું ત્રિમાસિક નિવેદન વાર્ષિક નિવેદન મોકલવાનું હોવાથી મોકલવાની જરૂર નથી.

આ ત્રિમાસિક નિવેદન મોકલવામાં નિયમિતપણું અને ચોકસાઇ એ બે મહત્ત્વની બાબતો છે. પુસ્તકાલયનું કામ ઉત્સાહથી થતું હોય તો નિવેદન તૈયાર કરવું અને મોકલવું એ બહુ જ સહેલું છે. પુસ્તકાલયનાં કામમાં રસ ન હોય-આ કામ વેઠ રૂપે સમજાતું હોય-તો ઘણી ઉઘરાણીઓ થવા છતાં વખતસર નિવેદન જૂથમંડળ તરફ જશે નહિ.

રાજ્યની સમગ્ર પુસ્તકાલય પ્રવૃત્તિ નિયમિત, વ્યવસ્થિત અને ચોક્કસ સ્વરૂપની બનાવવી હોય તો આ ત્રિમાસિક અને વાર્ષિક નિવેદનો સચાની માફક નિયમિત ધોરણે મોકલવાનો વહીવટ રાખવો જોઇએ. આશા રાખવામાં આવે છે કે ગ્રામપુસ્તકાલયો અને વાચનાલયોના કાર્યકર્તાઓ અને જૂથમંડળો તથા મહાલ મંડળો પોતપોતાની ફરજ ઉત્સાહપૂર્વક બજાવશે અને ગુજરાત સમક્ષ પુસ્તકાલય પ્રવૃત્તિ અંગના સેવાધર્મનો આદર્શ ખડો કરશે.

## સાર્વજનિક પુસ્તકાલયનું ત્રિમાસિક નિવેદન

( નવેમ્બર, ફેબ્રુઆરી અને મે ની તારીખ પાંચમી સુધીમાં ખાતા તરફ મોકલવા ઠર્યું છે. )

મોજે ________ જુથ ________ તા. ________ પ્રાંત ________ ના સાર્વજનિક

પુસ્તકાલયનું ૧ પહેલું ત્રિમાસિક નિવેદન

૨ બીજું ,, ,,

૩ ત્રીજું ,, ,,

જે ત્રિમાસિક નિવેદન મોકલ્યું હોય તે સિવાયનાં બીજાં ત્રિમાસિક પર છેદ મૂકવો.

| પુસ્તક સંખ્યા. | વંચાયલાં પુસ્તકો | | | | |
|---|---|---|---|---|---|
| | પુરૂષો | સ્ત્રી | વિદ્યાર્થી | ઊઠી ગયેલા વિદ્યાર્થીઓ | કુલ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| | | | | | |

| વાચકો | | | | | લોકમદદ શિલક | નવીન આવેલી લોકમદદ | અંદાજમાંની હાથ પરની શિલક | કાયમ નિધિની રકમ કે મિલ્કત | શેરો |
|---|---|---|---|---|---|---|---|---|---|
| પુરૂષો | સ્ત્રી | ભણેલા વિદ્યાર્થીઓ | ઊઠી ગયેલા વિદ્યાર્થી | કુલ | | | | | |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| | | | | | | | | | |

# પરિશિષ્ટ ૯

## બીજા જરૂરી નમૂનાઓ

(૧) સાર્વજનિક પુસ્તકાલયમાં સન ૧૯૪  –  માં પુસ્તકો વંચાયા તેનું વિષયવાર નોંધ રાખવાનું માસિક તારીજ પત્રક

| | ઑગસ્ટ | સપ્ટેમ્બર | ઑક્ટોબર | *કુલ સંખ્યા | નવેમ્બર | ડિસેમ્બર | જાન્યુઆરી | *કુલ સંખ્યા | ફેબ્રુઆરી | માર્ચ | એપ્રિલ | *કુલ સંખ્યા | મે | જૂન | જુલાઈ | *કુલ સંખ્યા | વર્ષ આખરે કુલ સંખ્યા તમામ મહિનાની | શેરો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ચ વાર્તા | | | | | | | | | | | | | | | | | | |
| મ નાટક | | | | | | | | | | | | | | | | | | |
| છ કાવ્ય | | | | | | | | | | | | | | | | | | |
| છ ઇતિહાસ | | | | | | | | | | | | | | | | | | |
| ક્ષ ચરિત્ર | | | | | | | | | | | | | | | | | | |
| ળ પ્રવાસ | | | | | | | | | | | | | | | | | | |
| ક્ર ધર્મ | | | | | | | | | | | | | | | | | | |
| ગ નીતિ | | | | | | | | | | | | | | | | | | |
| ક્ર તત્ત્વજ્ઞાન | | | | | | | | | | | | | | | | | | |
| ટ શાસ્ત્ર | | | | | | | | | | | | | | | | | | |
| ત કલા | | | | | | | | | | | | | | | | | | |
| અન્ય વિષય | | | | | | | | | | | | | | | | | | |
| કુલ | | | | | | | | | | | | | | | | | | |
| પુરુષમાં | | | | | | | | | | | | | | | | | | |
| સ્ત્રીઓમાં | | | | | | | | | | | | | | | | | | |
| ભણેલાઓમાં | | | | | | | | | | | | | | | | | | |
| શીખી ગયેલામાં | | | | | | | | | | | | | | | | | | |
| કુલ | | | | | | | | | | | | | | | | | | |
| પત્ર વાંચનારની સંખ્યા | | | | | | | | | | | | | | | | | | |

ટીપઃ—આ પત્રકમાં દાખલ કરેલી ત્રિમાસિક આખરની કુલ સંખ્યા નવેમ્બર, ફેબ્રુઆરી, મે, તથા ઑગસ્ટની તા. ૫ મી પહેલાં મોકલવાના ત્રિમાસિક હેવાલમાં અને વર્ષ આખરની કુલ સંખ્યા તા. ૧૮મી ઑગસ્ટ આખરે મોકલવાના વાર્ષિક રિપોર્ટમાં ભરી વડોદરા મોકલાવી આપવા તજવીજ કરવી.

## પુસ્તકોની આપ લે સંબંધી દૈનિક નોંધવહી ( કસ્બા માટે )

———— કસ્બા પુસ્તકાલયમાં માહે ———— સન ———— માં પુસ્તકો વંચાયાં તેની વિષયવાર નોંધ રાખવાનું પત્રક.

| તારીખ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | કુલ | શેરો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ય વાર્તા | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| મ નાટક | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| ય કાવ્ય | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| શ ઇતિહાસ | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| ક્ષ ચરિત્ર | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| ળ પ્રવાસ | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| ક્ર ધર્મ | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| ગ નીતિ | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| ફ તત્વજ્ઞાન | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| દ શાસ્ત્ર | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| ત કળા | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| અન્ય વિષય | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| કુલ. | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| વાંચનારા પુસ્તકોની સંખ્યા. — પુરૂષોમાં | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| સ્ત્રીઓમાં | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| વિદ્યાર્થીમાં | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| ઉ. વિ. માં | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| કુલ | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| પત્રો વાંચનારની સંખ્યા. | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
| નવા વાચકોની સંખ્યા. | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |

| માસ | ચાલુ વર્ષ | ગત વર્ષ |
|---|---|---|
| કુલ વંચાયલાં પુસ્તકોની સંખ્યા | | |
| ૧. પુરૂષોમાં | | |
| ૨. સ્ત્રીઓમાં | | |
| ૩. ભણતા વિદ્યાર્થીઓમા | | |
| ૪ ઊઠી ગયેલા વિદ્યાર્થીઓમા | | |
| ક્રમાલ સંખ્યા | | |
| ક્રિમાન સંખ્યા | | |
| દરરોજની સરાસરી | | |
| નવા વાચકોના વધારો. — ૧ પુરૂષો | | |
| ૨ સ્ત્રીઓ | | |
| ૩. ભણતા વિદ્યાર્થીઓ | | |
| ૪ ઊઠી ગયેલા વિદ્યાર્થીઓ | | |
| કુલ નવા વાચકો | | |
| માસ આખરે વાચકોની કુલ સંખ્યા. — ૧. પુરૂષો | | |
| ૨. સ્ત્રીઓ | | |
| ૩. વિદ્યાર્થીઓ | | |
| ૪. ઊ. વિદ્યાર્થીઓ | | |
| કુલ વાચકો | | |

વિષયવાર સેંકડે પ્રમાણ.

| | ચાલુ વર્ષ | ગત વર્ષ | | ચાલુ વર્ષ | ગત વર્ષ |
|---|---|---|---|---|---|
| વાર્તા......... | | | ધર્મ......... | | |
| નાટક......... | | | નીતિ......... | | |
| કાવ્ય......... | | | તત્ત્વજ્ઞાન...... | | |
| ઇતિહાસ ...... | | | શાસ્ત્ર..... .... | | |
| ચરિત્ર......... | | | કળા ......... | | |
| પ્રવાસ .... ... | | | અન્ય વિષય... | | |

## ગ્રંથપાલનું નિવેદન

તા. ________ ગ્રંથપાલની સહી.

તા ________ મંત્રીનો સહી.

## (૩) સાર્વજનિક પુસ્તકાલયની આપ-લે નોંધવહી સને ૧૯

**સૂચના :** પુસ્તક વાંચવા લઇ જનાર ઇસમ પુસ્તક પરત આપતી વખતે પોતાના નામની સામે ગ્રંથપાલ પાસે પુસ્તક પરત લીધા બદલની સહી કરાવવાનું ચૂકશે તો પુસ્તકની જવાબદારી પુસ્તક લઇ જનારને શિર રહેશે. આસન ૧૦, ૧૧, ૧૨, ૧૩ માં જે પ્રકારનો વાચક હોય ત્યાં ' ૧ ' લખવું.

| અનુક્રમ નંબર | પુસ્તકનું નામ | પુસ્તકને વર્ગ તથા નંબર | લઇ જનારનું નામ | લઇ ગયાની તારીખ | લઇ જનારની સહી | પરત આપ્યાની તારીખ | લાઇબ્રેરીઅનની સહી | વાચકનો પ્રકાર | | | | શેરો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | પુરુષ | સ્ત્રી | ભણતો વિદ્યાર્થી | ઉઠી ગયેલો વિદ્યાર્થી | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
| | | | | | | | | | | | | |

## (૪) વાચકોની નોંધવહી

**સૂચના :** કોઇપણ માણસ વર્ષમાં પ્રથમ પુસ્તક લેવા આવે ત્યારેજ તેનું નામ અત્રે દાખલ કરવું. દરવર્ષે અનુક્રમ નંબર ૧ થી શરૂ કરવો.

| અનુક્રમ નંબર | વાચકનું નામ | ઉમર વર્ષ | વાચકનો પ્રકાર | | | | ધંધો | ઠેકાણું | દાખલ તારીખ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | પુરુષ | સ્ત્રી | ભણતો વિદ્યાર્થી | ઉઠી ગયેલો વિદ્યાર્થી | | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| | | | | | | | | | |

( ૫ ) સાર્વજનિક પુસ્તકાલયના સભાના કામની નોંધવહી

| અનુક્રમ નંબર | સભામાં રજૂ થયેલા કામની હકીકત | ઠરાવ | હાજર રહેલા સભાસદોનાં નામ | ઠરાવના લાભમાં જે સભાસદો હોય તેમની સહી | ઠરાવની વિરૂદ્ધમાં જે સભાસદો હોય તેમની સહી | શેરો |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| | | | | | | |

( ૬ ) સાર્વજનિક પુસ્તકાલયનો શિલકી સામાનની નોંધવહી

| અનુક્રમ નંબર | જણસનું નામ | નંગ | કિંમત દરેક નંગની | કુલ કિંમત | ખરીદ તારીખ | ક્યાંથી લીધી | કમી થયાના ઠરાવનો નંબર તારીખ અને કમી કરનાર મંત્રી, સભા કે અધિકારીનો હેદ્દો | કાંઈ ઉત્પન્ન આવ્યું હોય તો તે | શેરો |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| | | | | | | | | | |

## ( ૭ ) વાચકોની ખાવાવહી ( કસ્બા માટે )

વાચકનું નામ ____________________

ઉંમર ____________ ધંધો ____________

ઠેકાણું ____________ નંબર તારીખ ____________

| પુસ્તકનું નામ | આપ્યા તારીખ | આવ્યા તારીખ |
|---|---|---|
| ૧ | ૨ | ૩ |
| | | |

## ( ૮ ) તપાસણીનું નિવેદન

મોજે ________ તાલુકે ________ પ્રાંત ________ ના સાર્વજનિક પુસ્તકાલયની

૧. ભેટ લીધાની તારીખ

૨. ભેટ લેનાર અમલદારનું નામ તથા હોદ્દો

૩. પુસ્તકાલયમાં નવીન પુસ્તકો આવ્યાં હોય તે બિલમાં કે યાદીમાં જણાવ્યા પ્રમાણે પુસ્તકોની જુદી જુદી નોંધવહીમાં ચડયાં છે કે નહીં, અને તેના ઉપર પુસ્તકની વિધિ થઇ છે કે નહીં, ન થઇ હોય તો કરવા જણાવવું

૪. અંદાજ સંબંધી હકીકત,
   અ. ચાલુ વર્ષે મંજૂર થયેલી અંદાજની કુલ રકમ, રકમ મંજૂર ન થઇ હોય તો કારણ જણાવવું
   આ તે પૈકી ખર્ચાએલી કુલ રકમ
   ઇ. બાકી રકમનો ખર્ચ નહિ પાડવાનું કારણ

૫. પુસ્તાકાલયના છેલ્લા હવાલાની આપ લે વખતે નોંધવહીઓ ઉપર શેરા તથા સહીઓ થઇ છે કે નહીં, ન થઇ હોય તો તેણે જવાબદારી લીધા બદલ સહી કરાવી છે?

૬. પુસ્તકાલય ખાતે મદદ આપનારને છાપેલી
   પાવતી આપવામાં આવે છે કે નહીં
૭. વાર્ષિક નિવેદન મોકલ્યું છે કે નહીં
૮. છેલ્લી સાલની દફ્તર તપાસણી થઇ છે કે
   નહીં અને થઇ હોય તો કોણે કરી
૯. કાયમનિધિની વિગત,
   अ. ગયા જુલાઇ આખર શિલ્લક રકમ
   आ. ચાલુ સાલે રકમ મુકાઇ હોય તો તે રકમ
   इ. કયારથી મૂકી છે
   ई. કયાં અને કોના નામે મૂકી છે
   उ. મૂકેલી રકમનો વ્યાજનો દર
   ए. ખાનગી ઇસમને ત્યાં રકમ મૂકી હશે
      તો તે કેટલી અને શા કારણે
૧૦. પુસ્તકાલય વ્યવસ્થિત અને વધુ ઉપયોગી
    બને તે માટે મંત્રીને કરેલી સૂચનાઓ
૧૧. પુસ્તકાલય ખાતાએ ખાસ કાંઇ કરવા જેવું
    હોય તો તે બદલ સૂચના કરવાની હોય તો તે

તારીખ માહે ______ સન ૧૯      મહાલ શાળાધિકારી

**વિશેષ બાબતો**

તમામ ગ્રામ પુસ્તકાલયોની દફ્તર તપાસણી માટે પણ હવે આપણે વ્યવસ્થિત યોજના કરી છે. ઉપરના પત્રકમાં જણાવેલા મુદ્દા ઉપરાંત ગ્રામ પુસ્તકાલયોની તપાસણીમાં મધ્યવર્તી શાળાના મુખ્ય શિક્ષકે તથા રા. મહાલ શાળાધિકારી સાહેબ નીચેની બાબતો પણ તપાસણીમાં જોવા તજવીજ રાખવી ઠીક થશે.

(૧) ભેટ વખતે રોજમેળની શિલક પ્રત્યક્ષ જોવી અને શેરો કરવો.
(૨) ઊઠી ગયેલાં બાળકોને વાચનનો લાભ મળે છે કે નહિ તે **પાંચ વર્ષનું પત્રક તપાસી જોવું.**
(૩) આપલે નોંધવહી સહી સિક્કાવાળી અને વ્યવસ્થિત રહે છે કે નહિ તે જોવું.
(૪) વાચક નોંધવહી પણ જોવી.
(૫) ખૂટતાં પુસ્તકો માટે ઘટિત તજવીજ કરાવી લેવી.
(૬) ઊધાઇથી ખવાઇ ગયેલાં, કાગળ જીર્ણ થયેલાં સારાં લાગતાં પુસ્તકો, કોઇ વાંચતું ન હોય તેવાં નકામા પુસ્તકો, સામાયિકો પુસ્તકાલયમાંથી તુર્ત દૂર કરવાં.
(૭) પ્રચાર માટે વાચકોને ભેગા કરી બોધ આપવો તેમજ સારાં પુસ્તકો રૂબરૂમાં તેમના ધ્યાન પર લાવવાં.

# પરિશિષ્ટ ૧૦

## પુસ્તકાલય પ્રવૃત્તિને પોષનારાં મંડળો અને યોજનાઓ

### (૧) પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ

**સ્થાપના : સન ૧૯૨૪**

[ પુસ્તકાલયોને મદદ કરવાના ઉદ્દેશથી, સહકારના ધોરણે ઊભી કરવામા આવેલી આ સંસ્થાનું મુકરર કરેલું અને ભરાવવા કાઢેલું ભંડોળ રૂ. ૫૦૦૦૦)નું છે. અને તે રૂ. ૨૫) નો એક એવા ૨૦૦૦ શેરોમા વ્હેંચાયલુ છે. સન ૧૯૪૦-૪૧ની સાલ આખર સુધીમા શેર સભાસદની સંખ્યા ૫૩૯ ની છે. અને તેમા ભરાયલા શેરની સંખ્યા ૧૪૧૩ ની છે. ભરાયલા શેરની, રૂ ૨૫) પ્રમાણે કુલ રકમ રૂ ૩૫૩૨૫ પૂરેપૂરા વસૂલ આવી ગયેલા છે ઉપરાત સન ૧૯૪૦-૪૧ આખરનુ મંડળનું રીઝર્વ ફંડ રૂ. ૯૪૭૫નુ, ઇનવેસ્ટમેન્ટસ રીઝર્વફંડ રૂ ૪૯૦૦ નું, અને નફાની વ્હેંચણી સરખી રાખવાનુ ફંડ રૂ. ૧૪૦૦ નું છે ]

આ મંડળનું કાર્ય નીચે પ્રમાણે છે.

(૧) પુસ્તકાલયોને જોઇતાં વર્તમાનપત્રો અને માસિકોનું લવાજમ ભરી આપે છે. અને તે બદલ પુસ્તકાલયો પાસેથી ફકત દૈનિક પત્રના ૦-૨-૦ અને બીજાં પત્રો દીઠ ૦-૧-૦ મહેનતાણાનો લે છે.

(૨) પુસ્તકાલયોને જોઇતાં પુસ્તકો, ગ્રંથકર્તા વા પ્રકાશકો પાસેથી એકસામટાં ખરીદી, બની શકે તેટલી સોંઘી કિંમતે પૂરાં પાડે છે.

(૩) પુસ્તકાલયના દફતર અંગે જોઇતાં તમામ પ્રકારનાં ફોર્મો પણ છપાવે છે અને વેચે છે. અને તે ઉપરાંત પુસ્તકાલયોને જોઇતો લાકડી સામાન પણ પૂરો પાડે છે.

(૪) પુસ્તકાલયોને ખાસ ઉપયોગી થઇ પડે તેવા પુસ્તકો, તેમજ જીવનચરિત્ર, વિજ્ઞાન, નવલકથા વગેરે વિષયનાં પણ પુસ્તકો તૈયાર કરાવી પ્રસિદ્ધ કરે છે અને વેચે છે.

(૫) પુસ્તકાલયના કાર્યકરોને અને વાચકોને, માર્ગદર્શક થઈ પડે તે માટે પુસ્તકાલયના જ વિષયો ચર્ચતું 'પુસ્તકાલય' માસિક દર માસે પ્રસિદ્ધ કરે છે.

(૬) પુસ્તકાલયોનાં કાયમફંડો સુરક્ષિત રહી શકે તે માટે, બાંધી મુદતની થાપણ તરીકે સ્વીકારે છે અને તેનુ વ્યાજ પણ સેવીંગ બેંકના દર પ્રમાણે આપે છે.

(૭) રૂ. ૧૦૦) ઉપરાંતના, પુસ્તકાલયને લગતા જ ટ્રસ્ટફંડો સ્વીકારે છે. અને તેનો શરતો પ્રમાણે વહીવટ કરે છે,

## ( ૨ ) વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

### સ્થાપના : સન ૧૯૨૫

[ પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રચાર અર્થે આ મંડળની સ્થાપના કરવામાં આવી છે. આ મંડળમાં રાજ્યનાં તમામ પુસ્તકાલયો ખર્ચના સેંકડે ત્રણ ટકા પ્રમાણે પણ રૂપિયા એકથી ઓછું નહિ એટલું દરવર્ષે લવાજમ આપીને સભ્ય તરીકે જોડાય છે. વ્યક્તિઓ પણ એકી વખતે રૂ. ૨૫૦) ૨૫) વ વાર્ષિક રૂ. ૩) આપીને સભ્યો બને છે. સભ્યોની સંખ્યા સન ૧૯૪૦-૪૧ આખરે ૧ વ્યક્તિ અને ૧૨૦૩ પુસ્તકાલયો મળી કુલ ૧૨૦૪ ની છે. આ મંડળના નિભાવ અર્થે, પુસ્તકાલયો અને વ્યક્તિ સભાસદો તરફથી મળતાં લવાજમ ઉપરાંત, સરકાર તથા પ્રાંત પંચાયતો પણ દર વર્ષે રૂ. ૧૨૦૦ ની મદદ આપે છે. આ મંડળનું વાર્ષિક ખર્ચ આશરે રૂ. ૩૬૦૦ થી ૪૦૦૦ નું છે આ મંડળના સ્ટાફમાં હાલ ૧ સહમંત્રી, ૧ રાજ્ય પ્રચારક અને ૨ પ્રાંત પ્રચારક છે. આ મંડળે, આજ સુધીમાં રાજ્ય પરિષદો ૭, પ્રાંત પરિષદો ૧૩, અને મહાલ પરિષદો ૫૯ ભરી છે; ચારે પ્રાંતમાં થઇને શિક્ષણવર્ગો કુલ ૩૪ ભર્યા છે; શિષ્ટવાચનની પરીક્ષાઓ પણ ૨૦ લીધી છે; પુસ્તકાલય વિષયને લગતાં ૬ પુસ્તકો સંપાદક તરીકે ( પુ. સ. સ. મંડળ દ્વારા ) અને ત્રણ પુસ્તકો સ્વતંત્રપણે પ્રકટ કર્યાં છે. પત્રવ્યવહાર દ્વારા પુ. શિક્ષણની પણ એક પરીક્ષા લીધી છે. ]

આ મંડળ હાલ નીચેનું કાર્ય કરે છે.

( ૧ ) પુસ્તકાલયનું કાર્ય કરનાર મંત્રી, ગ્રંથપાલ અને ઇતર જનોને પુસ્તકાલય વિષયની તાલીમ આપવા માટે દર વર્ષે પ્રાંતવાર શિક્ષણ વર્ગો ભરે છે.

( ૨ ) ઉત્તમ પુસ્તકોનું વાચન જનતામાં ખૂબ થાય તે માટે વર્ષમાં બે વાર શિષ્ટવાચનની પરીક્ષાઓ લે છે. અને તે ઉપરાંત ગ્રામવાચકમંડળની યોજના દ્વારા શિષ્ટવાચનનો પ્રચાર પણ કરે છે.

( ૩ ) ઘેર બેઠાં પુસ્તકાલય વિષયની તાલીમ લઈ, પરીક્ષા આપી, પ્રમાણપત્ર મેળવી શકાય એ હેતુથી ' પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલય શિક્ષણ 'ની યોજના ઘડવામાં આવી છે અને જેણે ઇચ્છા હોય તેણે એ યોજનાનો લાભ અપાય છે.

( ૪ ) પુસ્તકાલય પ્રવૃત્તિને ખીલવવા ને વેગવંતી બનાવવા રાજ્ય પ્રાંત અને મહાલ પરિષદો ભરે છે.

( ૫ ) રાજ્ય અને પ્રાંત પ્રચારકો નીમી, પુસ્તકાલયોને સુવ્યવસ્થિત અને સંગીન બનાવે છે તથા નવીન પુસ્તકાલયો ઉઘાડવા માટે જોઇતું પ્રચારકાર્ય પણ કરે છે.

( ૬ ) પુસ્તકાલય વિષયને લગતું સાહિત્ય વા પત્રિકાઓ તૈયાર કરી પ્રસિદ્ધ કરે છે અને કરાવે છે.

( ૭ ) પ્રાંત, મહાલ અને જૂથમંડળો રચી તે દ્વારા, રાજ્ય પુ. મંડળના ઉદ્દેશોને સફળ બનાવવા પ્રયત્નો કરે છે.

( ૮ ) રાજ્યમાં ઠેર ઠેર ' પુસ્તકાલય પર્વણી ' ઉજવાય તે માટે દર વર્ષે જોઇતું પ્રચાર કાર્ય કરે છે.

## ( ૩ ) પુસ્તકાલયપર્વણીદિન

**પર્વણીદિનની જરૂર**

આપણાં સાર્વજનિક પુસ્તકાલયોમાં લોકો જે મદદ આપે છે તે મોટે ભાગે કાયદાની આંટથી નહિ પરંતુ દાનની દષ્ટિથીજ આપે છે. દાન કરવાની ભાવના તેમનાં વિશેષ જાગે તથા દાતાઓને પ્રવૃત્તિનો સારો ખ્યાલ આવે અને ગામડાના તમામ પ્રજાજનો આ લોકભદ્ર પ્રવૃત્તિમાં પોતાનો હિસ્સો છે એમ જાણતા થાય તે નિમિત્તે શ્રીજી રાજ્ય પુસ્તકાલય પરિષદે એક પર્વણીદિન ઉજવવાનું નક્કી કર્યું છે. આ માટે મહાસુદ પાંચમ-એટલે વસંત પંચમીને દિવસે આ ઉત્સવ ઉજવવાનું નક્કી કર્યું છે અને એ રીતે આજે મોટા ભાગનાં પુસ્તકાલયો તે પર્વણી ઉજવે છે. કસ્બા પુસ્તકાલયોએ આ પ્રવૃત્તિને બહુ વેગ આપવાની જરૂર છે. અને શહેર કે કસ્બાના જુદા જુદા વિભાગોમાં વાચકોની સહાનુભૂતિ મેળવી દર વર્ષે વ્યવસ્થાપક મંડળો પર્વણીદિન ઉજવી લોકમદદ એકઠી કરી શકશે એ નિઃશંક છે.

આ પર્વણીદિન કેમ ઉજવવો તેની સામાન્ય રૂપરેખા નીચે પ્રમાણે છેઃ—

**સામાન્ય રૂપરેખા**

(૧) પુસ્તકાલયના સ્થળને સ્વચ્છ અને સુવ્યવસ્થિત કરી ધજા-પતાકાથી શણગારવું.

(૨) શકય હોય ત્યાં ગામ કે કસ્બાના જુદા જુદા લત્તાના જાહેર મુખ્ય માર્ગો પર પુસ્તકાલયપ્રવૃત્તિનાં સૂત્રો, બોર્ડો વગેરે બનાવી ચોડવાં; તેમજ પુસ્તકાલયપ્રવૃત્તિને પોષક ભીંતપત્રો તૈયાર કરાવી સ્થળે સ્થળે ચોડવાં.

(૩) સવારમાં બાળકો અને ઇતર વાચકોના સહકારથી પ્રભાતફેરી કાઢી પુસ્તકાલયપ્રવૃત્તિનાં ગીતો ગાતા ગાતા ગામના કે શહેરના રાજમાર્ગો પર ફરી લોકમાનસ જાગૃત કરવું.

(૪) ગ્રામઉદ્યોગનું અને પુસ્તકાલયપ્રવૃત્તિનું પ્રદર્શન શકય હોય ત્યાં ભરવું.

(૫) સ્ત્રીઓ અને બાળકોને ભેગાં મેળવી સમ્મેલનો ગોઠવવાં અને તેમાં દશ્યચિત્રો, રમતો, વાર્તાકથન અને વાચનદ્વારા તેમનું મનરંજન કરવું.

(૬) રાત્રે ગરબા, સંવાદો, હરિકીર્તન, ભજનો વગેરે રાખી પુસ્તકાલયપ્રવૃત્તિની મહત્તા સમજાવવા વ્યાખ્યાનો ગોઠવવાં

## ( ૪ ) શિષ્ટવાચનની યોજના

**શિષ્ટવાચન અને ગ્રંથપાલ**

પુસ્તકાલયમાં પુસ્તકો હોય પણ તે ગમે તેમ વંચાય એ પણ પુસ્તકાલયના હિત-ચિંતકોને રૂચે નહિ. આપણે જાણીએ છીએ કે જનરૂચિ સામાન્ય રીતે વાર્તાનાં પુસ્તકો વાંચવા તરફ હોય છે. પણ સાથે સાથે જીવનચરિત્ર, વિજ્ઞાન, ઇતિહાસ વગેરે વિષયોનાં પુસ્તકોનું વાચન કેળવવા પણ આપણે પ્રયાસ કરવાના છે વાચકને કેટલીક વખત પોતાને જોઇતું પુસ્તક તત્કાળ મળી શકતું નથી. તેમજ કામ ધંધામાંથી કંટાળેલા મનુષ્યોને આરામ સાથે જ્ઞાન આપે તેવાં પુસ્તકોનો પણ પૂરતા પ્રમાણમાં ફેલાવો થઇ શકતો નથી.

ગ્રંથપાલ જુદા જુદા વિષયનાં પુસ્તકો પોતાના પુસ્તકાલયમાંથી શોધી જુદી યાદી બનાવે અને તે દ્વારા દરમાસે ધર્મ, નીતિ, ઇતિહાસ, ચરિત્ર વગેરે વિષયોનાં પુસ્તકોનું વાચન મળે તે માટે જુદાં કાઢી મૂકે અને તે જો પ્રચારમાં મૂકે તો શિષ્ટવાચનનો પ્રચાર થાય. પુસ્તકાલયમાં પાંચ, દશ કે પંદર વર્ષ પહેલાં ખરીદાયલા પુસ્તકો જો સામાન્ય નોંધવહી પ્રમાણે ગોઠવ્યાં હોય તો વાચકના ધ્યાનપર પણ તે આવતાં નથી માટે **પુસ્તકોને વિષયવાર પુસ્તકાલયમાં ગોઠવવા જ જોઇએ.** એ દ્વારા પણ વાચક પુસ્તક લેવા આવે ત્યારે તેને જુદા જુદા વિષયોની નોંધવહી જોવા ગ્રંથપાલ સૂચન કરી શિષ્ટ વાચનનો પ્રચાર વધારી શકે.

**રાજ્ય પુસ્તકાલય મંડળની યોજના**

રાજ્ય પુસ્તકાલય મંડળે વળી સારૂં વાચન જનતામાં ફેલાય તે માટે શિષ્ટવાચનની પરીક્ષાની એક યોજના કરી છે. તે પરીક્ષા વર્ષમાં બે વખત લેવાય છે અને તેના ફેલાવો પણ ગ્રંથપાલે કરવાનો હોય છે. દર વર્ષે આ યોજનામાં વધારે ને વધારે વાચકો દાખલ થાય એ તેનો નિર્ણય હોવો જોઇએ. આ યોજનાનો હેતુ વાર્તા સાહિત્યને બદલે જીવનચરિત્ર કે જીવનવિકાસમાં ઉપયોગી એવા વિજ્ઞાન, નીતિ, તેમજ સમાજસેવાના ક્ષેત્રને લગતાં પુસ્તકોના વાચનનો વધારે પ્રચાર કરવાનો છે આજસુધીમાં લગભગ ૨૦ પુસ્તકોની વાચન પરીક્ષા યોજવામાં આવી છે પરીક્ષામાં બેસનાર વિદ્યાર્થી ઉત્તરપત્રો લખતી વખતે પોતાની પાસે પુસ્તક રાખી શકે છે, માત્ર તેમાંથી તેને નકલ કરવાની નથી. પ્રશ્નપત્રો દરેક પુસ્તકાલયને તેના સ્થળે પરીક્ષામાં બેસનારના પ્રમાણમાં ઘેરબેઠાં પહોંચાડવામાં આવે છે. એટલે પોતાને ઉમેદવાર તરીકે નામ દાખલ કરાવવામાં ખાસ અડચણો હોતી નથી. કાગળ વગેરેનો ખર્ચ જો વાચક કરી શકે તેમ ન હોય તો જે તે પુસ્તકાલય આવા ઉમેદવારોને ઉત્તરવહીઓ બાંધી આપી શકે છે પુસ્તક વાચવા માટે જે તે પુસ્તકાલય તે અગાઉથી વસાવી શકે છે.

**વિદ્યાર્થીઓ માટે મહાલ-મંડળોની યોજના**

કેટલાક મહાલોમાં વિદ્યાર્થીઓમાં વાચનરસ જાગે તે માટે બાળકો માટે શિષ્ટવાચનની પરીક્ષા દાખલ કરવામાં આવી છે. આવા મહાલોમાં કડી, સિદ્ધપુર, નવસારી, શિનોર, કરજણ, વડોદરા મુખ્ય છે. દરેક મહાલ મંડળો આ પ્રવૃત્તિને આગળ ધપાવે તે ઇચ્છવાજોગ છે.

**પારિતોષિકની વ્યવસ્થા**

આ યોજનામાં લોકો અને વિદ્યાર્થીઓ વધારે પ્રમાણમાં ભાગ લે ને હેતુથી જે ઉમેદવાર પ્રથમ નંબરે અગર આગળ નંબરે આવ્યા હોય તેમને મહાલ મંડળોની સભાઓ વખતે પ્રમુખશ્રીના હસ્તે પારિતોષિક આપવામાં આવે છે જ્યાં ગામપર મોકલવામાં આવે છે ત્યાં તેમને એ ઇનામ જાહેર મેળાવડા દ્વારા આપવા ભલામણ કરવામાં આવે છે. ઉત્સાહી કાર્યકરો આ યોજના અપનાવનારા તમામ મહાલ મંડળો દ્વારા તેનો પ્રચાર કરે એ ખાસ ઇચ્છવાજોગ છે. કારણ **શિષ્ટવાચનનો પ્રચાર એમાં જ પુસ્તકાલય પ્રવૃત્તિની ખરી સાર્થકતા છે.**

## ( ૫ ) ગ્રામવાચક મંડળ

હિતકર અને બોધક સાહિત્યના વાચનની નિયમિત ટેવથી જીવનવિકાસ સાધવામાં માર્ગદર્શક અને મદદગાર થવાના શુભાશયથી રાજ્ય પુ. મંડળે 'વડોદરા વાચક મંડળ'ની યોજના સન ૧૯૩૪ થી હાથ ધરી હતી. આ યોજનામાં નોંધાયલા સભ્યોને મંડળ તરફથી નિયમો અને વાંચવાયોગ્ય પુસ્તકોની યાદીઓ પણ

**ગ્રામ વાચક મંડળની યોજના**

મોકલી આપવામાં આવતી હતી. આમાં એક નિયમ એવો હતો કે, દરેક સભ્યે રોજ ૦॥ કલાક એ યાદીમાંનાં હરકોઇ યા તે સિવાયનાં પણ પોતાને સુલભ સારાં પુસ્તકોનું વાચન અને મનન નિયમિત રીતે કરતાં રહી, તેની માસિક નોંધ મંડળના મંત્રી તરફ વડોદરે નિયમિત મોકલી આપવી. પણ આ નિયમનું પાલન નોંધાયલા સભ્યો પૈકી વાંચનારા ઘણા હશે, છતાં ઘણાખરાથી નથી થઈ શકતું એમ ઉત્તરોત્તર જણાયું છે. એટલે આ પ્રવૃત્તિ પ્રસ્તુત ધોરણે બંધ કરીને ઉત્સાહી વાચકસભ્યો દ્વારા 'ગ્રામ વાચક મંડળ'ની પ્રવૃત્તિ અસ્તિત્વમા આવે તો આ પ્રવૃત્તિ વધુ સારી દીપી ઉઠશે અને પુસ્તકાલયના રોજના કાર્યમાં મદદ રૂપ થનારા ઘણા યુવકો મળી રહેશે એમ લાગવાથી નીચે પ્રમાણે તેની યોજના ઘડવામાં આવી છે. આશા છે કે, જે તે ગામના ઉત્સાહી અને સેવાભાવી યુવકો આ યોજનાને વધાવી લેશે અને **ગ્રામવાચક મંડળની સામાન્ય રૂપરેખા** પહેલી તકે પોતાના ગામે શરૂ કરી દેશે.

**સામાન્ય રૂપરેખા**

(૧) અઠવાડિયા કે માસમાં નક્કી કરેલાં પુસ્તકો પૈકી નિદાન એક પુસ્તક વા ૨૦૦ પૃષ્ઠો જેટલું વાચન કરવાની ટેક લેનારા શિક્ષકો, વિદ્યાર્થીઓ અને અન્ય વાચકોનું આ મંડળ બને.

(૧) મંડળના સભાસદો દર અઠવાડિયે, પખવાડિયે વા માસમાં એક વખત ભેગા મળે અને તે મુદત દરમ્યાન પોતે શું વાંચ્યું, કેટલું વાંચ્યું, શું સમજાયું, શું ન સમજાયું, શું ગમ્યું, શું ન ગમ્યું—એ બાબતો વિષે છૂટથી વિવરણ અને ચર્ચા કરે; ઉપયોગી વિષય પર નિબંધવાચન પણ કરી શકાય.

(૩) રાત્રે પ્રચારપાત્ર ઉપયોગી પુસ્તકોના વાચનવર્ગો પણ ફળિયાવાર ઉત્સાહી વાચક દ્વારા યોજી શકાય.

(૪) સ્ત્રીઓ, બાળકો, તેમજ વૃદ્ધજનોનો વાચનરસ જાગૃત કરી તેમને વાચનસાહિત્ય ઘેરબેઠાં પૂરું પાડવાના માર્ગ યોજાય.

જે તે સ્થળોનો ઉત્સાહી વાચકવર્ગ ઉપરનિર્દિષ્ટ બાબતો પૈકી બની શકે તેટલીનો અમલ કરવાનું ઠરાવી સ્થાનિક વાચકમંડળ સ્થાપી તેની રાજ્ય પુ. મંડળને તેમ જ પોતાના મહાલ પુ. મંડળને ખબર આપે, અને દર ત્રણ માસે તેમ જ જુલાઈ આખરે સ્થાનિક વાચક મંડળના કેટલા સભાસદો છે અને વાચક મંડળની કેટલી સભાઓ મળેલી તેની માહિતી ઉપરોક્ત ઉભય મંડળોને પૂરી પાડે, અને મહાલ-મંડળ તેની યોગ્ય નોંધ પોતાના વાર્ષિક નિવેદનમાં અવશ્ય લે.

## ( ૬ ) પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોમાં દેશપરદેશનાં મનનીય સામયિકો વસાવવાની યોજના

**કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોનો ઉચ્ચ આશય**

કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોમાં ખરીદાતાં સામયિકો અને પુસ્તકો જોતાં તેમાં દેશ વિદેશના વિચારો દર્શાવતું સાહિત્ય બહુ જ થોડા પ્રમાણમાં ખરીદવામાં આવે છે. પુસ્તકાલય સ્થાપવાના નિયમો જોતાં આ પુસ્તકાલયોને તાલુકા કે પ્રાંતના મુખ્ય પુસ્તકાલયો બનાવવાનું ખાતાનું ધ્યેય જણાઇ આવે છે. તે ધોરણે તાલુકામાં વધુ કેળવણી પામેલી વ્યક્તિઓ જેવી કે શિક્ષકો, વહેપારીઓ, ડૉક્ટરો, સંશોધકો, સરકારી નોકરો, વકીલો વગેરેને દેશવિદેશનું સાહિત્ય વાંચવાનું સુલભ થાય અને પુસ્તકાલયપ્રવૃત્તિમાં તેઓ વધારે ઊંડો રસ લે તેવી રીતે વાચનનું સાહિત્ય આ સંસ્થાને પૂરું પાડવું જોઇએ. એ વાત પણ સત્ય છે કે, ટૂંકા ખર્ચની વ્યવસ્થાવાળાં આપણાં પુસ્તકાલયો આવું તમામ સાહિત્ય એક જ સ્થળે વસાવી શકે નહિ; પરંતુ પ્રાંતના મુખ્ય પુસ્તકાલય સાથે બીજા કસ્બા પુસ્તકાલયો સહકાર સાધી આવું સાહિત્ય વસાવી શકશે. આ બદલ પ્રેરણા મળે તે હેતુથી પુસ્તકાલય ખાતાએ નીચેનાં સામયિકોનો પ્રચાર કસ્બાઓમાં કર્યો છે.

**પુસ્તકાલય ખાતાનો પ્રયાસ**

૨. ચર્ચા અને વિચારોના પ્રચારને અંતે અમને એમ જણાયું છે કે, આવું સાહિત્ય એક વખત કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોના વાચકો સમક્ષ પુસ્તકાલય ખાતા તરફથી રજૂ થવું જોઇએ. આ માટે રાજ્યના મુખ્ય મુખ્ય કસ્બાઓમાં વાચન પહોંચાડવા માટે નિદાન બે સેટની જરૂર છે અને તે પૂરા પાડવા ઘટિત તજવીજ થઇ છે. જે પુસ્તકાલયો તરફ આ સેટ વાચન માટે મોકલવામાં આવે તેમને પોતાને ત્યાં આખો માસ રાખી જુદા જુદા વાચકોને પુરા પાડવા તજવીજ કરવી અને માસ આખરે તે સેટ ખાતાએ જણાવ્યા પ્રમાણે બીજા કસ્બા પુસ્તકાલય તરફ મોકલવો. આમ આ સામયિકોનું વાચન ઉપલા થરના વાચકોને પોષક બને કે કેમ તે બાબતનું એક સવિસ્તર નિવેદન ખાતા તરફ મોકલવું અને પોતાના વાર્ષિક નિવેદનમાં પણ આ વાચનની અસર શું થઇ છે તે જણાવવું. આશા રાખવામાં આવે છે કે, આ વાચનપ્રચારથી કસ્બા ને શહેરનો વિદ્વાન વર્ગ વાચનના ખરા શોખ માટે પુસ્તકાલયનો સભ્ય બનશે અને પુસ્તકાલયની ઉપજમાં વધારો કરશે. ખાતા તરફથી જે સામયિકોના સેટ વાચનપ્રચાર માટે મોકલવાનો છે તેની સામયિકવાર ટુંક નોંધ નીચે આપી છે.

1. **Reader's Digest**—An American Magazine contains (1) Summaries of important articles in Monthlies, Weeklies etc (2) Humorous anecdotes, (3) Picturesque phrases, (4) Synopsis of an interesting new book.
2. **Hygiea**—American monthly dealing with problems of good health. Articles are dependable and approved by a body of medical practitioners.

3. **Fortnightly Review**—English monthly. Topics of the day.
4. **Times Literary Supplement**—A London Weekly giving reviews of new books in English.
5. **Time**—An Illustrated American Weekly. Contains a digess of news written in a snappy style. Has good sources of information.
6. **Sphere**—Illustrated English Weekly.

**આ યોજના માટે જૂથો** — આ યોજનાનો અમલ ભવિષ્યમાં પુસ્તકાલયો પોતાના જૂથમાં જુદાં જુદાં પરદેશી સામયિકો વસાવી શકે તે માટે નીચે પ્રમાણે જૂથ પાડવામાં આવ્યા છે. અને તેમાં જણાવેલું મોટા અક્ષરે છાપેલું પુસ્તકાલય એ જે તે જૂથનું મુખ્ય પુસ્તકાલય ગણાશે.

**જૂથ ૧ લું**:—**૧. શ્રી. જયસિંહરાવ સાર્વજનિક પુસ્તકાલય, વડોદરા**, ૨. ડભોઇ, ૩. કરજણ, ૪. પાદરા, ૫. શિનોર, ૬. સાવલી, ૭. વાઘોડીઆ.

**જૂથ ૨ જું**—**૧. પેટલાદ**, ૨. સોજીત્રા, ૩. વસો, ૪. નાર, ૫ મહેળાવ, ૬. પીજ, ૭. ધર્મજ.

**જૂથ ૩ જું**—**૧. અમરેલી**, ૨. દ્વારકા, ૩. બેટ, ૪. ધારી, ૫ કોડીનાર, ૬. દામનગર.

**જૂથ ૪ થું**—**૧. નવસારી**, ૨. ગણદેવી, ૩. બીલીમોરા, ૪. વ્યારા, ૫. પલસાણા, ૬. સોનગઢ, ૭. કઠોર.

**જૂથ ૫ મું**—**૧. મહેસાણા**, ૨. વડનગર, ૩. વિસનગર, ૪. ખેરાળુ, ૫ વિજાપુર, ૬. કલોલ.

**જૂથ ૬ ઠું**—**૧. પાટણ**, ૨. કડી, ૩. દહેગામ, ૪. સિદ્ધપુર, ૫. ચાણસ્મા, ૬. ઉંઝા, ૭. ધીણોજ.

**હવે પછી કસ્બા પુસ્તકાલયોએ કરવાની તજવીજ** — પોતાના અંદાજમાં જે તે જૂથના મુખ્ય પુસ્તકાલયના મંત્રીએ પોતાની સાથે જોડાયેલાં પુસ્તકાલયોના મંત્રીઓ સાથે પત્રવ્યવહાર કરી એકેક વિદેશી સામયિક ખરીદવાની યોજના કરવી અને તે પોતાના જૂથના પુસ્તકાલયોને વારાફરતી ફરતું કરવા તજવીજ કરવી. દરેકસામયિક પોતાને ત્યાં એક માસ રાખ્યા પછી બહાર વાચન માટે ફરતું કરવાનું છે અને તે નિયમિત રીતે દરેક કસ્બાને મળે તેવી આંતરવ્યવસ્થા કરવાની છે. આશા છે કે આ યોજનાનો લાભ કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોના કાર્યકરો ઉઠાવશે. ( સ. નં. ૧૯ તા. ૧૬-૧૧-૪૦ )

## ( ૭ ) પુસ્તકાલય પ્રદર્શનો

**પરિષદો અંગે પુસ્તકાલય પ્રદર્શનો અને તેની રૂપરેખા** — પુસ્તકાલયોના પ્રચાર અર્થે તેના કાર્યકરો જ્યારે મહાલ કે રાજ્ય પરિષદો ભરે ત્યારે તેમને તે અંગે પ્રદર્શનો પણ યોજવાં જોઇએ. આ પ્રદર્શનોનો ઉદ્દેશ પુસ્તકાલય પ્રવૃત્તિને સામાન્ય જનસમાજમાં વધુ ને વધુ સ્થાન મળે તે હેતુ છે.

આ પ્રદર્શનો ગોઠવતી વખતે નીચેના મુખ્ય વિભાગો હોવા જોઈએ એમ મારું માનવું છે. જે વસ્તુઓ પ્રદર્શનમાં રજૂ થાય તે સંબંધી ટૂંકી માહિતિ પ્રત્યેક પ્રદર્શન સમિતિએ તૈયાર કરી તે સ્થળે મૂકવી જોઈએ.

(૧) સામયિક વિભાગ

( અ ) હસ્તલિખિત સામયિકો—શાળાના વિદ્યાર્થીઓ, અગર સાહિત્યમંડળો કે યુવકસંઘો અગર તેવા બીજા સંઘો તરફથી ચાલતાં મંગાવી રજૂ કરવાં.

( આ ) પ્રસિદ્ધ થતાં દૈનિક, અર્ધ સાપ્તાહિક, અઠવાડિક, પાક્ષિક, માસિક, ત્રિમાસિક, ચતુર્માસિક સાનિક કે વાર્ષિકના તાજા અંકોની માગણી જાહેર વિનતિ કરી એકત્રિત કરી તેને ઉપરના ક્રમે ભાષાવાર ગોઠવવાં.

( ૨ ) પુસ્તક વિભાગ

( અ ) હસ્તલિખિતઃ—સંગ્રહિત હસ્તલિખિત ગ્રંથો જે દ્વારા જૂના વખતની લેખનકળા કેવી હતી, કેવી રીતે એ ગ્રંથો સચવાઈ રહેતા હતા તેમાં કયા મુખ્ય વિષયોનું આલેખન થતું વગેરે માહિતિ મળે એ હેતુથી મૂકવા જોઈએ.

( આ ) પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોઃ—આ પુસ્તકો મૂકતી વખતે નીચેના પેટાવિભાગો કરી તે પ્રમાણે મૂકવાથી સાહિત્યના વિકાસની અને ઇતર રીતે જનતાને ઉપયોગી સાહિત્યની માહિતી સહેલાઈથી મળી શકશે.

(૧) પ્રાચીન સાહિત્યના ગ્રંથો—જેવાકે આખ્યાનો, ધાર્મિક ગ્રંથો વગેરે. (૨) ગુજરાતી ભાષાના છેલ્લા ૧૦૦ વર્ષના લેખકોના સાહિત્યના જુદા જુદા ભાગ પાડી-જેવાં કે ૧૮૫૦ થી ૧૯૦૦ સુધીનું. અને ૧૯૦૦ થી ૧૯૨૫ સુધીનું, ૧૯૨૫ થી અત્યાર સુધીનાં સાહિત્ય. (૩) કેટલાક જાણીતા સાક્ષરોની તમામ લેખન કૃતિઓ જેવાં કે પ્રેમાનંદ, શામળ, ન્હાનાલાલ, ખબરદાર, મહાત્મા ગાંધીજી, કનૈયાલાલ મુનશી, ઝવેરચંદ મેઘાણી, મહિપતરામ, નરસિંહરાવ ભોળાનાથ, ગોકળદાસ રાયચૂરા, રમણલાલ વસંતલાલ દેસાઈ, (૪) પ્રદર્શનના વર્ષનાં તાજાં પ્રકાશનો, (૫) બાલ સાહિત્ય, (૬) સ્ત્રી સાહિત્ય, (૭) ગ્રામ પુનર્ઘટનાને લગતું સાહિત્ય, (૮) શિક્ષણ વિષયક સાહિત્ય, (૯) નવીન પુસ્તકાલયને મળતાં પુસ્તકો.

( ૩ ) રમતગમતનાં સાધનો

દશ્યચિત્રો, દૂરબીનો, રમતો વગેરે સાહિત્ય તેની સમજૂત સાથે મૂકવાં.

( ૪ ) પુસ્તકાલય પ્રવૃત્તિ

( અ ) પુસ્તકાલય પ્રવૃત્તિને ઉપયોગી નકશા, તકતા, વગેરે રાજ્ય, પ્રાંત, મહાલ અને ગામની પુસ્તકાલયની પ્રવૃત્તિના વિકાસ સંબંધેની માહિતિ.

( આ ) પુસ્તકાલપ્રવૃત્તિને પોષક સાહિત્ય-યોજનાઓ વગેરે.

( ઇ ) ફરતાં પુસ્તકાલયો, તેના વ્યવસ્થા વગેરે સંબંધી.

( ई ) પુસ્તકાલયના ઉપયોગમાં આવતા જુદા જુદા નમૂના.

( उ ) પુસ્તકાલયમાં વપરાતો સામાન જુદા જુદા પ્રકારના તમામ નમૂનાઓ એકત્રિત કરવા.

( ऊ ) આદર્શ પુસ્તકાલયનું દફતર અને માહિતી વિભાગ બાબત.

( પં ) સંગ્રહસ્થાન

પુસ્તકાલયને અંગે સંગ્રહસ્થાનની વ્યવસ્થા પણ હોવી જોઇએ. તેમાં નીચેની બાબતો પ્રદર્શનમાં મૂકવી જોઇએ.

( ૧ ) ગામ કે તાલુકાના મુખ્ય પાકના નમૂનાઓ.
( ૨ ) જમીનની પ્રતોના નમૂના.
( ૩ ) શોધખોળથી પ્રાપ્ત થયેલું પ્રાચીન સાહિત્ય.
( ૪ ) ગામ કે તાલુકાના વેપાર સંબંધી માહિતી.
( ૫ ) ગ્રામોદ્યોગોદ્વારા નીપજતી વસ્તુઓના નમૂના.
( ૬ ) કળા–કારીગીરીના નમૂનાઓ.

( ૬ ) પ્રકાશન સંસ્થા અને પુસ્તકવિક્રેતાઓના વિભાગો

જાહેર પ્રકાશન અને પુસ્તકવિક્રેતાઓને પોતાનાં પુસ્તકો પરિષદસમયે લોકોનાં પાસે રજૂ કરવાં હોય તો તેમને માટે પણ સ્થાન નક્કી કરવું.

---

# પરિશિષ્ટ ૧૧

## ગુ. વ. સો. નાં પુસ્તકો મેળવવાની યોજના

જે પુસ્તકાલયોએ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં રૂપીઆ ૫૦ અંકે પચાસ ભરી પોતાનું નામ નોંધાવ્યું હશે, તેને દર વર્ષે મળવાનાં પુસ્તકો નીચેની યોજના પ્રમાણે મળશેઃ

૧. દરેક કસ્બા પુસ્તકાલયે અથવા જૂથ મંડળના મુખ્ય પુસ્તકાલયે પોતાના મહાલના જૂથનાં જે પુસ્તકાલયો ગુ. વ. સો. માં નોંધાયાં હોય તેની યાદી રાખવી.

૨. દરેક સોસાયટીમાં નોંધાયેલા પુસ્તકાલયે પોતાની માંગણી ગુ. વ. સો. ના મંત્રી તરફ નીચેના નમૂનામાં લખી મોકલવી. આ નમૂના પુ. સ. સ. મંડળમાંથી મળશે. તેની કિંમત પરિષદ મંડળમાંથી મજરે લેવામાં આવશે. સમગ્ર મહાલ પુસ્તકાલય મંડળના મંત્રીએ અગર કસ્બા પુસ્તકાલયના મંત્રીએ પોતાના મહાલનાં જે તે ગ્રામ પુસ્તકાલયો તરફ યોગ્ય વખતે છાપેલું ફોર્મ મોકલી મંત્રીની સહી કરાવી મંગાવીને આખા જૂથની કે મહાલની બધી માંગણીઓ એકત્ર કરીને સોસાયટી તરફ મોકલવી.

નમૂનો.

મે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મંત્રીજી,

અમદાવાદ.

વિ. વિ. અમારૂં પુસ્તકાલય ગુ. વ. સો. અમદાવાદમાં નોંધાયું છે. તો આ વર્ષમાં સને       માં મળતાં ભેટ પુસ્તકો અમારા જૂથના મુખ્ય ગામ       ના પુસ્તકાલય મારફત મોકલી આપવા મે. થશે.

રવાના મહાલ પુસ્તકાલય મંડળ મારફત

તારીખ

મંત્રી, સાર્વજનિક પુસ્તકાલય

મુ.

તા.

૩. પાર્સલો સોસાયટી તરફથી મળે ત્યારે તે લઇ જવા પ્રત્યેક ગ્રામ પુસ્તકાલયના મંત્રીને લેખી ખબર આપવી. દિન ૧૫ માં આ પ્રમાણે તજવીજ ન થાય તો પાર્સલ મજૂર સાથે પહોંચતું કરવું.

૪. પાર્સલ પહોંચે એટલે જૂથ કે કસ્બા પુસ્તકાલયના મંત્રીએ જે તે પુસ્તકાલયના મંત્રીની છાપેલા કાર્ડ પર પુસ્તકો પહોંચ્યાની પાવતી મંગાવી લેવી, અને બધાં ભેગાં કરી ગુ. વ. સો. તરફ મોકલવાં. આ યોજના અંગે થતો ખર્ચ મહાલ મંડળમાંથી પડી શકશે.

૫. કોડીનાર, વરવાળા, દ્વારકા, રતનપુર અને ખાંભા જૂથનાં ગુ. વ. સો. માં નોંધાયેલાં પુસ્તકાલયોએ બુકપોસ્ટથી પુસ્તકો મંગાવી લેવાં.

૬. "બુદ્ધિપ્રકાશ"માં પુસ્તકો વહેંચવા સંબંધી સૂચના પ્રસિદ્ધ થાય એટલે જે તે ગ્રામ પુસ્તકાલયે જૂથ મારફત કસ્બા પુસ્તકાલયમાં પોતાની માગણી મોકલવી અને કસ્બા પુસ્તકાલયે સોસાયટી તરફ પુસ્તકો માટે માગણી કરવી.

(વ. ફ. નં. ૨૭ તા. ૭-૮-૩૫ )

---

# પરિશિષ્ટ ૧૨

## સાર્વજનિક પુસ્તકાલયની કાર્યદિશા

( अ ) દૈનિક

( ૧ ) પુસ્તકાલયનું પટાંગણ સાફ રાખવું.

( ૨ ) પુસ્તકાલયનાં કબાટો કે ઘોડા સાફ રાખવા.

( ૩ ) પુસ્તકાલય તથા વાચનાલયના સમય દરમ્યાન તમામ સાહિત્યો, પુસ્તકો, વર્તમાનપત્રો અને સામયિકો પુસ્તકાલયમાં વ્યવસ્થિત રહે તે જોવું.

( ૪ ) પુસ્તકોની આપ-લે નિયમિત રીતે કરવી.

( ૫ ) વાચકની ગૂંચવણોનો ઉકેલ શોધી આપવો.

( ૬ ) વાચકોની સૂચના પર ધ્યાન આપી જલદી નિકાલ કરવો.
( ૭ ) રોજમેળ જે તે દિવસે લખવો અને જવાબદાર મંત્રીની સહી લેવી.
( ૮ ) દૈનિક કેટલાં પુસ્તકો કયા વિષયનાં વંચાયાં તેની નોંધ મોટા પુસ્તકાલયના ગ્રંથપાલે કરવી.
( ૯ ) સ્ત્રીઓ, અને ઊછી ગયેલાં બાળકોમાં વાચનપ્રચાર કરવો.

( આ ) માસિક

( ૧ ) મંત્રીએ વ્યવસ્થાપકોની માસિક સભા ઠરાવેલી તારીખોએ અનુકૂળતા પ્રમાણે ભરવી અને મહેકમના પ્રશ્નો તથા પુસ્તકાલયનાં અવશ્ય કામો સંબંધેતી માહિતી વ્યવસ્થાપકો આગળ રજૂ કરવી
( ૨ ) માસમાં થયેલા વાચનપ્રચાર, પુસ્તકોની ઊથરાણી, પુસ્તકાલયનું માસિક ઉત્પન્ન તથા ખર્ચ વગેરે સંબંધી માહિતી, કમી કરવા પાત્ર પુસ્તકો, બંધાવવા પાત્ર પુસ્તકો, વિષયવાર વાચન કેવું થાય છે તેની જરૂરી માહિતી વ્યવસ્થાપકોની સમિતિમાં ગ્રંથપાલ પાસે તૈયાર કરાવી રજૂ કરવી. અને નવીન યોજનાઓ વિચારવી.
( ૩ ) રોજમેળમાં માસિક તારીજ કાઢવી.
( ૪ ) ખર્ચની પાવતીઓ તથા બીજા જરૂરી કાગળો પર નિકાલી શેરા કરી દફતરે કરવા અને ફેરિસ્ત કરવી.

( ૬ ) ત્રિમાસિક

( ૧ ) જૂથ મંડળની ત્રિમાસિક સભા ભરવી અને કાર્યવાહીની ચર્ચા કરી માર્ગદર્શન કરવું.
( ૨ ) પુસ્તકાલય ખાતા તરફ ત્રિમાસિક નિવેદન મોકલવું. ( નવેમ્બર, ફેબ્રુઆરી મે, ની તારીખ ૫ સુધીમાં )

( ઈ ) છમાસિક

કસ્બાઓએ છમાસિક બિલ પુસ્તકાલય ખાતામાં ઠરેલી તારીખો અંદર મોકલવાં.

( ૩ ) વાર્ષિક

( ૧ ) જૂથમંડળ, મહાલમંડળ, પ્રાંતમંડળ અને રાજ્યમંડળની કારોબારી સભાઓની વાર્ષિક બેઠક મળે.
( ૨ ) તમામ પુસ્તકાલયોની વાર્ષિક બેઠક મળે. હિસાબ તથા કામકાજ મંજૂર થાય.
( ૩ ) નવા વર્ષ માટે કારોબારી જ્યાં નવી નીમવાની હોય ત્યાં તે કાર્ય થાય અને નવા વર્ષનું અંદાજ તૈયાર કરવામાં આવે. પુસ્તકયાદીઓ નવીન સાલ માટે પણ અંદાજ સાથે મૂકવી.
( ૪ ) પુસ્તકાલયનું દફતર સાલ આખર જોવાય જે તે પત્રકોમાં સાલ આખરના શેરા કરી તારીજ કાઢી બંધ કરવામાં આવે.

( ૫ ) પત્રકો અને નોંધવહીઓ નવીન બાંધી હોય તેમના પર પાન અને સિક્કા કરી એકુણાતનો શેરો કરવો.

( ૬ ) હિસાબમાં ખાસ કરીને અંદાજ ઉપરાંત ખર્ચ થયો હોય તો તે ઠરેલા ધોરણે મંજૂર થયો છે કે નહિ તે જોવું.

( ૭ ) ખાતાવહીઓ વર્ષ આખરે બંધ કરી નવા વર્ષમાં જે તે સ્થળે નવાં ખાતાં ખોલી પાછલી બાકી ખેંચવી.

( ૮ ) કાયમનિધિની રકમ ક્યાં કેટલી છે તે હકીકત આંકડા અને આધાર સહિત સભ્યો આગળ રજૂ કરવી.

( ૯ ) દેવા–લહેણાનો હિસાબ તૈયાર કરવો.

( ૧૦ ) ઉત્પન્ન ખર્ચનો હિસાબ તૈયાર કરવો.

( ૧૧ ) પુસ્તકોની વાર્ષિક મેળવણી કરવી અને ખૂટતાં કે કમી કરવા પાત્ર પુસ્તકો માટે ઘટિત તજવીજ કરવી.

( ૧૨ ) લાકડી સામાનની મેળવણી કરવી.

( ૧૩ ) ખાતામાં મોકલવાનું વાર્ષિક નિવેદન તૈયાર કરી મોકલવું.

( ૧૪ ) વાર્ષિક નિવેદન તૈયાર કરવું અને છપાવવું.

---

# પરિશિષ્ટ ૧૩

## કેટલાંક વિશિષ્ટ પ્રકારનાં પુસ્તકાલયો (ઇતિહાસપૂર્તિ)

**મધ્યવર્તી પુસ્તકાલયના સંસ્કૃત વિભાગની સ્થાપના**

મધ્યવર્તી પુસ્તકાલયની સ્થાપના પહેલાં શ્રી વિઠ્ઠલ મંદિરમાં ઘણાં છાપેલાં અને હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ હતો. વળી શ્રી વિઠ્ઠલ મંદિર અંગે ચાલતી સંસ્કૃત પાઠશાળાંમાં પણ સંખ્યાબંધ કિંમતી હસ્તલિખિત ગ્રંથોનો સંગ્રહ કરવામાં આવ્યો હતો. શ્રાવણ માસ દક્ષિણા પરીક્ષાને લીધે પણ સંસ્કૃત ગ્રંથોની ખરીદીને ઠીક ઉત્તેજન મળતું. શ્રીમંત સંપતરાવ ગાયકવાડના શ્રી સયાજી પુસ્તકાલયમાં પણ લગભગ ૬૩૦ ગ્રંથો હતા. સને ૧૯૧૨ માં શ્રી. આર. એ. શાસ્ત્રીની દેખરેખ નીચે નવીન સંસ્કૃત વિભાગ ખોલી શ્રીમંત સયાજીરાવ મહારાજની ઇચ્છાનુસાર એક ઉત્તમ સંસ્કૃત ગ્રંથાલય તૈયાર કરવાની યોજના અમલમાં મુકાઈ ત્યારે ઉપરના તમામ ગ્રંથો આ વિભાગને મળ્યા એટલું જ નહિ પણ દર વર્ષે રૂ. ૩૫૦૦) નાં નવીન સંસ્કૃત પુસ્તકો ખરીદવાની પણ પરવાનગી મળી.

આ એકત્રિત કરેલા હસ્તલિખિત ગ્રંથોમાં કાગળ પર ઝીણા અક્ષરે લખેલા અને રજ તાનાની ચિત્રકળાથી ભરપૂર હાથે ચિતરેલા વીંટાના આકારના હસ્તલિખિત ગ્રંથો ઉમેરવામાં આવ્યા હતા. એક વીંટો ૨૨૮ ફૂટ લાંબો છે. તેમાં આખું મહાભારત લખેલું છે. બીજા બે શ્રીમદ્‌ભાગવતના છે. તેમાંનો એક સંવત ૧૮૭૧ ની સાલમાં લખાયેલો ૮૪ ફૂટ

લંબાઇનો છે, અને તે સંપૂર્ણ છે, અને બીજો ૫૫ ફૂટ લાંબો છે અને તેમાં બારમો સ્કંધ નથી. હરિવંશનો ગ્રંથ ૪૪ ફૂટ લાંબો, અને ગીતાનો ગ્રંથ ૧૦$\frac{3}{4}$ ફૂટ લાંબો છે.

આ ઉપરાંત તાડપત્ર, તૂળપત્ર અગરૂપત્ર, ભોજપત્ર, પ્રાચીન ચિત્રકળાની યાદ આપતા સચિત્ર હસ્તલિખિત ગ્રંથો, રાગ રાગિણીનાં ચિત્રો, હસ્તસામુદ્રિક શાસ્ત્ર, સૌંદર્યલહરિ, સ્વપ્નવિચાર અને ચૌદથી ઓગણીસમા સૈકા સુધીના અપ્રાપ્ય હસ્તલિખિત ગ્રંથો, બ્રહ્મદેશની સોનેરી અક્ષરે લખેલી મંત્રપોથીઓ અને સને ૧૦૪૭ નો તિલકવાડામાંથી મળેલો માળવાના રાજા ભોજનો તામ્રલેખ વગેરેનો સંગ્રહ કરવામાં આવેલો છે.

**હસ્તલિખિત પુસ્તકોની શોધખોળ**

હસ્તલિખિત પુસ્તકોની શોધખોળ માટે એક ફરતા પંડિતની નિમણૂંક કરી તે માર્ફત કેટલા અગત્યના ગ્રંથોનું સંશોધન કરવામાં આવ્યું હતું. આમાં જૂની ગુજરાતી ભાષામાં લખાયેલાં પુસ્તકો પણ મેળવવા તજવીજ થઇ હતી. સોળથી ઓગણીસમી સદી સુધીના જૈન અને બ્રાહ્મી સાહિત્યના ગ્રંથો પણ મેળવવામાં આવ્યા છે જેમાં **ઉપાહરણ** અને **આધવાનળ** મુખ્ય છે. જૈન સાહિત્યના અગત્યના હસ્તલિખિત ગ્રંથો વડોદરા ઉપરાંત છાણી અને પાટણમાં ઘણા હતા. આ પૈકી પાટણના ગ્રંથોમાંથી ૨૪ ગ્રંથોનું ગુજરાતી ભાષાન્તર પણ કરાવવામાં આવેલું. પાટણમાં હેમચંદ્રનો સંગ્રહ સૌથી વધારે મહત્વનો અને પ્રખ્યાત છે. હમણાં તો એ ગ્રંથોના સુરક્ષિતપણા માટે સ્વતંત્ર ગ્રંથાલય બંધાયું છે.

પાટણના આ જૈન ભંડારોમાં સંસ્કૃત ભાષામાં લખાયેલા બ્રાહ્મી અને જૈન ગ્રંથો ઉપરાંત જૂની ગુજરાતી ભાષાના ગદ્ય અને પદ્યના પ્રાચીન અને વિશ્વાસપાત્ર કેટલાક હસ્તલિખિત ગ્રંથો પણ છે. ૧૧ મી સદીના હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણનું અપભ્રંશ અને ચૌદમી સદીના '**મુગ્ધાવબોધ**'ની જૂની ગુજરાતી ભાષા એ બે વચ્ચેના સમયની ભાષાના ઘણા ગ્રંથો છે.

**ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ**

પાટણના આ ભંડારોનું કાળજીપૂર્વક નિરીક્ષણ કરવા રા. દલાલને મોકલવામાં આવ્યા હતા. શ્રી. દલાલે ભંડારોના પોતાના નિરીક્ષણના નિવેદન સાથે મુંબાઇ, મદ્રાસ, મહીસુર, ત્રાવણકોર અને કાશ્મીર સરકાર તરફથી પ્રસિદ્ધ થતી સંસ્કૃત માળાઓના ધોરણે મહત્વનાં હસ્તલિખિત પુસ્તકો પ્રસિદ્ધ કરવાની યોજના સને ૧૯૧૫ માં રજૂ કરી. તે ઉપરથી ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાળા (Gaekwad's Oriental Series) નામની એક ગ્રંથમાળામાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવે છે.

**પ્રાચ્ય વિદ્યામંદિર**

સંસ્કૃત વિભાગ અને પૌર્વાત્ય ગ્રંથમાળાનું કામ વધવા લાગ્યું અને તેને સને ૧૯૨૭ માં 'પ્રાચ્ય વિદ્યામંદિર'ના નામથી મધ્યવર્તી પુસ્તકાલયથી જુદું પાડવામાં આવ્યું અને તે સ્વતંત્ર નિયામક નીચે મૂકવામાં આવ્યું. આ પુસ્તકાલયની વિશિષ્ટતા એ છે કે તેનો ઉપયોગ યુનિવર્સિટીની બી. એ. ઉપરાંતની પદવીઓના અભ્યાસ માટે કેન્દ્ર ગણવામાં આવ્યું છે અને

વિદ્યાલયના વિદ્યાર્થીઓને અધ્યાપકની ભલામણ પરથી અમુક શરતોએ પુસ્તકો વાંચવા મળે છે. આ પુસ્તકાલયમાં હાલ લગભગ બાર હજાર સંસ્કૃત પુસ્તકો અને ત્રીસ હજાર હસ્તલિખિત ગ્રંથો હશે. આ ગ્રંથો મુખ્યત્વે કરીને વેદ, જૈન અને બૌદ્ધ ધર્મને લગતા છે. તેમાં સંશોધન વિભાગ ઘણો અગત્યનો છે. આ વિભાગ માટે ઘણી જાતનાં સામયિકો પણ આ પુસ્તકાલયમાં વસાવવામાં આવે છે. આ સંસ્થાને અંગે હવે પૌર્વાત્ય ગ્રંથમાળા ઉપરાંત શ્રી સયાજી બાલજ્ઞાનમાળા અને શ્રી સયાજી સાહિત્ય માળા નામની બે ગ્રંથમાળાઓ ચાલે છે. આ ગ્રંથમાળાઓ ગુજરાતી. મરાઠી અને હિન્દી ભાષામાં પુસ્તકો પ્રસિદ્ધ કરી પુસ્તકાલયોને ઉપયોગી થઇ પડે તેવાં પ્રકાશનો બહાર પાડે છે.

**ઇતર વિશિષ્ટ પુસ્તકાલયો** વડોદરામાં ઉપર જણાવ્યા પ્રમાણે મધ્યવર્તી પુસ્તકાલય અને પ્રાચ્ય વિદ્યામંદિર ઉપરાંત બીજાં પણ કેટલાંક વિશિષ્ટ પ્રકારનાં પુસ્તકાલયો શ્રીમંત સરકાર તરફથી નભે છે. જે પુખ્ત ઉંમરના વિદ્વાન માણસોને પોતાના જ્ઞાનમાં વધારો કરવામાં સારી રીતે મદદ કરે છે. આ પુસ્તકાલયોમાં સેમીનાર, હુજુર પોલીટીકલ કચેરીનું પુસ્તકાલય, સેક્રેટેરીએટ પુસ્તકાલય, કલાભવનનું પુસ્તકાલય, કોલેજોને અંગે સ્થપાયેલાં પુસ્તકાલયો, તેમ જ ન્યાય, પોલીસ, ખેતીવાડી, કેળવણી, સહકાર, વેપાર ઉદ્યોગ, આબકારી, દવાખાતું વગેરે ખાતાનાં મુખ્ય પુસ્તકાલયો છે. આમ વડોદરાની જનતાને પોતાનું જ્ઞાન તાજું રાખવા તેમજ સંશોધન અને અભ્યાસ માટે વિપુલ સાધન છે.

---

# પરિશિષ્ટ ૧૪

## સૂચના વટહુકમોની પૂરવણી

**અધ્યયન સંગ્રહ જુદો પાડવા બાબત** કસ્બા પુસ્તકાલયોમાં ઉત્તરોત્તર પુસ્તકોનો સંગ્રહ વધતો જાય છે, તે ઘણું સંતોષકારક છે. પરંતુ સંગ્રહના પ્રમાણમાં પુસ્તકોનો ઉપયોગ થઈ જનસમૂહના સામાન્ય જ્ઞાનમાં વૃદ્ધિ થાય તેવા પ્રયત્નો પુસ્તકાલય તરફથી થતા રહેવા જોઇએ; અને વાચકોને અનેક પ્રકારે સરળતા મળવી જોઇએ. જ્ઞાનચક્રો, કોષો, ચિત્રપોથીઓ, પુસ્તકાલયને લગતું સાહિત્ય, પુસ્તકોની યાદીઓ, રાજ્યના જુદા જુદા ખાતાના તેમજ અન્ય સંસ્થાના રિપોર્ટો વગેરે પુસ્તકો તાળાંકૂંચીવાળા કબાટમાં નહિ રાખતાં પુસ્તકાલય ખુલ્લું હોય તે સઘળો વખત વગર હરકતે હરકોઇ વાચક ઉપયોગ કરી શકે તેવી રીતે ખુલ્લાં રાખવાં જોઇએ; જેથી સર્વ પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોના તથા ( મોટાં ગ્રામ પુસ્તકાલયોના ) મંત્રીઓને સૂચના આપવામાં આવે છે કે ઉપર જણાવ્યા પ્રમાણે (૧) તે પ્રકારનાં સઘળાં પુસ્તકો જુદાં પાડી ગ્રંથપાલની સીધી દેખરેખ રહી શકે તેવી અનુકૂળ જગાએ ગોઠવવાં. (૨) લાકડાના ઘોડા બનાવી ખુલ્લાં મૂકવાં અગર તાળાકૂંચી વિનાનાં કબાટોમાં

મૂકવાં. અને (૩) સર્વ વાચકો ઉપયોગ કરી શકે તેવી વ્યવસ્થા રાખવા સત્વર તજવીજ કરવી. ( સૂ. નં. ૪૩ તા. ૧૯-૧૦-૧૬.)

**પુસ્તકાલયના મહેકમને રજા મળવા બાબત**

પ્રાંત અને કસ્બા પુસ્તકાલયો ખાતે સ્વતંત્ર ગ્રંથપાલ અને સિપાઇ કામાઠી રાખવામાં આવે છે. સદરહુ નોકરોને દરેક પુસ્તકાલય પોતપોતાની ઇચ્છા પ્રમાણે રજા આપે છે. પરંતુ તેથી એકસરખું ધોરણ રહેતું નથી. તેથી સર્વ પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોના મંત્રીઓને આથી જણાવવામાં આવે છે કે ખાસ જરૂરના કારણે આખા વર્ષમાં ગ્રંથપાલને ત્રીસ દિવસની અને સિપાઇ-કમાઠીને દિન ૧૫ની રજા આપવી. અને અનુક્રમે દરેકની ત્રણ અને દોઢ માસની રજા એકઠી થવા દેવી. દોઢ માસ કરતાં વધુ ચઢેલી રજા રદ ગણવી.

રજાના દરેક રિપોર્ટમાં ચઢેલી રજા કેટલી શિલક છે તે જણાવવી. અને પુસ્તકાલયના દફતરે તેનો દાખલો રાખવા જે તે પુસ્તકાલયના મંત્રીએ તજવીજ કરવી.

( સૂ. નં. ૩૫ તા. ૧૯-૧-૧૭ )

**ગ્રામ પુસ્તકાલયોની વ્યવસ્થા શિક્ષકોથી સ્વતંત્ર રાખવાનું ધોરણ**

રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોનું કામ શાળાના શિક્ષકોએ કરવા મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબના વ. હુ. નં. ૨૪/૨૫-૧૧-૧૦ નો થયો છે. તે અમલ હજુ પણ ચાલુ છે. પરંતુ જે પુસ્તકાલયની સ્થિતિ સારી હોય એજ ગામના લોકો સ્વતંત્ર રીતે કામ કરી શકે તેમ છે તે ગામના વ્યવસ્થાપક મંડળને પુસ્તકાલયની વ્યવસ્થા સ્વતંત્ર રીતે સોંપવામાં આવે છે. × × × ×

**વહીવટ લોકોને સોંપવાની શરતો**

કેટલાંક ગ્રામ પુસ્તકાલયો તરફથી શાળામાસ્તરની દરમિયાનગીરી કાઢી નાખવા ખાતા તરફ વખતોવખત માગણીઓ થાય છે, જેથી સ્વતંત્ર વ્યવસ્થા સોંપવાની પુસ્તકાલયની લાયકીનું ધોરણ ઠરાવવાની જરૂર છે. સબબ ઠરાવવામાં આવે છે કેઃ

( ૧ ) જે સાર્વજનિક પુસ્તકાલયનું મકાન સ્વતંત્ર હોય, અથવા તો

( ૨ ) (ક) ગામની કુલ વસ્તી ૨૦૦૦ કરતાં વધારે હોય

(ખ) ઓછામાં ઓછી પાંચ વર્ષની શરતે પુસ્તકાલયને અનુકૂળ પડે તેવું મકાન ભાડાથી કે ઇતર રીતે મળ્યું હોય.

(ગ) છેલ્લાં ત્રણ વર્ષથી પુસ્તકાલયના નિભાવ માટે લોકમદદની રકમ રૂા. ૨૫) કરતાં વધારે ખર્ચાતી હોય.

(ઘ) કાયમનિધિ ખાતે રૂા. ૧૦૦) કરતાં વધુ રકમ હોય.

તેવાં ગ્રામ પુસ્તકાલયો તેમજ સ્વતંત્ર વ્યવસ્થા કરી શકે તેવા કેળવાયલા માણસો તરફથી માગણી આવી હશે તોજ સ્વતંત્રપણે વ્યવસ્થા કરવાની પરવાનગી આપવામાં આવશે. તેથી ઉપરની યોગ્યતા પ્રાપ્ત કર્યા પછી આ પ્રકારની માગણી કરવી.

( સૂ. નં. ૩૭ તા. ૨૧-૬-૧૭ )

**ગ્રામ પંચાયતની મદદ**

સાર્વજનિક પુસ્તકાલયોને સરકાર પંચાયત મદદ ઉપરાંત ગ્રામ પંચાયત પણ પોતાના દશ ટકા મરજીઆત ખર્ચવાની રકમમાંથી સવડ પ્રમાણે પણ જે તે પુસ્તકાલયે ઊભી કરેલી લોકમદદથી વિશેષ નહિ એટલી રકમ ખર્ચ કરી શકે છે.

**મંજૂર થએલી ગ્રામ પંચાયતની મદદ મેળવવા કરવાની તજવીજ**

સરકાર તથા પંચાયત મદદની ફાળવણી ખાતા તરફથી નક્કી થતી હોવાથી તે રકમ મળવામાં પુસ્તકાલયોને મુસ્કેલી પડતી નથી. પરંતુ ગ્રામ-પંચાયતો તરફથી ગ્રામ પુસ્તકાલયોને મદદ આપવાનું મંજૂર કરવામાં આવે છે; છતાં તે રકમો વખતસર મળતી નથી તે બદલની ફરિયાદો અત્રે આવવાથી તેવી મદદ ગ્રામ પંચાયતો તરફથી નિયમિત મળે એવો બંદોબસ્ત થવા મે. રા. રા. સર-સુબા સાહેબ પંચાયત શાખા તરફ લખાઇ જતાં આવી રકમો જેમને તેમને વેળાસર મોકલવા તેઓ સાહેબનો હુકમ પં. નં. અં. ૩૦૨/૬ સને ૧૯૩૯-૪૦ તા. ૨૧-૯-૩૯ થી થયેલો તે પ્રમાણે અમલ કરવા ઠરાવવામાં આવે છે. ગ્રામ પંચાયતની મદદ જે તે ગ્રામ પંચાયતના અધ્યક્ષ પાસે જ રહે છે. માટે તેઓએ મંજૂર કરેલી રકમ જાનેવારી પહેલાં આપે તેવી વ્યવસ્થા તેમને મળી નક્કી કરી લેવી. પરંતુ જે ગામોએ અંદાજમાં રા. વહીવટદાર સા. તરફથી ગ્રાહ્ય રહેલા અંદાજમાં મંજૂર થયા પ્રમાણેની રકમ વેળાસર ન મળે તો તેવી હકીકત ખાતા મારફત રા. વહીવટદાર સાહેબને જણાવવામાં આવશે તો તે રકમ વેળાસર મળવા યોગ્ય તજવીજ થશે.

(સુ. નં. ૧૮ તા. ૨૫-૬-૩૯ તથા સુ. નં. ૧૭ તા. ૪-૩-૪૧)

**સહકારી મંડળી તરફથી મળતી રકમ**

સહકારી મંડળીઓ પોતાના નફાની અમુક ટકા રકમ ગામની સાર્વજનિક પ્રવૃત્તિઓ પાછળ ખર્ચ કરી શકે છે અને તે અન્વયે કોઇ ગ્રામપુસ્તકાલયને આવી સહકારી સંસ્થા તરફથી મદદ મળી હશે તો તે લોકમદદ તરીકે ગણી શકાશે.

**કાયમનિધિ અને બીજી હાથપરની રકમો બાબત**

સાર્વજનિક પુસ્તકાલયોનાં વાર્ષિક નિવેદનો તેમજ અંદાજપત્રકો તપાસતાં કાયમનિધિ ખાતે જે રકમો બતાવાય છે તે ક્યાં છે તે બતાવવા માત્ર બેંક, સહકારી મંડળી કે પેઢીમાં રૂપિયા અમુક છે એમ લખવામાં આવે છે, તેમ જ શેરના મેમ્બર કે કેશ સરટીફીકેટ અમુક રૂપિયાનાં એમ જણાવવામાં આવે છે. તેથી ચોક્કસ માહિતી તપાસણી કે માહિતી મેળવનારને મળી શકતી નથી. સબબ ઠરાવવામાં આવે છે કે સાર્વજનિક પુસ્તકાલયો તરફથી જે અંદાજપત્રો કે નિવેદનો ખાતા તરફ મોકલવામાં આવે તેમાં તેમ જ સંસ્થાનાં વાર્ષિક છપાવવામાં આવે તેમાં બેંક કે પેઢીમાં નાણાં મૂકયા બદલની જેનો તેનો ખાતા કે પાસ બુક નંબર તથા શેર વેચનાર કે કેશ સરટિફિકેટના નંબરો સહિત નોંધ કરવી. જમીન કે ઘર હોય તો તેની કિંમત આકાર અને માપ જણાવવું જોઇએ,

( વ. ફ. નં. ૨/૨૫-૯-૪૧ )

**કાયમનિધિ વધારવા બાબત**

જે સાર્વજનિક પુસ્તકાલયોએ સરકારમદદ લીધી હોય, અગર જે લેતાં હોય, અને જે તે વર્ષે લોકમદદ ઊભી કરી ન હોય, તેમને પુસ્તકાલય ખાતાની પરવાનગી સિવાય તે નાણાં ઉપાડવાનાં નથી. સદર નાણાં ઉપાડવાથી પુસ્તકાલયની આર્થિક સ્થિતિ નબળી પડી જાય છે જેથી તે ઉત્તરોત્તર વધે તેવી તજવીજ થવી ઇષ્ટ છે. નાણાં પુસ્તકાલયની પ્રગતિ સાધવા માટે જ ઉપાડી શકાશે અને તેવી ખાત્રી વ્યવસ્થાપકોએ કરી આપેથી પુસ્તકાલય ખાતા તરફથી કાયમનિધિ ખાતેથી રકમ ઉપાડવાની પરવાનગી મળશે.

જે કોઇ પુસ્તકાલયના મંત્રી કે વ્યવસ્થાપકો પોતે નાણાં પુસ્તકાલય ખાતાની પરવાનગી સિવાય ઉપાડશે તો તેની તમામ જવાબદારી તેમને શીર રહેશે.

( સૂ. નં. ૭/૧૨-૧૧-૪૧ )

**અ વર્ગની સહકારી મંડળીઓની યાદી**

અ વર્ગથી ઉતરતા દરજ્જાની સહકારી મંડળમાં પુસ્તકાલયોએ નાણાં રોકવાં નહિ એ સમજાવવામાં આવ્યું છે તેમની નોંધ માટે મે. રા. રા. સહકારી અધિકારી સાહેબ તરફથી એક યાદી મંગાવી પુસ્તકાલયોના સંચાલકોની જાણ માટે તે આ નીચે આપવામાં આવે છે.

**વડોદરા પ્રાંત (૧૯)**

(૧) ધર્મજ (૨) ટીંબલોદ (૩) ભેખડા (૪) સતીસણા (૫) કુરાલી (૬) મોટા હબીપુરા (૭) શુવાવી (૮) પલાસવાડા (૯) રસુલાબાદ (૧૦) શિરવા (૧૧) ટીંબા (૧૨) ભૂવેલ (૧૩) પુરા નં. ૧ (૧૪) ફતેહપુરા (૧૫) શેરપુરા (૧૬) ઓઝ (૧૭) નિઝામપુરા (૧૮) (૧૮) ભાયલી (૧૯) ઇટોલા.

**મહેસાણા પ્રાંત (૧૨)**

(૧) લાંઘણજ (૨) પાંચોટ વણકર નં. ૧ (૩) ગેરાદ (૪) ધીણોજ (૫) વિસનગર ગોવિંદ ચકલા (૬) બ્રાહ્મણવાડા (૭) રણુજ (૮) બાલીસણા (૯) ડાંગરવા (૧૦) વડુ (૧૧) કરજીસણ (૧૨) ચાર સોડીઆ.

**નવસારી પ્રાંત (૨૦)**

(૧) પરુજણ (૨) અનાવલ (૩) મહુવરિયા (૪) માછી સાદડા (૫) પલસાણા (૬) અગુમરા (૭) ઉમેલ (૮) શેખપુર (૯) વરીઆવ (૧૦) વલણ (૧૧) બોરખડી (૧૨) ડોસવાડા (૧૩) ખુશાલપુરા (૧૪) ઉમરવાનદુર (૧૫) નિયોળ (૧૬) વેળાછા નં. ૧ (૧૭) પીપોદરા (૧૮) માંગરોલ (૧૯) આમાવાડી (૨૦) હયુરણ નં. ૨

**અમરેલી પ્રાંત (૧૭)**

(૧) દુધાળા (૨) ડાભાસા (૩) મલગામ (૪) દેવળી (૫) કાઝ (૬) ધાટવડ નં. ૨ (૭) છાપર, (૮) કેરીઆ નાગસ (૯) ચકકરગઢ નં. ૨ (૧૦) વાંકીઆ નં. ૨ (૧૧) વાવડી (૧૨) અમૃતપુરા (૧૩) હવાતડ (૧૪) શિયાનગર (૧૫) હનુમાનપુર (૧૬) ખાંભા (૧૭) ભાડ,

આ અ વર્ગની યાદી વખતોવખત બદલાય છે તો તે બાબતની ખાત્રી નાણાં જમા મૂકનાર સંસ્થાઓ દર વર્ષે કરી લેવી.

(સ્રુ. નં. ૧૦ તા. ૫-૧૨-૪૧)

**મકાનો માટે મદદ કેવી રીતે મેળવવી.**

રાજ્યનાં પુસ્તકાલયો લોકમદદ, સરકારમદદ, તથા પંચાયતમદદથી આ ખાતાની દેખરેખ નીચે ચાલતાં હોવા છતાં પુસ્તકાલયના નામની સાથે અગારી પરવાનગી સિવાય સરકારી નોકરોનાં નામ જોડવાના બનાવ બનવા પામે છે જેથી સર્વ પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે:—

જે પુસ્તકાલય કોઇપણ વ્યક્તિની માલિકીનું હોઇ તેમને જ ખર્ચે નભતું હોય તેને અમુક વ્યક્તિનું નામ આપવું ઇષ્ટ ગણાય. પરંતુ સાર્વજનિક પુસ્તકાલય કે જે લોકમદદ, સરકારમદદ તથા પંચાયતમદદથી સર્વ લોકોના ઉપયોગ માટે મફત ખુલ્લુ રાખવામાં આવે છે તેની સાથે કોઈપણ ઇસમનું નામ જોડવું યોગ્ય નથી. યુરોપ, અમેરિકામાં તો ફક્ત એકજ વ્યક્તિની મદદ ઉપર નિભાવ કરનાર મફત સાર્વજનિક પુસ્તકાલયના નામ સાથે પણ મદદ આપનાર સદ્ગૃહસ્થ પોતાનું નામ જોડવા દેવા માગતા નથી. પરંતુ અત્રે મકાન માટે લોકમદદની રકમ ઊભી કરવાનો બીજો કોઇપણ માર્ગ ન હોય ત્યારે નિરૂપાયે જે ઇસમ તેજ શરતે સારી રકમ આપે તેમનું નામ પુસ્તકાલયના નામની સાથે જોડવા દેવાના જૂજ દાખલા બન્યા છે. પરંતુ તે પસંદ કરવા યોગ્ય તો નથી જ. સબબ

( ૧ ) કોઇપણ વ્યક્તિનું નામ જોડવાની શરતે લોકમદદની રકમ સ્વીકારવાનું વચન બનતા સુધી કોઇને આપવું નહિ. જો તે સિવાય લોકમદદ ઊભી કરવાનો બીજો કોઇપણ માર્ગ ન હોય તો ચાલતા આવેલા ધોરણ પ્રમાણે ખાતાની ખાસ પરવાનગી મેળવવી.

( ૨ ) કોઇપણ સરકારી અધિકારીનું નામ પુસ્તકાલયના નામ સાથે જોડવાનું નથી જેથી તે માટે નાહક માગણી કરવી નહિ.

પરંતુ કોઇપણ સદ્ગૃહસ્થ યા સદ્ગૃહસ્થો કે સરકારી અધિકારીઓ પુસ્તકાલય ખાતે સારી રકમ આપે તો તેથી યા બીજા પ્રકારની સંગીન મદદ કરે તેથી પુસ્તકાલયની સમિતિને તેની યાદગીરા જાળવવી ઇષ્ટ લાગે તો પુસ્તકાલયના મકાનમાં અહીંની પરવાનગીથી પથ્થરની તકતી કોતરાવી ચોડવા આથી હરકત આવે છે એમ સમજવાનું નથી. પણ જો નામ જોડવામાં આવે તો સરકાર તથા પંચાયત મદદ મળી શકે નહિ તે ખાસ લક્ષમાં રાખવું.

( સ્રુ. નં. ૨૬ તા. ૨૧-૪-૧૬ )

**મકાનમાં તકતી ચોડતા પહેલાં કરવાની તજવીજ**

પુસ્તકાલયોને નાણાંની મદદ આપનાર સદ્ગૃહસ્થોનાં નામની આરસની તકતીઓ ચોડવા સંબંધી ખાતા તરફથી એક સરખુ ધોરણ ઠરેલું નહિ હોવાથી કોઇ કોઈ પુસ્તકાલયમાં પાછળથી ઝઘડા ઊભા થવાના બનાવ બન્યા છે માટે ઠરાવવામાં આવે છે કે હવે પછી નવીન તકતી ચોડતા અગાઉ નીચે પ્રમાણે તજવીજ કરવી.

( ૧ ) રૂા. ૨૫૦ કરતાં ઓછી રકમની મદદ આપનારની તકતી ચોડવી નહિ.

( ૨ ) વ્યવસ્થાપક મંડળની ભલામણ ઉપરથી જેમના નામની તકતી ચોડવાની હોય તેમનું નામ તથા રકમ જાહેર કરી સાધારણ સભામાં હાજર રહેલા ૩/૪ સભ્યોની મંજૂરી મેળવવી જોઈએ.

( ૩ ) આરસની તકતી સુંદર સુવાચ્ય અક્ષરે લખાવવી.

( ૪ ) મકાનમાં દાખલ થવાના મુખ્ય દરવાજાની ઉપર નહિ ચોડતાં દરવાજાની જમણી કે ડાબી બાજુએ બાંધી શકાય તેવી જગોએ ચોડવી.

( ૫ ) રૂપિયા રોકડા વસુલ આવ્યા સિવાય તકતી ચોડવી નહિ.

( ૬ ) તકતીનું ખર્ચ ખાતાએ મંજૂર કરેલા અંદાજ સિવાયની રકમમાંથી કરવું.

( ૭ ) તકતીમાં રા. રા.........................તરફથી રૂા. . ... .....પુસ્તકાલયને બક્ષીસ મળ્યા છે. એ સિવાય વિશેષ લખવું નહિ.

(સૂ. નં. ૨૦ તા ૨૮-૨-૨૪)

**માસિક હેવાલ નોટીસ બોર્ડપર મૂકવા બાબત**

તમામ મકાનવાળાં સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રીઓએ પુસ્તકાલયનો ઉપયોગ અને પ્રગતિ કેટલા પ્રમાણમાં થાય છે તેનો ખ્યાલ સહેલાઈથી આપી શકે તે માટે માસિક નિવેદન તૈયાર કરી પુસ્તકાલયના બોર્ડ પર મૂકવું.

(સ. નં. ૭૧ તા. ૨૩-૬-૨૧ ઉપરથી)

**પુસ્તકાલયનું દફતર સંસ્થામાં જ રાખવું**

સાર્વજનિક પુસ્તકાલયનાં દફતરો તથા કાગળો જે રાખવાના છે તે તમામ પુસ્તકાલયના મકાનમાં જ રાખવા અને તે માટે સંસ્થાના મંત્રીએ ઘટિત તજવીજ કરવી. જ્યાં સ્વતંત્ર મકાન ન હોય અને શાળામાં જ પુસ્તકાલય હોય ત્યાં પણ શાળામાં જ દફતર રાખવું. મંત્રી ખાનગી વ્યક્તિ હોય કે શિક્ષક હોય તે જોવાનું નથી; પરંતુ દફતર જ્યાં પુસ્તકાલય હોય ત્યાં જ રાખવું જોઈએ. તમામ પુસ્તકાલયોના વ્યવસ્થાપકોએ આનો અમલ તાત્કાલિક કરવા તજવીજ કરવી. (વ નં. ૧ તા. ૨૨-૯-૪૧)

**સાર્વજનિક પુસ્તકાલય સરકાર હસ્તક લેવા બાબત**

કોઈ પણ સરકાર મદદ મેળવેલું મફત સાર્વજનિક પુસ્તકાલય પોતાની ફરજો બરાબર બજાવી નહિ શકે અને તેને મળેલી સત્તાનો દુરુપયોગ થાય છે એમ સાબિત થશે તો પુસ્તકાલય ખાતું તેને સરકાર હસ્તક લેવા ઘટિત તજવીજ કરી શકશે.

**પુસ્તકાલય એક સ્થળેથી બીજા સ્થળે બદલવા બાબત**

કોઈ પણ સાર્વજનિક પુસ્તકાલય સતત ત્રણ વર્ષ સુધી પોતાનું અંદાજ બનાવશે નહિ તો તે પુસ્તકાલય તેના સ્ટોક સાથે બીજે સ્થળે બદલવાની સત્તા પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક મંડળને છે.

**ખાતા સિવાયના અન્ય અમલદારો અને સદ્‌ગૃહસ્થોની મુલાકાત બાબત**

રાજ્યના અમલદારો તથા અન્ય પ્રતિષ્ઠિત ગૃહસ્થો પુસ્તકાલયની ભેટ લે અને જે કંઈ સૂચના વગેરે કરે તે સંબંધી માહિતી રાજ્યનાં સઘળાં પુસ્તકાલયો તરફથી નિયમિત ખાતા તરફ આવતી નથી, માટે ઠરાવવામાં આવે છે રા. વહીવટદારથી ઉપલા દરજ્જાના અમલદારો તથા પ્રતિષ્ઠિત ગૃહસ્થો પુસ્તકાલયની ભેટ લઈ તે બદલ ભેટ ચોપડીમાં શેરો વા સૂચના કરે તો તેની એક નકલ જેને પુસ્તકાલયના મંત્રીએ સાત દિવસની અંદર ખાતા તરફ મોકલવાનો વહીવટ રાખવો. ( સ. નં. ૧૨ તા. ૨૬-૧-૨૫ )

**ફરતાં પુસ્તકાલયોનો ઉપયોગ થવા બાબત**

ફરતા પુસ્તકાલયની પેટીઓનો દિનપ્રતિદિન વિશેષ ઉપયોગ થાય એ ઇચ્છવાજોગ છે. શાળાવાળાં પરંતુ પુસ્તકાલય વિનાનાં ગામોએ ખાસ આ પેટીઓ મંગાવી તેનો બહોળો પ્રચાર કરી સામાન્ય લોકોમાં વાચનનો શોખ વધારવા તેમજ ભણેલું ભૂલી ન જાય એ હેતુથી બાલોપયોગી તથા સામાન્ય લોકો વાંચે તેવાં પુસ્તકો મંગાવવા શિક્ષકો તૈયાર થાય એ બહુ ઇચ્છવાજોગ છે. પુસ્તકાલયની દેખરેખ અને તપાસણી કરનાર અમલદાર સાહેબો અને સદ્‌ગૃહસ્થો શાળા અગર વાચનાલયની મુલાકાત પ્રસંગે ફરતા પુસ્તકાલયોની માગણી કરવા શિક્ષકોને પ્રેરણા આપે એવી આશા છે. વળી નાનાં પુસ્તકાલયોવાળા ભાઈઓ પોતાના જૂથમાંથી સારાં પુસ્તકો મંગાવી વંચાવવા ઘટિત પ્રયાસો કરે એ ઇચ્છવાજોગ છે. (સ. નં. ૨૨ તા. ૨-૪-૪૧)

**ફરતાં પુસ્તકાલયો પરત મોકલવા બાબત**

ફરતાં પુસ્તકાલયો પરત રવાના કરતી વખતે તે રજાના દિવસો દરમ્યાન રવાના ન કરવા અમારી પુસ્તકાલયોના સંચાલકોને વિનંતિ છે. કારણ તેથી એવા પ્રસંગો બનવા સંભવ છે કે પેટી સ્ટેશન પર પડી રહે અને ડેમરેજ ભરવું પડે. ફરતાં પુસ્તકાલયો મોકલતા અગાઉ તે મોકલવા બાબતની ખબર આપવી. ખાસ કરીને વાઢ દિવસ સપ્તાહ, શ્રાવણ માસની એક સાથે આવતી રજાઓ. તથા દિવાળીના તહેવારો દરમ્યાન ફરતાં પુસ્તકાલયો પરત ન કરવા તમામ ફરતાં પુસ્તકાલયોના મંત્રીઓને વિનંતિ છે.

---

# પરિશિષ્ટ ૧૫

## પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલયશિક્ષણ

**પુસ્તકાલયશિક્ષણ**

પુસ્તકાલયપ્રવૃત્તિને શરૂ થયે આજે લગભગ ૩૦ વર્ષ થયાં. છતાં આપણાં સાર્વજનિક પુસ્તકાલયોના ગ્રંથપાલો તાલીમ પામેલા હોવા જોઈએ એ સ્વીકારવામાં આવ્યું છે. પુસ્તકાલયખાતાના મદદનીશ વ્યવસ્થાપકે ઓપ વર્ગોમાં આ વિષયની સામાન્ય તાલીમ ઘણાખરા શિક્ષકોને આપી છે. વળી દર વર્ષે ગ્રામ પુસ્તકાલયોના ગ્રંથપાલને તાલીમ

